SHRIMAN MUKTIKAMAL JAIN MOHANMALA NO. 31.

# SHRI LAGHU XETRASAMAS
## OR
# JAIN GEOGRAPHY

*By*

***HIS HOLINESS***

JAINACHARYA SHRIMAD RATNASHEKHERSURISHVARAJI

***WITH***

***LENGTHY TRANSLATION IN GUJRATI AND***
***50 COLOURED PICTURES Etc.***

*Edited by*

UPADHYAYJI SHRI PRATAPVIJAYJI &
HIS PUPIL
PRAVARTAK SHRI DHARMAVIJAYJI
Former being the First Desiple of
JAINACHARYA SHRIMAD VIJAYA MOHANSURISHVARAJI

*Published By*

SHAH LALCHAND NANDLAL VAKIL
Secretary
Shriman Mukti Kamal Jain Mohanmala
BARODA.

Vir Samvat 2460. A. D. 1934. Vikram Samvat 1990.

પ્રાતઃસ્મરણીય આરાધ્યપાદ આચાર્ય શ્રીમદ્ **વિજય મોહન સૂરીશ્વરજી** મહારાજના સદુપદેશથી જે જે ઉદાર મહાશયોએ આર્થિક સહાય આપી જ્ઞાન-ક્ષેત્રને ઉત્તેજન આપવા પૂર્વક સ્વલક્ષ્મીનો સદ્વ્યય કરીને આ ગ્રન્થના પ્રકાશનને સુલભ કર્યું છે, તે માટે ઉપદેશક આચાર્યશ્રીનો તેમ જ આર્થિક સહાયકોનો અમો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ, અને અન્યમહાશયોને તે માર્ગનું અનુકરણ કરવા નમ્ર નિવેદન કરીએ છીએ.

## ઉદાર આર્થિક સહાયકોની નામાવલીઃ—

**રૂા. ૫૦૦ શાહ ગાંડાભાઇ ડાહ્યાભાઇ, પાલીતાણા,** જાતમહેનતથી ઉપાર્જન કરેલ થોડી મુડીમાં પણ ધાર્મિક ક્ષેત્રોમાં સુંદર સખાવત કરનાર, શેઠ. આ૦ × ક૦ ની પેઢીના ઘણા જુના પ્રામાણિક-વફાદાર મુનીમ અને આ ગ્રન્થના પ્રથમ આર્થિક સહાયક.

**રૂા. ૫૦૦ શેઠ સુંદરજી હરચંદ, પ્રભાસપાટણ,** 'જાતમહેનત'ને જીવનસૂત્ર બનાવનાર, લક્ષાધિપતિ છતાં સાદાઇમાં જ શ્રીમંતાઇ માનનાર, નિરભિમાની, ધર્મપરાયણ, જિનમંદિર, જ્ઞાનમંદિર, ઉપધાન, ઉજમણું વિગેરે ધર્મકાર્યોમાં હજારોના સદ્વ્યય કરનાર પ્રભાસપાટણના એક માયાળુ આગેવાન.

**રૂા. ૨૫૦ શેઠ ખુશાલ વીરજી,** હસ્તે તત્પુત્ર **દેવકરણભાઇ, વેરાવળ**
**રૂા. ૨૫૦ શેઠ ગીરધર વીરજી,** તથા તત્પુત્ર **વલ્લભદાસભાઇ ,,**
} જીર્ણોદ્ધાર વિગેરે સાત ક્ષેત્રમાં ઉદારતા પૂર્વક લક્ષ્મીનો સદ્વ્યય કરનાર ધર્મપ્રેમી અને વેરાવળ દશાશ્રીમાળી જ્ઞાતિના આગેવાન.

**રૂા. ૨૫૦ શેઠ જુઠાભાઇ કલ્યાણજી,** ત૦ તેમનાં અ૦ સૌ૦ ધર્મપત્ની **નંદકોરબેન વેરાવળ,** મુંબઇ જેવા શહેરમાં નિરાશ્રિત સ્વબંધુને આશ્રય આપનાર ધર્મપ્રેમી અને ઔદાર્યનો નમુનો.

**રૂા. ૨૦૦ શાહ મોહનલાલ દેવજી, પોરબંદર,** ગર્ભશ્રીમંત ધર્મરૂચિ દાનગુણસંપન્ન જૈનયુવક.

**રૂા. ૨૦૦** પ્રભુભક્તિપરાયણ **પ્રભાસપાટણ**નિવાસી **શાહ લીલાધર ગુલાબચંદ**ના ધર્મપત્ની અ૦ સૌ. **મીઠીબાઈ રવજી વેરાવલવાળા** તરફથી.

**રૂા. ૨૦૦ શાહ વનમાળી કાનજી**ની વિધવા **સંતોકબાઈ** તરફથી તેમની પુત્રી કર્મગ્રન્થ વિગેરે પ્રકરણ ગ્રન્થોના અભ્યાસી બ્હેન **હરકોરે** પોતાની બ્હેન **લીલાવતી**ના સ્મરણાર્થે. **શિહોર.**

**રૂા. ૨૦૦ શાહ માણેકચંદ હરખચંદ રૂપીદાસ. વેરાવલ.** ધર્મગુણાનુરાગી લોકોપયોગી સંસ્થાપ્રેમી ઉદાર સદ્‌ગૃહસ્થ.

**રૂા. ૧૫૦ શેઠ સોમચંદ મુળચંદ, વેરાવલ.** ક્રિયારૂચિ ઉપધાન વિગેરે મંગળમય ક્રિયા કરાવનાર એક સદ્‌ગૃહસ્થ.

**રૂા. ૧૫૦ રાજમા, પોરબંદર.** શેઠ કલ્યાણજી મોનજીના માતુશ્રી સાધુ-સાધ્વીની અનન્ય સેવાભક્તિ કરનાર, ૯૦ વર્ષની ઉમરે વર્ધમાનતપની ૫૦ મી ઓળી કરનાર, મહાતપસ્વી ધર્મપરાયણ એક સ્વ૦ ધર્મમાતા.

**રૂા. ૧૫૦ વોરા જમનાદાસ હીરાચંદ. વેરાવલ.** ધર્મજિજ્ઞાસુ ગુણાનુરાગી સદ્‌ગૃહસ્થ.

**રૂા. ૧૨૫ બ્હેન ગલાલબાઇ હીરાચંદ. વેરાવલ.** સાધુસાધ્વીની ભક્તિ આદિ દરેક ધર્મકાર્યોમાં લક્ષ્મીને છુટે હાથે વાપરનાર. શ્રી **ગિરનાર**તીર્થના 'છ' રી પાળતો સંઘ કાઢનાર શેઠ ખુશાલભાઇ કરમચંદની પૌત્રી.

**રૂા. ૧૦૦ શાહ મોતીચંદ જેચંદ**ના વતી તેના ટ્રસ્ટી હા. **શેઠ રામચંદ ઉકરડાવાળા, વેરાવલ.** ધર્મજિજ્ઞાસુ ઉદાર સદ્‌ગૃહસ્થ.

**રૂા. ૫૧ મહુંમ શાહ મોતીલાલ રામચંદ લાધા. વેરાવલ. હ૦ તેમની વિ૦ બાઇ પાનકોર પ્રેમજી. ચિ૦ હરકિશનનાં માતુશ્રી.**

**રૂા. ૩૫** મોરારજી અમરચંદ, જમનાદાસ દામજી કાપડીઆ હ૦ ચુનીલાલ, ભાગ્યચંદ કરસનજી. પોરબંદર.

લેખક—

**લાલચન્દ.**

શ્રી મુ૦ ક. જૈન મોહનમાળા કાર્યાધિકારી.

# સૂરીશ્વરજીનો સંક્ષિપ્ત જીવનપટ.

જીવનજંગલનો વનરાજ તો તેજ કહેવાય ! કે, જે સુરમ્ય ઘટાઓમાં પરિભ્રમણ કરી જંગલની જડીબુટ્ટી શોધે, શોધી સેવન કરી શારીરિક સૌંદર્ય સંપાદન કરે. જડીબુટ્ટી મળી અને સાચવી, સેવન કરી, તો પછી ભાવારોગ્ય-સૌભાગ્યના સૌષ્ઠવ માટે પ્રશ્નજ ક્યાંથી ઉદ્ભવે ?

જગતજ્યોતિર્ધરોના જીવન ઘડતર પણ મહર્ષિઓની જીવનરેખા સમી જડી-બુટ્ટીઓથી જ ઘડાયેલ છે. જિજ્ઞાસુ જો એ જડીબુટ્ટી શોધે, અચાનક ભાગ્યપૂર્ણિમા થકી મળતાં, રગે રગે તેનું સેવન કરે તો જરૂર તે પણ એક જ્યોતિર્ધરજ થાય.

**જે સૂરી**શ્વરજીનાં જીવન રસાયણે અનેક આત્માઓને **પ્રભુવીર** વિનીત બનાવ્યા, જેનાં વિજયી જીવનપલટ પ્રસંગોએ, વિલાસીઓને વૈરાગ્યવેત્તા બનાવ્યા જેની ધર્મરંગી મધુર વાક્ મુરલીએ ॐ **अर्हवीर** ॐ **अर्हवीर** નાજ શ્વાસોશ્વાસથી, ભક્તભાવિકોને જીવન પર્યંત મંત્ર મુગ્ધ કર્યા, જેની જૈનાગમ ઓતપ્રોત અમી-દૃષ્ટિએ નૃપમંડળ, રાજમંડળ, શ્રીમંત, બુદ્ધિવંત, અનેક ધર્માનુરાગી આબાલ-વૃદ્ધ વૃંદને પરમ મહાવીરદેવ પ્રણીત ધર્મસિદ્ધાંતામાં હિમગિરિવત્ સ્થિર કર્યા, તે **સૂરી**શ્વરજીની જીવન જડીબુટ્ટી પ્રતિ કોને **મોહ ન** હોય ? કોણ તે સંગ્રહ કરવા માટે ઉલ્લસિત ન હોય ? તે જીવન જડીબુટ્ટી તે **આચાર્યશ્રી વિજય-મોહનસૂરીશ્વરજીનાં** જીવનાભમંડળે અલૌકિક જીવનપ્રસંગ તારકોથી ગુંથાએલ જીવનચંદ્રક જડીબુટ્ટી.

**જૈ**ન તીર્થાધિરાજ પાદલિપ્તપુર ( પાલીતાણા ) ની શીતલછાયામા સંવત ૧૯૩૫ ના વૈશાખ શુકલ ત્રયોદશીના શુભ સમયે જન્મધારી, બુદ્ધિસિંહજી જૈન પાઠશાળાનાં કમળકુંજ બાળઅભ્યાસક **મોતીચંદ**ભાઇ સંવત્ ૧૯૮૦ ના માઘ દશમીના સુવર્ણપ્રભાતે, વીરધર્મશાસ્ત્રોમાં, બુદ્ધિ-સિંહનું જ બીરૂદ ધારણ કરી,

પરમોત્કૃષ્ટ જૈનાચાર્યપદે વિરાજી, વિજયમોહનસૂરિજીએ પોતાનાં જન્મદાતા, પિતાશ્રી **મૂળચંદ**ભાઈને તેમજ માતુઃશ્રી **જડાવ**બાઈને પુણ્યવંત માતપિતા તરીકે યશઃ ઉજ્જ્વલિત કર્યાં. **મુક્તિપુરી** સિદ્ધક્ષેત્રના **શ્રીગોડીપાર્શ્વનાથજી** મંદિરના જ પરમાણુ પોષિત વીરબાલ **મોતીચંદભાઇએ** પોતાના જીવનના લગભગ બાવીશમા વર્ષના પ્રવેશસમયે, અખંડપ્રતાપી શ્રીમન્ ( ગુરૂશ્રી મૂળચંદજી ) **મુક્તિવિજયજી ગણીના** પટ્ટધર શાંતમૂર્તિ બાલબ્રહ્મચારી શ્રીમદ્ **વિજયકમળસૂરીશ્વરજી** જેવા ધર્મધુરંધર નાવિકને પોતાની જીવનદોરી સોંપી, ઉમંગભેર પોતાનું જીવનનાવ જૈનધર્મ સાગરે ઝુકાવી સંવત્ ૧૯૫૭ ના માઘકૃષ્ણ દશમીના શુભલગ્ને કેવળ મોક્ષ પ્રાપ્તિ અર્થે દીક્ષા અંગીકાર કરી.

**યુ**વાવસ્થામાં આલેખાયેલા જૈન પાઠશાળાના અભ્યાસક તેમજ ધર્મજ્ઞાનાભ્યાસી બાલવૃદ્ધના અધ્યાપક, સાધુ સાધ્વી સમુદાયના ધાર્મિક તેમ સંસ્કૃતના પ્રધાનશિક્ષક, હવે આત્મશિક્ષકનો આદર્શ સિદ્ધ કરવા પરાકાષ્ઠાની કસોટીએ ચઢયા. મોતીચંદભાઇ પુનિત વિજય વર્ગમાં મુનિશ્રી **મોહનવિજયજી** તરીકે સંબોધાયા.

**વી**રધર્મની ગળથુથી સૂરીશ્વરજીનાં રગેરગોના રક્તમાં બાલ્યાવસ્થાથી જ એટલે અંશે તો વ્યાપક થઇ ગઇ હતી કે, સાંસારિક ગૃહાવસ્થાનો પ્રેમવેગ પણ અંતે નેત્રપલકારામાંજ કેવળ શુષ્ક રણવત નિવડ્યો. સંયમરણક્ષેત્રે ઝુકેલા મુનિરાજે અહર્નિશ જ્ઞાનાભ્યાસમાં મશગુલ બની એક એક વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, સિદ્ધાંત, કર્મગ્રન્થ, દ્રવ્યાનુયોગાદિ વિષયોમાં નિષ્ણાત થઇ જૈનાગમવિશારદ તરીકેની જૈન આલમમાં અજોડ ખ્યાતિ મેળવી.

**પં**ચાવન વર્ષની પ્રૌઢાવસ્થામાં પણ સૂરીશ્વરજીની જ્ઞાનાભ્યાસમાં તરવરતી યુવાવસ્થાસમયની ધગશ, ગીતાર્થ ગુરૂવર્યની દિવ્ય અમાપ શક્તિનું દર્શન દર્શનાભિલાષીઓને આશ્ચર્ય ચકિત !!! બનાવે છે.

**જિનાજ્ઞાગર્ભિત શાસ્ત્રજ્ઞાન ભંડારની સાથે સૂરીશ્વરજીની લોહચુંબક સમી અદ્વિતીય પ્રખર દેશના શક્તિથી, તત્કાળ શ્રોતાવર્ગમાં પ્રેરાતી વિજળીક શક્તિનો ચમત્કાર, સ્વાનુભવ દ્વારાજ થાય છે.**

**જ્ઞા**તા શક્તિ તો પુણ્યવંતો પ્રાપ્ત કરી શકે, પરન્તુ જ્ઞાતા અને અમોઘ જ્ઞાનદાતા શક્તિનો ગંગા યમુના સંયોગ તો કોઇક શ્રી મોહનસૂરીશ્વરજી જેવા મહર્ષિના પરમપુણ્યવંત ભાગ્ય લલાટેજ યોજાયેલો હોય.

**સૂ**રીશ્વરજીની ધર્મરંગી નોબતને **રાજર્ષિ** બિરૂદથી અલંકૃત કરવા કાજે મુખ્યમંત્રી **માનસિંહજી** સહિત, ધ્રાંગધ્રા નરેશ **શ્રી ઘનશ્યામસિંહજી** જૈનગુરૂ મંદિરે ( ઉપાશ્રયે ) પધાર્યા, એ સૂરીશ્વરજીની વિશ્વવિખ્યાત તત્ત્વજ્ઞાનની સુધા સરિતામાં સ્નાનકરી ગોહીલવાડમાં ગોહીલ રાજમંડળ પતિતપાવન થયું. સૂરીશ્વરજીની વૈરાગ્યમય દુદુંભિનાદના પૂજન ડભોઇ તાલુકાના **ઠાકોરશ્રી મોટા-બાવા** તથા **મોતીસિહજી** સહિત ૫૦૦ ક્ષત્રિઓએ કર્યા. કે જેઓએ યાવત્ જીવનપર્યંત શિકાર, માંસ, દારૂ વ્યસનાદિ ત્યાગના વ્રત સૂરીશ્વરજીની સાક્ષીએ ઉચ્ચરી, વ્રતપાલનની ભીષ્મપ્રતિજ્ઞા લીધી. સૂરીશ્વરજીની વાક્‌વીણાનાં સૂરે સુરત જીલ્લાના આ૦ **કલેકટર** મી૦ **માસ્ટરના હૃદયમાં,** તેમજ **ઉનાના** દરબારમંડળના અંતરમાં, જૈનદર્શનના તાત્વિક સિદ્ધાંતોનો તનમનાટ મચાવી મુગ્ધ કર્યા.

**ચ**ર્ચાસ્પદ વિષયોમાં–દેવદ્રવ્ય, દીક્ષા, લાલન–શિવજી પ્રકરણાદિ, વિવાદગ્રસ્ત વિષયોમાં અનેક આગમિક શાસ્ત્રાધારો ખડા કરી જૈન સમાજમાં સૂરીશ્વરજીએ તેમની લાક્ષણિક ચાકચિક્યવૃત્તિથી, સામા વિરોધીપક્ષનાં હૃદયો હરી લીધાં હતાં.

**જૈ**નાગમોના અખંડ અભ્યાસીઓની નાનકડી નામાવલીમાં એ પ્રથમ પંક્તિમાં સન્માનાએલા સૂરીશ્વરજીની દૈવિક દેશનાશક્તિ સમીપ અદ્યાપિ ભારતવર્ષી જૈનો-નાં શિર ઉમંગભેર ઝુકે છે. ધર્મરસિક પુણ્યાત્માઓને તો સૂરીશ્વરજીનાં પ્રતિબિંબના પડછાયાનો વિયોગ પણ અસહ્ય થઈ પડે છે. એ તો અનુભવ સિદ્ધ ઉક્તિ છે.

**જી**વનની વૃદ્ધિંગત અવસ્થામાં પણ સૂરીશ્વરજીનો શાસ્ત્ર જ્ઞાનાભ્યાસનો વિદ્યુત્ વેગ પંડિતોને પણ પ્રેરણારૂપ છે.

**જૈ**નાગમના નિષ્ણાત (એવા) આરિસાભુવનમાં વિરાજતા સૂરીશ્વરજીની જિનાજ્ઞારાધક ચારિત્ર પરાયણતાના ચમત્કારથી અંજાઇ, **સ્વર્ગ**સ્થ ગુરૂ દેવ બાલબ્રહ્મચારી આચાર્યશ્રી **વિજયકમલ સૂરીશ્વજી**એ, પૂ. મુનિરાજ મોહનવિજયજીને, સંવત્ ૧૯૭૩ના માઘ શુ–દિ ૬ના દિને **પંન્યાસપદ**થી વિભૂષિત કર્યા; જોતજોતામાં પંન્યાસજીની શાસનરક્ષક સ્તંભ તરીકેની યોગ્યતા નિહાળી; માત્ર સાત વર્ષના અંતરેજ, તપોગચ્છાધિપતિ અખંડબાલબ્રહ્મચારી શાસન સમ્રાટ્ શ્રી**વિજયનેમિ સૂરીશ્વરજી** મહારાજશ્રીએ સંવત ૧૯૮૦ના માઘ વ–દિ દશમીના માંગલિક સમયે પંન્યાસજી શ્રી**મોહનવિજયજીગણીને** સર્વોત્કૃષ્ટ **આચાર્યપદ**થી અલંકૃત કર્યા.

**સૂ**ર્યચન્દ્રસમા બાલબ્રહ્મચારી શાસન જ્યોતિર્ધર આચાર્ય મહર્ષિઓની દિવ્યાશિષથી ઝગમગતાં સૂરીશ્વરજીના વૈરાગ્યમંદિરની ઉત્કૃષ્ટ ચારિત્રપ્રભાથી રંગાયેલ વિનીત શિષ્ય સમુદાયના દર્શનથી ભાવિક જનોનાં અંતર તત્પળે હર્ષોન્માદમાં પ્રવેશે છે.

**ગુ**રૂઋણ મુક્તિ અર્થે શિષ્ય સમુદાયની ગુરૂભક્તિ, દૈનિકક્રિયાનુષ્ઠાનશુદ્ધિ વિનયાદિક ગુણ નિમગ્નતા કાયરોને પણ શૂરવીર ધર્મસુભટો બનાવે છે. ધર્મસુભટોના સંઘમાં પણ શિખરરૂપ આબેહૂબ સુભટનું દિગ્દર્શન કરવું હોય ! તો સૂરીશ્વરજીના લઘુ વિનીતશિષ્ય પ્રવર્તક **શ્રીધર્મવિજયજી**નાં બારીકાઇથી દર્શન કરો, પછી અંતરને પૂછો કે કયો અંતર ચમકારો અનુભવ્યો ? જરૂરથી સૌ કોઇ કહેશે કે એ વિનયી શિષ્યના દેહ કેવળ રત્નત્રયીના અણુએથી ઘડાયેલો છે. એજ શિષ્ય રત્નમાં સ્વયં ચક્ષુદ્વારાજ જોઇ શકાશે કે એમાં તો અવનવા ગુણ રંગોની ટશરોજ ભાસે છે, અને તેજ શિષ્ય રત્નના ચક્રમંડલ શિરછત્રરૂપ ગુરૂદેવ પાઠક પ્રવર ઉપાધ્યાયજી **શ્રીપ્રતાપવિજયજી** અને તેઓશ્રીના ગુરૂવર્ય તે આપણા પૂજ્ય **શ્રીવિજયમોહનસૂરીશ્વરજી** મહારાજ !

**વિ**ક્રમસંવત ૧૯૭૭નું સૂરીશ્વરજીનું મુંબઇ નગરી મધ્યેનું ચાતુર્માસ સમયનું વસંત વર્ણન તો કોઇ મહાકવિ જ કરી શકે ! ચતુરંગી સેનાની નગરીમાં સૂરીશ્વરજીની કલ્પવૃક્ષ છાયામાં સાતક્ષેત્ર પોષણાદિ અનેક ધાર્મિક લાભો યોજાયા. ચૌદપૂર્વ પીસ્તાલીસઆગમ અક્ષયનિધિ મહામંગલકારી શ્રી ઉપધાન તપની ગગનભેદી ( કર્મભેદી ) ધર્મક્રિયાઓ આરંભાઇ, મુંબાઇની ભાયખલાની જમીન સંરક્ષણાર્થે **રૂપીયા ચાલીશ લાખનો** શિરપાવ ચતુરંગી સંઘને અર્પણ થયો. એકાએક વચનો ઉભર્યા. એજ ચતુરંગી મહારાજને સંગઠીત સ્વામિવાત્સલ્ય ( નવકારશી ) ના તે ઘડી પર્યંત સેવેલા સ્વપ્નાનો સાક્ષાત્કાર થયો.

**એ**ક સમયના મોહમસ્ત મુંબાઇ નગરીના જૈન સમુદાય વૈરાગ્યમય વીર સિદ્ધાંતવાદી મહાવ્રત ધારી શ્રાવક શ્રાવિકાના જન્મસિદ્ધહક્કોની યોગ્યતા વાળો થયો.

**જયાં** જ્યાં સૂરીશ્વરજીના પાદાંકુરો સ્ફૂર્યાં ત્યાં ઉપરોક્ત કલ્પવૃક્ષના ફળો ફલિત સંચિત થયાં.

**એ** ફળોનું રસપૂર્ણાસ્વાદન, પાલીતાણા, તળાજા, મહુવા, ધ્રાંગધ્રા, મ્હેસાણા, વિજાપુર, બોટાદ, ખંભાત, છાણી, વેરાવળ, માંગરોળ, પોરબંદર, અમદાવાદ,

पूज्यपाद शासनप्रभावक परमगीतार्थ व्याख्यानकोविद
जैनाचार्य १००८
श्रीमद् विजयमोहनसूरीश्वरजी महाराजना पट्टालंकार—

पूज्यपाद पाठकप्रवर उपाध्यायजी महाराज १००८ श्रीमान्
प्रतापविजयजी महाराज.

श्री महोदय प्रेस-भावनगर.

વડોદરા, સુરત, બારડોલી, બૂહારી, માંડવી, નવસારી, ઇત્યાદિ ધર્મક્ષેત્ર સંઘોએ કર્યું તેઓને તો હવે ચક્રવાક સમ સૂરીશ્વર સમાગમની તૃષાનું અહર્નિશ રટન થયાં કરે છે.

**એ** મહાત્માના સમાગમના સ્વાતિનક્ષત્રની અણમોલી પળનો લાભ રાજનગર નાગજી ભૂધરની પોળ–શ્રી સંઘના પ્રયાસથી ( અમદાવાદ ) ના નગર જનોએ સંવત ૧૯૭૯ના ચાતુર્માસમાં લીધો. ચાતુર્માસ અર્થેનો સૂરીશ્વરજીનો નગર પ્રવેશ જેટલો ભવ્ય ગૌરવભર્યો હતો; તેનાથીએ અધિક સ્વર્ગીય દ્રશ્યની રચના તો ચાતુર્માસ પૂર્ણાહૂતિ પછી ગુરૂવર્યના આચાર્ય પદારોપણ મહોત્સવ પ્રસંગે રાજ-નગરોના નાગરિકોએ–શ્રી સંઘે કરી, સૂરીશ્વરજી પ્રત્યે મમતાભરી હાર્દિક ગુરૂભક્તિનું આબેહૂબ તે ચિત્રપટ હતું.

**શ્રી** આચાર્યપદાર્પણ નિમિત્તના મહોત્સવ પ્રસંગે અષ્ટાપદજી, સમવસરણ; મેરૂપર્વત તાલધ્વજ ગિરિ, પાવાપુરી તીર્થોની સુંદર રચના, શાન્તિસ્નાત્ર સમયનો ઉત્સાહ, જૈનપૂરીની જાહોજલાલીને જ્વલંત કરતો અપૂર્વ વરઘોડો, ઇન્દ્રમંડપ સમો ભગુભાઇના વંડામાંનો મહામંડપ, દર્શનાર્થે પ્રચંડ માનવમેદનીની ઉમંગભેર ભરતી, પદવીદાન પ્રસંગે અમદાવાદ તેમજ દેશદેશાદિકથી હજારોની સંખ્યામાં પધારેલું અગ્રગણ્ય નેતાઓનું મહામંડળ, પૂર્ણ ભાવનાયુક્ત આંગીરચના, પૂજા, પ્રભાવના, આદિક રંગોથી રંગાયેલું સવરંગી દ્રશ્ય રાજનગરના આંગણે સો બસો વર્ષના સમયમાં સૌ કોઇએ પ્રથમજ નિહાળ્યું.

**નિ**ષ્ણાતોની નિપુણતાના પૂજન જિજ્ઞાસુઓ માટે ચિરંકાળ પર્યંત હોય, પણ સ્વયં નિષ્ણાતની આત્મવત્‌થી પણ અધિક પૂજનની તમન્ના તો પોતાને વરાયેલ વિદ્યા પરત્વેજ હોય.

**જિ**નાજ્ઞા પરાયણ શાસ્ત્રવિશારદ સૂરીશ્વરજીની અનુપમ જ્ઞાનભક્તિની ઉર્મિઓને માર્તંડ ઓપ આજેયે મેઘધનુષ્યવત ત્રિરંગી. **વટપુર** ( વડોદરા ) **પાદલિપ્તપુર** ( પાલીતાણા ) અને **ધ્રાંગધ્રાનાં જૈનસાહિત્યજ્ઞાનમંદિરો અર્પી રહ્યાં છે.**

**વિ**શ્વવિખ્યાત વિદ્યાવિશારદ વડોદરા નરેશ શ્રીમંત સરકાર **સયાજીરાવ ગાયકવાડ** સૂરીશ્વરજીના ઉપદેશથી સ્થાપિત વડોદરાના સરસ્વતીમંદિરે

પધાર્યા. સરસ્વતી વાસિત રાજધાનીમાં **સૂરીશ્વરજી** હસ્તક, મહામૂલ્ય-જૈનધર્મ ગ્રંથમંડિત શાસ્ત્ર શારદાના ઉત્કૃષ્ટ પૂજન નિહાળી મહારાજા ગાયકવાડ હર્ષગર્ભિત થઈ, સૂરીશ્વરજીને આત્મવંદન કીધાં.

**ધ્રાંગધ્રા નરેશે** સૂરીશ્વરજીના શુભોપદેશથી જ્ઞાનમંદિરની સ્થાપના સમયે ઉદ્ઘાટનક્રિયા કરવા પૂર્વક મંદિરોપયોગી કેટલીક ભેટ કરી. અને વડોદરાના જ્ઞાનમંદિરે તો અનેક જૈન-આચાર્યમહારાજાઓ અનેક વખત પધારી સંખ્યાબંધ ભવ્યાત્માઓને પ્રભુવીરવચનામૃતોનું પાન કરાવ્યું.

**પ્ર**ભુ મહાવીર દેવ પ્રણીત જૈનજ્ઞાનરૂપ વિદ્યાવાડીને સૂરીશ્વરજી સ્વયંપ્રેરિત શ્રીમન્ મુક્તિ કમળ જૈન મોહનમાળાના નવજીવનપુષ્પોથી વિકસાવવા, શિષ્યસમુદાય સહિત સ્વયં આત્મશક્તિઝરણાં પૂરવેગે સ્ફૂરાવી રહ્યાં છે.

**સૂ**રીશ્વરજીની જિનાજ્ઞા ગર્ભિત લોહચુંબક શક્તિએ લગભગ સવાસો જેટલા ભવ્યાત્માઓને મુક્તિમાર્ગમાં મુગ્ધ કરી, પંચપરમેષ્ઠિ મંત્રના પંચમપદે આરૂઢ કર્યા છે.

વીર **ધર્મ ભરત** ભૂમિના લલાટે **પ્રતાપી સૂરીશ્વરજીનું યશોચંદ્રક** અખંડ સૌભાગ્યવંતુ રહે કે જેના જન્મદાતા **મૂળચંદ**ભાઈ હોય, અને **મુક્તિ**દાતા પૂ. શ્રીમન્ **મૂળચંદજી** ગણીજીમહારાજ જેવા મહર્ષિ **કમળ**કુંજ હોય.

મારા પૂજ્ય પિતાજી સહકુટુંબ અને મને ધર્મરસાયણથી આત્મધર્મપોષક એ પૂજ્ય પ્રવર સૂરીશ્વરજી મહારાજ ને મારી સદા વંદનાવલિ.

| વડોદરા. હાલ<br>અમદાવાદ.<br>કવીશ્વરની પોળ. | લેખક:—<br>શ્રમણોપાસક<br>**નગીન.** |
|---|---|

પૂ. પા. જૈનાચાર્ય ૧૦૦૮ શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી

મહારાજશ્રીના પ્રશિષ્ય—

જન્મ સ્થળ—દર્ભાવતી ( ડભોઈ )

દીક્ષા સ્થળ—શ્રી કદંબગિરિ તીર્થ.

બાલ મુનિપ્રવર શ્રીમદ્ યશોવિજયજી મહારાજ.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

# સમર્પણ

આરાધ્યપાદ—રત્નત્રયીસમ્પન્ન—તત્ત્વરૂચિ—વિનયાદિ
ગુણાન્વિત બાલમુનિપ્રવર શ્રીમદ્ યશોવિજયજી
મહારાજશ્રીની પવિત્ર સેવામાં:—

**વિનીતવન્દના સહઃ—**

પરમોપકારી શ્રી સદ્ગુરૂવર્યના સુયોગે શ્રી પારમેશ્વરી પ્રવ્રજ્યાની નિર્મળ સદ્ભાવનાનો બાલ્યવયમાં જ પ્રાદુર્ભાવ થતાં સુદુષ્પ્રાપ્ય એ સદ્ભાવનાને સફળ કરવા આત્મિક પ્રબળ શક્તિ પ્રગટ કરવા પૂર્વક તીર્થાધિરાજ શ્રી કદંબગિરિવર ( શ્રી શત્રુંજયગિરિરાજ)ની સુરમ્ય છાયામાં પાવનકારી પ્રવ્રજ્યા લઘુવયમાં જ સ્વીકારી આપશ્રી આત્મકલ્યાણમાં ઉજમાળ બન્યા છો.

ગુર્વાજ્ઞાનું યથાર્થ આરાધન કરવા ઉપરાંત ચરણસિત્તરી કરણસિત્તરીની પરિપાલનામાં આત્માને ઉત્સાહી કર્યો છે. જીવવિચાર—નવતત્ત્વાદિપ્રકરણો—ભાષ્યત્રય—બૃહત્સંગ્રહણી—છકર્મગ્રંથ—લોકપ્રકાશ પ્રમુખ પ્રકરણગ્રન્થો દશવૈકાલિક—આચારાંગ પ્રમુખ આગમ ગ્રન્થો તેમ જ વ્યાકરણ કાવ્ય—કોષ પ્રમુખસાહિત્યગ્રન્થોના અધ્યયનમાં આપશ્રી એકતાન થયા છો તે ઉપરાંત દ્રવ્યાનુયોગાદિ વિષયક શાસ્ત્રીય ગ્રન્થોના પઠનપાઠનમાં આપશ્રીની સવિશેષ અભિરૂચિ હોવાથી તેમ જ આ લઘુક્ષેત્રસમાસ સવિસ્તરાર્થ—સચિત્ર—સયંત્ર ગ્રન્થનું પ્રકાશન આપશ્રીની ઉદાત્ત પ્રેરણાને આભારી હોઇ આપ **ધર્મગુરૂવર્યના** ચરણારવિન્દમાં આ ગ્રન્થને સમર્પણ કરી અંશે અંશે કૃતાર્થતા અનુભવું છું.

પ્રકાશક.

શ્રી મહોદય પ્રિ. પ્રેસ—ભાવનગર.

सर्वलब्धिसम्पन्नाय श्रीमते गौतमगणधराय नमोनमः ॥

# प्रकाशकनुं निवेदन.

શ્રીમન્ મુક્તિકમળ જૈન મોહનમાળાના ૩૧ મા પુષ્પ રૂપે શ્રી લઘુક્ષેત્ર-સમાસ-સવિસ્તરાર્થ [ સચિત્ર-સયંત્ર નામનો ક્ષેત્રવિષયક ગણિતાનુયોગ સંબંધી આ મહાન્ ગ્રન્થ વિદ્યાવિલાસી જનસમૂહ સમક્ષ રજુ કરતાં પરમ પ્રમોદ ઉત્પન્ન થાય છે. શાસનવત્સલ ગીતાર્થપ્રવર આગમપ્રજ્ઞ પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય ૧૦૦૮ શ્રીમદ્ **વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજશ્રીનો પ્રેરણાત્મક સદુપદેશ એ આ માળાની ઉત્પત્તિનું નિમિત્ત છે. તેઓશ્રીનો આગમો-પ્રકરણો ઔપદેશિક ગ્રન્થો વિગેરે જૈનસાહિત્ય સંબંધી સતત અભ્યાસ-પરિશીલન તેમ જ તે જૈનસાહિત્યના સાર્વજનીન પ્રકાશનમાટે વિશેષ અભિરૂચિ હોઇ તેઓશ્રીના પરિશ્રમથી જ દ્રવ્યાનુયોગ-ચરણકરણાનુયોગ-ગણિતાનુયોગ તેમજ ધર્મકથાનુયોગ વિષયક સાહિત્યના પ્રકાશનમાટે આ માળા ગૌરવાન્વિત હતી; તેમાં આવા ક્ષેત્રવિષયક ગણિતાનુયોગ સંબંધી સચિત્ર સયંત્ર **લઘુક્ષેત્રસમાસ-સવિસ્તરાર્થ** ગ્રન્થના પ્રકાશનથી વિશેષ ગૌરવવતી બની છે, એમ નિઃસંશય કહેવું પડે છે.

આજ સુધીમાં શ્રી ઉપદેશપદ મહાગ્રન્થ-સટીક ( શ્લોક ૧૪૫૦૦ ), શ્રી વિપાકસૂત્રસટીક સચ્છાયા, પ્રતિમાશતક-સટીક, કર્મગ્રન્થસટીક પ્રથમ વિભાગ, અભિધાનચિન્તામણિરત્નપ્રભા ટીકા સહિત ( હૈમી-કોષ ), શ્રી મહાવીરચરિત્ર ( પૃ૦ ૮૦૦ ), ષટ્ત્રિંશિકાચતુષ્ક-પ્રકરણ-ભાષાંતર વિગેરે ( ત્રીશેક ) વિવિધ સુવાસિત પુષ્પોવડે આ ગ્રન્થમાળાએ તત્ત્વજ્ઞાન સ્વરૂપ સૌરભનો જૈન-જૈનેતરસમાજમાં શક્ય પ્રચાર કરી જનસમૂહનું આકર્ષણ કર્યું છે. તેમાં પણ ક્ષેત્રસંબંધી યથાર્થ ભાવપ્રદર્શક રંગબેરંગી મનોહર ચિત્રો રૂપી પાંખડીઓથી રચાએલ તેમ જ ગણિતાનુયોગ રૂપ સૌરભાન્વિત આ **લઘુક્ષેત્રસમાસ-સવિસ્તરાર્થ** નામક સુવાસિત પુષ્પનું માળામાં અનુસન્ધાન થવાથી તત્ત્વજિજ્ઞાસુ મધુકરોના વૃન્દો ક્ષેત્ર-વિષયક સૌરભનો સુગંધ લેવા માળા તરફ વિશેષ આકર્ષાશે ! અને પરિણામે સાહિત્યરસિક સમાજમાં તત્ત્વજ્ઞાનનો વિશેષ સુવાસ ફેલાશે ! એવું અમારૂં ચોક્કસ મન્તવ્ય છે.

પ્રથમ જણાવાયું, તે મુજબ આ માળા પ્રકાશન-ઉપદેષ્ટા આચાર્યશ્રી છે. એટલું જ નહિ પરંતુ અલ્પ પાંખડીવાળા એપાંચ પુષ્પોથી ગુંથાએલી આ માળા સેંકડો પાંખડીઓવાળા-જ્ઞાનસૌરભથી ભરેલા **મનમોહન** ગ્રંથપુષ્પોનું અનુસન્ધાન કરવા પૂર્વક પોતાના કદનો વિસ્તાર કરવા સાથે પ્રાજ્ઞ પુરૂષોનું ધ્યાન ખેંચવામાં પુન્યપનોતી બની છે, તે પણ માળાના ઉત્પાદક પૂજ્યપ્રવર આચાર્યશ્રીને જ આભારી છે. સ્થલે સ્થલે વિચરતા એ પૂજ્ય આચાર્ય મહર્ષિએ જૈનતત્ત્વજ્ઞાનની અભિવૃદ્ધિ થવામાં આવા તાત્ત્વિક ગ્રન્થોનાં પ્રકાશનની ઉપયોગિતા જનસમાજ પાસે સચોટ તેમ જ હૃદયંગમ ભાષામાં રજુ કરી જ્ઞાનક્ષેત્રમાં સહાયક થવા જે અમોઘ ઉપદેશ આપ્યો છે. તે બદલ તેઓશ્રીના ચરણારવિન્દમાં અમારાં અનેકશઃ અભિવન્દન સાથે અભિનન્દન ઘટે છે.

**શ્રી લઘુક્ષેત્રસમાસ-સવિસ્તરાર્થ સચિત્ર સયંત્ર** સંજ્ઞક આ ગ્રન્થના તૈયાર કરાવવાપૂર્વક પ્રકાશનમાં અનેક મુશ્કેલીઓ સહન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો છે. ભાષાંતરનો બાલ તેમ જ તત્ત્વજ્ઞ પુરૂષો સુગમતાથી લાભ લઇ શકે તે ઉદ્દેશથી શકય પ્રયત્નોદ્વારા સરલતા સાથે સ્પષ્ટ વિવેચન થાય તે માટે લીધેલા ઉપાયો, ક્ષેત્રોની લંબાઇપહોળાઇ વિગેરે યુગપત્ જાણી શકાય તે અંગે તૈયાર કરાયેલા સુગમ યંત્રો અને તે તે ક્ષેત્ર સંબંધી વિષયના વાચન સાથે જ તેને ક્ષેત્રોનું લગભગ યથાર્થ ભાન થાય તે માટે દોરાયેલા સુંદર એકરંગી દ્વિરંગી યાવત્ પંચ-ષડ્રંગી સ્થાપનાચિત્રો ઇત્યાદિ સાહિત્ય તૈયાર કરવા કરાવવામાં તેમ જ તેના મુદ્રણમાં વિવિધ શ્રમના ભાગી થવું પડેલ છે. તેમાં પણ એકરંગીથી લઇને યાવત પંચ-છરંગી ચિત્રોના મુદ્રણમાં તો જે પરિશ્રમ અને ખર્ચનો બોજો સહન કરવો પડ્યો છે તે અવર્ણનીય છે. આ પ્રમાણે અનેક મુશ્કેલીઓ છતાં આ માળાની ઉત્પત્તિના પ્રેરક પૂજ્ય આચાર્યશ્રીના સફળ ધર્મલાભથી અમો એ સર્વ મુશ્કેલીઓને સાંગોપાંગ પાર પાડવામાં ફતેહમંદ થયા છીએ તે માટે ઘણો જ હર્ષ થાય છે.

આ લઘુક્ષેત્રસમાસનું છુટ્ટછવાયું ભાષાન્તર જાણવા મુજબ એક બે સ્થાનેથી પ્રગટ થયેલ છે. આ ગ્રન્થનું મુદ્રણ પ્રેસમાં શરૂ થયા બાદ ( આ ગ્રંથ છપાય છે એમ જાણવા છતાં ) પણ એ જ પ્રેસમાં અમુક સંસ્થા તરફથી ફક્ત વીશ ફોર્મ ( ૧૬૦ પાનાં ) જેટલા પ્રમાણમાં આ ગ્રન્થનું ભાષાન્તર પ્રસિદ્ધ કરાવ્યું છે. આમ છતાં લગભગ પોણોસો ફોર્મનો ( ૬૦૦ પાનાનો ) દલદાર અમારો ગ્રન્થ, અને એથી જ જણાઇ આવતું સરલ-સ્પષ્ટ તેમ જ સવિસ્તૃત વિવેચન, અનેક યંત્રો, અને પંચરંગી ચિત્રો પ્રમુખ અજોડ સામગ્રીથી આ અમારૂં પ્રકાશન સર્વ પ્રકાશન કરતાં કોઇ અનોખું જ તરી આવશે ! અને તત્ત્વવિનોદીઓને તત્ત્વવિનોદમાં અસાધારણ આલંબનભૂત થશે ! એમ હાર્દિક ઊર્મિઓ અભિપ્રાય આપે છે.

આ ગ્રન્થનું સંપૂર્ણ ભાષાન્તર દ્રવ્યાનુયોગ પ્રમુખ જૈન સાહિત્યના જાણકાર **પંડિત ચંદુલાલ નાનચંદ** સિનોર ( હાલ ડભોઇ ) નિવાસી પાસે કરાવવામાં આવ્યું છે.

જુદા પૃષ્ઠમાં જણાવ્યા પ્રમાણે આરાધ્યપાદ આચાર્યશ્રીના ઉપદેશથી આ ગ્રન્થના આર્થિક સહાયકો અનેક ઉદાર સદ્ગૃહસ્થો છે. અને તે સર્વ મહાશયોની ઉદારતા માટે અમો વારંવાર આભાર માનીએ છીએ, તો પણ આ સ્થળે અમારે ખાસ યાદી આપવી ઉચિત છે કે આ ગ્રન્થના પ્રકાશનમાં પ્રથમ આર્થિક સહાયક પાલીતાણા–સિદ્ધક્ષેત્રવાસી સ્વ. શાહ **ગાંડાભાઈ ડાહ્યાભાઇ** કે જેઓ શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં ઘણા જુના પ્રામાણિક ગુમાસ્તા હતા તેઓ છે. તેઓએ થોડી મુડીમાં ઉદાર સખાવતો કરી છે. લગભગ ઘણીખરી મિલકત ધર્મમાર્ગમાં જ વાપરેલ છે. અને આવા ઉપયોગી ગ્રન્થનું શીઘ્ર પ્રકાશન થાય તેવી ખાસ ઇચ્છાથી પોતાના સ્વ. ચિ. વીરચંદભાઇના સ્મરણાર્થે ૫૦૦) રૂપીયાની ઉદાર સહાય આપેલછે. તેઓશ્રીનો આ પુસ્તકનું પ્રકાશન જોવાની અભિલાષા પૂર્ણ થાય તે અગાઉ હમણાંજ તેઓ સ્વર્ગસ્થ થયા છે, તે બદલ ખેદની લાગણી પ્રદર્શિત કર્યા સિવાય નથી રહેવાતું.

આ ગ્રન્થના મુદ્રક **શ્રી મહોદય** પ્રેસના માલીક ભાવનગર નિવાસી **શાહ ગુલાબચંદ લલ્લુભાઇ** કે જેઓએ પોતાના પ્રેસના ઉદ્ઘાટનમાં આ ગણિતાનુયોગ સંબંધી મહાન્ ગ્રન્થના મુદ્રણથી મંગલ કર્યું છે, તેઓની કર્ત્તવ્ય પરાયણતા માટે અમારે વારંવાર તેઓનું સ્મરણ કરવાની જરૂર જોવાય છે. છાપવાની સફાઇ સમય પ્રમાણે કાર્ય તૈયાર કરવાની ખંત! અને પોતાનું જ કામ ગણીને સુંદર કાર્ય કરવાની હોંશ તેમનામાં તેમજ પ્રેસ કાર્યકરોમાં હોઇ તેઓ ગ્રાહકોનો સંતોષ સારા પ્રમાણમાં મેળવી શકે છે; એમ અનુભવથી જોવાયું છે. આ ગ્રન્થમાં આપેલા પંચરંગી ચિત્રોના મુદ્રણમાટે નિસ્વાર્થપણે જે તેઓએ જહેમત ઉઠાવેલ છે, તે પ્રશંસનીય છે.

એ સર્વ કરતાં શ્રીલઘુક્ષેત્રસમાસ સવિસ્તરાર્થ નામના આ ગ્રન્થનું સાદ્યન્ત સંશોધન કરનાર પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીજીના શિષ્યવર્ય પાઠક પ્રવર ઉપાધ્યાયજી **શ્રી પ્રતાપવિજયજી** ગણીજી તેમજ તેઓશ્રીના શિષ્ય પ્રવર્ત્તકજી શ્રીમાન્ **ધર્મવિજયજી**નો વારંવાર આભાર માનવાની રજા લેવા સાથે તેઓના પાદપંકજમાં અહર્નિશ વંદના કરીએ છીએ. શાસ્ત્રીય કેવા પ્રકારનો ઉચ્ચકક્ષાનો અભ્યાસ હોય! ત્યારે સંશોધન થાય એ સંશોધકો જ સમજી શકે છે. પૂજ્ય પ્રવર્ત્તક **શ્રી ધર્મવિજયજી** મહારાજે ‘ પૃથ્વી ગોળ ફરે છે, સૂર્યચન્દ્ર સ્થિર છે. વિગેરે આધુનિક પાશ્ચાત્ય વિદ્વાનોના મન્તવ્યો ઉપર પરામર્શ કરતો, અને શાસ્ત્રીય

દૃષ્ટિ સિદ્ધ કરતો વિદ્વત્તાપૂર્ણ સવિસ્તૃત ઉપોદ્ઘાતનું આલેખન કર્યું છે, તેથી આ ગ્રન્થના ગૌરવમાં વિશિષ્ટતા વધી છે.

આ ગ્રંથનું કાળજી પૂર્વક શોધન કરવામાં આવેલ છે, છતાં કોઇ સ્ખલના રહેલ હોય તે સુધારવા સાથે મને જણાવવાનું નિવેદન કરવા પૂર્વક આ લઘુ નિવેદન પૂર્ણ કરૂં છું.

વાચકવૃન્દ આ ગ્રન્થનું સાદ્યન્ત વાચન મનન અને નિદિધ્યાસન કરવા પૂર્વક તત્ત્વ ગ્રાહક બનવા સાથે જૈન સાહિત્યનો જગતમાં વિશેષ પ્રચાર કરવા તત્પર બને ! એજ અન્તિમ અભ્યર્થના.

શ્રીમન્ મુક્તિકમલજૈનમોહન જ્ઞાન મંદિર
રાવપુરા-મહાજન ગલી વડોદરા
શ્રી નેમિજન્મ કલ્યાણક. વિ૦ ૧૯૯૦

નિવેદક:—
**શ્રી મોહન પ્રતાપી નન્દ-**
**ચરણોપાસક**
**લાલચન્દ.**

## ॥ अनन्तलब्धिनिधानाय श्रीमते गौतमगणधराय नमोनमः ॥

नामं नामं नाकिनाथै-र्नतं श्रीज्ञातनन्दनम् ।
लघुक्षेत्रसमासस्यो-पोद्घातं वितनोम्यहम् ॥ १ ॥

જ્ઞાન-શ્રદ્ધા-ચારિત્ર ઈત્યાદિ અનુભવગમ્ય સહભાવી આત્મીય ગુણો પૈકી જ્ઞાન એ મુખ્ય આત્મીય ગુણ છે, સર્વ ગુણસમૂહમાં તેનું પ્રાધાન્ય છે. જગત્-વર્ત્તિસર્વજીવો ન્યૂનાધિકતયા જ્ઞાનગુણથી અવિરહિત છે. જ્ઞાન ગુણ છે, આત્મા ગુણી છે. એ ગુણગુણીનો સંબંધ અવ્યભિચારી છે. અર્થાત્ જ્યાં જ્ઞાન છે ત્યાં આત્માનું અસ્તિત્ત્વ છે જ, અને જ્યાં આત્મા છે ત્યાં જ્ઞાનસત્તા અવશ્ય પ્રતીત થાય છે. જ્ઞાનાંશરહિત દ્રવ્ય જડની કોટિમાં ગણાય છે. જ્ઞાન-ચિદ્-ચૈતન્ય-અવબોધ-એ સર્વ પર્યાયવાચક શબ્દો છે.

યાવત્ પર્યંત આત્મા જ્ઞાનગુણને આવારક જ્ઞાનાવરણીય કર્મયુક્ત હોઇ છદ્મસ્થ છે ત્યાંસુધી તે આત્મામાં સર્વાંશે જ્ઞાનના આવિર્ભાવનો અભાવ હોય છે. એ જ્ઞાન-ગુણાવારકકર્મનો નિર્મૂલ ક્ષય થવા પૂર્વક આત્મા આવારક કર્મથી જ્યારે નિર્લેપ થાય છે ત્યારે લોકાલોકવર્ત્તિ ત્રૈકાલિક ચરાચર ભાવોને હસ્તામલકવત્ નિરીક્ષણ કરવાની અવિનાશિની અતીન્દ્રિય અનંતશક્તિનો આત્મા ભોક્તા બને છે. જે વિશિષ્ટ વ્યક્તિમાં એ અનન્તશક્તિનો પ્રાદુર્ભાવ થાય છે. તે વ્યકિત સાક્ષાત્ ઈશ્વર-પરમાત્મા કિંવા ઈશ્વર-પરમાત્મા સ્વરૂપ ગણાય છે. જૈનદૃષ્ટિ તે વ્યક્તિને તીર્થંકર-અરિહંત અથવા કેવલી-સર્વજ્ઞ એવા પૂજ્ય શબ્દોથી સંબોધવા પૂર્વક અહર્નિશ અર્ચના કરવા ફરમાન કરે છે.

વિચારશક્તિસમ્પન્ન પ્રાયઃ પ્રત્યેકપ્રાણી એ પરમાત્મતત્ત્વનો ઉપાસક હોય છે. પરમાત્મદશાની પ્રાપ્તિ એ ઉપાસકની ઉપાસનાનું ધ્યેય છે.

**પરમાત્મતત્ત્વની ઉપાસના.** વર્ત્તમાન જગતમાં જૈન–બૌદ્ધ–શૈવ–વૈષ્ણવ–મુસ્લીમ–પારસી કિંવા ક્રિશ્ચીયન વિગેરે જે જે ધાર્મિક ફિરકાઓ નજરમાં આવે છે તે પ્રત્યેક ફિરકાઓમાં ધર્મારાધક તે તે વ્યક્તિનો આશય પરમાત્મદશાપ્રાપ્તપુરૂષની સાધના પ્રાપ્ત કરવાનો હોય છે. નીચે જણાવાતી તે તે ધર્મશાસ્ત્રોની પંક્તિઓ દ્વારા થતી પ્રભુ પ્રાર્થનામાં પણ એજ આશય સ્પષ્ટ તરી આવે છે.

## जैन;—

**" नमो अरिहंताणं । नमो सिद्धाणं । नमो आयरिआणं । नमो उवज्झायाणं । नमो लोए सव्वसाहूणं । एसो पंच नमुक्कारो । सव्व पावप्पणासणो । मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥ "**

**અર્થ**;—"અરિહંતને નમસ્કાર થાઓ. સિદ્ધને નમસ્કાર થાઓ. આચાર્યને નમસ્કાર થાઓ. ઉપાધ્યાયને નમસ્કાર થાઓ. લોકને વિષે વર્ત્તતા સર્વ સાધુઓને નમસ્કાર થાઓ. એ પંચ નમસ્કાર શ્રુતસ્કંધ, સર્વ પાપનો નાશ કરનાર છે. સર્વ મંગલમાં પ્રથમ મંગલ છે. "

## बौद्ध;—

**मूल**

**" नमो तस्स भगवतो अरहतो सम्मासम्बुद्धस्स । बुद्धं सरणं गच्छामि । धम्मं सरणं गच्छामि । संघं सरणं गच्छामि ॥ "**

**અર્થ**;—" પૂર્ણપ્રજ્ઞ અર્હન્ ભગવાન્ બુદ્ધને નમસ્કાર થાઓ. હું બુદ્ધનું શરણ સ્વીકારૂં છું, ધર્મનું શરણ સ્વીકારૂં છું, સંઘનું શરણ સ્વીકારૂં છું. "

## श्रीमद्भगवद्गीता;—

**" त्वमादिदेवः पुरुषः पुराण-**
**स्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**वेत्तासि वेद्यं च परं च धाम,**
**त्वया ततं विश्वमनन्तरूपम् ॥ १ ॥**

**वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः,**
**प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः,**
**पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ २ ॥ "**

**અર્થ**;—" (હે પરમાત્મન્ !) આદિદેવ તમે જ છો, પુરાણ પુરૂષ તમે છો, વિશ્વના ઉત્કૃષ્ટ નિધાનરૂપ પણ તમે જ છો, (અખિલ તત્ત્વના) જ્ઞાતા પણ તમે છો, જાણવા લાયક સર્વોત્કૃષ્ટ તેજ સ્વરૂપ તમે છો, તમોએજ અનન્ત સ્વરૂપ વિશ્વનો વિસ્તાર કરેલો છે. વાયુ–યમ–અગ્નિ–વરૂણ–ચંદ્ર–બ્રહ્મા–અને વિધાતા એ સર્વ તમે જ છો. હજારોવાર તમને મારો નમસ્કાર થાઓ. ફરીથી પણ મારો તમને નમસ્કાર થાઓ."

## पारसी:—

" यानीम मनो यानीम वचो यानीम षयओथनेम अषओनो जरथुस्त्र हे। फ्रा अमेषा स्पेन्ता गाथाओ गेयुरवाइन। नेमो वे गाथाओ अषओनीश।"

**અર્થ;**—" પુન્યાત્મા જરથુસ્ત્રના કર્મને ધન્ય છે, વચનને ધન્ય છે અને વિચારને ધન્ય છે. એ પવિત્ર આત્માએ ધર્મગ્રંથોનું પ્રકાશન કર્યું છે. હે દિવ્ય ધર્મગ્રન્થ ! તારી હું સ્તુતિ કરૂં છું."

## ईसाइ ( क्रीश्चिअन )

" Almighty God ! unto whom all hearts be open, all desires known, and from whom no secrets are hide; cleanse the thoughts of our hearts by the inspiration of the holy spirit, that we may perfectly love thee, and worthily magnify the Holy Name, Through christ our Lord." " Amen."

**અર્થ;**—" સર્વ શક્તિમાન્ પ્રભુ જે પ્રત્યેકના હ્રુદયને દેખે છે, દરેકની અભિલાષાઓ જાણે છે, અને કોઇપણ રહસ્ય જેમનાથી ગુપ્ત નથી તે પરમાત્મા પોતાના દિવ્ય આત્માની પ્રેરણાથી અમારા વિચારો નિર્મલ બનાવે જેથી અમે પ્રભુ પ્રત્યે સંપૂર્ણ પ્રેમ કરીએ અને પ્રભુના નામનો મહિમા પ્રભુ **યીશૂમસીહ** દ્વારા સર્વત્ર વિસ્તારીએ. ( આમીન. )"

## मुसलमानो:—

" बिस्मिल्लाहिर्रेहमानिर्रहीम।
अलहम्दोल्लिाहे रब्बिल आलमीन्। अर्रेहमानिर्रहीम। मालिके यौमिद्दीन्। इय्याकाना 'बदो व इय्याका नस्त' ईन्। इह्देनस् सिरातलमुस्तकीम। सीरातल्लजीना अन ' अम्त ' अलैहिम गैरिल मगदूबे' अलैहिम वलज्जालीन्। आमीन्।"

**અર્થ;**—" દયાલુ કરૂણામય અખિલવિશ્વના પ્રભુ ભગવંતને પ્રાર્થના કરૂં છું. તે દયાલુ કરૂણામય ધર્મ–દિવસના અધિપતિ છે. તે જ્ઞાનમય છે તે જ શક્તિમાન્ છે. જે સન્માર્ગમાં તમારી રમણુતા છે તે સન્માર્ગમાં માર્ગપ્રદર્શક તમે થાઓ. જેઓ તને નથી માનતા અને અધર્માચરણ કરે છે તેમનો તું નથી."

ઉપર જણાવ્યા મુજબ પ્રત્યેક સમાજને ધર્મ ધર્મના સંસ્થાપક અને ધર્મોપદેશક અર્થાત્ દેવ–ગુરૂ અને ધર્મ એ ત્રણ તત્ત્વો માનવાની તથા તેઓએ જણાવેલા ફરમાનો પ્રમાણે ચાલવાની ફરજ રહેલી છે એમ સહેજે જણાઇ આવે છે, છતાં

**અજ્ઞાનથી પૂર્વોક્ત** સિદ્ધાન્ત વિરૂદ્ધ મન્તવ્યો-કર્ત્તવ્યો પણ કોઇ કોઇ સ્થાને કોઈ **વ્યક્તિઓ** તરફથી પ્રગટ થતાં જોવાય છે. જ્યાં સુધી પરમાત્મદશા પ્રાપ્ત ન થાય **ત્યાં સુધી** સ્વતંત્રપણે 'મારી માન્યતાઓ સાચી છે, મારી કલ્પનાઓ યથાર્થ છે' ઇત્યાદિ વાક્યો કિંવા વિચારો કોઇ પણ વિચારશીલ વ્યક્તિના મુખમાં અથવા માનસમાં શોભાસ્પદ નથી. '**સર્વજ્ઞ થવું અને સર્વજ્ઞ થવા માટે મહર્ષિઓના સિદ્ધાન્તોનો આશ્રય લઇ તે અનુસારે વર્ત્તન કરવું.**' એજ પરમાત્મદશા પ્રાપ્ત કરવાના અભિલાષી મુમુક્ષુઓને યોગ્ય છે.

**પદાર્થવિજ્ઞાનનો ઉપાય.**

પૂર્વોક્ત ફરમાનનું વર્ત્તમાનમાં પ્રાયઃ કેટલાક માર્ગમાં વિસ્મરણ જોવાય છે. અને એથીજ એક જ સાધ્યવાળામાં પણ એક બીજાના ઉપદેશો તથા વાક્યોમાં વિસંવાદ સ્પષ્ટ જણાય છે. આ ચાલુ જમાનામાં તત્ત્વાતત્વના રહસ્યથી કેટલોક અજ્ઞાતવર્ગ કોઇ પણ પદાર્થ (વસ્તુતત્વ) ના નિરૂપણ પ્રસંગે આપ્તપુરૂષોના અબાધિત સિદ્ધાન્તોને દૂર રાખી કેવલ કલ્પનાના હવાઇ કિલ્લાઓ ખડા કરે છે. પરંતુ 'કૂપ મંડૂક' ન્યાયથી બુદ્ધિમાન વ્યક્તિને એ માર્ગ સ્વીકારવા લાયક નથી જ. **પ્રત્યક્ષ-પરોક્ષ કિંવા પ્રત્યક્ષ-અનુમાન-ઉપમાન-શબ્દ (આગમ)** એ પ્રમાણોથીજ પદાર્થ નિરૂપણ હોઇ શકે. કોઇ પદાર્થ પ્રત્યક્ષ પ્રમાણ સિદ્ધ હોય. કોઇ અનુમાન પ્રમાણ સિદ્ધ હોય. જ્યારે કોઈ પદાર્થની સિદ્ધિમાં શબ્દ (આગમ) પ્રમાણ પણ અવશ્ય કબુલ કરવું પડે. કારણ કે શબ્દ (આગમ) ના પ્રણેતા રાગદ્વેષ રહિત સર્વજ્ઞ હોઇ તેમના વચનમાં વિરોધાભાસ હોય જ નહિં. અસત્ય પ્રતિપાદન કરવાના કારણો રાગ દ્વેષ ને મોહ છે, એ કારણોનો નિર્મૂલ ક્ષય કરેલ હોઇ એ મહાન્ વિભૂતિઓના વચનોમાં અસત્યનો અંશપણ ન હોય એ નિશ્ચય છે.

**જૈન સિદ્ધાન્તોની યથાર્થતા.**

પ્રસ્તુત વિષયની વિશેષ સિદ્ધિને અર્થે અહિં જણાવવું અસ્થાને નહિંજ ગણાય! જે-વર્તમાનમાં વૈજ્ઞાનિક પદ્ધતિથી શોધાયેલ ટેલીફોન-વાયરલેસ ટેલીગ્રાફ-રેડીઓ-ફોનોગ્રાફ વિગેરે યંત્રોથી શબ્દોનું પૌદ્ગલિકપણું સિદ્ધ થાય છે. '**शब्दगुणकमाकाशम्**' 'શબ્દ એ આકાશનો ગુણ છે' એ પ્રમાણે જોરશોરથી ઉદ્‌ઘોષણા કરતું ન્યાય-કિંવા વૈશેષિક દર્શન પણ પૂર્વોક્ત યાંત્રિક પ્રયોગોમાં શબ્દોનું ઉત્પાદન તેમજ કાલાંતરે પણ વક્તા વિના શબ્દોનું ઉત્પાદન થતું જોઇ 'શબ્દ એ આકાશનો ગુણ છે' એ માન્યતામાં શિથિલ થયું છે. જ્યારે વસ્તુના સ્વરૂપને હસ્તામલકવત્ આત્મ પ્રત્યક્ષ કરનારા સર્વજ્ઞ ભગવંતોએ હાલની સાયન્ટીફિક (વૈજ્ઞાનિક) પદ્ધતિ પ્રમાણે કોઇ પણ પ્રકારના યાંત્રિક સાધનોથી પ્રયોગો (એકસપેરીમેન્ટ) કર્યા સિવાયજ લોકાલોક-પ્રકાશકજ્ઞાનના સામર્થ્યથી અનેક વખત ઉદ્‌ઘોષણા પૂર્વક જણાવેલ છે કે શબ્દ એ આકાશગુણ નથી પરંતુ પુદ્ગલસ્વરૂપ છે. 'મહાનુભાવ તીર્થંકર ભગવંતોના જન્મ વિગેરે કલ્યાણક પ્રસંગોમાં ઇન્દ્રમહારાજની આજ્ઞાથી હરિણગમેષીદેવે વગાડેલ

સુઘોષા ઘંટાનો શબ્દ અસંખ્યાત યોજન દૂર તેમજ અસંખ્ય યોજન વિમાનના વિમાનો ઉલ્લંઘી પ્રત્યેક વિમાનમાં રહેલ ઘંટામાં ઉતરી ત્યાં ત્યાં રહેલા દેવોને પ્રભુના કલ્યાણકાદિ પ્રસંગોની જાગૃતિ કરાવે છે.' ઇત્યાદિ વૃત્તાંતનું શ્રવણ કરનારાઓમાંથી કેટલીક વિચારશિથિલ વ્યક્તિઓને સુઘોષા ઘંટાનો શબ્દ તે તે દેવોની ઘંટામાં ઉતરવા સંબંધી આશ્ચર્ય ઉત્પન્ન થતું હતું તે આશ્ચર્યને વર્ત્તમાનમાં શોધાયેલ 'રેડીયો' વિગેરે યાંત્રિક પ્રયોગોએ અમેરિકા-યુરોપ-વિગેરે દૂર પ્રદેશોમાં થતા ભાષણો તેમજ ગાયનો અહિં રહેલ વ્યક્તિઓને સંભળાવીને સદંતર દેશવટો આપી શબ્દના પૌદ્ગલિકપણાને સ્પષ્ટપણે જણાવી દીધેલ છે.

એજ પ્રમાણે **'क्षित्यप्तेजोमरुद्व्योम-कालदिग्देहिनो मनः'** એ વૈશેષિકદર્શનના સિદ્ધાંતની રૂએ પાણી તેમજ વાયુ પૃથક્ પૃથક્ સ્વતંત્ર જાતિના પરમાણુથી બનેલ દ્રવ્યો હોવાનું પ્રતિપાદન થાય છે. પરંતુ બે ભાગ હાઇડ્રોઝન તેમજ એક ભાગ ઑકસીઝન ( $H\ ^{0}_{2}$+6=Water ) મળતાં તુરત પાણી થાય છે અને પાણી પણે પરિણમેલા અણુઓ પ્રયોગથી હાઇડ્રોઝન અને ઑકસીઝન રૂપે પરિણમે છે એમ વૈજ્ઞાનિક ( સાયન્ટીફીક ) પદ્ધતિથી એકીકરણ તથા પૃથક્કરણ થતું જોવામાં આવવાથી પૂર્વોક્ત નૈયાયિક સિદ્ધાન્ત અસત્ય ઠરે છે. જે દ્રવ્ય સ્વતો ભિન્ન છે તેનું દ્રવ્યાન્તર રૂપે ત્રણકાલમાં પરિવર્ત્તન થતું નથી. જ્યારે જે વસ્તુને વૈજ્ઞાનિક-પદ્ધતિથી અમુક પ્રકારે માનવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે તેજ વસ્તુને **મહાનુભાવ-સર્વજ્ઞભગવંતોએ** વસ્તુના યથાર્થ ભાવને પૃથક્ પૃથક્ સ્વરૂપે ન વર્ણવતાં બાહ્યથી દેખાતા તેમજ અનુભવાતા તે પાણી તેમજ વાયુના શરીરનો પુદ્ગલદ્રવ્ય ને તેમાં પણ ઔદારિક નામની જાતિમાં સમાવેશ હોવાનું પ્રતિપાદન કરેલ છે.

એજ પ્રમાણે અમુક વર્ષોથી પ્રગતિ પામેલ ફોટોગ્રાફિક પદ્ધતિ સંબંધી **શ્રી પ્રજ્ઞાપનાસૂત્રની** ટીકામાં સમર્થ વ્યાખ્યાતા વિદ્વત શિરોમણિ **શ્રી મલયગિરિ મહારાજાએ** પ્રત્યેક તથાવિધ બાદર મૂર્ત્તદ્રવ્યમાંથી 'ફુવારામાંથી વહેતા પાણીની માફક' કેવી રીતે છાયાના પુદ્ગલોનો પ્રવાહ નીકળે છે? અને તે છાયાના પુદ્ગલોનું ભાસ્વર તેમજ અભાસ્વર દ્રવ્યમાં કેવું પ્રતિબિમ્બ પડવા સાથે કેવા પ્રકારથી ગ્રહણ થાય છે? તે સંબંધી ઘણોજ રોચક ઉલ્લેખ કર્યો છે. એથી એ નિર્ણય થાય છે કે શ્રી જિનેશ્વરના સિદ્ધાન્તમાં જે પણ વસ્તુનું પ્રતિપાદન થયું છે તે એમને એમ તો નથી જ. ફક્ત તે તે શાસ્ત્રોની તેવી પ્રત્યેક પંક્તિ ઉપર ખુબ વિચાર થવાની આવશ્યક્તા છે.

આ પ્રસંગે મારે અવશ્ય જણાવવું પડશે કે સર્વજ્ઞ પ્રભુના સિદ્ધાન્તોમાં પ્રત્યેક વસ્તુસંબંધી સંપૂર્ણ પ્રતિપાદન છતાં વસ્તુની શોધ માટે નિર્ણયો થઇ શકતા નથી તેમાં તે સિદ્ધાંતોના વાચન-મનન અને સંપૂર્ણ નિદિધ્યાસનની પુરેપુરી ખામી એજ કારણ છે. અનંત જ્ઞાનીઓના અબાધિતસિદ્ધાન્તો અનાદિ સિદ્ધ

હોવા છતાં તે જાણવાની બેદરકારી તેમજ તેના જિજ્ઞાસુઓ માટે જોઇતા ઉત્તેજનનો અભાવ વિગેરે કારણોથી જ્ઞાનસિદ્ધપ્રયોગો પણ સમજાવી શકાતા નથી. તે માટે આપણા સમાજમાં લગભગ અસ્ત પામેલ જિજ્ઞાસુવૃત્તિને હવે પ્રગતિપ્રધાન કહેવાતા યુગમાં જાગૃત રાખવાની ખાસ જરૂર છે. અને એમ થશે તોજ આપણે આપણા મૌલિકસિદ્ધાંતોનું સંરક્ષણ કરવા સાથે આપણા હાથેજ વૈજ્ઞાનિક ઉન્નતિ કરી અન્ય જગતને આશ્ચર્ય પમાડવા યોગ્ય પદાર્થવિજ્ઞાન પુરૂં પાડવા ભાગ્યશાળી બનીશું. સર્વજ્ઞ શાસનમાં અન્ય પદાર્થોની માફક ક્ષેત્રોનું પણ પ્રતિપાદન અદ્વિતીયપણે હોવાથી તેના જ્ઞાનની પણ જરૂરીયાત ગણાય તે સ્વાભાવિક છે. તે સર્વજ્ઞ ભગવાનના ક્ષેત્ર વિષયક કથનને અનુસરી **શ્રી લઘુક્ષેત્ર સમાસ** નામનો આ ગ્રન્થ પૂજ્યવર્ય્ય **શ્રીરત્નશેખરસૂરીશ્વરજી** મહારાજે રચેલો છે, જેમાં જૈન દૃષ્ટિએ ક્ષેત્રનું સ્વરૂપ સર્વજ્ઞશૈલીથી પ્રદર્શિત કરેલું છે. આ ગ્રન્થમાં પણ પૂજ્ય-ગ્રન્થકારે ઉપાન્ત્યગાથામાં ટાંકેલા નીચે જણાવાતા શબ્દો ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે:—

**सेसाण दीवाण तहोदहीणं, विआरविरथारमणोरपारं ।**
**सया सुयाओ परिभावयंतु, सव्वंपि सव्वन्नुमइक्कचित्ता ॥ १ ॥**

[ **શેષદ્વીપસમુદ્રો સંબંધી** જે અનંત સ્વરૂપ વર્ણન છે તેને ( મતિકલ્પનાથી નહિં પરંતુ ) સર્વજ્ઞ મતમાં એક ચિત્તવાળા થઈને શ્રી સર્વજ્ઞભાષિતસિદ્ધાન્તને અનુસારેજ વિચારવું. ]

**શ્રદ્ધાગમ્ય પદાર્થો.**

પૂર્વોક્ત વચન ઉપરથી એવો સાર કાઢી શકાય છે કે;—ક્ષેત્રસંબંધી અથવા ગમે તે વિષયસંબંધી શાસ્ત્રોમાં વર્ણવેલું સ્વરૂપ દૃઢશ્રદ્ધાવંત હોય તેજ સત્ય માની શકે છે, અથવા તો સર્વજ્ઞ પોતે સાક્ષાત્ જાણી દેખી શકે છે. પરંતુ સર્વજ્ઞમતની શ્રદ્ધારહિતને માટે તો તે સ્વરૂપ સત્ય માનવું એ બહુ વિષમ છે, કારણ કે અમુક માઇલનાજ વિસ્તારવાળી આ દુનીયા-પૃથ્વી છે, એવા નિર્ણયવાળાઓને અને હિમાલયથી મોટા પર્વતો દેખ્યા ન હોય તેવાઓને તથા પાસીફિક આટલાંટિક આદિ મહાસાગરોથી મોટા સમુદ્રો દૃષ્ટિગોચર ન થયા હોય તેવાઓને હજારો યોજનના પર્વતો, કરોડો યોજનના તથા અસંખ્ય યોજનના દ્વીપ સમુદ્રો કહીએ તો તે શી રીતે માને ? એવાઓના મનમાં તો એમજ આવે કે એટલા મોટા પર્વતો દ્વીપો તથા સમુદ્રો હોઇ શકેજ નહિં. પણ એ બધી શંકાનો આધાર **પૃથ્વીભ્રમણની** માન્યતા ઉપરજ રહેલો છે અને તે માન્યતા ખોટી છે એ નિરા-ગ્રહી મનુષ્યો સમજી શકે તેમ છે, પણ તે શ્રદ્ધાનો વિષય છે. માટેજ કેટલાક **અતીન્દ્રિયવિષયો** શ્રદ્ધાગમ્ય હોય એમ માનવુંજ યોગ્ય છે.

**આધુનિક** સમયમાં ક્ષેત્રાદિવિષયસંબંધી એજ પરિસ્થિતિ ઉભી થયેલ છે.

એ કારણથીજ સર્વજ્ઞસિદ્ધાંતોમાં તેમજ પ્રાયઃ પ્રત્યક્ષપ્રમાણને જ સ્વીકાર કરનારા પાશ્ચાત્ય વિદ્વાનોની માન્યતાઓમાં વિસંવાદ જોવામાં આવે છે.

| શાસ્ત્રીય માન્યતાઓ. | આધુનિક માન્યતાઓ. |
|---|---|
| ૧ પૃથ્વીનો આકાર પુડલો અથવા થાળી સરખો ગોળ છે. | ૧ પૃથ્વીનો આકાર ઇંડા અથવા નારંગી સરખો ગોળ છે. |
| ૨ પૃથ્વી સ્થિર છે. ચન્દ્ર સૂર્યાદિ ફરે છે. | ૨ ચન્દ્ર સૂર્ય સ્થિર છે. પૃથ્વી પોતાની ધરી ઉપર તેમજ સૂર્યની આસપાસ ફરે છે અને ચન્દ્ર પૃથ્વીની આસપાસ ફરે છે. |
| ૩ પૃથ્વી મોટી છે. અસંખ્ય યોજન પ્રમાણ છે. અને સૂર્ય ચંદ્ર વિગેરે નાના છે. | ૩ સૂર્ય ઘણો મોટો છે. પૃથ્વી તેની અપેક્ષાએ ઘણી નાની અમુક પ્રમાણનીજ છે. |
| ૪ પૃથ્વી પૃથ્વીસ્વરૂપ છે. પરંતુ ગ્રહ નથી. | ૪ બુધ–શુક્ર વિગેરે અન્ય ગ્રહોની માફક પૃથ્વી એ ( ઉપ ) ગ્રહ છે. |
| ૫ અસંખ્યદ્વીપસમુદ્રપ્રમાણ પૃથ્વી છે. | ૫ એશીયા, યુરોપ, આફ્રિકા, અમેરિકા, ઓસ્ટ્રેલિયા વિગેરે પાંચ ખંડ પ્રમાણ પૃથ્વી છે. |

એ સિવાય બીજી પણ પરસ્પર વિરોધી ઘણી માન્યતાઓ છે. એ સર્વ માન્યતાઓ સંબંધી શાસ્ત્રીય તેમજ આધુનિકદૃષ્ટિથી સમન્વય કિંવા ખંડન મંડન કરવા બેસીએ તો ઘણોજ વિસ્તાર થઈ જાય. ઉપોદ્ઘાત લખવાં જતાં એક ગ્રંથ જેટલું લખાણ થવાનો સંભવ રહે. અને અંતે શ્રદ્ધાશીલને તો શ્રદ્ધાનો જ આશ્રય લેવો પડે. આમ છતાં શાસ્ત્રીય તેમજ આધુનિક બન્ને દૃષ્ટિઓ પોતપોતાના મંતવ્યોને પગભર કરવા અનેક પ્રકારની જે જે યુક્તિઓ રજુ કરે છે તેમાં વિચારદૃષ્ટિએ કઈ યુક્તિ યોગ્ય છે, અને કઇ યુક્તિ દોષાપન્ન છે, એનો સંપૂર્ણ ખ્યાલ તો તે તે વિષયના લગભગ ઠીક જાણકારો ભેગા મળે અને ચર્ચા કરે ત્યારે જ આવી શકે. તોપણ બાલ જીવો વસ્તુતત્ત્વથી યતૂકિંચિત્ માહિતગાર થાય તે માટે એકાદ મંતવ્ય ઉપર સહેજ ઇશારો કરવો એ અસંગત નહિં ગણાય.

**પૃથ્વીનો આકાર.**

'પૃથ્વીનો આકાર ઈંડા અથવા નારંગી સરખો ગોળ છે' એવું પાશ્ચાત્ય વિદ્વાનોનું મંતવ્ય છે, જ્યારે શાસ્ત્રીયમંતવ્ય ઉપર જણાવ્યા મુજબ અન્ય પ્રકારે છે. ભિન્ન ભિન્ન આ બન્ને માન્યતાઓ ઉપર વિચાર કરતાં પ્રથમ તો એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જે પૃથ્વીને નારંગી સરખી ગોળ માનવી છે તે પૃથ્વીમાં સ્વર્ગ–મૃત્યુ–પાતાલ સ્વરૂપ ત્રણે લોકનો સમાવેશ સ્વીકારાય છે કે ત્રણ લોકમાંથી ફક્ત એકલા મૃત્યુલોકનોજ સમાવેશ ગણાય છે? જે વ્યક્તિઓ 'સ્વર્ગલોક અથવા

પાતાલલોક એ વસ્તુતઃ છેજ નહિં ' એવી માન્યતાઓને ધરાવતા હોય તેવાઓ માટે પરભવ કે ધર્મ જેવી વસ્તુ ઉદ્દેશીને લખાણ કરવું એ કોઇપણ સુજ્ઞ વ્યક્તિ માટે યોગ્ય નથી. કારણકે ' અન્ય પ્રમાણોથી સિદ્ધ વસ્તુનો અપલાપ કરવા પૂર્વક ફક્ત ચર્મચક્ષુગોચર વિષયોજ જગતમાં છે એ સિવાય સર્વ ભ્રાંતિ છે ' ઇત્યાદિ મંતવ્યો ધરવા સાથે નાસ્તિકવાદના શિખરે આરૂઢ થયેલાઓ માટે શાસ્ત્રીય ચર્ચાઓ કરવી એ ચર્ચા કરનારનીજ નિરર્થક વાચાલતા છે. વાસ્તવિક સ્વર્ગપ્રમુખ ત્રણે લોકનો સમાવેશ કરવા પૂર્વક પૃથ્વીને દડા સરખી ગોળ કહેવી એ તદ્દન અસંગત છે. જે વિષય ઇન્દ્રિયગમ્ય નથી, વિશિષ્ટજ્ઞાનના અભાવે જ્યાં સુધી ઇષ્ટવિષયનું સંપૂર્ણ પ્રત્યક્ષ જ્ઞાન ધરાવવાને આત્મા સમર્થ બન્યો નથી ત્યાં સુધી સ્વયં અતીન્દ્રિયવિષયોનું સ્વરૂપ કહેવું કે નિષેધવું એ કૂવાના દેડકા પાસે સમુદ્રના સ્વરૂપનું કથન તુલ્ય છે. કારણકે ! —

ધર્મશાસ્ત્રોમાં અનંતજ્ઞાની મહર્ષિઓએ ત્રણેલોકનો સમુદિત આકાર કેડે હાથ દઇ પગ પહોળા કરીને ઉભેલા પુરૂષ સરખો (વૈશાખ સંસ્થાન) આકાર જણાવેલો છે. જે વિષય પરિમિતજ્ઞાનની દષ્ટિથી બાહ્ય છે તે વિષયમાં ' અનન્તજ્ઞાનીઓના વચન ઉપર શ્રદ્ધા ' એજ શ્રદ્ધાશીલ સમાજ માટે રાજમાર્ગ છે.

' આધુનિક દષ્ટિએ જેટલી પૃથ્વીને ગોળ માનવી છે તે પૃથ્વીથી ચન્દ્ર સૂર્ય નક્ષત્રાદિ સર્વ જ્યોતિશ્ચક્ર ભિન્ન હોવાથી કેવળ મધ્ય–મૃત્યુલોકનોજ નારંગી સરખી ગોળ પૃથ્વીમાં સમાવેશ છે ' એ મંતવ્યમાં પણ અનેક વિરોધો નીચે મુજબ પ્રત્યક્ષ જણાઇ આવે છે.

**પૃથ્વીની નારંગી સરખી ગોળાઇમાં વિરોધી હેતુઓ.**

ઇ. સ. ૧૪૯૨ માં કોલમ્બસે અમેરિકાને શોધી કાઢ્યો: તે પહેલાં અમેરિકાનું અસ્તિત્ત્વ છતાં એ દેશ અપ્રસિદ્ધ–અપ્રગટ હતો. અહિં પ્રત્યેક વિચારશીલ વિદ્વાનોએ વિચાર કરવાની ખાસ જરૂર છે જે કોલમ્બસે કરેલી અમેરિકાની શોધ પહેલાં પૃથ્વીનો આકાર કેવો મનાયો હતો ? અને શોધ કર્યા બાદ તે આકારમાં કાંઇ ફારફેર થયો કે કેમ ? જો અમેરિકાની શોધ પહેલાં પણ ગોળજ સ્વીકારીએ તો શોધ થયા બાદ પ્રથમની આકૃતિમાં કાંઇપણ ફારફેર થવો જોઇએ, શોધ થયા અગાઉ આકાર ગોળ ન હતો એવું જો માનીએ તો પૃથ્વીના ગોળ આકાર સંબંધી માન્યતા ચોક્કસ થઇ શકતીજ નથી. કારણકે જેમ કોલમ્બસે અમેરિકા શોધ્યો ત્યારબાદ થોડા વર્ષો પહેલાંજ અમુક વ્યક્તિના સાહસથી ન્યુઝીલેંડ શોધાયો તેમ હજુ પણ એ ગોળાકાર મનાતી પૃથ્વીના પડ ઉપર બીજા અપ્રગટ દેશોનું અસ્તિત્ત્વ નહિં હોય તેની શી ખાત્રી ? અને જ્યાંસુધી એ અપ્રગટદેશોના અસ્તિત્ત્વ સંબંધી કોઇપણ ચોક્કસ નિર્ણય ઉપર ન આવી શકાય ત્યાં સુધી ' પૃથ્વીનો આકાર અમુકપ્રકારનોજ ગોળ છે ' એવી માન્યતા પ્રગટ કરવી એ વિચારવાન્ વ્યક્તિને યોગ્ય નથી. પ્હેલાં અર્ધગોળ માને અને હાલ સમ્પૂર્ણ ઇંડા જેવો

માને તોપણ હજુ સુધી ઉત્તર અને દક્ષિણધ્રુવની તરફના પ્રદેશોની શોધ ન્યૂન હોવાથી ઉત્તર કે દક્ષિણ તરફની મુસાફરી એક દિશાની થઇ શકી નથી અને તે વિના પૂર્વ પશ્ચિમની મુસાફરી મધ્યક્ષેત્રમાં રહેલ ધ્રુવની ચારે બાજુ કેમ ન હોય?

**સ્ટીમરના દૃષ્ટાંત માં વિસંવાદ.**

'સમુદ્રકિનારેથી ચાલી જતી સ્ટીમર શરૂઆતમાં સંપૂર્ણ દેખાય છે, અમુક પ્રમાણમાં દૂર જતાં સ્ટીમરની નીચેનો ભાગ દેખાતો બંધ થાય છે, વિશેષ દૂર જતાં નીચેનો ભાગ વિશેષ પ્રમાણમાં દેખાતો બંધ થાય છે, સ્ટીમરનું અને સમુદ્રકિનારાનું ઘણું અંતર પડતાં દરીઆકિનારે ઉભેલ વ્યક્તિ ફક્ત સ્ટીમરના અગ્રભાગને અથવા ધુમાડાનેજ દેખી શકે છે, અને તેથી આગળ જતાં સ્ટીમરનો તે ભાગ દેખાતો પણ બંધ થાય છે. માટે પૃથ્વી નારંગી સરખી ગોળ છે એમ માનવામાં કારણ મળે છે, આ પ્રમાણે સમજનારા અને અન્યવ્યક્તિઓને સમજાવનારા પાશ્ચાત્ય વિદ્વાનોને જણાવવાની જરૂર છે જે સમુદ્રકિનારાથી દૂર દૂર જતી સ્ટીમરનો નીચેનો ભાગ વિશેષ વિશેષ ન્યૂન દેખાય છે તેમ થવામાં કારણ પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ છે? કે ચક્ષુનો તે પ્રમાણે દેખવાનો સહજ સ્વભાવ છે? જો પૃથ્વીની નારંગી સરખી ગોળાઇજ તેમ થવામાં કારણ હોય તો સમુદ્રકિનારે ઉભેલ બે વ્યક્તિઓ પૈકી એક વ્યક્તિની ચક્ષુઓ મન્દતેજવાળી અને અન્યવ્યક્તિની ચક્ષુઓ વિશેષ તેજવાળી છે. તેમાં મન્દતેજોયુક્ત ચક્ષુવાળો વિવક્ષિત સ્થાને રહેલી સ્ટીમરને જેટલા પ્રમાણમાં દેખે છે તે અપેક્ષાએ વિશેષ તેજોયુક્ત ચક્ષુવાળો પુરૂષ તેજ સ્થાને રહેલી સ્ટીમરને વિશેષ પ્રમાણમાં જોઈ શકે છે. જો પૃથ્વીની નારંગી સરખી ગોળાઇથી સ્ટીમર સંબંધી નીચેનો ભાગ દબાઈ ગયો (આવૃત થયેલો) હોય તો સ્પષ્ટ અસ્પષ્ટપણે ભલે સ્ટીમરનો ઉપરનો ભાગ બન્નેને યથાસંભવ દેખી શકાય. પરંતુ તેમ નહિ થતાં મન્દ તેજોયુક્ત ચક્ષુવાળો નીચેનો ભાગ દેખી શકતો નથી કેવલ ઉપરનોજ ભાગ જોઈ શકે છે, જ્યારે વિશેષ તેજોયુકત ચક્ષુવાળો પુરૂષ સ્ટીમર સંબંધી નીચે-ઉપરના ભાગને સ્પષ્ટપણે જોઇ શકે છે અને એ હકીકત અનુભવ સિદ્ધ છે. એથી સાબીત થાય છે કે સ્ટીમરનો નીચેનો ભાગ ન્યૂનન્યૂન દેખાવમાં પૃથ્વીની નારંગી સરખી ગોળાઈ એ કારણ નથી. પરંતુ ચક્ષુનો મર્યાદામાં રહેલ વસ્તુ જોવાનો તથા પ્રકારનો સ્વભાવજ કારણ છે અને એથીજ ચાક્ષુષ પ્રત્યક્ષમાં '**योग्यदेशावस्थित**' યોગ્ય દેશમાં વિષયના રહેવાપણાની ખાસ જરૂરીયાત સ્વીકારેલી છે. અલ્પાધિક દેખવાની શક્તિવાળા બે પુરૂષોના દૃષ્ટાન્તમાં કાંઇ અસંગતપણું લાગતું હોય તો સમુદ્રમાં ઘણે દૂર ચાલી જતી સ્ટીમર કે જેનો ઉપરનોજ અમુક ભાગ સ્થૂલદૃષ્ટિથી જોવામાં આવે છે તે સ્ટીમરનેજ દુર્બિનથી જોતાં નીચેના તલીઆથી લઇને ઉપર સુધી સ્પષ્ટપણે દેખવામાં આવે છે તે પ્રસંગે સ્ટીમરના નીચેના ભાગને ઢાંકનાર પૃથ્વીની ગોળાઈ દુર્બિનથી શું દૂર થઇ જતી હશે?

બીજું જો પૃથ્વી નારંગી સરખી ગોળ છે એમ માનવા સાથે તેના પડ ઉપર

**ગુરૂત્વાકર્ષણ**

આપણે અથાત્ વર્ત્તમાનમાં દેખાતા એશિઆ-યુરોપ-અમેરિકા વિગેરે દેશો રહેલા છે એમ માન્યતા રાખવી પડે છે તો નારંગી સરખો એ પૃથ્વીનો ગોળો પોલો છે ? કે ઘન છે ? જો કહો કે ઘન છે તો તેમાં શું ભરેલું છે ? અને પોલો છે તો તેની ખાત્રી શી ? ને તે ખાત્રી કયા પ્રત્યક્ષથી કરી છે ? અનુમાનથી જો તેની ખાતરી કરાતી હોય તો જ્ઞાનીઓના વચનોને સાક્ષાત્ બાધ આવે તેવું અનુમાન શા મુદ્દાથી કરાય છે ? વળી પૃથ્વીને નારંગી સરખી ગોળ માનીએ તો દક્ષિણ ધ્રુવ પાસે રહેલ સમુદ્ર વિગેરેનું પાણી કોને આધારે રહેલ છે ? કહેશો કે ગુરૂત્ત્વાકર્ષણના નિયમને અંગે પૃથ્વી પાણીનું આકર્ષણ કરે છે તો ઉત્તર ધ્રુવ પાસે રહેલ સમુદ્રનું પાણી નજીકમાં રહેલ પૃથ્વીથી કેમ આકર્ષાતું નથી ? 'પૃથ્વીનું મધ્યબિન્દુ આકર્ષક છે' એમ માનીએ તો ભારે વસ્તુનો અગ્ર મધ્ય અને અધો ભાગમાંથી ગુરૂત્વાકર્ષણથી વેગ ક્રમે ક્રમે વધવો જોઇએ, ધાતુનું પતરૂં બનાવીને કરેલો ઘડો વિગેરે પાણીમાં તરે છે અને ધાતુનો એક ન્હાનો કકડો હોય તે તરતો નથી. કકડાને આકર્ષણ અને ઘડા વિગેરેને નહિ ? આવી આવી ઉપસ્થિત થતી અનેક પ્રશ્નપરમ્પરાથી તેમજ આગળ જણાવવામાં આવતા જૈન-જૈનેતર શાસ્ત્રીયપાઠોથી એમ માનવાને ચોક્કસ કારણ મળે છે કે પૃથ્વી નારંગી સરખી ગોળ નથી પરંતુ થાળી કિંવા પુડલા સરખી ગોળ માનવી એ વિશેષ યુક્તિ સંગત છે.

**પૃથ્વીની ગોળાઇમાં સમન્વય.**

પૃથ્વી થાળી સરખી ગોળ છતાં પાશ્ચાત્ય વિદ્વાનો ગમે તે યુક્તિઓથી નારંગી સરખી ગોળ પૃથ્વીને માને છે, તેને અંગે સમન્વય કરવા રૂપે જો વિચારીએ તો ચક્ષુનો પ્રાય: તેવા પ્રકારે ગોળ દેખવાનો સ્વભાવ સહેજે સમજાઇ આવશે. રેલ્વેના પાટા ઉપર ચાલ્યો જતો માણુસ પોતાથી સો કદમ દૂર રહેલા જુદા જુદા પાટાઓને પણ ભેગા થતા હોય તેમ દેખે છે, તેમજ તેટલેજ દૂર રહેલ તારના થાંભલાને પોતાની પાસે રહેલા તારના સ્થંભ જેટલો પ્રમાણવાળોજ દૂરવર્ત્તી સ્તંભ છતાં ઘણો ટુંકો દેખે છે. ખુબી તો એ છે કે બન્ને પાટાઓ જુદા જુદા છતાં તેમજ તે બન્ને પાટાના મધ્યમાં રહેલ આસન્ન ભૂમિ દૃષ્ટિગોચર થવા છતાં પાટાઓ ભેગા થતા હોય તેમ દૃશ્યમાન થાય છે. દૂરવર્ત્તી સ્તંભનો જમીન સાથે અડેલો ભાગ તેમજ ટોચનો ભાગ દેખાવા છતાં ( જાણે મધ્યભાગથી સ્તંભ ટુંકાઇ ગયો હોય તેમ ) નાનો દેખાય છે. તેથી એમ માનવું જોઇએ કે ચક્ષુનો તથાપ્રકારે તીર્ચ્છું તેમજ ઊર્ધ્વાધ: ગોળ દેખાવાનો સ્વભાવ તેમજ ફોટામાં નજીકની વસ્તુ મ્હોટી અને છેટેની વસ્તુ ન્હાની પડતી જોવાથી તેનો સ્વાભાવિક વિષય હોઇ ગોળ નહિં છતા ગોળાકારે દેખાતી પૃથ્વીને નારંગી સરખી ગોળ કલ્પવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હોય તો તે બનવા જોગ છે. પરંતુ તેથી ગોળ નહિ એવી પૃથ્વી નારંગી સરખી ગોળ થઇ જતી નથી. પૃથ્વીની નારંગી સરખી ગોળાઇ માનીએ તો અમુક

માઇલ ચાલતાં અમુક અંશ નીચાણુ કિંવા ઉંચાણુ થવું જોઇએ. કોઈપણુ દિશાએ ઉચ્ચતા હોઈ જતાં વધારે થાક લાગવો ને આવતાં તેવો થાક ન લાગવો જોઇએ, વળી પાણીનો સ્વભાવ સપાટીએ રહેવાનો હોઇ કોઈપણુ જગોપર સેંકડો અને હજારો માઇલ દરીયાથી કાંઠો ઉંચો હોવો જોઇએ, ન્હેરો ખોદવામાં પણુ કોઇપણુ દિશાએ માઈલે દશ ઇંચની ઉંડાઇ રખાય છે તે પણુ ઓછી હોવી જોઇએ. તેવા ઉંચાણુ અથવા નીચાણુનો અભાવ તેમજ જૈન સિદ્ધાંતો તથા રૂગ્વેદ વિગેરે શાસ્ત્રોમાં નારંગી સરખી ગોળાઇનું વર્ણુન નહિં હોવા સાથે પુડલા સરખી ગોળાઇ હોવાનું પ્રતિપાદન દેખાતું હોઇ 'પૃથ્વી નારંગી સરખી ગોળ નથી પરંતુ પુડલા સરખી ગોળ છે' એ પ્રમાણે માનવું એ શાસ્ત્રીય દૃષ્ટિએ તેમજ યુક્તિથી યોગ્ય જણાય છે.

'એક વ્યકિત એક સ્થાનેથી રવાના થયા બાદ તેજ દિશામાં અખંડ પ્રયાણુ કરે તો ફરતો ફરતો પુનઃ તેજ સ્થાને આવી પહોંચે છે, માટે પૃથ્વી નારંગી સરખી ગોળ છે' એવા જે વિચારો છે તે પણુ બુદ્ધિગમ્ય તેમજ શાસ્ત્રીય નથી. કારણુ કે સૂર્યના સર્વમંડલો પૈકી સર્વાભ્યન્તરમંડલ કે જેને ઉત્તરધ્રુવ ( રેખાંશ ) માનવો છે. તેનું સ્થાન તેમજ સૂર્ય મંડલનો ચાર વિગેરે બરાબર વિચારાય તો એકજ દિશામાં ચાલતો માણુસ પુનઃ તેજ સ્થાને આવી પહોંચે છતાં 'પૃથ્વી નારંગી સરખી ગોળ નહિ પરંતુ પુડલા સરખી ગોળ છે' એમ સુખેથી માની શકાય છે.

**પ્રશ્ન**—વર્ત્તમાનમાં શોધાયેલ એશિયા–યુરોપ–આફ્રિકા–અમેરિકા તેમજ ઓસ્ટ્રેલિયા દેશોનો સમાવેશ જૈનદૃષ્ટિએ ગણાતાં જંબૂદ્વીપના અથવા જંબૂદ્વીપના સાત મહાક્ષેત્રો પૈકી એક ભરતક્ષેત્રવર્તિ છ ખંડો પૈકી કયા ખંડોમાં સમાવેશ થાય છે?

**એશીયા વિગેરે પાંચે ખંડોનો અર્ધ ભરતમાં સમાવેશ.**

**ઉત્તર**—વૈતાઢ્ય પર્વત તેમજ વૈતાઢ્યને ભેદી લવણુ સમુદ્રમાં મળનાર ગંગા સિન્ધુથી ભરતક્ષેત્રના છ વિભાગો થયેલા છે. તે છ વિભાગો પૈકી નીચલા ત્રણુ વિભાગમાં પાંચે દેશોનો સમાવેશ માનવો એ ઉચિત સમજાય છે, અને એ પ્રમાણે માનવામાં કોઈ વિરોધ આવતો હોય તેમ જણાતું નથી. કારણુ કે શાસ્ત્રીયદૃષ્ટિએ સમગ્ર
યો. કલા.
ભરતક્ષેત્રની પહોળાઈ પરદ ૬ છે. અને નીચેના અર્ધા વિભાગમાં રહેલા ત્રણુ ખંડની પહોળાઇ સમગ્ર પ્રમાણુની અપેક્ષાએ અર્ધ પ્રમાણુથી ન્યૂન પ્રમાણુ છે, તો પણુ પાશ્ચાત્યવિદ્રાનો દક્ષિણુધ્રુવથી ઉત્તરધ્રુવનું જેટલા માઇલ પ્રમાણુ અંતર માને છે તેના કરતાં જરૂર દક્ષિણાર્ધ ભરતના ત્રણુ વિભાગનું પ્રમાણુ વિશેષાધિક છે. પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્ર પર્યંત ભરતક્ષેત્રની લંબાઇ ૧૪૪૭૧ $\frac{૫}{૧૯}$ યોજન પ્રમાણુ છે. જ્યારે સમગ્ર પૃથ્વીના એક છેડાથી બીજા પર્યંતની (પરિધની) લંબાઇ લગભગ ૨૫૦૦૦ માઈલ પ્રમાણુ છે. પૂર્વપશ્ચિમ વ્યાસ ૭૯૨૬ માઇલ પ્રમાણુ અને ઉત્તર–

દક્ષિણ વ્યાસ ૭૯૦૦ માઇલ પ્રમાણ છે. એ અપેક્ષાએ વર્ત્તમાનમાં શોધાયેલ દેશોનો ભરતના નીચેના ત્રણ ખંડમાં સમાવેશ કરવો તેમાં કોઇ વિરોધક હેતુ હોય તેમ ખ્યાલમાં આવતું નથી.

હાલની પૃથ્વી પૂર્વથી પશ્ચિમ સુધી ૭૯૨૬ માઇલ છે અને ઉત્તર દક્ષિણ ૭૯૦૦ માઇલ છે.

**પ્રશ્ન**—( જ્યારે અમદાવાદની અપેક્ષાએ ) આ દેશમાં સૂર્યોદય થાય છે. તે અવસરે અમેરિકા વિગેરે દૂર દેશમાં લગભગ સંધ્યાનો ટાઇમ થયેલો હોય છે તે પ્રમાણે ત્યાંથી આવતા વાયરલેસ ટેલીગ્રાફથી જણાવવામાં આવે છે એટલે કે અમેરિકામાં થતા સૂર્યોદય તેમજ સૂર્યાસ્તનું અંતર આ દેશની અપેક્ષાએ નવદશ કલાકનું સમજાય છે. તે મુજબ ઈંગ્લંડ જર્મની વિગેરે દેશોમાં ખુદ હિન્દુસ્થાનમાં રહેલ મદ્રાસ-કલકત્તા વિગેરે શહેરોમાં પણ કોઇ ઠેકાણે છ કલાકનું કોઇ ઠેકાણે ચાર કલાકનું, કોઇ સ્થાને કલાકનું સૂર્યોદય તથા સૂર્યાસ્ત સંબંધી અંતર પડે છે તેમાં શું કારણ છે? જૈન શાસ્ત્રોમાં અનેક વખત શ્રવણ થાય છે કે જ્યારે ભરતક્ષેત્રમાં દિવસ હોય ત્યારે મહાવિદેહ ક્ષેત્રમાં રાત્રિ હોય છે જ્યારે મહાવિદેહ ક્ષેત્રમાં રાત્રિ હોય છે ત્યારે ભરતક્ષેત્રમાં દિવસ હોય છે. એ એકદેશીય સિદ્ધાંતનું શ્રવણ કરી કોઈ અર્ધદગ્ધ એમ પણ કહે છે કે અમેરિકામાં એ પ્રમાણે સૂર્યોદય સૂર્યાસ્ત સંબંધી આ દેશની અપેક્ષાએ લગભગ વિપરીત ક્રમ હોઇ તે અમેરિકાને મહાવિદેહ કેમ ન કહી શકાય? શાસ્ત્રના રહસ્ય જાણનારાઓ તો મહાવિદેહમાં સદાકાલ ચતુર્થઆરો તીર્થંકરોનો સદ્ભાવ મોક્ષગમનનો અવિરહ તેમજ સ્વાભાવિક શકિતવંત મનુષ્યને ત્યાં જવાની શકિતનો અભાવ વિગેરે કારણોથી અમેરિકાને મહાવિદેહનું ઉપનામ સ્વપ્નમાં પણ આપતા નથી, તો પણ સૂર્યોદય તેમજ સૂર્યાસ્ત સંબંધી જે દશ કલાકનું અંતર પડે છે તેમાં શું કારણ છે?

**ઉત્તર**—પ્રથમ જણાવી ગયા પ્રમાણે ભરતક્ષેત્રની પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્ર પર્યંત લંબાઈ ૧૪૪૭૧ $\frac{5}{19}$ યોજન પ્રમાણ છે. વર્ત્તમાનમાં શોધાયેલ એશિયાથી અમેરિકા પર્યંત પાંચે ખંડોનો સમાવેશ પણ ભરતના દક્ષિણાર્ધવિભાગમાં હોવાનું યુક્તિ પૂર્વક આપણે જણાવી ગયા છીએ. ઉચ્ચ સ્થાન ઉપર યંત્ર પૂર્વક ગોઠવાયેલ ફરતો દીપક પ્રારંભમાં પોતાની નજીકના પ્રકાશયોગ્ય ક્ષેત્રમાં પ્રકાશ આપે છે. એ જ દીપક યંત્રના બલથી જેમ જેમ આગળ

**સૂર્યોદયના ઉદયાસ્તમાં વિલંબ થવાનું કારણ.**

ખસતો જાય છે તેમ તેમ પ્રથમ પ્રકાશિત ક્ષેત્રના અમુક વિભાગમાં અંધકાર થવા સાથે આગળ આગળના ક્ષેત્રમાં પ્રકાશ આપે છે. તે જ પ્રમાણે નિષધપર્વત ઉપર ઉદય પામતો સૂર્ય પ્રારંભમાં પોતાનું જેટલું પ્રકાશ્ય ક્ષેત્ર છે તે ક્ષેત્રમાં આવતા નજીકના ભાગને પ્રકાશ આપે છે અર્થાત્ તે સ્થાનમાં રહેલા મનુષ્યોને સૂર્યનો પ્રકાશ મળવાથી સૂર્યોદય થવાનું ભાન થાય છે. મેરૂની પ્રદક્ષિણાના ક્રમે ફરતો સૂર્ય જેમ જેમ આગળ આવે છે તેમ તેમ પાછળના ક્ષેત્રોમાં અંધકાર થવા સાથે ક્ષેત્ર સંબંધી આગળ આગળના વિભાગોમાં પ્રકાશ થતો જોવાથી તે વખતે સૂર્યોદય થયો તેવો ખ્યાલ આવે છે. અને એ હિસાબે ભરતક્ષેત્રના અર્ધ વિભાગમાં રહેલા પાંચે દેશોમાં સૂર્યોદય તેમ જ સૂર્યાસ્તનું દશ કલાક આઠ કલાક કિંવા કલાક અંતર પડે તેમાં કોઈ પ્રકારનો વિરોધ આવતો હોય તેમ જણાતું નથી. આ જ વસ્તુને વિશેષ વિચારશું તો ચોક્કસ જણાઈ આવશે કે અમદાવાદ, મુંબઇ કે પાલીતાણા કોઈ પણ વિવક્ષિત એક સ્થાનને આશ્રયી દિવસનું પ્રમાણ બાર કલાક તેર કલાક અથવા ચૌદ કલાક ભલે રહે પરંતુ દક્ષિણાર્ધ ભરતના પૂર્વછેડા ઉપર જ્યારથી સૂર્યનો પ્રકાશ પડ્યો ત્યારથી ઠેઠ પશ્ચિમછેડા સુધી સૂર્યાસ્તના સમયને ભેગો કરીશું તો આઠ પ્રહર અર્થાત્ ૨૪) કલાક સુધી સમગ્ર ભરતક્ષેત્રના કોઇ પણ વિભાગની અપેક્ષાએ સૂર્યના પ્રકાશનું અસ્તિત્વ હોય તેમાં કોઇ પણ બાધક હેતુ દેખાતો નથી. પૂર્વનિષધની નજીક જગ્યાએથી સૂર્યનો દેખાવ થતો હોવાથી અને પશ્ચિમ નિષધની નજીક જાય ત્યારે અદૃશ્ય થતો હોવાથી તેનું પરિધિ ક્ષેત્ર લગભગ સવાલાખ યોજન પ્રમાણ થાય, ને કલાકના પાંચ હજારના હિસાબે સૂર્યગતિ ગણતાં ચોવીસે કલાક સૂર્ય સમગ્રભરતમાં દેખાય તેમાં હરકત નથી. **શ્રી [1]मंडलप्रकरण** વિગેરે ગ્રંથોમાં પણ એ જ વસ્તુના વિશેષ નિશ્ચય માટે ભરતક્ષેત્રમાં આઠ પ્રહર સુધી સૂર્યનો પ્રકાશ હોવાનું જણાવવામાં આવે છે. તે પણ ઉપરની વાતને વિશેષ પુષ્ટિ આપે છે. એથી અમેરિકામાં આ ક્ષેત્રની અપેક્ષાએ સૂર્યોદય દશ કલાક મોડો થાય છે. એટલે કે અહિ દિવસ હોય ત્યારે ત્યાં રાત્રિ હોય છે અને ત્યાં રાત્રિ હોય ત્યારે અહિં દિવસ હોય છે, એ કારણથી અમેરિકાને મહાવિદેહ કલ્પવાની મૂર્ખાઇ કરવી તે વિચારશૂન્યતા છે.

---

१ पढमपहराइकाला, जंबुद्दीवम्मि दोसु पासेसु। लब्भंति एगसमयं, तहेव सव्वत्थ नरलोए ॥ १ ॥ पढ० । प्रथमप्रहरादिका उदयकालादारभ्य रात्रेश्चतुर्थयामान्त्यकालं यावन्मेरोः समन्तादहोरात्रस्य सर्वे कालाः समकालं जम्बूद्वीपे पृथक् पृथक् क्षेत्रे लभ्यन्ते । भावना यथा–भरते यदा यतः स्थानात् सूर्य उदेति तत्पाश्चात्यानां दूरतराणां लोकानामस्तकालः । उदयस्थानाधोवासिनां जनानां मध्याह्नः, एवं केषाञ्चित् प्रथमः प्रहरः, केषाञ्चिद्द्वितीयः प्रहरः, केषाञ्चित्तृतीयः प्रहरः, क्वचिन्मध्यरात्र, क्वचित् सन्ध्या, एवं विचारणयाऽष्टप्रहरसम्बन्धी कालः समकं प्राप्यते । तथैव नरलोके सर्वत्र जम्बूद्वीपगतमेरोः समन्तात् सूर्यप्रमाणेनाष्टप्रहरकालसंभावनं चिन्त्यम् ॥ (ભાવાર્થ સુગમ છે.)

**પ્રશ્ન**—ઉત્તરધ્રુવ વિગેરે કેટલાક સ્થાનો એવા છે કે જ્યાં લગભગ એક સાથે છ મહિના સુધી દિવસ તેમ જ છ માસ રાત્રિ હોવાનું કહેવાય છે તો તે શી રીતે બની શકે ?

**છ મહિના સુધી સૂર્યનો પ્રકાશ રહે તેનું સમાધાન.**

**ઉત્તર**—પ્રથમના પ્રશ્નોત્તરમાં જણાવેલ છે જે ભરતક્ષેત્રના પૂર્વછેડાથી પશ્ચિમછેડા સુધીમાં જુદા જુદા વિભાગને આશ્રયી આઠ પ્રહર સુધી સૂર્યનો પ્રકાશ હોવાનો સંભવ છે તો પછી તે જ ભરતમાં લગભગ મધ્યભાગમાં વૈતાઢ્યપર્વતના કોઈ પણ ઉંચાણ પ્રદેશમાં એવું સ્થાન કલ્પવું જોઇએ કે સૂર્ય જ્યારે ઉત્તરાયણમાં હોય ત્યારે આઠે પ્રહર સુધી સૂર્યનો પ્રકાશ તે સ્થાને આવી શકે અને દક્ષિણાયનમાં સૂર્ય ગયા બાદ આઠે પ્રહર સુધી સૂર્યના પ્રકાશનો અભાવ હોવાથી રાત્રિ થતી હોય તો તેમાં કાંઈ પણ વિરોધાભાસ આવે તેમ જણાતું નથી.

આ ઉપર જણાવેલી બધી માન્યતાઓ ઉપર જે લખાણ કર્યું છે તે ઘણું જ સંક્ષિપ્ત છે. હું પોતે પણ એમ માનું છું કે આ વસ્તુઓ ઉપર અનેક વખત ઘણા જ વિચારો-પરસ્પર ચર્ચાઓ તેમ જ તે તે વસ્તુની સિદ્ધિ માટે આકૃતિઓ જણાવવા સાથે લેખો લખાવા જોઇએ. વેધશાળાનો અનુભવ હોવા જોઇએ. પરંતુ તેવા પ્રકારના સાહિત્યપ્રાપ્તિ સંબંધી સાધનોના અભાવે તેમ જ સમયના અભાવે વિશેષ લખાણ થઈ શક્યું નથી. પ્રસંગે આ પ્રકરણ ઉપર ખાસ ગ્રન્થ તૈયાર કરવા-કરાવવાનો પ્રયત્ન થાય તે યોગ્ય છે તો પણ જૈન તેમ જ વૈદિક માન્યતાઓને અંગે એટલું તો અવશ્ય કહેવું પડશે કે—પાશ્ચાત્ય વિદ્વાનોએ માનેલી માન્યતાઓ સાચી જ છે આવું માની લેવામાં ખાસ વિચારવા જેવું છે.

**ભૂલોક સંબંધી શાસ્ત્રીય મંતવ્ય.**

જૈનસિદ્ધાંત ભૂલોકને સ્થાળી સરખો ગોળ માનવા સાથે પ્રથમ એક દ્વીપ પછી દ્વિગુણ સમુદ્ર એક દ્વિગુણ દ્વીપ એક દ્વિગુણ સમુદ્ર એમ યાવત્ પૂર્વ પૂર્વદ્વીપસમુદ્રાથી દ્વિગુણપ્રમાણયુક્ત અસંખ્યદ્વીપ સમુદ્ર સ્વરૂપ માને છે, તે પ્રમાણે વૈદિક સિદ્ધાંત પણ ભૂલોકને થાલી સરખો ગોળ માનવા સાથે દ્વિગુણ દ્વિગુણ કેટલાક દ્વીપ સમુદ્રની મર્યાદાયુક્ત માને છે. જે નીચે જણાવેલા વૈદિક સાક્ષરના **કલ્યાણ** માસિકમાં આવેલ લેખ પરથી જાણી શકાશે—

**'यह सम्पूर्ण जम्बूद्वीप एक लक्ष योजन के परिमाणवाला है। इस जम्बूद्वीप को चारों दिशाओंसे मेखलाके समान घेरे हुए क्षीरसमुद्र है. यह क्षीरसमुद्र भी एक लक्ष योजन परिमाणवाला है। इसके आगे प्लक्षद्वीप दो लाख योजन परिमाणवाला है। इस प्लक्षद्वीपको चारों ओरसे घेरे हुए इक्षुरसोदक नामका समुद्र है। यह समुद्र भी दो लक्ष योजन परिमाणवाला है। इससे आगे शाल्मलीद्वीप है।**

यह शाल्मलीद्वीप चार लाख योजन परिमाणवाला है। उस शाल्मलीद्वीपको चारों तरफसे घेरे हुए सुरोद नामका समुद्र है, यह समुद्र भी चार लाख योजन परिमाणवाला है। इससे आगे कुशद्वीप है। यह कुशद्वीप आठ लाख योजन परिमाणवाला है। इस कुशद्वीप को चारों तरफसे घेरे हुए घृतोद नामका समुद्र है। यह समुद्र भी आठ लाख योजन परिमाणवाला है। इससे आगे क्रौञ्चद्वीप है। यह क्रौञ्चद्वीप सोलह लाख योजन परिमाणवाला है। इस क्रौञ्चद्वीपको चारों तरफसे घेरे हुए क्षीरोद नामका समुद्र है, यह भी सोलह लाख योजन परिमाणवाला है। इससे आगे शाकद्वीप है, यह शाकद्वीप बत्तीस लाख योजन परिमाणवाला है। इस शाकद्वीपको चारों तरफसे घेरे हुए दधि-मण्डोद नामका समुद्र है। यह समुद्र भी बत्तीस लाख योजन परिमाणवाला है, उसके आगे पुष्करद्वीप है। यह पुष्करद्वीप चौंसठ लाख योजन परिमाण-वाला है। इस पुष्करद्वीपके चारों ओर शुद्धोद नामका समुद्र है। यह समुद्र भी चौंसठ लाख योजन परिमाणवाला है, ये सात द्वीप और सात समुद्र मिलकर दो करोड़ चौवन लाख योजन परिमाणवाले हैं। सात द्वीप तथा सात समुद्र मिलकर जितने योजन परिमाणवाले हैं। उतने ही योजन शुद्धोद नामके समुद्रसे आगे भूमिका परिमाण है। इस भूमिसे आगे आठ करोड़ उन्तालीस लाख योजन परिमाणवाली सुवर्णकी भूमि है। इस भूमिको छोड़कर आगे लोकालोक-पर्वतके मध्य देशको शास्त्रमें मानसोत्तर मूर्द्धस्थान कहते हैं। इस मध्यदेशमें सूर्यभगवान् रात-दिन सर्वदा भ्रमण करते हैं। मानसोत्तर परिमण्डलका परिमाण साढ़े नौ करोड़ योजन शास्त्रमें कहा है। इतने योजन परिमाण रातदिन सूर्य भगवान् चलते हैं। रात-दिनमें जितने योजन परिमाण सूर्यभगवान् चलते हैं, उतने योजन को बत्तीस गुणा करनेसे जितने योजनकी संख्या होती है, उतने योजनपर्यन्त का देश सूर्य भगवान् के किरणोंसे व्याप्त है। इस लोकको बुद्धिमान् भूलोक कहते हैं।'

'પૃથ્વી પોતાની ધરી ઉપર તેમ જ સૂર્યની આસપાસ ફરે છે અને સૂર્ય સ્થિર છે' એવું પાશ્ચાત્ય વિદ્વાનોનું મન્તવ્ય છે તે પણ વિચારણીય છે. સૂર્ય-પ્રજ્ઞપ્તિ, બૃહત્સંગ્રહણી, મંડલપ્રકરણ, લોકપ્રકાશ વિગેરે સંખ્યાબંધ જૈનગ્રન્થોમાં સૂર્યનો સંચાર અને પૃથ્વીના સ્થૈર્યનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પરંતુ ઋગ્વેદમાં પણ તે પ્રમાણે જ વર્ણન કરવામાં આવેલ છે. જે નીચેના વાક્યોથી સમજાશે—

" सूर्यो हि प्रतिदिनं......एकोनषष्ट्यधिकपंचसहस्र (५०५९) योजनानि मेरुं प्रादक्षिण्येन परिभ्राम्यति। (ऋ० अ० २, अ० १, व० ५.)

"સૂર્ય હંમેશા (પ્રતિમુહૂર્ત્ત) પાંચ હજાર ઓગણસાઠ (૫૦૫૯) યોજન મેરૂની આજુબાજુ પ્રદક્ષિણાના ક્રમવડે પરિભ્રમણ કરે છે."

**" अचरन्ती अविचले द्वे ऐवेते द्यावापृथिव्यौ " ( ऋ० अ० २, अ० ५, व० २. )**

" આકાશ અને પૃથ્વી અચર છે ને અવિચલ છે "

એ પ્રમાણે શાસ્ત્રીય મન્તવ્યને વિશેષ વિચાર માટે બાજુમાં રાખીને યુક્તિપૂર્વક વિચાર કરશે તો પણ વાચકને પૃથ્વીનું સ્થૈર્ય તેમજ સૂર્યનું પરિભ્રમણ સહેજે જણાઈ આવશે.

**પૃથ્વીના પરિભ્રમણ સંબંધી.**

ચાલતી રેલગાડીમાં બેઠેલ માણસ રેલગાડીને સ્થિર જુવે છે અને ભ્રમને અંગે માર્ગ ઉપરના વૃક્ષાદિને ચાલતા દેખે છે. આવી ભૂલને લીધે જ પૃથ્વીને સ્થિર અને સૂર્યાદિને ચાલતા જોઇએ છીએ એમ કદાચ માની લઇએ, પરંતુ આધાર પર ચાલતા તીચ્છી ગતિવાળા ગાડી કે વહાણોના ઉદાહરણથી નિરાધારપણે ચકાવા લેતી પૃથ્વીની સાબીતી કરવી વ્યાજબી કેમ મનાય ? રેલગાડી પૃથ્વી ઉપરના પાટાના જ આધારે ચાલે છે. કેટલીક વાર પાટા તુટી જતાં નિરાધાર રેલના અકસ્માત થયાના ઘણા દાખલાઓ મળી આવે છે. જો રેલ વિગેરે નિરાધારપણે ચાલી શકતા નથી તો પછી પૃથ્વી નિરાધારપણે ચાલી શકે અને ત્રાંસી થવા છતાં તેની અંદરની વસ્તુ ન પડી જાય તે કેમ બને ? સાફ લિંબુ કે સાફ રબ્બરના દડાને લાગેલી ધૂળ ફેરવવાથી ખરી જાય છે, લગાડેલું તણખલું કે દાબ વિનાની ટાંકણી પડી જાય છે ત્યાં આકર્ષણ કેમ કાર્યકારક થતું નથી ? કુવાનો કાંઠો નજીક છતાં કુવામાં, કે ભીંત નજીક છતાં છાપરા ઉપરથી મનુષ્ય કેમ ભૂમિ ઉપર પડી જાય છે ? કાંઠા અને ભીંત કરતાં મનુષ્ય અને પડનારી વસ્તુ ઘણી હલકી છે, ચાલતી રેલ્વેના માથે રાખેલા કાંકરા વેગને લીધે જલદી નીચે પડે છે, ત્યાં આકર્ષણ કેમ કાર્ય કરતું નથી ? વળી સપાટીવાળા રેલના વેગને પણ મનુષ્યો જાણી શકે છે તો પછી ગડમથલ લેતી પૃથ્વીના વેગની મનુષ્યોને અવશ્ય ખબર પડવી જોઇએ, અને બુદ્ધિવિભ્રમ થતો હોય તો તે પણ સુધરવો જોઇએ. પરંતુ પૃથ્વી ફરતી નથી તો તે બુદ્ધિવિભ્રમ કેમ માની શકાય ? ઉલટું પૃથ્વીને ફરતી માનનારા પણ પૃથ્વીને ફરતી માને છે તે સાથે સૂર્યને પણ ફરતો માનવા તૈયાર થાય છે આ તે કેવો બુદ્ધિવૈભવ ? મૃગતૃષ્ણામાં થયેલ જલનું ભાન જેમ આગળ જતાં જળ ન મળવાથી ભ્રાન્ત નક્કી થાય છે, તેમ રેલ્વેની સ્થિરતાનું ભાન સ્ટેશન આવવાથી ભ્રાન્ત નક્કી થાય છે. તો પછી તેવા અસત્ય ભ્રાન્ત દૃષ્ટાન્તોથી વસ્તુ સ્થિતિ સાબીત કરવી એ સાચાનું કાર્ય ગણાય નહિં.

એક બાણને પુર જોસથી કોઇ પણ દિશામાં ફેંકતા તે આકાશમાં જઈ બેચાર મિનીટ પછી અમુક અંતરેજ પૃથ્વી પર પડશે. હવે પૃથ્વીની જો ગતિ માનીએ તો બેચાર મિનીટમાં પૃથ્વીની કેટલી બધી ગતિ થઈ જાય ? અને એ ગતિ માનતાં બાણ કયાં ને કયાંઇ પડવું જોઇએ. છતાં બાણના ફેંકયા પછી પા માઇલનો પણ વધારે તફાવત પડતો નથી.

એક મિનીટમાં હજાર માઇલની ગતિવાળો પૃથ્વીનો વેગ જો સાચો હોય તો આપણે એક મીનીટ પહેલા ઉંચે જોયેલ અથવા ધારી રાખેલ પક્ષી વાદળાં કે ઉંચે ફેંકેલ વસ્તુને એક મિનીટ બાદ જોઈ ન શકીએ. કારણ કે એક મિનીટમાં તો આપણે હજાર માઇલ દૂર પહોંચી જઇએ. વળી આવી વેગવાળી પૃથ્વીમાં આપણો વસવાટ હોઈ ક્ષણે ક્ષણે અવનવા બનાવો દેખાવા જોઈએ. તથા પૂર્વે દેખેલી વસ્તુઓ આપણને ક્ષણે ક્ષણે અદૃશ્ય થવી જોઇએ. અને પવનના ઝપાટાને લીધે આવેલી ધૂળ બહાર નીકળવી જોઇએ નહિં તેમજ બારણાથી અંદર પણ આવવી જોઇએ નહિં.

અણિના આધારે અતિ વેગથી ફરતો ભમરડો સ્થિર દેખાય છે, અને ભ્રમણ વખતે પોતાની ઉપર રહેલ રજ:કણને દૂર ફેંકી દે છે. તે પ્રમાણે સ્થિર દેખાતી પૃથ્વીને ગતિવાળી કહેવી તે બંધબેસતું નથી. કારણ કે પ્રથમ તો પૃથ્વીને નિરાધાર માનવા સાથે પૃથ્વીનું પરિભ્રમણ કહેવું એ વિસંવાદી વચન છે, છતાં પૃથ્વીને ભ્રમણવાળી માનીએ તો પોતાની ઉપર રહેલી ચીજને પૃથ્વીએ ફેંકી દેવી જોઇએ અને સમુદ્રના પાણીને તો જરૂર સંબંધ વિનાનું હોઇ ઉછાળી દેવું જોઇએ પરંતુ આકાશમાંથી પડતા દ્રવ્યોને પણ દૂર નાંખી શકતી નથી. જેથી પૃથ્વી ગતિવાળી હોવાની કલ્પના અસંગત છે.

ઉપર જણાવેલ જુદા જુદા દૃષ્ટાંતોથી પૃથ્વીનું સ્થૈર્ય તેમ જ સૂર્યનું પરિભ્રમણ જેમ સિદ્ધ થાય છે તે પ્રમાણે—

' પૃથ્વીની અપેક્ષાએ સૂર્ય ઘણો મોટો છે અને સૂર્યની અપેક્ષાએ પૃથ્વી ઘણી નાની છે. ' એ માન્યતા સંબંધી ' સૂર્ય ઘણો મોટો હોય અને પૃથ્વી તે અપેક્ષાએ ઘણી નાની હોય તો મોટી વસ્તુની પ્રભા નાની વસ્તુના સર્વ ભાગમાં ( લગભગ ઘણાખરા ભાગમાં ) સેંકડો ગુણી મોટી જ્વાલા આગળ ટાંકણીની છાયા કે તેના અમુકભાગમાં અપ્રકાશ ન પડતાં સર્વથા પ્રકાશ હોય છે તેમ પડવી જોઇએ. અને તેમ થતું જોવામાં આવતું નથી ' વિગેરે યુક્તિ સંગત વિચારોથી મનન કરવા આવશ્યકતા છે.

**ક્ષેત્રપરાવૃત્તિમાં કારણો.**

વાચન—મનન—અથવા શ્રવણ પૂર્વક શાસ્ત્રીય મન્તવ્યો જાણવાનો જેઓને સુઅવસર પ્રાપ્ત થયેલો છે તેવા કેટલાક સુજ્ઞ માનવોને પણ શાસ્ત્રીય મન્તવ્યોથી વિપરીત વર્તમાનક્ષેત્રપરાવૃત્તિ દેખીને કોઈ કોઈ વાર વિધવિધ શંકાઓ ઉપસ્થિત થાય છે. પરંતુ વિચાર પૂર્વક તેવી શંકાઓ ન કરવા માટે લેખક આપ્તભાવે સુજ્ઞ સમાજને સૂચવે છે. કારણ કે તત્ત્વદૃષ્ટિથી વિચાર કરીશું તો જગતમાં સકારણ કિંવા નિષ્કારણ ( કુદરતી રીતે ) અનેક પરાવર્તનો થયા કરે છે. સાચું કહીએ તો સમગ્ર જગત્ પરાવૃત્તિધર્મમય જ છે. જગતમાં કોઇ પણ એવું દ્રવ્ય નથી કે જેનું પર્યાય સ્વરૂપે પરાવર્ત્તન ન થયું હોય. તે પ્રમાણે શાસ્ત્રમાં તે તે

ક્ષેત્રોનો જે આકાર પ્રદર્શિત કરેલો છે તેમાં કોઇ વખતે સકારણ ફેરફાર થયા કરે છે. પરંતુ તેથી શાસ્ત્રપ્રદર્શિત મૂળ આકારમાં પ્રાયઃ બહુ ફેરફાર થઇ જતો નથી. જ્વાળામુખી, ધરતીકંપ વિગેરે કારણોથી જલને સ્થાને સ્થળ અને સ્થળને ઠેકાણે જલ, પર્વતને સ્થાને ખીણ અને ખીણની જગ્યાએ પર્વતો થતાં વર્ત્તમાનમાં પણ અનુભવવામાં આવે છે. સાંભળવા પ્રમાણે જે સ્થાને અમુક વર્ષો અગાઉ સમુદ્ર હતા ત્યાં અત્યારે સેંકડો માઇલના વિસ્તારમાં **સહરાનું** રણ થયેલ છે અને જે દરીઆકિનારે પાંચપચીશ મચ્છીમારોના ઝુંપડાઓ સિવાય લગભગ સો વર્ષ પહેલાં કાંઈ જ ન હતું તે જ સ્થાન વર્ત્તમાનમાં સમગ્ર ભારતવર્ષના કેન્દ્રસ્થાન તરીકે ગણાવા સાથે લાખો મનુષ્યોની વસ્તી, ગગનચુંબી ભવ્ય ઇમારતોથી શોભીતું હોવા સાથે વીશપચીશ માઇલના વિસ્તારમાં **મુંબઇ** શહેર તરીકે પ્રસિદ્ધ થયેલ છે. આવા સંખ્યાબંધ દાખલાઓ મળી આવવા સંભવ છે.

**ક્ષેત્ર પરાવૃત્તિમાં શાસ્ત્રીય પ્રમાણ.**

ભરતક્ષેત્ર—ગંગા સિન્ધુ નદી વિગેરે સંબંધી શાસ્ત્રમાં જે વર્ણન અપાયેલ છે તેના વર્ણનથી ઘણીજ ભિન્ન રીતે વર્ત્તમાનમાં તે તે ક્ષેત્ર તેમજ નદી વિગેરેનું સ્વરૂપ નજરમાં આવતું હોવાથી શ્રદ્ધાશીલ વર્ગ પણ વિમાસણમાં પડી જતો જોવાય છે. પરંતુ પ્રથમ જણાવી ગયા મુજબ સકારણ કિંવા નિષ્કારણ જે ક્ષેત્રપરાવર્ત્તન થયાં કરે છે તે ખાસ ધ્યાનમાં લેવા જરૂર છે. **શ્રી શત્રુંજયમાહાત્મ્ય** સાતમા સર્ગમાં શ્રીશત્રુંજયગિરિરાજનો સાતમો ઉદ્ધાર કરનાર સગરચક્રવર્તીનો અધિકાર વર્ણવતાં ગ્રન્થકારે નીચે મુજબ શબ્દો ટાંકેલા છે.

"ततश्चक्री प्रोल्लसच्चित्तो मुख्यशृङ्गे श्रीभरतेशवत् इन्द्रोत्सवमहाध्वजदानच्छत्रचामररथाश्वादिमोक्षणप्रभृतिकं श्रीगुरोर्वचसा सर्वकृत्यं समापयामास। ततो 'मत्पूर्वजैः कृता एते प्रासादाः स्वर्णमणिमयाः कालदोषेण निर्विवेकैर्लोभान्धजनैः स्वर्णरत्नलोभेन विनाशयिष्यन्ते तत एतेषामहं रक्षां करोमि' इति रक्षोपायं ध्यायन् इति चिन्तयामास–यदि मत्पुत्रैरष्टापदरक्षणार्थं गङ्गा समानीता, अहं च यदि तेषां रक्षां करोमि, तर्हि समुद्रं समानयामीति ध्यात्वैव समुद्रानयनार्थं यक्षान् समादिशति स्म। ततस्तैर्यक्षैर्दक्षिणद्वारात्समाकृष्टः सागरः कल्लोलैः पृथ्वीं छादयन् गर्जितध्वानैर्जगद्बधिरीकुर्वन् टंकणबर्बरचीणभोटसिंहलादिदेशान् प्लावयन् वेगात् शत्रुञ्जयसमीपं समाजगाम। अत्राऽन्तरे शक्रोऽवधिना समुद्रागमनं ज्ञात्वा सहसैव 'चक्रिन् मैवं कुरु' इत्याकुलवचनैः कृत्वा चक्रिणं निवार्य प्राह, तथाहि—

'रविं विना यथा घस्रो, विना पुत्रं यथा कुलम्।
विना जीवं यथा देहो, विना दीपं यथा गृहम्॥ १॥

विना विद्यां यथा मर्त्यो, विना नेत्रं यथा मुखम्।
विना छायां यथा वृक्षो, यथा धर्मो दयां विना॥ २॥

विना धर्मं यथा जीवो, विना वारि यथा जगत् ।
तथा विना तीर्थमिदं, निष्फलं सकलं जगत् ॥ ३ ॥
निरुद्धेऽष्टापदे शैले, सत्यसौ जनतारकः ।
तस्मिन् रुद्धे न पश्यामि, संसारमपरं [तारकं] भुवि ॥ ४ ॥
न यदा तीर्थकृद्देवो, न धर्मो न सदागमः ।
तदासौ सर्वलोकानां, शैलः कामितदायकः ॥ ५ ॥ '
इति शक्रवचसा चक्री यक्षान्निवारयति स्म ।
समुद्रस्तु यावतीं भूमिमागतस्तां यावत्तथैव स्थितः ॥ इत्यादि ॥

[ श्रीहंसरत्नसूरिविरचितशत्रुञ्जयमाहात्म्ये सर्गः ॥ ८ ॥ ]

" તે વાર પછી હૃષ્ટ ચિત્તવાળા તે સગરચક્રવર્તીએ ગુરૂમહારાજના વચનથી ભરતમહારાજાની માફક મુખ્ય શિખર ઉપર ઇન્દ્ર મહોત્સવ, ધ્વજારોપણ, છત્ર, ચામર, રથ, અશ્વનું મુકવું વિગેરે સર્વ ધર્મ કાર્યને સમાપ્ત કર્યું. ત્યારબાદ ' સુવર્ણમણિરત્નના આ પ્રાસાદો મારા પૂર્વજોએ તૈયાર કરાવ્યા છે તે પ્રાસાદોનો કાલના મહિમાવડે વિવેક વગરના લોભાન્ધપુરૂષો સુવર્ણ રત્ન વિગેરેના લોભથી નાશ ન કરે તેથી એ પ્રાસાદોનું મારે રક્ષણ કરવું યોગ્ય છે, એમ વિચારી સગરચક્રવર્તી રક્ષા કરવાનો ઉપાય ચિંતવવા લાગ્યા. મારા પુત્રોએ અષ્ટાપદનું રક્ષણ કરવા માટે ગંગાને વાળી તો હું આ પ્રાસાદોનું રક્ષણ કરવા માટે સમુદ્રને લાવું ' એ પ્રમાણે વિચાર કરી સમુદ્રને લાવવા માટે પોતાની સેવામાં રહેલા યક્ષોને હુકમ કર્યો. ત્યારબાદ તે યક્ષોના પ્રયત્નવડે દક્ષિણ દિશાના દ્વારથી પ્રવિષ્ટ થયેલો સમુદ્ર પોતાના મોજાઓથી પૃથ્વીને ઢાંકી દેતો, ગર્જારવવડે જગતને બહેરૂં કરતો ટંકણ–બર્બર–ચીન–ભોટ–સિંહલ વિગેરે સંખ્યાબંધ દેશોને તારાજ કરતો વેગથી [1]શત્રુંજયની નજીક આવ્યો. એવા અવસરમાં અવધિજ્ઞાનના બલવડે ઇન્દ્રમહારાજ સમુદ્રનું આગમન જાણી તૂર્તજ ચક્રવર્તી પાસે આવી ' હે ચક્રી આ પ્રમાણે કરશો નહિં ' એવા આકુલ વચનવડે તે પ્રમાણે કરતા અટકાવીને ચક્રવર્તીને જણાવે છે જે—

' સૂર્ય વિના જેમ દિવસ, પુત્ર-વિના કુલ, જીવ વિનાનું શરીર, દીપક વિનાનું ઘર, વિદ્યા વિનાનો પુરૂષ, ચક્ષુ વિનાનું મુખ, છાયા રહિત વૃક્ષ, દયા રહિત ધર્મ, ધર્મ વિનાનો મનુષ્ય, તથા પાણિ વિનાનું જગત્ જેમ શોભતું નથી તે પ્રમાણે આ શત્રુંજય તીર્થ વિના સર્વ જગત્ નિષ્ફલ છે. અર્થાત્ શોભશે નહિં. જો કે

---

૧ એ સમુદ્ર અત્યારે પણ તાલધ્વજ ગિરિ ( તળાજા ) ની નજીકમાં છે. બારીક દૃષ્ટિથી જો તપાસીશું તો દક્ષિણદ્વારેથી સમુદ્રનું આગમન થયું હોય તો તે પણ બરાબર છે. કારણકે દક્ષિણ તરફ જ્યાં દેખશો ત્યાં સમુદ્ર જ દેખાશે.

અષ્ટાપદ તીર્થયાત્રાનો રોધ–અટકાવ થયો છે તોપણ આ શત્રુંજયતીર્થ ભવ્યાત્મા-ઓને તારક છે. તેની યાત્રાનો પણ રોધ થશે તોપછી પૃથ્વી ઉપર બીજી કોઈ સારવાળી ( તારનારી ) વસ્તુ નથી. જે અવસરે તીર્થંકરનો અભાવ છે, સર્વોત્કૃષ્ટ ચારિત્રધર્મનો અભાવ છે, પૂર્વરૂપ આગમજ્ઞાનનો પણ અભાવ છે, તેવા હુંડા અવ-સર્પિણી કાલમાં આ શત્રુંજયગિરિરાજ જ સર્વ પ્રાણીઓના મનવાંછિત આપનાર છે.'

આ પ્રમાણે ઇન્દ્રના વચનને સાંભળી ચક્રવર્તી યક્ષોને અટકાવે છે. પરંતુ જેટલી ભૂમિ પર્યંત સમુદ્ર આવેલ છે ત્યાંથી પાછો મૂળસ્થાને ન જતાં ત્યાંને ત્યાં જ રહ્યો. "

પૂજ્યવર્ય્ય શ્રીમાન્ **હંસરત્નસૂરિમહારાજના** એ પૂર્વોક્ત ઉલ્લેખથી સાબીત થાય છે જે તીર્થાધિરાજ શ્રી **શત્રુંજયગિરિરાજના** રક્ષણાર્થે ઉદ્યત થયેલ શ્રી સગર ચક્રવર્તીના પ્રયત્નથી જંબૂદ્વીપના દક્ષિણ દ્વારથી લવણસમુદ્રનો જંબૂદ્વીપમાં પ્રવેશ થયો તે વખતે ભરતક્ષેત્રવર્તી સંખ્યાબંધ ગ્રામ–નગર અને દેશોનો જળપ્રલય થયો હોય એ સંભવિત છે. અને આવેલું જળ એમને એમ જે રહ્યું તેનેજ આપણે જુદા જુદા વિભાગાશ્રયી અરબી સમુદ્ર–આટલાંટિક મહા-સાગર–પાસીફિક મહાસાગર વિગેરે ઉપનામો આપીએ છીએ. પરંતુ વસ્તુતઃ વર્ત્તમાનમાં દૃષ્ટિગોચર થતાં સમુદ્રો અથવા મહાસાગરો એ લવણસમુદ્રની નહેર સરખાં છે. અને વર્ત્તમાનમાં દેખાતી પાંચ ખંડ રૂપ પૃથ્વી અને તેને ફરતું જે પાણી તે સર્વનો ભરતક્ષેત્રના દક્ષિણ તરફના અર્ધ વિભાગમાં જ સમાવેશ કરવો એ યુક્તિ સંગત છે. ભરતક્ષેત્રમાં લવણસમુદ્ર સંબંધી જલનો પ્રવેશ અને ત્યારબાદ પણ ઉપસ્થિત થયેલ તેવા કારણોને અંગે ક્ષેત્રવિગેરેમાં શાસ્ત્રીય મન્ત-વ્યની અપેક્ષાએ આપણી સ્થૂલ દૃષ્ટિથી જે પરાવર્ત્તન દૃષ્ટિગોચર થાય છે, તેથી શાસ્ત્રીય મન્તવ્યો અસત્ય છે એવું માનવાને કાંઇપણ કારણ નથી. શાસ્ત્રના વક્તા આપ્ત પુરૂષ છે. એ આપ્ત પુરૂષોના વચનમાં અવિશ્વાસ કરવો એ અધઃપતનનું પ્રથમ પગથીઉં છે. જે વસ્તુ સંબંધી શાસ્ત્રીય મન્તવ્ય અન્યપ્રકારે હોવા છતાં આપણી ચર્મચક્ષુની નજરમાં અન્યરીતિએ અનુભવ થતો હોય તેવા પ્રસંગે **' जं जिणेहिं पन्नत्तं तमेव निस्संकं सच्चं '** ' રાગ દ્વેષ મોહ રહિત જિનેશ્વરોએ જે જે તત્ત્વો જે જે રીતિએ ઉપદેશ્યાં છે તે તે પ્રમાણેજ છે સાચાં અને નિઃશંક છે.' એ સૂત્રનો આધાર રાખવો જ યોગ્ય લેખાય.

**ગંગા સિન્ધુ નદીના સ્થાનો.**

શાસ્ત્રમાં ગંગા અને સિન્ધુ મહાનદીનું જે વર્ણન આવે છે તે ગંગા સિંધુ નદીઓ વર્ત્તમાનમાં છે તે સમજવી કે અન્ય? આવો પ્રશ્ન ઘણી વખત અનેક જીજ્ઞાસુ વ્યક્તિઓ તરફથી થાય છે, તેના સંક્ષિપ્ત સમાધાનમાં જણાવવું ઉચિત સમજાય છે જે–સિન્ધુ નદી તો પ્રાયઃ તેજ છે. એટલે કે કાળ બળને અંગે તેના પ્રમા-ણમાં ન્યૂનાધિક્ય થયું ભલે નજરમાં આવતું હોય! પણ સ્થાનમાં ખાસ પરાવર્ત્તન

થયું હોય તેવું માનવામાં કોઈ પ્રબલ સાધન જાણવામાં આવ્યું નથી. જ્યારે ગંગા નદીના પ્રમાણમાં ન્યૂનાધિકય સંબંધી ફેરફાર સાથે સ્થાન પરાવૃત્તિ થવા માટે શાસ્ત્રીય ( ચરિતાનુયોગ સંબંધી ) પુરાવો મળી શકે છે.

" यावत् शक्रस्तं प्रतिबोधवाक्यैरेवं प्रतिबोधयति तावत् द्वौ पुरुषौ समकालमागत्य चक्रिणं प्रणेमतुः। तयोः प्रथमः श्री अजितस्वामिनः समागमं कथयामास। द्वितीयस्तु स्वामिन्! तव पुत्रैः समाकृष्टा जाह्नवी अष्टापदे खातिकां पूरयित्वाग्रे प्रसर्पन्ती समीपस्थान् देशान् प्लावयन्ती वर्त्तते। सा यदि समुद्रे प्रवेशं न प्राप्नोति तदा समग्रमपि भारतं प्रलयकालीनसमुद्र इव प्लावयिष्यति। ततोऽविलम्बेनैव जानपदरक्षार्थं तस्याः समुद्रप्रवेशार्थं कञ्चित्समर्थपुरुषमाज्ञापयतु देवः। इत्येवं जिनागमनेन हर्षितं पुनर्देशप्लावनश्रवणेन विसंस्थूलं चक्रिणं पुनः शक्रः प्राह;--चक्रिन् शोकं विहाय परमऽशोककारणं जिनं वन्दस्व। अन्यच्च जह्नुकुमारपुत्रं भगीरथं महौजसं गङ्गावालनार्थं नियोजयेति शक्रवचः प्रमाणीकृत्य कथञ्चिन्नेत्राश्रूणि प्रमृज्य भगीरथं समाहूय तत्पृष्ठे हस्तं दत्त्वा, वत्स! ' साम्प्रतं दवदग्धवने इवास्माकं वंशे त्वमेवावशिष्टाङ्कुरोसि। ततो वंशस्थितिः सकला त्वामेव समाश्रिता। तद् गच्छ लोकरक्षायै। दण्डेन कृत्वा जाह्नवीं पुनर्मुख्यप्रवाहे समानय ' इत्यादि समाज्ञापयत्। सोऽपि महत्सैन्यं समादायाविच्छिन्नप्रयाणैर्गङ्गावालनार्थं चचाल। चक्री × × × × × × × × × × × × × × × × × × × × ×। इतश्च भगीरथोऽपि अष्टापदं प्राप्य स्वपितृपितृव्यानां भस्म वीक्ष्य अतिदुखितः क्षणं मूर्च्छां लब्ध्वा पुनः सचेतनीभूतो नागमाराधयामास। सोऽपि तद्भक्त्या तुष्टस्तत्रागत्य इति प्राह, वत्स! ' एते मया वारिता अपि नागलोकोपद्रवं चक्रुः। ततः क्रोधपरवशेन मया ज्वालिताः। ततः परं पश्चात्तापे जातेऽपि न किञ्चित् सिध्यति, किं कुर्मः! साम्प्रतम्? एतेषामीदृश्येव कर्मगतिरिति। तत एतेषामिदानीं मृतकार्यं विधेहि, एनां गङ्गाञ्च मुख्यप्रवाहे समानय ' इत्यादि शिक्षां दत्त्वा नागः स्वस्थानं जगाम। भगीरथोऽपि पूर्वजानां दाहभस्म गङ्गायां न्यक्षिपत्। ततः प्रभृति अद्य यावत् लोकेऽपि स व्यवहारः प्रवर्तते। अथ भगीरथस्तेषां मृतकर्म कृत्वा दण्डरत्नेन गङ्गां मुख्यप्रवाहे समानयत्॥ [ श्रीहंसरत्नसूरिविरचितशत्रुञ्जयमाहात्म्यम्, सर्गः ८ ]

' પુત્રના શોકથી દુઃખિત હૃદયવાળા સગરચક્રીને ઇન્દ્રમહારાજ પૂર્વે જણાવેલા વાક્યોવડે પ્રતિબોધ કરે છે એટલામાં બે પુરૂષો એક સાથે આવીને ચક્રવર્ત્તીને નમસ્કાર કરવા લાગ્યા, તે બેમાંથી પ્રથમ એક પુરૂષે શ્રી **અજીતનાથપ્રભુ** પધાર્યા સંબંધી વધામણી આપી, જ્યારે બીજો પુરૂષ કહે છે કે હે સ્વામી! ' તમારા પુત્રોથી લવાયેલી ગંગા નદી અષ્ટાપદની ફરતી ખાઈને પુરીને આગળ વધતી થકી નજીકમાં રહેલા સંખ્યાબંધ દેશોને ડુબાડે છે. જો તેનો સમુદ્રમાં પ્રવેશ નહિં થાય તો પ્રલયકાળના સમુદ્રની માફક સમગ્રભારતને પણ જળમય બનાવી દેશે.

**તેથી** જરાપણ વિલંબ કર્યા વિના દેશોના રક્ષણ માટે નદીનો સમુદ્રમાં પ્રવેશ થાય તે અર્થે કોઈ સમર્થ પુરૂષને હુકમ કરો.' આ પ્રમાણે પ્રભુની પધરામણીથી સંતુષ્ટ થયેલ તેમજ પાછળના સમાચારથી ખિન્ન થયેલ ચક્રવર્તીને પુન: ઈન્દ્ર મહારાજ જણાવે છે જે-હે ચક્રી! શોકને દૂર કરીને સર્વ શોકને નાશ કરવામાં કારણ ભૂત એવા જિનેશ્વરને તમો વંદના કરો, અને જહ્નુકુમારના પુત્ર મહા પરાક્રમી **ભગીરથને** ગંગા વાળવા માટે હુકમ કરો. એ ઈન્દ્રના વચનને સાંભળી તેનો સ્વીકાર કરી મુશ્કેલીથી આંખના આંસુને લુછી ભગીરથને બોલાવી તેની પીઠ ઉપર હાથ મુકી (તેની પીઠ થાબડી) તેને આ પ્રમાણે ચક્રવર્ત્તી કહે છે કે-હે પુત્ર! 'દવથી બળેલા વનસરખા અમારા વંશમાં તું એક પુત્રરૂપ અંકુર અવશિષ્ટ રહેલો છે. તેથી વંશની સ્થિતિ-વૃદ્ધિનો સર્વ આધાર તારા ઉપર છે. માટે લોકોનું રક્ષણ કરવા માટે જા અને દંડરત્નવડે ગંગાનદીને મુખ્ય પ્રવાહમાં જોડી દે.' એ પ્રમાણે હુકમ કર્યો. ભગીરથે પણ મહાન્ સૈન્ય સાથે એક સાથે ચાલવાવડે ગંગાને વાળવા માટે પ્રયાણ કર્યું. × × × × × × × × × × × × × × × × અનુક્રમે ભગીરથ અષ્ટાપદ પાસે આવતાં પોતાના પિતા તેમજ કાકાઓની રાખ દેખીને અત્યંત ખિન્ન થયો થકો ક્ષણવાર મૂર્ચ્છિત થવા પૂર્વક પુન: સચેતન થયો છતો નાગદેવનું આરાધન કરવા લાગ્યો. નાગેન્દ્રપણ તેની ભક્તિથી સંતુષ્ટ થઈ તૂર્ત ત્યાં આવીને કહેવા લાગ્યો કે-હે 'વત્સ! મેં તારા પિતા તેમજ કાકાઓને નાગલોકને ઉપદ્રવ કરવા માટે ઘણા અટકાવ્યા છતાં તે અટક્યા નહિં. જેથી ક્રોધથી પરાધીન એવા મેં તેમને બાળી મુકયા, ત્યાર બાદ ઘણો પશ્ચાત્તાપ થાય તોપણ તેમાં કાંઈ વળે નહિં. એટલે હવે શું કરવું? એઓની કર્મસ્થિતિજ એવી હશે. હવે તું એ સર્વેનું મૃતકાર્ય કર અને આ ગંગાને મુખ્ય પ્રવાહ સાથે જોડીદે.' વિગેરે શિખામણ આપી નાગદેવ સ્વસ્થાને ગયા. ભગીરથે પણ પોતાના પૂર્વજોના શરીરની ભસ્મને ગંગામાં નાખી, ત્યારથી લોકમાં પણ તે વ્યવહાર શરૂ થયો જે હજુ પણ ચાલે છે. પૂર્વજોનું મૃતકર્મ કરીને દંડરત્નવડે ગંગાને મુખ્ય પ્રવાહ સાથે જોડી દીધી.'

આ પ્રમાણે **શત્રુંજયમાહાત્મ્ય** તેમજ **ત્રિશષ્ટિશલાકાપુરૂષચરિત્ર** વિગેરેમાં વૃત્તાંત ઉપલબ્ધ થતો હોવાથી ગંગાનદીના સ્થાનનું પરાવર્ત્તન થયું હોય એમ માનવામાં કોઇ પ્રતિકૂલ તર્ક હોવાનું જણાતું નથી. જણાવવાનો આશય એજ છે કે-કોઈ કોઈ પ્રસંગે તેવા દૈવિક સંયોગોમાં ક્ષેત્રની-નદીઓની સ્થાન પરાવૃત્તિ થઈ હોય તો તેમ બનવું જરાપણ અસંભવિત નથી. **ગયા શીયાળામાંજ બીહાર-ઓરીસા પ્રદેશમાં થયેલ ભૂકંપના કારણથી ગંડકી નદીનો પ્રવાહ સો માઇલ દૂર ચાલી જવાનું કહેવાય છે. એ શું ક્ષેત્ર પરાવૃત્તિમાં પુરાવો નથી?** નદીઓના સ્થાનોમાં કેટલો કેટલો વિલક્ષણ ફેરફાર થયો છે તે જાણવાની અભિલાષા રાખ-

**ક્ષેત્રાદિના પરાવર્ત્તનમાં થતી શંકાઓનો નિરાસ.**

નારાઓએ '**શ્રી પ્રસ્થાન માસિકમાં**' ઘણા અંકોથી લખાતો '**ખોવાયેલી નદીઓ**' નામનો લેખ સાદ્યંત વાંચવાની ખાસ સૂચના છે. એ પ્રમાણે પર્વતોના સ્થાન પરાવર્ત્તન માટે પણ વિચાર કરવા જરૂર છે. ઘણાનું કિંવદંતી રૂપે કહેવું થાય છે કે અમુક વર્ષો પહેલાં હિંદુસ્થાનની ઉત્તર દિશામાં રહેલા **હિમાલય** પર્વતનું અસ્તિત્ત્વ જ હતું નહિં. જો એ કિંવદંતીમાં સત્યતાનો અંશ હોય તો સુજ્ઞ વાચકોને શાસ્ત્રીય જગત્‌ની અપેક્ષાએ આધુનિક જગતના વૈલક્ષણ્યમાં લેશ પણ શંકાનો ઉદ્ભવ થવાનો પ્રસંગ નહિં સાંપડે. સ્વમન્તવ્ય તરફ યુક્તિને ન દોરતાં શાસ્ત્ર ઉપર ખાસ આધાર રાખી '**सिद्धस्य गतिश्चिन्तनीया**' એ ન્યાયે શાસ્ત્ર સિદ્ધ પદાર્થોની સિદ્ધિ થાય તે તરફ યુક્તિઓને પ્રયત્નપૂર્વક લઈ જવાય તો સર્વ પદાર્થોનો સાચો અવબોધ સહેલાઇથી થવા સંભાવના છે.

આ પ્રમાણે આધુનિક દુનીયાનો શાસ્ત્રીય દુનીયા સાથે ઘણોજ સંક્ષિપ્ત વિચાર કિંવા સમન્વય કરી હવે આ **લઘુક્ષેત્રસમાસ નામના** ગ્રંથમાં રહેલ મૂળ વિષય તરફ લક્ષ્ય આપીએ.

દ્રવ્યાનુયોગ.

**૧ દ્રવ્યાનુયોગ**—ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને ધર્મકથાનુયોગ એ ચાર વિભાગમાં જૈનસિદ્ધાંત વહેંચાયેલો છે. કોઇક ગ્રન્થ દ્રવ્યાનુયોગનું પ્રતિપાદન કરે છે. કોઇ ગ્રન્થમાં ગણિતાનુયોગનું પ્રાધાન્ય જોવાય છે. કોઇ ગ્રન્થ ચરણકરણાનુયોગની વ્યાખ્યાથી ભરેલો હોય છે. જ્યારે કોઇક ગ્રન્થ ધર્મકથાનુયોગના વિષયથી સંપૂર્ણ જોવામાં આવે છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાળ એ છ દ્રવ્યોની ભિન્ન ભિન્ન પ્રકારે જે વ્યાખ્યા તેનું નામ દ્રવ્યાનુયોગ કહેવાય છે. તે ઉપરાંત કાર્મણવર્ગણાઓના અનંતપ્રદેશી સ્કંધો, મિથ્યાત્વાદિ હેતુઓવડે એ કાર્મણવર્ગણાના સ્કંધોનો આત્મપ્રદેશો સાથે ક્ષીરનીરવદ્ અભેદાત્મક સંબંધ, પ્રતિસમયે સ્વાવગાઢ આકાશપ્રદેશગત અનંતપ્રદેશી કાર્મણવર્ગણાના સ્કંધોનું ગ્રહણ કરવું, ગ્રહણ કરાતાં તે સ્કંધોમાં લેશ્યાસહચરિત કાષાયિક અધ્યવસાય તેમ જ માનસિક, વાચિક, કાયિક યોગવડે પ્રકૃતિ-સ્થિતિ અને રસની ઉત્પત્તિ થવા સાથે સ્પૃષ્ટ બદ્ધ નિધત્ત અને નિકાચિત એ ચાર અવસ્થાઓ ઉત્પન્ન થવી ઇત્યાદિ સર્વ વિષયોનો સમાવેશ દ્રવ્યાનુયોગમાં લગભગ થાય છે. દ્રવ્યાનુયોગનો વિષય ઘણો જ ગહન છે. તેના જાણકારો પણ ઘણા જુજ હોય છે. સિદ્ધાન્તકારનું જે વચન છે કે '**दविए दंसण सोही**' 'દ્રવ્યાનુયોગની વિચારણામાં દર્શન–સમ્યક્ત્વ શુદ્ધિ થાય છે અર્થાત્ ક્ષાયિક સમ્યક્ત્વ આત્મા પ્રાપ્ત કરે છે.' એ વચન વિચાર કરતાં બરાબર યોગ્ય લાગે છે.

ગણિતાનુયોગ.

**૨ ગણિતાનુયોગ**—ચૌદ રાજલોક, ઊર્ધ્વલોક, અધોલોક, તીર્ચ્છાલોક, અસંખ્ય દ્વીપસમુદ્રો, દેવવિમાનો, ભુવનો, સાત નારકભૂમિ, તદન્તર્ગત પાથડાઓ, નરકાવાસા, મેરૂ, હિમવંત–વૈતાઢ્ય–શિખરી વિગેરે પર્વતો, તે ઉપર રહેલા કૂટો, ગંગા સિંધૂ પ્રમુખ નદીઓ

પદ્મદ્રહ વિગેરે દ્રહો, શાશ્વત જિનાલયો, ભદ્રશાલવન–નંદનવન–પાંડકવન ઇત્યાદિ વનો, દ્વીપસમુદ્રને વીંટાઇને રહેલી જગતીઓ, ભરત–ઐરવત–મહાવિદેહ–દેવકુરૂ–ઉત્તરકુરૂ–પ્રમુખક્ષેત્રો, પાતાળ કળશાઓ, જંબૂવૃક્ષ, કૃષ્ણરાજી, સિદ્ધશિલા ઇત્યાદિ લોકવર્ત્તિ શાશ્વત ( અશાશ્વત ) પદાર્થોની લંબાઇ–પહોળાઇ–ઉંચાઇ–ઉંડાઇ–ક્ષેત્રફળ–ઘનફળ–બાણુ–જીવા–ધનુઃપૃષ્ઠ–પરિધિ–વ્યાસ વિગેરે વિષયોનું સવિસ્તર વર્ણન એ ગણિતાયોગના વિષયો છે. આ અનુયોગ અભ્યાસકોને પ્રાયઃ નીરસ લાગે છે, પરંતુ અંકગણિત, બીજગણિત, ભૂમિતિના વિષયમાં નિષ્ણાત થયેલા વિદ્વાનોને ઘણો જ રમુજી થઇ પડે છે. સૂર્યપ્રજ્ઞપ્તિ–ચંદ્રપ્રજ્ઞપ્તિ–લોકપ્રકાશ વિગેરે ગ્રન્થો ગણિતાનુયોગના વિષયથી ભરપૂર છે. આ **લઘુક્ષેત્રસમાસગ્રન્થ**માં પણ એ જ ગણિતાનુયોગના વિષયનું પ્રાધાન્ય છે.

**ચરણકરણાનુયોગ.**

**૩ ચરણકરણાનુયોગ**—આ અનુયોગ પણ ખાસ મહત્ત્વનો છે. ચરણસિત્તરિ–કરણસિત્તરિ પ્રમુખ આચારપ્રદર્શક શ્રી આચારાંગ પ્રમુખ આગમો તેમજ પંચાશક–શ્રાદ્ધવિધિપ્રમુખ મહાગ્રન્થોમાં રહેલા વિષયનો આ અનુયોગમાં સમાવેશ છે. ચારિત્રગુણની સ્થિરતામાં આ અનુયોગ ખાસ સાધનભૂત છે. ક્રિયાકલાપમાં મગ્ન રહેનારાઓને જેમ આ અનુયોગની અતીવ ઉપયોગિતા છે તે પ્રમાણે જ્ઞાનીઓને પણ આ અનુયોગનું આલંબન લેવાની ખાસ આવશ્યકતા છે. '**ज्ञानस्य फलं विरतिः**' એ સૈદ્ધાન્તિક માન્યતા આ અનુયોગની આરાધનામાં જ સફલતા પામે છે. ક્રિયાના આળસુ, જ્ઞાન જ્ઞાનનો જ પોપટીઓ પાઠ પઢનારાઓ કેટલાક અનભિજ્ઞો આ ચરણકરણના વિષયને ગૌણ કરી "જ્ઞાનથી જ મુક્તિ છે, મુહપત્તિ ચરવલો ફેરવવાથી મુક્તિ નથી." એવી પોતાની ભ્રાન્ત માન્યતાઓ મુગ્ધજનતા પાસે પ્રગટ કરવા પૂર્વક કુયુક્તિઓ દ્વારા ક્રિયાનો અપલાપ કરવા તૈયાર થાય છે, પરંતુ શરીરમાં ઉત્પન્ન થયેલ વ્યાધિને દૂર કરવામાં સમર્થ વૈદ્યની યોગ્ય ઔષધિ સંબંધી શ્રદ્ધાન તેમજ જ્ઞાન થવા સાથે ઉદરમાં નાંખવાનો ઉદ્યમ ક્રિયા સેવાય તોહિજ દુઃસાધ્ય વ્યાધિ પણ દૂર થવા સાથે શરીર સ્વસ્થ બને છે, એ જેમ અનુભવસિદ્ધ છે તે પ્રમાણે જ ભાવરોગને દૂર કરનાર શ્રીસંયમમાર્ગ સંબંધી શ્રદ્ધાન તથા જ્ઞાન થવા સાથે દેશસંયમ કિંવા સર્વસંયમ ગ્રહણ કરી ચરણ–કરણ ક્રિયાકાંડમાં આત્માને તન્મય બનાવાય ત્યારે જ ભાવરોગથી રહિત થવા સાથે અવિચલ અનંત આત્મિક સુખની પ્રાપ્તિ થઈ શકે. એ કારણથી આ ચરણકરણાનુયોગ પણ ખાસ આદરણીય છે.

**ધર્મકથાનુયોગ.**

**૪ ધર્મકથાનુયોગ**—'**चरणपडिवत्तिहेउ धम्मकहा**' એ શાસ્ત્રીય વચન પ્રમાણે ચારિત્રાદિ ગુણોની પ્રાપ્તિમાં આ અનુયોગ મુખ્ય સાધન છે. પ્રથમના ત્રણે અનુયોગની અપેક્ષાએ આ અનુયોગનો વિષય ગહન નથી તો પણ મધ્યમ વર્ગને ઘણો જ લાભપ્રદ છે.

આપણા પ્રતિભાસંપન્ન સમર્થ આચાર્યોની ધર્મકથાનુયોગ સંબંધી કૃતિઓમાં ઈષ્ટ ભવ્યાત્માના જીવનચરિત્ર સાથે પ્રસંગે પ્રસંગે દ્રવ્યાનુયોગાદિ પ્રથમના ત્રણ અનુયોગ સંબંધી તાત્ત્વિક વાતો સ્થળે સ્થળે દૃશ્યમાન થતી હોવાથી ધર્મકથાના જ્ઞાનસાથે દ્રવ્યાદિનું સ્વરૂપ પણ સહેલાઈથી સમજી શકાય છે. ભવ્યાત્માઓ કયા માર્ગથી પોતાના આત્માને અધોગતિમાંથી પડતો બચાવી ઉચ્ચસ્થાન ઉપર પહોંચાડે છે? ઉચ્ચ સ્થાન ઉપર આરૂઢ થતાં ભયંકર ઉપદ્રવો-ઉપસર્ગોને આત્મિક ક્ષમા વડે સહન કરવા પૂર્વક કેવી રીતે કસોટીના પ્રસંગોમાંથી પસાર થાય છે? ઇત્યાદિ વિષયોથી ભરપુર કલ્યાણકારી આત્માઓના ચરિત્રો એ આ અનુયોગનો પ્રાણ છે. શ્રી જ્ઞાતાસૂત્ર-ઉપાસકદશાંગસૂત્ર-વિપાકસૂત્ર-ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્ર, સુપાર્શ્વનાથ ચરિત્ર, ચન્દ્રપ્રભ ચરિત્ર, મલ્લિનાથ ચરિત્ર, શ્રી મહાવીર ચરિત્ર ઇત્યાદિ સંખ્યાબંધ આગમ પ્રમુખ ગ્રન્થો આ ધર્મકથાનુયોગસંબંધી હાલમાં પણ ઉપલબ્ધ છે.

**આ ગ્રન્થનું અભિધેય**

'**શ્રી લઘુક્ષેત્ર સમાસ પ્રકરણ**' નામના આ ગ્રન્થમાં પૂર્વે જણાવેલા ચાર અનુયોગ પૈકી ગણિતાનુયોગનું જ પ્રાધાન્ય છે. ચૌદ રાજ લોકવર્ત્તિ તે તે ક્ષેત્રો તેમજ ક્ષેત્રોમાં રહેલ પર્વત-નદી-દ્રહો-શાશ્વતચૈત્યો વિગેરેની લંબાઈ, પહોળાઈ, ઉંચાઈ, ઉંડાઈ પ્રમુખ પ્રમાણનું ઘણા વિસ્તારથી વર્ણન આ ગ્રન્થમાં કરવામાં આવેલ છે. ગ્રન્થકાર **શ્રીમાન્ રત્નશેખર સૂરીશ્વરજી** મહારાજે આ ગ્રન્થ એકંદર છ અધિકારમાં રચેલ છે. ૧ જંબૂદ્વીપાધિકાર ૨ લવણસમુદ્રાધિકાર ૩ ધાતકી ખંડાધિકાર ૪ કાલોદધિસમુદ્રાધિકાર ૫ પુષ્કરાર્ધદ્વીપાધિકાર અને ૬ અવશિષ્ટ પ્રકીર્ણાધિકાર. એ છએ અધિકારમાં અનુક્રમે જંબૂદ્વીપ, લવણસમુદ્ર, ધાતકીખંડ, કાલોદધિ અને પુષ્કરાર્ધ દ્વીપ સમુદ્રો તેમાં રહેલા મહાક્ષેત્રો, વર્ષધર પર્વતો, દીર્ઘવૈતાઢ્ય વૃત્તવૈતાઢ્ય, મેરૂપર્વત, ભદ્રશાલવન, નંદનવન, પાણ્ડકવન, સીતા, સીતોદા, રૂપ્યકૂલા-સુવર્ણકૂલા-ગંગા સિંધુ પ્રમુખ મહાનદીઓ, પાતાલ કલશાઓ, લઘુપાતાલ કલશાઓ, લવણસમુદ્રની જળશિખા, તે તે દ્વીપ સમુદ્રોની વેદિકાઓ, વનખંડો, જબૂં-વૃક્ષ, ધાતકીવૃક્ષ, માનુષોત્તર પર્વત વિગેરે તીર્ચ્છાલોકમાં રહેલ પ્રાય: ઘણા ખરા શાશ્વત પદાર્થો સંબંધી લંબાઇ, પહોળાઇ, ઉંચાઇ, ઉંડાઇ વિગેરે પ્રમાણ સાથે વર્ણન આપવામાં આવ્યું છે. ભાષાન્તરમાં પણ પ્રાય: પ્રત્યેક સ્થાને દરેક વસ્તુને તે તે વસ્તુના આયામ-વિષ્કંભ-બાહલ્ય વિગેરે સંબંધી માપને ગણિતના પ્રયોગોથી સ્પષ્ટ કરવામાં જરાપણ ન્યૂનતા રાખવામાં આવેલ નથી. એટલુંજ નહિં પરંતુ તે તે વિષયની પૂર્ણાહૂતિ થતાં તદ્વિષયક વિસ્તૃત યંત્રો તેમજ ઘણીજ મહેનતથી તૈયાર કરવામાં આવેલ સુંદર લગભગ ૫૦ રંગીન ચિત્રો આપેલા હોવાથી તે તે ક્ષેત્રો વિગેરેના આયામ-વિષ્કંભ-ક્ષેત્ર ફળ-ઘન ફળ વિગેરે પ્રમાણના જ્ઞાન સાથે ચિત્ર દર્શન દ્વારા પદાર્થનું પ્રત્યક્ષજ્ઞાન થતું હોય તેવો ખ્યાલ આવે છે. ગ્રન્થકા-કારની સ્વોપજ્ઞવૃત્તિમાં બતાવેલ ભાવાર્થ ઉપરાંત સ્થળે સ્થળે પ્રાસંગિક વિવેચનો-

ટીપ્પણીઓ કરવામાં પણ ભાષાંતર કરતાં ઘણોજ ખ્યાલ અપાયો હોય તેમ ગ્રન્થનું સાદ્યંત વાચન કરવાથી જણાઈ આવે તેમ છે. ગ્રંથવર્ત્તિ વિષયોનો આછો ખ્યાલ વિષયાનુક્રમમાં જણાવેલો હોઈ તેમજ જિજ્ઞાસુઓ માટે ગ્રન્થનું સાદ્યન્ત વાચન મનન પૂર્વક નિરીક્ષણ કરવું એજ ઉપયોગી હોઈ ગ્રન્થના અભિધેય સંબંધી આટલેજથી વિરામ પમાય છે.

ગ્રન્થકાર મહર્ષિ.

'**શ્રી લઘુક્ષેત્ર સમાસ**' નામના આ ગ્રન્થના રચયિતા પૂજ્યવર્ય **શ્રી રત્નશેખર સૂરીશ્વરજી** મહારાજા છે એ આપણે પ્રથમજ જોઇ શકયા છીએ. એ પૂજ્યપ્રવર ગ્રન્થકારની કઈ જન્મભૂમિ? માતા પિતાનું શું નામ? કોણ ગુરૂ મહારાજ? અને તેઓશ્રીનો કયો સત્તા સમય? એ સર્વ બાબતો સંબંધી વિચાર કરતાં તેમજ યોગ્ય તપાસ કરતાં તેઓશ્રીએ રચેલા આગળ જણાવાતા ગ્રન્થો પૈકી અમુક ગ્રન્થોની નિમ્ન પ્રશસ્તિ વિગેરે સાધનોથી તેઓશ્રીનો સત્તા સમય, તેઓશ્રીની ગુરૂ પરમ્પરા તેમજ તેઓશ્રીનાં સાહિત્ય ક્ષેત્ર સંબંધી થોડી ઘણી માહિતી મળી આવે છે. પરંતુ તેઓશ્રીના જન્મથી કઈ ભૂમિ પવિત્ર થયેલ છે અથવા કયા સ્થાને તેઓશ્રીનો કાળધર્મ થયેલો છે વિગેરે કાંઇપણ માહિતી મળી આવેલી જણાયેલ નથી.

**શ્રી લઘુક્ષેત્ર સમાસ** નામના તેઓશ્રીના રચેલા આ ગ્રન્થની અન્તિમ ગાથા–

'**सूरिहिं जं रयणसेहरनामएहिं, अप्पत्थमेव रइयं णरखित्तविक्खं । संसोहिअं पयरणं सुयणेहि लोए, पावेउ तं कुसलरंगमई पसिद्धिं ॥ १ ॥**

તેમજ તેઓશ્રીએ રચેલ પ્રાકૃતગાથાબદ્ધ **શ્રી શ્રીપાલચરિત્રના** અંત્ય વિભાગમાં રહેલી નિમ્ન બે ગાથા–

'**सिरिवज्जसेणगणहरपट्टपहूहेमतिलयसूरीणं । सीसेहिं रयणसेहरसूरीहिं इमा हु संकलिया ॥ १ ॥ तस्सीसहेमचंदेण साहुणा विक्कमस्स वरिसंमि । चउदस अट्ठावीसी लिहिया गुरुभत्तिराएणं ॥ २ ॥**'

તથા શ્રી લઘુક્ષેત્રસમાસ–સ્વોપજ્ઞવૃત્તિના પ્રારંભમાં રહેલ શ્લોક—

'**श्रीवज्रसेनगुरवो, जीयासुर्हेमतिलकगुरवश्च । चिन्तामणिरिव यन्नाम-संस्मृतिर्दिशतु मेऽभिमतम् ॥ १ ॥**'

ગ્રન્થકારનું સાહિત્ય ક્ષેત્ર.

ઇત્યાદિપદ્યોથી તેઓશ્રીનો સત્તા સમય વૈક્રમાબ્દ ૧૪૨૮ અર્થાત્ પંદરમો સૈકો હોવા સંબંધી નિશ્ચય થવા સાથે તેઓશ્રી પ્રત્યૂષાભિસ્મરણીય બૃહદ્ગચ્છીય **શ્રી વજ્રસેનસૂરિજી** મહારાજના શિષ્ય **શ્રી હેમતિલક** સૂરિજી મહારાજના શિષ્ય હોવાનું જણાય છે. અને તેઓશ્રીની શિષ્ય પરમ્પરામાં **હેમચન્દ્ર** નામા શિષ્ય

હોવાનું પણ સિદ્ધ થાય છે. ખાસ આટલી વસ્તુ સિવાય તેઓશ્રીના જીવન સંબંધી કાંઇપણ વિશેષ માહીતી મળતી હોય તેમ જાણવામાં આવેલ નથી. તેઓશ્રીએ રચેલ **શ્રી લઘુક્ષેત્ર સમાસ સ્વોપજ્ઞ વૃત્તિયુત, શ્રી શ્રીપાલચરિત્ર** પ્રાકૃત, **શ્રી ગુણસ્થાનક્રમારોહ** સ્વોપજ્ઞ વૃત્તિયુક્ત, સ્વોપજ્ઞ **ગુરૂગુણષટ્ત્રિંશિકા, દિનશુદ્ધિ, પ્રાકૃત છન્દો ગ્રન્થ** વિગેરે અનેક સાહિત્યથી પૂજ્યવર્ય શ્રી ગ્રન્થકાર મહર્ષિનું દ્રવ્યાનુયોગ-ગણિતાનુયોગ-ચરિતાનુયોગ-વિગેરે દરેક વિષયોમાં સુનિષ્ણાતપણું હોવાનું જણાઇ આવે છે.

સ્વોપજ્ઞશ્રાદ્ધવિધિ, શ્રાવક પ્રતિક્રમણ સૂત્ર વૃત્તિ, આચારપ્રદીપ વિગેરે ગ્રન્થોના પ્રણેતા બીજા પણ તેજ નામના શ્રીમદ્‌રત્નશેખરસૂરિજી મહારાજા યદ્યપિ શ્રી લઘુક્ષેત્ર સમાસ વિગેરે ગ્રન્થોના રચયિતા પૂર્વોક્ત જણાવેલ શ્રીમાન્ રત્નશેખર સૂરિજી મહારાજાના સમકાલીન તેમજ સમાનનામવાળા હોઇ બન્નેના અભેદ સંબંધી શંકા થવાનો પ્રસંગ હોવા છતાં તેઓ બૃહત્તપાગચ્છાચાર્ય શ્રીમાન્ સોમસુન્દરસૂરિજી મહારાજાના શિષ્ય મુનિસુંદરમહારાજાના શિષ્ય હોવાથી આપણા ગ્રન્થકારથી ચોક્કસ ભિન્ન હોવાનું સાબીત થાય છે.

પૂજ્યવર્ય્ય શ્રીમાન્ **જ્ઞાનસાગરજી**મહારાજા, પૂજ્યપ્રવર શ્રી **જયચન્દ્રસૂરિજી** મહારાજ, શ્રીમાન્ **સોમસુન્દરસૂરિ,** શ્રી **કુલમંડનસૂરિ,** શ્રીમાન્ **ગુણરત્નસૂરિ,** શ્રી **ક્ષેમકીર્ત્તિ,** શ્રી **સત્યશેખર,** તેમજ શ્રીમાન્ **મુનિસુન્દરસૂરિ** મહારાજા વિગેરે સમર્થ તેમજ વિદ્વદ્વિશારદ મહાન્ પુરૂષો શ્રી લઘુક્ષેત્રસમાસ વિગેરે ગ્રન્થોના રચયિતા શ્રીમાન્ **શ્રી રત્નશેખરસૂરીશ્વરજી** મહારાજાના સમકાલીન હોઇ પંદરમો સૈકો પ્રાજ્ઞશિરોમણિ પુરૂષોથી વિભૂષિત હોવાનું પણ ચોક્કસ અનુમાન થાય છે.

ભાષ્યસુધાંભોનિધિ શ્રીમાન્ **જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ** વિરચિત શ્રી **બૃહત્ક્ષેત્રસમાસ** ગ્રન્થમાં આ લઘુક્ષેત્રસમાસ ગ્રન્થની અપેક્ષાએ ઘણોજ વિસ્તાર છે તો પણ દુઃષમકાળમાં બુદ્ધિ-બળ-આયુષ્યની ક્રમશઃ હાનિ હોઇ સામાન્ય બુદ્ધિવાળા જીવો માટે આ ગ્રન્થ ઘણોજ ઉપયોગી છે.

**આ ગ્રન્થની વિશિષ્ટતા.**

અત્યાર સુધીમાં **શ્રીલઘુક્ષેત્રસમાસનું** ભાષાંતર ઘણા વખત પહેલા શ્રી ભીમસિંહ માણેક તરફથી તેમજ આ ગ્રંથ આ માળા તરફથી છપાતો જાણવા છતાં એકાએક ખાસ તૈયાર કરી હમણાં બે ત્રણ મહિના અગાઉ શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી બહાર પડેલ હોવાનું જાણવામાં છે. યદ્યપિ બન્ને ભાષાંતરોમાં રીતસર યંત્રો વિગેરે આપવામાં આવેલ છે. તોપણ-મૂલગાથા-શબ્દાર્થ છાયા ગાથાર્થ વિસ્તરાર્થ ટિપ્પણીઓ સ્થલે સ્થલે યંત્રો તેમજ જુદા જુદા ક્ષેત્રો સંબંધી રંગબેરંગી આકર્ષક લગભગ ૫૦ ચિત્રો, તથા છેવટે મૂલ ગાથાઓ વિગેરેનો ખાસ સંગ્રહ આ ગ્રન્થમાં કરેલ હોવાથી આ ગ્રન્થના અભ્યાસકોને ઘણોજ ઉપકારક થઇ પડશે એમ અમારૂં ચોક્કસ માનવું છે. **એટલું તો ચોક્કસ કહેવું પડશે**

**કે આવો ઉપયોગી સચિત્ર ગ્રન્થ કોઈપણ સંસ્થા તરફથી બહાર પડતો હોય તો આ સંસ્થા તરફથી પ્રથમ જ બહાર પાડવામાં આવેલ છે, તે માટે આ સંસ્થા પ્રશંસાપાત્ર છે.**

સાથે સાથે કહેવું પડશે જે **પ્રવચનપ્રભાવક પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શાસનમાન્ય આચાર્ય મહારાજ શ્રી વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજના અમૂલ્ય સદુપદેશથી જે જે ભાગ્યશાલી સદ્દગૃહસ્થોએ આ ગ્રન્થના પ્રકાશનમાં આર્થિક સહાય કરી સ્વલક્ષ્મીનો સદુપયોગ કર્યો છે તે પણ પ્રશંસનીય હોવા સાથે અન્ય સદ્દગૃહસ્થોને તે પ્રમાણે અનુકરણ કરવા લાયક છે. મહોદય પ્રેસના માલિક તેમજ વ્યવસ્થાપક **શાહ ગુલાબચંદ લલ્લુભાઇએ** આ ગ્રન્થનું જે સુવ્યવસ્થિત પદ્ધતિથી મુદ્રણ કર્યું છે તે પણ ગ્રન્થના અભ્યાસકોને અભ્યાસની સુગમતામાં સાધન છે.

**ઉપકારસ્મરણ.** અંતમાં જણાવું છું જે;–આ લઘુક્ષેત્ર સમાસ–વિસ્તરાર્થ ગ્રન્થનું સાદ્યંત સંશોધન કરવાનું સદ્દભાગ્ય મને પ્રાપ્ત થવા સાથે સંશોધનમાં મારી અલ્પમતિનો સદ્દવ્યય થયો છે તે મ્હારા પરમ ગુરૂદેવ વ્યાખ્યાપ્રજ્ઞ સિદ્ધાન્તમહોદધિ, આરાધ્યપાદ, આચાર્ય મહારાજ **શ્રી વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજ તેમજ ગુરૂદેવ મને રત્નત્રયી પ્રદાયક, સદ્દગુણનિધિ, સચ્ચારિત્ર ચૂડામણિ, અખંડ ગુરૂકુલવાસી, પૂજ્યપાદ ઉપાધ્યાયજી મહારાજ **શ્રી પ્રતાપવિજયજી** મહારાજને આભારી છે. આ ઉપોદ્દઘાતના પ્રારંભમાં ક્ષેત્રવિષયક જે સમન્વય કર્યો છે. તેમાં સ્થલે સ્થલે ઉત્પન્ન થતી શંકાઓનું સમાધાન આપવા માટે આગમોદ્ધારક પ્રત્યૂષાભિસ્મરણીય આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રી શ્રી શ્રી **સાગરાનન્દસૂરીશ્વરજી**નો ઉપકાર ચિરસ્મરણીય છે. અને આવા ગ્રન્થસંશોધનના કાર્યમાં મારા ગુરૂ બાન્ધવ મુનિવર્ય શ્રી **ઉદયવિજયજી**, મુનિવર્ય શ્રી **ભરતવિજયજી**, તરફથી મળતી રાહત તથા બાલમુનિશ્રી **યશોવિજયજી** તરફથી મળતી અનેક યોગ્ય સૂચનાઓ પણ મને યાદ કરવાની જરૂર પડે છે.

આ લઘુક્ષેત્રસમાસનું યથામતિ–યથાશક્તિ શાસ્ત્રીય આધારે સંશોધન કરવાનો પ્રયાસ સેવ્યો છે. મ્હારા પૂજ્ય ગુરૂશ્રીનો એ સંશોધનમાં સંપૂર્ણ સહયોગ છે. બલ્કે તેઓએજ સંશોધન કર્યું છે. મ્હેં તો તેમની અનુજ્ઞાનુંજ આરાધન કર્યું છે એમ કહું તોપણ અતિશયોક્તિ નથી. તથાપિ છદ્મસ્થજન્ય તેમજ પ્રમાદજન્ય કોઇ સ્ખલના સુજ્ઞ સમાજને દૃષ્ટિગોચર થાય તો સુધારી લેવા સહૃદય નિવેદન છે.

આ ગ્રન્થથી આ વિષયના જીજ્ઞાસુ ભવ્યાત્માઓ ક્ષેત્ર સંબંધી યોગ્ય માહીતી મેળવવા પૂર્વક ચૌદરજ્જુ પ્રમાણ લોકાકાશ ક્ષેત્રના અગ્ર ભાગમાં રહેલ **સિદ્ધશિલાનિવાસી બનો** એજ અંતિમ અભ્યર્થના—

અમદાવાદ એલીસબ્રીજ<br>સુતરીયા બિલ્ડીંગ<br>વૈશાખ વદ-૨ બુધવાર<br>વિ૦ સંવત્ ૧૯૯૦

શ્રી ગુરૂચરણસેવક,<br>**પ્ર. ધર્મવિજય**

# વિષયાનુક્રમ.

| વિષય. | ગાથાસંખ્યા. | પૃષ્ઠસંખ્યા. |
|---|---|---|
| ત્રીજા આરાના પર્યન્તે ૧૫–૭ કુલકરની ઉત્પત્તિ | ૯૯ | ૧૬૯ |
| કુલકરોએ પ્રવર્ત્તાવેલી ત્રણ પ્રકારની દંડનીતિ | ,, | ૧૭૦ |
| પરિભાષણ આદિ ૪ પ્રકારની દંડનીતિ | ,, | ૧૭૦ |
| ત્રીજા આરાના પર્યંતે જિનધર્માદિકની ઉત્પત્તિ. | ,, | ૧૭૧ |
| ઉત્સર્પિણી તથા અવસર્પિણીના કયા આરામાં પહેલા અને છેલ્લા જિનેન્દ્રો જન્મે અને સિદ્ધિપદ પામે ? | ૧૦૦ | ૧૭૨ |
| અવસર્પિણીના ચતુર્થ આરાનું સ્વરૂપ. | ૧૦૧ | ૧૭૩ |
| ૬૩ શલાકા પુરૂષોની ઉત્પત્તિ | ૧૦૧ | ૧૭૪ |
| અવસ૦ ના પંચમઆરાનું સ્વરૂપ... | ૧૦૨ | ૧૭૫ |
| પાંચમા આરાના પર્યન્તે ધર્મ વિગેરેનો અંત. | ,, | ૧૭૬ |
| પાંચમા આરાના પર્યન્તે અનેક કુવૃષ્ટિઓ. | ૧૦૩ | ૧૭૭ |
| પંચમકાળના પર્યન્તે પૃથ્વીમાં હાહાકાર. | ,, | ૧૭૮ |
| પાંચમા આરાના પર્યન્તે અનેક કુવાયુના સુસવાટ | ,, | ૧૭૮ |
| કુવૃષ્ટિ અને કુવાયુથી થતું પરિણામ. | ,, | ૧૭૮ |
| પાંચમા આરાના પર્યન્તે બીજમનુષ્યાદિકનાં સ્થાન | ,, | ૧૭૮ |
| બીજમનુષ્યોના બિલોનું વર્ણન | ૧૦૪ | ૧૭૯ |
| છઠ્ઠા આરાનું સ્વરૂપ | ૧૦૫ | ૧૮૦ |
| છઠ્ઠા આરાના મનુષ્યો | ,, | ૧૮૧ |
| ઉત્સર્પિણીનું વર્ણન | ૧૦૭ | ૧૮૩ |
| સાત ક્ષેત્રમાં સદા એક સરખો કાળ | ૧૦૮ | ૧૮૬ |
| ચાર વૃત વૈતાઢ્યનું સ્વરૂપ | ૧૦૯ | ૧૮૭ |
| મેરૂપર્વતનું સવિસ્તર વર્ણન | ૧૧૧ | ૧૮૮ |
| મેરૂપર્વતના ત્રણ કાંડ | ૧૧૨ | ૧૮૯ |
| મેરૂપર્વતના શિખર ઉપર ચૂલિકા | ૧૧૩ | ૧૯૧ |
| ચૂલિકા ઉપર શાશ્વત ચૈત્યગૃહ | ,, | ૧૯૨ |
| ચૂલિકાના મધ્ય વિસ્તારનું કરણ | ,, | ૧૯૨ |
| પંડકવનનું સ્વરૂપ | ૧૧૪ | ૧૯૩ |
| પંડકવનમાં શાશ્વત જિનભવનો તથા દેવપ્રાસાદો | ૧૧૫ | ૧૯૪ |
| શાશ્વત જિનભવનો તથા દેવપ્રાસાદોનું પ્રમાણ | ૧૧૬ | ૧૯૫ |
| જિનેશ્વર જન્માભિષેકની શિલાઓનું સ્વરૂપ | ૧૧૭ | ૧૯૬ |
| ચાર અભિષેક શિલાઓનાં નામ તથા તે ઉપર સિંહાસનો | ૧૧૮ | ૧૯૭ |
| સિંહાસનો ઉપર સ્વદિશિના જિનનો જન્માભિષેક | ,, | ૧૯૯ |
| સોમનસવનનું સ્વરૂપ | ૧૨૦ | ૨૦૦ |

| વિષય. | ગાથાસંખ્યા. | પૃષ્ઠસંખ્યા. |
|---|---|---|



### જંબૂદ્વીપવર્ણનાધિકાર સમાપ્તિ.

## લવણ સમુદ્ર વર્ણન પ્રારંભ.

| વિષય. | ગાથાસંખ્યા. | પૃષ્ઠસંખ્યા. |
|---|---|---|
| ૭૮૮૪ લઘુપાતાળ કળશાઓ | ૨૦૦ | ૩૧૬ |
| પાતાળકળશાના અધિપતિ દેવો | ૨૦૧ | ૩૧૮ |
| પાતાળકળશાઓનો સવિસ્તર યંત્ર | ,, | ૩૧૯ |
| પાતાળકળશાઓમાં શું શું છે ? | ૨૦૨ | ૩૨૦ |
| પાતાળકળશામાં મોટા વાયરા તથા વેલવૃદ્ધિ | ,, | ૩૨૧ |
| શિખાની ત્રણે બાજુએ થતી જળવૃદ્ધિને અટકાવવા માટે નિયુક્ત થયેલા નાગકુમારનિકાયના વેલંધર દેવો | ૨૦૪ | ૩૨૨ |
| આઠ વેલંધર પર્વતો | ૨૦૫ | ૩૨૪ |
| વેલંધરદેવોના નિવાસસ્થાનો | ૨૦૬ | ૩૨૫ |
| વેલંધરપર્વતોનું પ્રમાણ તથા વર્ણ | ૨૦૮ | ૩૨૬ |
| વેલંધરપર્વતો જળ ઉપર કેટલા દેખાય છે ? | ૨૧૦ | ૩૨૭ |
| લવણસમુદ્રમાં ૫૬ અન્તરદ્વીપ | ૨૧૧ | ૩૩૧ |
| અંતરદ્વીપનો વિસ્તાર | ,, | ૩૩૩ |
| અન્તર દ્વીપોનો જળ ઉપર દેખાવ | ૨૧૩ | ૩૩૪ |
| અન્તર દ્વીપનાં નામ | ૨૧૪ | ૩૩૬ |
| શિખરીપર્વતની લવણસમુદ્રમાં રહેલી દાઢાઓ ઉપરના ૨૮ અંતરદ્વીપ | ૨૧૮ | ૩૩૯ |
| અન્તરદ્વીપમાં યુગલિકોના શરીરની ઉંચાઈ, પાંસળી, આહારનું અન્તર અને અપત્યપાલનાનું વર્ણન | ૨૧૯ | ૩૪૦ |
| ૫૬ અન્તરદ્વીપનું કોષ્ઠક | ,, | ૩૪૧ |
| લવણસમુદ્રમાં ૨૪ ચન્દ્રસૂર્યદ્વીપ તથા ૧ ગૌતમદ્વીપ | ૨૨૦ | ૩૪૨ |
| લવણસમુદ્રમાં ધાતકીખંડ તરફના ચન્દ્રસૂર્ય દ્વીપો | ૨૨૨ | ૩૪૫ |
| ગૌતમદ્વીપઆદિ ૨૫ દ્વીપોનો જળ ઉપર દેખાવ | ૨૨૩ | ૩૪૬ |
| ગૌતમાદિ ૨૫ દ્વીપની મૂળથી અનુક્ત ઉંચાઈ | ,, | ૩૪૮ |
| લવણસમુદ્રના ગૌતમદ્વીપ આદિ ૩૧ દ્વીપોનું કોષ્ઠક-યંત્ર | ,, | ૩૫૦ |
| લવણસમુદ્રમાં આવેલા પદાર્થોનું સંક્ષિપ્ત કોષ્ઠક-યંત્ર | ,, | ૩૫૧ |
| ૨૫ દ્વીપો ઉપર દેવપ્રાસાદોનું પ્રમાણ | ૨૨૪ | ૩૫૨ |
| લવણસમુદ્ર ઉપર જ્યોતિષી વિમાનો જળસ્ફટિક રત્નનાં | ,, | ૩૫૩ |
| જળસ્ફટિક વિમાનોનો અધિક ઊર્ધ્વપ્રકાશ | ,, | ૩૫૩ |
| લવણસમુદ્રના પદાર્થોનો સંક્ષિપ્તસંગ્રહ | ,, | ૩૫૪ |

**લવણસમુદ્રાધિકાર સમાપ્તિ.**

## ધાતકીખંડવર્ણનાધિકાર પ્રારંભ.

| | | |
|---|---|---|
| ' ધાતકીખંડ ' એ નામનું કારણ | ૨૨૫ | ૩૫૬ |
| પૂર્વધાતકીખંડ અને પશ્ચિમધાતકીખંડ | ,, | ૩૫૬ |

**ધાતકીખંડવર્ણનાધિકાર સમાપ્તિ.**

## કાલોદસમુદ્ર વર્ણનાધિકાર પ્રારંભ.



**કાલોદધિસમુદ્રાધિકાર સમાપ્ત.**

## અભ્યન્તર પુષ્કરાર્ધ દ્વીપાધિકાર પ્રારંભ.

**લઘુક્ષેત્રસમાસ વિસ્તરાર્થ સમાપ્ત.**

# ગ્રંથમાં અપાયેલા યંત્રો–કોષ્ઠકોની સૂચી.

| વિષયનિર્દેશ.. | પૃષ્ઠ-સંખ્યા. |
|---|---|

# આ ગ્રન્થમાં અપાયેલાં ચિત્રોની સૂચી.

# श्री लघुक्षेत्रसमास

## सविस्तरार्थ-सचित्र-सयंत्र,

अथवा

# जैन भूगोळ.

॥ जैनाचार्य श्री १००८ विजयकमलसूरीश्वर शिष्य जैनाचार्य विजयमोहनसूरीश्वरेभ्यो नमोनमः ॥

# श्री लघु क्षेत्र समास

## विस्तरार्थ सहित.

अवतरणः—श्री બૃહત્સંગ્રહણી નામના ગ્રંથમાં જૈનદર્શનને અનુસારે શાશ્વતી ખગોળ વિદ્યા દર્શાવીને હવે આ ગ્રંથમાં શાશ્વતી ભૂગોળ દર્શાવવાનો પ્રસંગ છે. ત્યાં ખગોળમાં ચૌદરજ્જુ પ્રમાણ ઉંચા અને અનિયતપણે સાતરજ્જુ વિસ્તારવાળા લોકાકાશમાં ઊર્ધ્વભાગે રહેલા દેવોની વસતિનું અને અધોભાગે (નીચે) રહેલા પાતાળવાસી દેવો તથા નારકોનું અને મધ્ય આકાશમાં [તિર્યગ્-લોકમાં] મનુષ્ય તથા તિર્યંચોનું વર્ણન દર્શાવ્યું, એ પ્રમાણે ચૌદરજ્જુ પ્રમાણ ખગોળમાં જે જે પદાર્થો [જીવો વિમાનો નરકાવાસાઓ ભુવનો વિગેરે] રહેલા છે તે સર્વ પદાર્થોનું વર્ણન કર્યું છે, અને હવે આ ગ્રંથમાં પહેલી રત્નપ્રભા નરકપૃથ્વી કે જેના ઉપલા તળીયે આપણે રહીએ છીએ તેજ ઉપરના તળીયામાં [ઉપલી સપાટીમાં] આવેલા અસંખ્ય દ્વીપ તથા અસંખ્ય સમુદ્રોનું વર્ણન સંક્ષેપમાં કહેવાનું છે, અને એજ દ્વીપ સમુદ્રોમાં જ્યાં જ્યાં મનુષ્ય વસતિ તિર્યંચની વસતિ પહાડ નદીઓ સરોવરો ઈત્યાદિ શાશ્વતા પદાર્થો રહેલા છે તેનું પણ વર્ણન કરવાનું છે, તેમાં વિશેષ વર્ણન તો મનુષ્યની વસતિવાળા અઢીદ્વીપનું જ કરવામાં આવશે, કારણ કે શેષ દ્વીપ સમુદ્રોમાં જાણવા લાયક શાશ્વત પદાર્થો અઢી દ્વીપ જેટલા નથી માટે તે સર્વનું અલ્પ વર્ણન કરવામાં

આવશે, જેથી આ ક્ષેત્રસમાસ ગ્રંથ અઢી દ્વીપના વર્ણનથી ભરપૂર છે એમ કહીએ તોપણ ચાલે. હવે એ ક્ષેત્રસમાસનો શબ્દાર્થ આ પ્રમાણે-ક્ષેત્ર- રત્નપ્રભા પૃથ્વી ઉપર રહેલા અથવા મધ્ય લોકમાં રહેલા અસંખ્યાત દ્વીપસમુદ્રો રૂપી ક્ષેત્ર તેનો [1]સમાસ-સંક્ષિપ્ત વર્ણન તે ક્ષેત્રસમાસ. તેની આ પહેલી ગાથા કે જેમાં ગ્રંથકર્તાએ કરેલું મંગલાચરણ તથા ત્રણ અનુબંધ કહેલા છે, તે કહેવાય છે-

**वीरं जयसेहरपय–पइट्ठिअं पणमिऊण सुगुरुं च ।**
**मंदुत्ति ससरणट्ठा, खित्तविआराणु मुंछामि [मुच्छामि] ॥१॥**

### શબ્દાર્થ:—

वीरं–શ્રી વીરભગવંતને
जय–જગતના
सेहर–શેખર, મુકુટ સરખા
पय–પદ, સ્થાને
पइट्ठिअं–પ્રતિષ્ઠિત, રહેલા
पणमिऊण–નમસ્કાર કરીને
सुगुरुं–સુગુરૂને
मंद[2](दु)–મંદબુદ્ધિવાળો
त्ति–ઇતિ, તેથી
स–સ્વ, પોતાના
सरणट्ठा–સ્મરણાર્થે, સ્મરણમાં રહેવા માટે
खित्त–ક્ષેત્રના
विआर–વિચારના
अणुं–અણુ, કણોને, લેશમાત્ર
उंछामि–વીણું છું, સંગ્રહું છું
[उच्छामि–કહીશ]

### સંસ્કૃત અનુવાદ.

**वीरं जगच्छेखरपदप्रतिष्ठितं, प्रणम्य सुगुरुं च ।**
**मंद इति स्वस्मरणार्थं, क्षेत्रविचाराणुमुंछामि ॥ १ ॥**

ગાથાર્થ:—જગતના મુકુટ સરખા સ્થાને રહેલા [જગતના અગ્રભાગે રહેલા] શ્રી વીર ભગવંતને અને જયશેખરસૂરિની પાટે બેઠેલા મારા ગુરૂને નમસ્કાર કરીને હું મંદબુદ્ધિવાળો છું તેથી મારા પોતાના સ્મરણને અર્થે ક્ષેત્ર સંબંધિ વિચારના અણુઓને [કણોને] વીણું છું [ એકઠા કરૂં છું, અર્થાત્ ક્ષેત્રસંબંધિ વિચારને લેશમાત્ર સંગ્રહું છું ]. ॥ ૧ ॥

---

૧ અથવા લોક રૂઢી પ્રમાણે समास એટલે સમાવેશ એ અર્થ પણ સંગત છે.

૨ मंदुत्ति એ સમાસ છે, જેથી એ સમાસને છૂટો પાડતાં मंद त्ति (इति) થાય છે.

विस्तरार्थः—દરેક ગ્રંથમાં પ્રાયઃ મંગલાચરણ, ગ્રંથમાં કહેવાનો વિષય, ગ્રંથનો પરંપરાથી ચાલ્યો આવતો અખંડ સંબંધ, અને ગ્રંથ બનાવવાનું પ્રયોજન–કારણ એ ચાર બાબત પ્રથમથીજ કહેવાની હોય છે, એ ચારમાં એક મંગલ, અને ત્રણ[1] અનુબંધ કહેવાય છે. ત્યાં આ ગ્રંથકર્ત્તાએ શ્રી વીરભગવંતને અને પોતાના ગુરૂને નમસ્કાર કર્યો તે मंगलाचरण છે, અને સંબંધ પણ એમાંજ અંતર્ગત છે, કારણ કે ગ્રંથકર્ત્તા પોતે જયશેખરસૂરિના શિષ્યના શિષ્ય છે એમ ગાથાના પૂર્વાર્ધમાં–મંગલાચરણમાં જ કહ્યું, અને જયશેખરસૂરિ શ્રી વીર ભગવંતની પરંપરામાં થયેલા છે, તેથી મંગલાચરણમાંજ ગુરૂપર્વક્રમ संबंध કહેવાઈ ગયો, તથા વાચ્ય વાચક અથવા સાધ્ય સાધન અથવા ઉપાયોપેય સંબંધ ગ્રંથોમાં પ્રાયઃ સ્પષ્ટ કહેવાતા નથી તોપણ અધ્યાહારથી ગ્રહણ કરવા. તે આ પ્રમાણે–અહિં ક્ષેત્રનો વિચાર એ વાચ્ય છે, અને આ ગ્રંથ વાચક છે, તથા ક્ષેત્રનો વિચાર સાધ્ય છે અને આ ગ્રંથ તેનું સાધન છે, તથા ક્ષેત્રનો વિચાર ઉપેય છે, અને આ ગ્રંથ તેનો ઉપાય છે [ એ ત્રણેમાં ઈષ્ટ તે વાચ્ય સાધ્ય વા ઉપેય ગણાય, અને તે ઇષ્ટ પ્રાપ્ત કરવાનો ઉપાય તે વાચક સાધન અથવા ઉપાય કહેવાય. એ રીતે ૪ પ્રકારનો સંબંધ ગ્રંથના પ્રારંભમાં કહેવો ]. તથા આ ગ્રંથમાં ક્ષેત્રનો વિચાર કહેવાનો છે એમ खित्तविआराणुमंछामि એ પદોથી કહ્યું તે अभिधेय અથવા विषय કહેવાય. અને मंदुत्तिससरणट्ठा એ પદોથી [ હું મંદબુદ્ધિવાળો છું તેથી મારા સ્મરણને અર્થે ] એ प्रयोजन કહ્યું, વળી અહિં પ્રયોજન ચાર પ્રકારનું પણ છે તે આ રીતે–વકતાનું અનન્તર પ્રયોજન [ વકતાને શીઘ્ર લાભ ] ક્ષેત્રનું સ્વરૂપ પોતાની સ્મૃતિમાં કાયમ રહે તે, અથવા ગ્રંથ બનાવતી વખતે થતી કર્મનિર્જરા. વકતાનું પરંપર પ્રયોજન [ વકતાને અંતિમ લાભ ] મોક્ષપ્રાપ્તિ તથા શ્રોતાને અનન્તર પ્રયોજન ક્ષેત્રસંબંધિ થતું જ્ઞાન અને ભણતી વખતે વા સાંભળતી વખતે થતી કર્મનિર્જરા, અને શ્રોતાને પરંપર પ્રયોજન મોક્ષપ્રાપ્તિ. એ પ્રમાણે ગ્રંથના પ્રારંભમાં સંક્ષેપથી મંગળ અને અનુબંધ દર્શાવ્યા, અને હવે ગાથાનો કંઇક વિશેષ અર્થ દર્શાવાય છે તે આ પ્રમાણે—

वीरं जयसेहरपयपइट्ठिअंपणमिऊण ( जय )=જગતના એટલે ચૌદરજ્જુ પ્રમાણ ઉંચા લોકના सेहर=શેખર એટલે મુકુટ સરખું જે पय=પદ=સ્થાન તે લોકનો અગ્રભાગ છે, અને ત્યાં ૪૫ લાખ યોજન પ્રમાણ લાંબા પહોળા અને ૩૩૩

---

૧ અન્યદર્શનીય તર્કશાસ્ત્રોમાં અધિકારી સહિત ચાર અનુબંધ કહ્યા છે. પરન્તુ જૈનદર્શનમાં ત્રણ અનુબંધ દેખવામાં આવે છે.

ધનુષ ૩૨ અંગુલ જેટલા ઉંચા-જાડા ચક્ર સરખા ગોળક્ષેત્રમાં અનન્તાનન્ત સિદ્ધપરમાત્મા બિરાજે છે, તે સિદ્ધિસ્થાને पइट्ठिअं રહેલા वीरं શ્રી વીરભગવંતને पणमिऊण નમસ્કાર કરીને હું ક્ષેત્રવિચાર કહું છું. એમાં શ્રી વીરપરમાત્માની સિદ્ધ અવસ્થા સૂચવી, તે સાથે વીરભગવંતનેજ નમસ્કાર કરવાનું કારણ વર્તમાન શાસનના નાયક શ્રી વીરભગવંતજ હતા માટે તથા એ સિદ્ધિસ્થાનને મુકુટ સરખું કહેવાનું કારણ કે-મુકુટ જેમ શરીરના અગ્રભાગે-મસ્તકેજ પહેરાય છે, અને તે વિવિધ મણિઓથી ભરપૂર હોય છે તેવી રીતે ચૌદરજ્જુ ઉંચા એવા લોકરૂપી નરરાજાએ પોતાના મસ્તકે પીસ્તાલીસ લાખ યોજન વિસ્તારવાળો સિદ્ધક્ષેત્રરૂપી મુકુટ પહેર્યો છે, અને તેમાં અનન્તાનન્ત સિદ્ધરૂપી રત્નો ખીચોખીચ જડેલાં છે, માટે સિદ્ધિસ્થાનને જગતના મુકુટની ઉપમા આપી તે યથાર્થ છે.

( जयसेहरपयपइट्ठिअं ) सुगुरूं च ( पणमिऊण )-તથા જયશેખરપદ પ્રતિષ્ઠિત એવા મારા ગુરૂને નમસ્કાર કરીને ક્ષેત્રનો વિચાર સંગ્રહું છું. અહિં "જયસેહરપયપઇટ્ઠિઅં" એ વિશેષણ પ્રથમ શ્રી વીરભગવંતનું કહીને એજ વિશેષણ પોતાના ગુરૂને માટે પણ કહ્યું છે, પરન્તુ શબ્દાર્થમાં ફેરફાર કરવાનો છે તે આ પ્રમાણે-जयसेहर એટલે જયશેખર નામના આચાર્ય તેમના पय-પદે અથવા પાટે पइट्ठिअ=બેઠેલા એવા મારા ગુરૂ શ્રી वज्रसेनसूरि તેમને નમસ્કાર કરીને હું ક્ષેત્રવિચાર કહું છું-એ સંબંધ. અહિં આ ક્ષેત્ર સમાસ ગ્રંથના કર્ત્તા શ્રી रत्नशेखरसूरि છે, તેમના ગુરૂ શ્રી વજ્રસેનસૂરિ અને તેમના પણ ગુરૂ શ્રી જયશેખરસૂરિ છે, જેથી ગ્રંથકર્ત્તાએ આ ગ્રંથમાં પોતાના ગુરૂને અને ગુરૂના પણ ગુરૂને નમસ્કાર કર્યો.

मंदुत्ति ससरणट्ठा-હું મંદ બુદ્ધિવાળો છું માટે મારા પોતાના સ્મરણને અર્થે હું આ ક્ષેત્ર વિચારોને સંગ્રહું છું-એ સંબંધ. અહિં ગ્રંથ કર્તાએ પોતાની લઘુતા દર્શાવવા માટે પોતાને મંદબુદ્ધિવાળા કહ્યા છે, તેમજ ગ્રંથ રચનાનું કારણ પણ દર્શાવ્યું કે હું જો ક્ષેત્રના વિચાર જે સિદ્ધાન્તોમાં છૂટા છૂટા કહ્યા છે, તેને એકત્ર કરી સંગ્રહ કરૂં તો મને વિશેષ યાદ રહે, અને એ વાત તો નિર્વિવાદ છે કે વાંચવા માત્રથી તે વિષય સ્મૃતિમાં ઘણીવાર રહેતો નથી, પરન્તુ બીજાને ભણાવવાથી વિશેષ યાદ રહે છે, અને તે વિષયનો નવો ગ્રંથ રચવામાં તો તેથી પણ ઘણોજ યાદ રહી તે વિષય ઘણો દૃઢ થાય છે.

खित्तवियाराणुमुंछामि-ક્ષેત્ર સંબંધિ વિચારના અણુને વીણું છું-સંગ્રહું છું. અર્થાત્ ક્ષેત્રના વિચારને સંક્ષેપથી કહું છું. ક્ષેત્રમાં ( ખેતરમાં ) અથવા ખળામાં

ધાન્યના છૂટા છૂટા કણુ વેરાયલા પડ્યા હોય તે કણોને જેમ કોઇ દાણો દાણો વીણીને એકત્ર કરે તેમ આ ગ્રંથકર્તા એવો ધ્વનિ-તાત્પર્ય દર્શાવે છે કે—શાસ્ત્રમાં ક્ષેત્ર વિચાર રૂપી કણો છૂટા છૂટા ગુંથાયલા છે ( એટલે કિંચિત્ કિંચિત્ ક્ષેત્ર વિચાર જૂદા જૂદા શાસ્ત્રોમાં છૂટો છૂટો કહેલો છે ) તે સર્વ લેશોને હું આ ગ્રંથમાં ( ક્રમશઃ ) સંગૃહિત કરૂં છું. અહિં उच्छामि એવો પણ બીજો પાઠ હોવાથી ક્ષેત્ર વિચારના લેશોને " કહીશ " એવો અર્થ પણ થાય. ॥ ૧ ॥

अवतरणः—હવે આ મધ્યલોકમાં ( તીર્ચ્છા લોકમાં ) દ્વીપ અને સમુદ્રોની કુલ સંખ્યા કેટલી છે ? તે દર્શાવાય છે [ અથવા અસંખ્યાતા દ્વીપ સમુદ્રોની સંખ્યાનું પ્રમાણુ કાળના એક ભેદની સાથે સરખાવાય છે ].

**तिरि एगरज्जुखित्ते, असंखदीवोदहीउ ते सव्वे ।**
**उद्धारपलिअपणवीस, कोडिकोडिसमयतुल्ला ॥ २ ॥**

**શબ્દાર્થઃ—**

तिरि=તીર્છા
एगरज्जु=એકરાજ
खित्ते=ક્ષેત્રમાં
असंख=અસંખ્યાતા
दीव=દ્વીપો
उदहिउ=સમુદ્રો
ते सव्वे=તે સર્વે
उद्धारपलिअ=ઉદ્ધાર પલ્યોપમ ( સૂક્ષ્મ )
पणवीसकोडाकोडी=પચીસ કોડાકોડી
समय=સમયો
तुल्ला=તુલ્ય, જેટલા,

**સંસ્કૃત અનુવાદ.**

**तिर्यगेकरज्जुक्षेत्रे, असंख्येय द्वीपोदधयस्ते सर्वे ।**
**उद्धारपल्यपंचविंशतिकोटिकोटिसमयतुल्याः ॥ २ ॥**

गाथार्थः—એક રજ્જુ પ્રમાણુ તીર્ચ્છાક્ષેત્રમાં અસંખ્યાતા દ્વીપ અને અસંખ્યાતા સમુદ્રો છે, તે બન્ને મળીને પચીસ કોડાકોડી સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમના સમયો જેટલા છે ॥ ૨ ॥

भावार्थः—આ તીર્ચ્છાલોક ઘંટીના પડ સરખો ગોળ [ ચપટગોળ ] છે, તેની જાડાઈ ૧૮૦૦ યોજન[1] અને લંબાઈ પહોળાઈ એક રજ્જુ પ્રમાણુ છે [ એટલે અમુક સંખ્યાવાળા અસંખ્યાતા યોજન પ્રમાણુ છે ], સર્વથી છેલ્લો

૧ મેરૂપર્વતની તલહટી રૂપ સપાટીથી [સમભૂતલથી] ૯૦૦ યોજન ઉપર અને ૯૦૦ યોજન નીચે એ રીતે ૧૮૦૦ યોજન જાડો તીર્ચ્છાલોક જાણવો.

સ્વયંભૂરમણ સમુદ્ર છે, જેથી તે સ્વયંભૂરમણ સમુદ્રના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધીનું અથવા ઉત્તર છેડાથી દક્ષિણ છેડા સુધીનું સર્વ માપ એક રજ્જુ છે, એટલે લોકની ઉંચાઇનો ૧૪ મા ભાગ જેટલું છે, અને યોજનના માપથી તે અસંખ્ય યોજન થાય છે, તે એક રજ્જુ જેટલા ક્ષેત્રમાં અસંખ્યાત દ્વીપ-સમુદ્રો છે, તેની કુલ સંખ્યા રાા સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમના સમયો જેટલી છે, અથવા ૧૦ કોડાકોડિ પલ્યોપમનો એક સાગરોપમ એ હિસાબે ૨૫ કોડાકોડિ સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમના સમયો જેટલી છે. અહિં પલ્યોપમ અથવા સાગરોપમ એ કાળનું પ્રમાણ વિશેષ છે તેના ૬-૬ ભેદ છે તેઆ—

| | |
|---|---|
| ૧ બાદર ઉદ્ધાર પલ્યોપમ | ૧ બાદર ઉદ્ધાર સાગરોપમ |
| ૨ સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ | ૨ સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમ |
| ૩ બાદર અદ્ધા પલ્યોમ | ૩ બાદર અદ્ધા સાગરોપમ |
| ૪ સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ | ૪ સૂક્ષ્મ અદ્ધા સાગરોપમ |
| ૫ બાદર ક્ષેત્ર પલ્યોપમ | ૫ બાદર ક્ષેત્ર સાગરોપમ |
| ૬ સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ | ૬ સૂક્ષ્મ ક્ષેત્ર સાગરોપમ. |

એ છ પ્રકારના [1]પલ્યોપમ તથા છ પ્રકારના [2]સાગરોપમમાં અહિં સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ અથવા સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમ એ બીજા ભેદનું અહિં પ્રયોજન છે, તેનું સ્વરૂપ બાદર પલ્યોપમ સમજવાથી વિશેષ સુગમતાથી સમજી શકાય છે માટે પ્રથમ બાદર ઉદ્ધાર પલ્યોપમનું સ્વરૂપ અને ત્યારબાદ સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમનું સ્વરૂપ કહેવાય છે. [ ત્યારબાદ સાગરોપમ સહજે સમજાશે ] તે આ પ્રમાણે—

## ॥ ૧ બાદર ઉદ્ધાર પલ્યોપમ ॥

ઉત્સેધાંગુલના પ્રમાણથી ૧ યોજન લાંબો ૧ યોજન પહોળો અને ૧ યોજન ઉંડો એવા ઘનવૃત્ત કૂવામાં [ લંબાઇ પહોળાઇ અને ઉંડાઇ એ ત્રણે સરખાં હોવાથી ઘનવૃત્ત કહેવાય, તેવા કૂવામાં ] સિદ્ધાન્તના અભિપ્રાય પ્રમાણે [3]દેવકુરૂ

---

૧ પલ્ય એટલે પાલો ( ધાન્યનો સાટો કે જે વાંસની ચીપોનાં પાલાં વાળીને બનાવવામાં આવે છે તે ) અથવા પલ્ય એટલે કૂવો તેની ઉપમા વડે મપાતો કાળભેદ તે પલ્ય.

૨ સાગર એટલે સમુદ્રની ઉપમાવાળો કાળ તે સાગરોપમ, જેમ સમુદ્રનો પાર નહિં તેમ જે કાળનો પાર ન પામી શકાય તેટલો મોટો, તો પણ ૧૦ કોડાકોડી પલ્યોપમ જેટલો એક સાગરોપમ.

૩ એ ક્ષેત્રના યુગલિકોના વાળ બહુ સૂક્ષ્મ હોય છે માટે એ ક્ષેત્રના યુગલિક કહ્યા.

અથવા ઉત્તરકુરૂક્ષેત્રના યુગલિક મનુષ્યોનો શીર્ષમુંડન પછીનો ૧*થી ૭ દિવસ સુધીના ઉગેલા વાળને એક અંગુલમાં ભરીયે, અથવા આ ચાલુ ગ્રંથમાં હમણાંજ ત્રીજી ગાથામાં કહેવાશે તે પ્રમાણે ૧ થી ૭ દિવસ સુધીના જન્મેલા દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રના ઘેટાના એક ઉત્સેધાંગુલ પ્રમાણ વાળના સાત[1] વાર આઠ આઠ કકડા કરીને

* એક અથવા બે અથવા સાત એમ નિયત દિવસ ન કહેતાં ૧ થી ૭ કહેવાનું પ્રયોજન એ છે કે—કુરૂક્ષેત્રના જુગલિકના પહેલે દિવસે ઉગેલા દરેકના સરખા સૂક્ષ્મ ન હોય, જેથી વિવક્ષિત સૂક્ષ્મતા કોઇ યુગલિકની પહેલે દીવસેજ મળી આવે તો કોઇ યુગલિકની સાતમે દિવસે પણ મળી આવે, ત્યાર બાદ આઠમે દિવસે વિવક્ષિત સૂક્ષ્મતા ન મળી આવે માટે ૧ થી ૭ દિવસ એમ સંભવે છે.

**૧ પ્રશ્નઃ**—અહિં એક અંગુલ પ્રમાણ રોમના ખંડ કરવાના છે, અને ખંડ તો વાળની ઉંચાઇમાંથી થઇ શકે છે, તો તમે જે સૂક્ષ્મતા ગણો છો તે વાળની ઉંચાઇની કે જાડાઇની ! જો જાડાઇની સૂક્ષ્મતાગણી બહુ પાતળા વાળ ઇચ્છતા હો તો નિરર્થક છે, કારણ કે રોમના કકડા કરવા છે તેતો ઉંચાઇમાંથી થાય જાડાઇમાંથી કકડા કરવાનું કહેતા હો તો તે અવ્યવહાર અને હાસ્યાસ્પદ વાત છે, માટે ઉંચાઇમાંથી કકડા કરવાના અધિકારમાં વાળ બહુ પાતળો હોય અથવા જાડો હોય તોપણ શું ?

**ઉત્તર**—અહિં કૂવો વ્યવસ્થિત રીતે અને વિવક્ષિત સંખ્યાએ ભરવાનો છે, માટે દરેક રોમખંડ સમઘન હોવો જોઇએ, જો વિષમઘન હોયતો કૂવો ભરવાની રીતિ અને સંખ્યા બન્ને અવ્યવસ્થિત થાય, માટે ઘેટાના વાળના કકડા તો જો કે અંગુલ પ્રમાણની ઉંચાઇમાંથીજ કરવાના છે, જાડાઇમાંથી કકડા કરવાના છેજ નહિ, અને જાડાઇમાંથી કકડા ન કરવાના કારણથીજ "એકથી સાત દીવસના જન્મેલા ઘેટાના" એ વિશેષણ છે, કારણ કે ઉંચાઇમાંથી સાતવાર આઠ આઠ કકડા કરવાથી જેટલી ઉંચાઇ વાળના કકડાની રહે છે તેટલીજ જાડાઇ એકથી સાત દિવસના જન્મેલા ઘેટાના વાળની છે, માટે જાડાઇ અને ઉંચાઇ સરખી થવાથી એ રોમખંડ સમઘન થયો, અને એવાજ સમઘન રોમખંડથી વ્યવસ્થિત રીતે કૂવો ભરાય, નહિંતર આગળ કહેવા પ્રમાણે એક યોજન પ્રમાણે રોમખંડની શ્રેણિનો વર્ગ કરીને પ્રતર ન લાવી શકાય, અને તેવા પ્રતરને પ્રતરે ગુણી ઘન પણ ન લાવી શકાય, માટે રોમખંડ સમઘન હોવો જોઇએ, અને જાડાઇમાંથી કકડા નહિં કરવાનું કારણ પણ રોમખંડની ઉંચાઇ જેટલીજ અંગુલ રોમની જાડાઇ પ્રથમથીજ છે. વળી આ ઘેટાનું દ્રષ્ટાન્ત આ ક્ષેત્ર સમાસમાંજ દેખાય છે, સિદ્ધાન્તોમાં તો ઠામ ઠામ એકથી સાત દિવસના મુંડિત શીર્ષવાળા કુરૂક્ષેત્રના યુગલિકના ઉગેલા વાળ જેટલોજ રોમખંડ કહ્યો છે.

**પ્રશ્નઃ**—જો સિદ્ધાન્તોમાં કુરૂયુગલિક મનુષ્યના મુંડિતશીર્ષના ૧ થી ૭ દિવસના ઉગેલા વાલાગ્ર કહ્યા છે તો તે વાલાગ્ર અને આ ઘેટાનો વાલાગ્ર સરખો કે તફાવતવાળો ?

**ઉત્તરઃ**—એ બન્ને વાલાગ્ર (રોમખંડ) કદમાં એકસરખાજ જાણવા, વળી મુંડિતશીર્ષ અને મનુષ્ય એ બન્ને વિશેષણ પણ સાર્થક છે, ૧—૭ દિવસના જન્મેલ ઘેટાનો વાળ જેટલો પાતળો છે, તેટલોજ મુંડિતશીર્ષ કુરૂયુગલિકનો ૧—૭ દિવસનો ઉગેલો વાળ પાતળો અને

ખીચોખીચ ભરીએ તો એક ઉત્સેધાંગુલમાં વીસલાખ સત્તાણુ હજાર એકસો બાવન [ ૨૦૯૭૧૫૨ ] રોમ ખંડ સમાય, તથા ચોવીસ અંગુલનો એક હાથ હોવાથી તેને ચોવીસગુણાં કરતાં એક ઉત્સેધ હાથમાં ૫૦૩૩૧૬૪૮ રોમખંડ સમાય, ચાર હાથનો એક ધનુષ હોવાથી એક ધનુષ જેટલી જગ્યામાં ૨૦૧૩૨૬૫૯૨ રોમખંડ સમાય, બેહજાર ધનુષનો એક ગાઉ હોવાથી એક ગાઉમાં ૪૦૨૬૫૩૧૮૪૦૦૦ રોમ-ખંડ સમાય, અને ચાર ગાઉનો યોજન હોવાથી એક યોજનમાં ૧૬૧૦૬૧૨૭૩૬૦૦૦ રોમખંડ સમાય. એટલા રોમખંડ તો કૂવાના તળીયામાં એક યોજન લાંબી એકજ શ્રેણિમાં સમાયા, તેથી જ્યારે બીજી એટલી શ્રેણિઓ ભરીએ ત્યારે તો કેવળ તળીયુંજ પથરાઇ રહે, માટે તળીયાને સંપૂર્ણ પૂરવા માટે એ ૧૬૧૦૬૧૨૭૩૬૦૦૦ ને પુનઃ એટલાજ વડે ગુણીએ ત્યારે ૨૫૯૪૦૭૩૩૮૫૩૬૫૪૦૫૬૯૬ રોમ-ખંડ વડે કેવળ તળીયું જ સંપૂર્ણ પથરાઇ રહ્યું, અને તેથી એટલા રોમખંડનું એક પ્રતર ( એક પડ ) થયું જેથી એટલાંજ બીજાં પટો ઉપરાઉપરી ગોઠવીએ તો કુવાના કાંઠા સુધીમાં સંપૂર્ણ કૂવો ભરાઇ રહે, વળી આ ગણત્રી તો ઘનવૃત્ત કૂવાની કરવાની હતી તેને બદલે ઘનચોરસ કૂવાની થઇ, અર્થાત્ એ રોમખંડને એટલા રોમખંડે પુનઃ ગુણતાં ૪૧૭૮૦૪૭૬૩૨૫૮૮૧૫૮૪૨૭૭૮૪-૫૪૦૨૫૬૦૦૦૦૦૦૦૦૦ એડલા રોમખંડ વડે ઘનચોરસ કૂવો ભરાયો, જેથી એજ અંકને પુનઃ ૧૯ વડે ગુણી ૨૪ થી ભાગે તો ઘનવૃત્ત કૂવામાં તેટલા રોમખંડ સમાય, માટે ઓગણીસે ગુણતાં ગુણાકાર ૭૯૩૮૨૯૦૫૦૧૯૧૭૫૦૧૨-૭૯૦૬૩૪૦૮૬૪૦૦૦૦૦૦૦૦૦ આવે, તેને ૨૪ વડે ભાગતાં ૩૩૦૭૬૨૧૦૪૨૪૬-૫૬૨૫૪૨૧૯૯૬૦૯૭૫૩૬૦૦૦૦૦૦૦૦૦ એટલા રોમખંડ ઘનવૃત્ત કૂવામાં સમાય. આ રોમખંડ સંખ્યાતા છે, એ પ્રમાણે ખીચોખીચ ભરેલા વાળને એકેક સમયે એકેક વાળ કાઢીએ તો જેટલે કાળે એ કૂવો ખાલી થાય તેટલા કાળનું નામ

---

ઊંચો છે, માટે ઘેટાના અંગુલ પ્રમાણ વાળના જેમ કકડા કરવા પડે છે તેમ મનુષ્યના વાળના કકડા કરવાના નથી, પરન્તુ તેવા ઉગેલા રોમખંડજ ભેગા કરી કૂવો ભરવાનો છે. એ બે રોમ-ખંડની સરખામણી આ પ્રમાણે—ઘેટાના એક અંગુલ રોમના જ્યારે સાતવાર આઠ આઠ ખંડ કરી એકરોમખંડ એક અંગુલના ૨૦૯૭૧૫૨ મા ભાગ જેટલો બારીક સમઘન કરવાનો કહ્યો છે ત્યારે કુરૂયુગલના ૮ વાલાગ્રે ૧ હરિવર્ષ-રમ્યક વાલાગ્ર, તેવા આઠે ૧ હેમવત હિરણ્ય. વાલાગ્ર તેવા આઠે વિદેહ વાલાગ્ર, તેવા આઠે લીખ, ૮ લીખે જૂ, ૮ જૂએ જવ, અને ૮ જવે ૧ ઉત્સેધાંગુલ. એ રીતે પણ સાતવાર આઠ ગુણ કરતાં અંગુલના ૨૦૯૭૧૫૨ મા ભાગ જેટલો કુરૂવાલાગ્ર સમઘન થયો. આટલા ભાગવાળો કુરૂવાલાગ્ર આ જંબૂ પ્ર૦ વૃત્તિમાં દર્શાવ્યો છે, માટે ઘેટાનો રોમખંડ અને કુરૂનરનો રોમખંડ બન્ને તુલ્ય સમઘન છે. અને તેવા સમઘનથીજ કૂવો ભરવાનો છે—આ બાબતમાં આટલીજ ચર્ચા બસ છે.

એક बादर उद्धारपल्योपम કહેવાય. એ કૂવાને ખાલી થતાં સંખ્યાતા સમયજ લાગે, અને આંખના એક પલકારામાં તો એવા અસંખ્ય કૂવા ખાલી થઈ જાય તેથી બાદર ઉદ્ધારપલ્યોપમ કાળ તો આંખના પલકારાથી પણ અસંખ્યાતમા ભાગ જેટલો છે, વળી આગળ કરાતા સૂક્ષ્મખંડોની અપેક્ષાએ આ રોમખંડો અસંખ્યાતગુણા મોટા હોવાથી આ પલ્યોપમને બાદર ગણવામાં આવે છે. તેમજ આગળ ગણાતા બીજા બે બાદરપલ્યોપમમાં પણ આ ઉપર કહેલી સંખ્યાવાળા બાદર રોમખંડજ ગણવાના છે.

## ॥ ૨ સૂક્ષ્મ ઉદ્ધાર પલ્યોપમ ॥

બાદર ઉદ્ધારપલ્યોપમમાં જેવા રોમખંડ ભર્યા હતા તેજ રોમખંડમાંના દરેકના અસંખ્યાત અસંખ્યાત [1]ખંડ કરીએ, અને તેવા અસંખ્યાતા ખંડોથી એજ ઘનવૃત્ત કૂવાને અતિ ખીચોખીચ ભરીએ તે એવી રીતે કે–અગ્નિથી બળે નહિં, વાયુથી ઉડે નહિં, જળસંચાર થાય નહિં, અને [2]ચક્રવર્તિનું સૈન્ય ઉપર થઈને ચાલ્યું જાય તો પણ લેશમાત્ર દબાય નહિ; એવી રીતે ભરેલા એ અસંખ્યાત રોમખંડોમાંથી એકેક રોમખંડને એકેક સમયે કાઢતાં જેટલો કાળ લાગે તેટલા કાળનું નામ सूक्ष्म उद्धारपल्योपम છે. એમાં અસંખ્યાતા ખંડો હોવાથી કૂવો ખાલી કરતાં–થતાં અસંખ્યાત સમયો લાગે છે, અને તે કાળ સંખ્યાતા ક્રોડ વર્ષ જેટલો છે.

એજ સૂક્ષ્મ ઉદ્ધારપલ્યોપમના સમયોથી દ્વીપસમુદ્રોનું સંખ્યાપ્રમાણ દર્શાવ્યું છે, જેથી એવા ૨૫ કોડાકોડી (૨૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦) પલ્યોપમના જેટલા સમયો છે, તેટલા સર્વ દ્વીપસમુદ્રો છે. અથવા પૂર્વે કરેલા અસંખ્ય અસંખ્ય રોમખંડવાળા પચીસ કોડાકોડી કૂવાઓમાં જેટલા અસંખ્યાતા રોમ-ખંડ સમાય તેટલા સર્વ દ્વીપસમુદ્રો છે, અહિં દ્વીપ અને સમુદ્રોની ભેગી સંખ્યા એટલી ગણવી, પરન્તુ જૂદી જૂદી સંખ્યા ન ગણવી. એ પ્રમાણે સર્વ દ્વીપસમુદ્રોની સંખ્યા જાણવી.

---

૧ પૂર્વાચાર્યો એ ખંડને બાદર પર્યાપ્ત પૃથ્વીકાયના શરીર જેવડો કહે છે, અને સૂક્ષ્મ સાધારણ વનસ્પતિના શરીરથી અસંખ્યાતગુણ મોટો કહ્યો છે.

૨ એ વક્તવ્ય સર્વભેદોમાં સાધારણ જાણવું, કારણકે ભરવાની પદ્ધતિથી એ રીતેજ ભરાય, તોપણ સ્થૂલ દ્રષ્ટિજીવોને ભરવાની મહત્તા નજરમાં સાક્ષાત્ આવે તેથી એ પ્રમાણે કથન કરવું વિશેષ ઉચિત છે.

તથા ઉદ્ધાર એટલે બહાર કાઢવું, ઉદ્ધરવું એવો શબ્દાર્થ હોવાથી સૂક્ષ્મ રોમખંડોના ઉદ્ધારથી મપાતો પલ્યની ઉપમાવાળો કાળ તે સૂ० उद्धारपल्योपम એ શબ્દાર્થ જાણવો. તથા कोडाकोडी એટલે કોઇપણ સંખ્યાવાળી ક્રોડ સંખ્યાને ક્રોડથી ગુણવા તે. જેમ વીસ કોડાકોડી એટલે વીસક્રોડને એક ક્રોડે ગુણતાં જે સંખ્યા આવે તે (૨૦,૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦), પરન્તુ વીસક્રોડને વીસક્રોડે ગુણવા તે નહિં.

## ॥ ૩ બાદર અધ્ધા પલ્યોપમ ॥

પૂર્વે કહેલા બાદર વાલાગ્રો જે સંખ્યાતા છે તેને કૂવામાંથી સો સો વર્ષે એકેક વાલાગ્ર (રોમખંડ) કાઢતાં તે કૂવો ખાલી થવાને જેટલો કાળ લાગે તેટલો કાળ बादर अध्धापल्योपम કહેવાય. આમાં સંખ્યાતા વાળ હોવાથી સંખ્યાતા સો વર્ષ એટલે કૂવામાં જે ૩૭ અંક જેટલા વાલાગ્રો ભરેલા છે તે ઉપરાન્ત બે શૂન્ય અધિક વધારતાં ૩૯ અંક જેટલાં વર્ષે એક કૂવો ખાલી થાય, એ પણ સંખ્યાત ક્રોડ વર્ષ જેટલો કાળ ગણાય, વળી આ પલ્યોપમ પણ સૂક્ષ્મ અધ્ધાપલ્યોપમ સમજવાની સુગમતા માટે છે, પરન્તુ એથી બીજી કોઇ વસ્તુનું માપ થઈ શકતું નથી. અહિં अध्धा એટલે કાળ એવો અર્થ છે.

## ॥ ૪ સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ ॥

સૂક્ષ્મ ઉદ્ધાર પલ્ય માટે બાદર રોમખંડના જેવા અસંખ્યાતા સૂક્ષ્મરોમખંડ કર્યા હતા તેજ રોમખંડોમાંથી દરેક રોમખંડને સો સો વર્ષે કાઢતાં જેટલે કાળે કૂવો ખાલી થાય, તેટલો કાળ सूक्ष्म अद्धापल्योपम કહેવાય. આમાં અસંખ્યાત વર્ષે કૂવો ખાલી થાય છે, અને આ પલ્યોપમવડેજ અવસર્પિણી ઉત્સર્પિણી જીવોનાં આયુષ્ય, કર્મની સ્થિતિઓ, જીવોની કાયસ્થિતિઓ વિગેરે अद्धा=કાળ મપાય છે માટે આનું નામ સૂ० અદ્ધાપલ્યોપમ છે.

## ॥ ૫ બાદર ક્ષેત્ર પલ્યોપમ ॥

બાદર ઉદ્ધારપલ્યોપમ વખતે જે બાદર રોમખંડ ભર્યા છે, તે દરેક રોમખંડમાં અસંખ્ય અસંખ્ય આકાશપ્રદેશો અંદર અને બહારથી પણ સ્પર્શીને રહ્યા છે, અને અસ્પર્શીને પણ રહ્યા છે, તેમાં સ્પર્શીને રહેલા આકાશપ્રદેશોથી નહીં સ્પર્શેલા આકાશપ્રદેશો ઘણા છે, અને સ્પર્શેલા થોડા છે, તે સ્પર્શેલા આકાશ પ્રદેશોમાંથી એકેક આકાશપ્રદેશને એકેક સમયે બહાર કાઢતાં સર્વ સ્પર્શેલા આકાશપ્રદેશો જેટલા કાળે ખાલી થાય તેટલા કાળનું નામ बादर क्षेत्रपल्योपम છે.

આમાં અસંખ્યાત કાળચક્રે સ્પૃષ્ટ આકાશપ્રદેશો બહાર ઉદ્ધરાઇ રહે છે, જેથી આ પલ્યોપમ અસંખ્ય કાળચક્ર પ્રમાણનો છે, આનું પ્રયોજન પણ સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમને સમજાવવા માટે છે.

## ॥ ૬ સૂક્ષ્મ ક્ષેત્ર પલ્યોપમ ॥

સૂક્ષ્મ ઉદ્ધારપલ્યોપમ માટે જેવા સૂક્ષ્મ ખંડો ભરેલા છે તેજ સૂક્ષ્મ રોમખંડવાળા કૂવામાં દરેક સૂક્ષ્મ રોમખંડમાં (અંદરના ભાગમાં) સ્પર્શેલા અને નહિં સ્પર્શેલા આકાશપ્રદેશો બાદરક્ષેત્રપલ્યોપમ પ્રસંગે કહ્યા, તે ઉપરાન્ત એક રોમખંડથી બીજા રોમખંડની વચ્ચે પણ અસ્પૃષ્ટ આકાશપ્રદેશો દરેકના આંતરામાં અસંખ્યાત અસંખ્યાત છે, એ પ્રમાણે બે પ્રકારના સ્પૃષ્ટ આકાશપ્રદેશો તથા બે પ્રકારના અસ્પૃષ્ટ આકાશપ્રદેશો છે તે દરેક આકાશપ્રદેશને પ્રતિસમય એક એક બહાર કાઢતાં જેટલા કાળે કૂવો ખાલી થાય ( આકાશપ્રદેશ રહિત થાય ) તેટલો કાળ सूक्ष्मक्षेत्रपल्योपम કહેવાય. અહિં જો કે કૂવાના સર્વ આકાશપ્રદેશો બહાર કાઢવાના હોવાથી રોમખંડોને સૂક્ષ્મ કરવાનું અને ભરવાનું કંઇપણ પ્રયોજન નથી તો પણ સૂક્ષ્મખંડો ભરીને સ્પૃષ્ટ અસ્પૃષ્ટ કહેવાનું કારણ એ છે;—કે બારમા દ્રષ્ટિવાદ અંગમાં કેટલાંક દ્રવ્યોને સ્પૃષ્ટ આકાશપ્રદેશોથી અને કેટલાંક દ્રવ્યોને અસ્પૃષ્ટ આકાશપ્રદેશોથી માપેલાં છે, માટે એ સર્વ વક્તવ્ય પ્રયોજનવાળું છે. પુનઃ ખીચોખીચ ભરેલા બાદર વા સૂક્ષ્મ રોમખંડોવાળા કૂવામાં અસ્પૃષ્ટ આકાશપ્રદેશો શી રીતે હોય ? એવી પણ આશંકા ન કરવી, કારણ કે રોમખંડ વસ્તુજ એવી બાદર પરિણામવાળી છે કે જેનો સ્કંધ એવો અતિ ઘનપરિણામી નથી કે ( જે સ્કંધ ) પોતાની અંદરના સર્વ આકાશપ્રદેશમાં વ્યાપ્ત થયેલો હોય, માટે રોમખંડની અંદરના ભાગમાં અસ્પૃષ્ટ આકાશપ્રદેશો હોય છે, અને એક બીજા રોમખંડની વચ્ચે આંતરામાં પણ એવીજ રીતે અસ્પૃષ્ટ આકાશપ્રદેશો હોય છે, કારણ કે ચાહે તેટલા નક્કર રીતે રોમખંડો ખીચોખીચ ભરીએ તોપણ એક બીજાની વચ્ચે આંતરામાં સ્પૃષ્ટ અને અસ્પૃષ્ટ ભાગ પણ રહે છે જ; માટે ખીચોખીચ ભરેલા રોમખંડોમાં સ્પૃષ્ટથી પણ અસ્પૃષ્ટ આકાશપ્રદેશો ઘણા મળી આવે, અને તેમાં બાદરસ્કંધોનો તથાવિધ પરિણામ એજ [1]હેતુ

---

૧ શાસ્ત્રોમાં અસ્પૃષ્ટ આકાશપ્રદેશોને માટે આ પ્રમાણે દ્રષ્ટાન્ત આપેલું છે કે–કોળાંથી ભરેલી જગ્યામાં કોળાંના આંતરાઓમાં બીજોરાં જેટલી ખાલી જગ્યા રહે છે, બીજોરાંના આંતરાઓમાં હરડે સમાય છે, હરડેના આંતરાઓમાં બોર, બોરના આંતરાઓમાં ચણા સમાય છે; એ પ્રમાણે સૂક્ષ્મ રોમખંડોના આંતરાઓમાં પણ ખાલી જગ્યા રહે છે. અહિં દ્રષ્ટાન્ત પ્રમાણે વિચારતાં અસ્પૃષ્ટ આકાશ સ્પૃષ્ટથી અલ્પ હોય છે, તો સ્પૃષ્ટ તથા અસ્પૃષ્ટ આકાશપ્રદેશોના આકૃ-

છે. વળી પૂર્વે કહેલા બાદર ક્ષેત્રપલ્યોપમથી આ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમનો કાળ અસંખ્યાતગુણો છે.

## ॥ ૬ પ્રકારના સાગરોપમ ॥

પૂર્વે કહ્યા પ્રમાણે પોતપોતાના ૧૦ કોડાકોડી પલ્યોપમ જેટલો એક સાગરોપમ થાય છે, જેમ ૧૦ કોડાકોડિ બાદર ઉદ્ધારપલ્યોપમનો ૧ બાદર ઉદ્ધાર સાગરોપમ, ૧૦ કોડાકોડિ સૂક્ષ્મ ઉદ્ધારપલ્યોપમનો ૧ સૂક્ષ્મ ઉદ્ધાર સાગરોપમ, ઇત્યાદિ રીતે બીજા ચાર સાગરોપમ પણ જાણવા. અહિં ત્રણ બાદર સાગરોપમનું કંઇ પણ પ્રયોજન નથી, કેવળ સૂક્ષ્મસાગરોપમ સમજાવવાને અર્થે કહ્યા છે, અને ત્રણ સૂક્ષ્મ સાગરોપમોનું પ્રયોજન પોતપોતાના પલ્યોપમના પ્રયોજન સરખું જાણવું. જેમ ચાલુ વિષયમાં ( દ્વીપસમુદ્રોની સંખ્યામાં ) અઢી સૂક્ષ્મ ઉદ્ધારસાગરોપમના જેટલા સમય તેટલા સર્વ દ્વીપસમુદ્રો છે. ઇત્યાદિ. ॥૨॥

अवतरणः—પૂર્વ ગાથામાં સર્વ દ્વીપસમુદ્રોને પચીસ કોડાકોડિ ઉદ્ધાર પલ્યોપમના સમય જેટલા અસંખ્યાતા કહ્યા, ત્યાં પ્રથમ ઉદ્ધારપલ્યોપમ તે શું? અને તે પણ બાદર તથા સૂક્ષ્મ એમ બે પ્રકારનુ છે, તેમાં બાદર પલ્યોપમ કેવી રીતે થાય ? તે આ ગાથામાં દર્શાવાય છે—

**कुरुसगदिणाविअंगुलरोमे सगवारविहिय अडखंडे ।**
**बावन्नसयं सहसा, सगणउई, वीसलरकाणू ॥ ३ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| कुरु—કુરૂક્ષેત્રના | अडखंडे—આઠ આઠ ખંડ |
| सगदिण—સાત દિવસના | बावन्नसयं—એકસો બાવન |
| अवि—ઘેટાના | सहसा—હજાર |
| अंगुलरोमे—અંગુલ પ્રમાણ રોમના | सगणउई—સત્તાણુ |
| सगवार—સાતવાર | वीसलक्ख—વીસલાખ |
| विहिय—કરેલા | अणू—રોમખંડ |

પ્ણુરૂપ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમ અસંખ્યાતગુણો કેવી રીતે? તેનો ઉત્તર એજ કે—જેમ કોળું પોતે કોળા જેટલા આકાશમાં પણ વ્યાપ્ત નથી, પરન્તુ અલ્પ વ્યાપ્ત છે, અને અસંખ્યગુણ અવ્યાપ્ત છે, તેવી રીતે એક સૂક્ષ્મ રોમખંડ પણ અલ્પ વ્યાપ્ત છે. કારણ કે અનેકાનેક છિદ્રવાળો છે, માટે અસંખ્યાતગુણ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમ હોય તેમાં શું આશ્ચર્ય ?

## સંસ્કૃત અનુવાદ.

**कुरुसप्तदिनाव्यंगुलरोम्णि सप्तवारविहिताष्टखंडे ।**
**द्विपंचाशदधिकशतं सप्तनवतिसहस्राणि विंशतिलक्षाणि अणवः ॥ ३ ॥**

गाथार्थ:—દેવકુરૂ અથવા ઉત્તરકુરૂક્ષેત્રના સાત દિવસના જન્મેલા ઘેટાના એક અંગુલ પ્રમાણ રોમમાં ( રોમના ) સાત વાર આઠ આઠ ખંડ કર્યે છતે વીસ લાખ સત્તાણુ હજાર એકસો બાવન રોમખંડ થાય. ॥ ૩ ॥

भावार्थ:—બીજી ગાથાના ભાવાર્થમાં કહ્યા પ્રમાણે. વિશેષ એ કે—આ બાદર અને આગળ કહેવાતા સૂક્ષ્મ રોમખંડો કોઇએ કર્યા નથી, કરતું નથી અને કરશે પણ નહિં, પરન્તુ શિષ્યના ચિત્તમાં સંખ્યાનું મહત્ત્વદર્શાવવાને આ પલ્યોપમની પ્રરૂપણા અસત્કલ્પના રૂપ છે, તોપણ સંખ્યાની મહત્તા ચિત્તમાં ઉતારવાને એ કલ્પનાવાળું દ્રષ્ટાન્ત પણ ઘણું ઉપયોગી અને સાર્થક છે. ॥ ૩ ॥

अवतरणः—એવા રોમખંડ પણ ઘનવૃત્ત કૂવામાં સંખ્યાતાજ સમાય છે, તે દર્શાવીને તે દરેકના પુનઃ અસંખ્ય અસંખ્ય સૂક્ષ્મખંડ કરવાનું આ ગાથામાં કહેવાય છે—

**ते थूला पल्लेवि हु, संखिज्जा चेव हुंति सव्वेवि ।**
**ते इक्किक असंखे, सुहुमे खंडे पकप्पेह ॥ ४ ॥**

### શબ્દાર્થ:—

ते–તે રોમખંડો
थूला–બાદર, સ્થૂલ.
पल्लेवि–પલ્યમાં, કૂવામાં પણ
हु–પદ પૂરવા માટે
संखिज्जा–સંખ્યાતા
चेव–નિશ્ચય, જ
सव्वेवि–સર્વે પણ

ते–તે
इक्किक–એકેક રોમખંડના
असंखे–અસંખ્ય અસંખ્ય
सुहुमे–સૂક્ષ્મ
खंडे–ખંડો
पकप्पेह–પ્રકલ્પો, કરો.

## સંસ્કૃત અનુવાદ.

**ते स्थूलाः पल्येऽपि हु, संख्येयाश्चैव भवन्ति सर्वेपि ।**
**तानेकैकस्यासंख्येयान् सूक्ष्मान् खंडान् प्रकल्पयेत ॥ ४ ॥**

गाथार्थ:—એ રોમખંડો બાદર છે, કારણકે પલ્યમાં (ઘનવૃત્તયોજન કૂવામાં) પણ તે સર્વે મળીને પણ નિશ્ચય સંખ્યાતાજ હોય છે ( સમાય છે ), તેથી તે બાદર ખંડોમાંના દરેકના અસંખ્યાત અસંખ્યાત સૂક્ષ્મખંડ કરો. [ તો સૂક્ષ્મ થાય, અને કૂવામાંપણ અસંખ્યાતા સમાય, તોજ અસંખ્યાતા દ્વીપસમુદ્રોની સાથે સરખામણી થાય–એ ભાવાર્થ. ] ॥ ૪ ॥

विस्तरार्थ:—બીજી ગાથાના ભાવાર્થમાં કહ્યા પ્રમાણે. પરન્તુ અહિં બાદર રોમખંડોને કૂવામાં ભરીને બાદર ઉદ્ધારપલ્યોપમ કહ્યા વિના બહારથીજ દરેકના અસંખ્યાતા સૂક્ષ્મખંડો કરવાના કહ્યા તેનું કારણકે દ્વીપસમુદ્રની સંખ્યા સરખાવવામાં સૂક્ષ્મપલ્યોપમનુંજ પ્રયોજન છે, માટે અહિં બાદરપલ્યોપમની પ્રરૂપણા ન કરી. ॥ ૪ ॥

अवतरण:—હવે એ સૂક્ષ્મ રોમખંડો કરવાથી પલ્યોપમનો સંબંધ કેવી રીતે ? તે આ ગાથામાં કહેવાય છે—

**सुहुमाणुणिचिअउस्सेहंगुलचउकोसपल्लि घणवट्टे ।**
**पइसमयमणुग्गहनिट्ठिअंमि उद्धारपलिउत्ति ॥ ५ ॥**

### શબ્દાર્થ.

सुहुमाणु–સૂક્ષ્મ રોમખંડો વડે
णिचिअ–ભરેલો
उस्सेहंगुल–ઉત્સેધાંગુલ પ્રમાણથી
चउकोस–ચારકોશ, એક યોજનનો
पल्लि–પલ્ય, કૂવો
घणवट्टे–ઘનવૃત્ત (કૂવો),
पइसमयं–પ્રતિસમય, એકેક સમયે
अणुग्गह–(એકેક રોમખંડને) કાઢતાં
निट्ठिअंमि–ખાલી થયે
उद्धारपलिउ–(સૂક્ષ્મ) ઉદ્ધાર પલ્યોપમ થાય.
त्ति–ઇતિ, એ રીતે.

### સંસ્કૃત અનુવાદ.

**सूक्ष्माणुनिचितोत्सेधांगुलचतुःक्रोशपल्ये घनवृत्ते ।**
**प्रतिसमयमनुग्रहनिष्ठिते उद्धारपल्यइति ॥ ५ ॥**

गाथार्थ:—સૂક્ષ્મરોમખંડોવડે ભરેલો જે ઉત્સેધાંગુલના પ્રમાણથી ચાર ગાઉનો ઘનવૃત્ત કૂવો તેમાંથી પ્રતિસમય (સમયે સમયે) એકેક રોમખંડ કાઢતાં જ્યારે તે ખાલી થાય ત્યારે એ રીતે સૂક્ષ્મ ઉદ્ધારપલ્યોપમ થાય. ॥ ૫ ॥

## ॥ घनवृत्त पल्यचित्रम् ॥

[ गा० ५, पृ० १४ ]

આ કૂવામાં ભીંચોભીંચ ભરેલા અસંખ્ય વાલાગ્રોને સમયે સમયે એક એક વાલાગ્ર કાઢવાથી સૂ૦ ઉદ્ધારપલ્યોપમ થાય છે. તેવા ૨૫ કોડાકોડિ પલ્યોપમના સમય જેટલા અસંખ્ય દ્વીપ સમુદ્ર છે, અને સો સો વર્ષે એકેક વાલાગ્ર કાઢતાં ખાલી થવા જેટલો કાળ સૂ૦ અદ્ધાપલ્યોપમ ગણાય છે, તેથી આયુષ્ય અને કાળના ભેદ મપાય છે.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ દાણાપીઠ—ભાવનગર.

विस्तरार्थः—બીજી ગાથાના ભાવાર્થમાં કહ્યા પ્રમાણે. વિશેષ એજ કે ઉત્સેધાંગુલ તે આઠ આડા યવનો અંગુલ ચાલુ રીતિ પ્રમાણે ગણાય છે, તે લગભગ જાણવો. અને શ્રી મહાવીર સ્વામીનું અંગુલ તે બે ઉત્સેધાંગુલ જેટલું હતું માટે તેમનું અર્ધ અંગુલ જેટલું માપ તે યથાર્થ ઉત્સેધાંગુલ ગણાય, એવા માપથી શરીર વિગેરેની ઉંચાઈ મપાય છે, અને એ સિવાય બીજું માપ આત્માંગુલ તથા પ્રમાણાંગુલ નામનું પણ છે. તે સર્વનું સવિસ્તર સ્વરૂપ અંગુલસત્તરિ આદિ ગ્રંથોથી જાણવા યોગ્ય છે. અહિં ઉત્સેધાંગુલી એક યોજન કહ્યો તે પ્રમાણાંગુલથી ચારસોમા ભાગનો ન્હાનો ગણાય છે, અને આત્માંગુલ તો અનિયત હોવાથી તે સાથે ઉત્સેધાંગુલની સરખામણી હોય નહિં. ॥ ૫ ॥

अवतरणः—હવે કેટલાક દ્વીપસમુદ્રોનાં નામ આ ગાથામાં કહેવાય છે—

**पढमो जंबू बीओ, धायइसंडो अ पुक्खरो तइओ ।**
**वारुणिवरो चउत्थो, खीरवरो पंचमो दीवो ॥ ६ ॥**
**घयवरदीवो छट्ठो, इक्खुरसो सत्तमो अ अट्ठमओ ।**
**णंदीसरो अ अरुणो, णवमो इच्चाइ(ऽ)संखिज्जा ॥७॥**

## શબ્દાર્થઃ—

पढमो–પ્રથમ, પહેલો
जंबू–જંબૂદ્વીપ
बीओ–બીજો
धायइसंडो–ધાતકી ખંડ
पुरकरो–પુષ્કર દ્વીપ
तइओ–ત્રીજો
वारुणिवरो–વારૂણીવર દ્વીપ
चउत्थो–ચોથો
खीरवरो–ક્ષીરવર દ્વીપ
पंचमो–પાંચમો
दीवो–દ્વીપ

घयवरदीवो–ધૃતવર દ્વીપ
छठो–છટ્ઠો
इरकुरसो–ઇક્ષુરસદ્વીપ
सत्तमओ–સાતમો
अट्ठमओ–આઠમો
णंदीसरो–નંદીશ્વર દ્વીપ
अरुणो–અરૂણ દ્વીપ
नवमो–નવમો.
इच्चाइ–ઇત્યાદિ
असंखिज्जा–અસંખ્યાતા

૧ ગાથામાં अ નથી તો પણ "ઇચ્ચાઇ" પદની છેલ્લી इ માં લુપ્ત થયેલો છે એમ જાણીને અર્થ વખતે એ "અ" ઉપયોગમાં લેવો. લુપ્ત છંદોભંગના કારણથી છે.

## સંસ્કૃત અનુવાદ.

**प्रथमो जंबूद्वीपो द्वितीयो धातकीखंडश्च पुष्करस्तृतीयः ।**
**वारुणिवरश्चतुर्थः, क्षीरवरः पंचमो द्वीपः ॥ ६ ॥**
**घृतवरद्वीपः षष्ठः, ईक्षुरसः सप्तमश्चाष्टमः ।**
**नंदीश्वरश्चारुणो, नवम इत्यादयोऽसंख्येयाः ॥ ७ ॥**

गाथार्थः—પહેલો જંબુદ્વીપ, બીજો ધાતકીખંડ. ત્રીજો પુષ્કરદ્વીપ ચોથો વારૂણીવર દ્વીપ, પાંચમો ક્ષીરવર દ્વીપ, ॥ ૬ ॥ છઠ્ઠો ઘૃતવર દ્વીપ, સાતમો ઈક્ષુરસ દ્વીપ, આઠમો નંદીશ્વર દ્વીપ અને નવમો અરૂણદ્વીપ ઈત્યાદિ અસંખ્યાતા દ્વીપ છે ॥ ૭ ॥ [ એ કેવળ દ્વીપોનાંજ નામ કહ્યાં છે. ]

विस्तरार्थः—દ્વીપોનાં એ નામો ગુણવાચક છે, પરન્તુ સંજ્ઞામાત્ર નથી, કારણકે જંબૂદ્વીપમાં એના અધિપતિ અનાદૃતદેવને નિવાસ કરવા યોગ્ય શાશ્વત જંબૂવૃક્ષ નામનું મહાવૃક્ષ છે કે જેનું સ્વરૂપ આગળ કહેવામાં આવશે, તેવી રીતે ધાતકીખંડમાં એ ખંડના અધિપતિ દેવનું ધાતકી નામનું શાશ્વત મહાવૃક્ષ છે, પુષ્કરદ્વીપમાં તેવા પ્રકારનાં વિશિષ્ટ पुष्कर એટલે કમળો ઘણાં છે માટે પુષ્કર નામ છે. ચોથા વારૂણીવર દ્વીપની વાવડીઓ વિગેરે જળાશયોમાં [ वारुणी=મદિરા वर=ઉત્તમ એટલે ] ઉત્તમ મદિરા સરખું જળ હોવાથી વારૂણીવર દ્વીપ નામ છે. ક્ષીરવર દ્વીપની વાવડીઓ વિગેરેમાં ઉત્તમ ક્ષીર=દુગ્ધ સરખું જળ છે, ઘૃતવરદ્વીપમાં ઉત્તમ ઘી સરખા આસ્વાદયુકત જળવાળી વાવડીઓ છે, ઈક્ષુરસ દ્વીપની વાવડીઓ ઈક્ષુરસ=શેરડીના રસ સરખી છે, તથા નંદી=વૃદ્ધિ સમૃદ્ધિ વડે ઈશ્વર=દેદીપ્યમાન ( સ્ફુરાયમાન ) હોવાથી આઠમો નંદીશ્વર દ્વીપ છે, અને અરૂણ=રક્ત કમળોની વિશેષતાદિ કારણથી અરૂણદ્વીપ નામ છે, એ પ્રમાણે સર્વે દ્વીપસમુદ્રો ગુણવાચક નામવાળા છે.

વળી અહિં નવમા દ્વીપ સુધીનાંજ નામ દર્શાવ્યાં, પરન્તુ શાસ્ત્રમાં એથી આગળ ૧૦ મો અરૂણવરદ્વીપ, ૧૧ મો અરૂણવરાવભાસ ઈત્યાદિ રીતે આગળ કહેવાતી ત્રિપ્રત્યવતારની પદ્ધતિએ પુનઃ [1]અરૂણોપપાત દ્વીપ, કુંડલદ્વીપ, શંખ-

[1] એ અરૂણોપપાત નામ શ્રી ઠાણાંગજીના ત્રીજા સ્થાનની વૃત્તિમાં કહ્યા પ્રમાણે છે, અન્યથા એ નામ વિના ત્રિપ્રત્યવતારથી ૧૨ મો કુંડલદ્વીપ છે, અને ત્રિપ્રત્યવતારની અપેક્ષા વિના અને અરૂણોપપાત સહિત ગણતાં ૧૧ મો કુંડલદ્વીપ છે. એ પ્રમાણે આગળના દ્વીપો પણ ત્રિપ્રત્યવતાર વિના અને ત્રિપ્રત્યવતાર સહિત ગણતાં ભિન્ન ભિન્ન અંકવાળા થાય છે.

## ॥ असंख्य द्वीप समुद्रोनुं चित्र ॥

[ गा० ७, पृ० १६ ]

જંબૂદ્વી

લવણ સ.

ધાતકી ખંડ

કાલોદધિ સમુદ્ર

પુષ્કર દ્વીપ

પુષ્કર સમુદ્ર

સ્વયંભૂરમણ દ્વીપ

સ્વયંભૂરમણ સમુદ્ર

આ પ્રમાણે દ્વીપ સમુદ્રો એક બીજાને વલયાકારે વીંટાઇને રહેલા છે. અને અનુક્રમે બમણા બમણા વિસ્તારવાળા છે. સ્વયંભૂરમણ સમુદ્ર પછી અલોક છે.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ દાણાપીઠ—ભાવનગર.

દ્વીપ, રૂચકદ્વીપ, ભુજગદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચવરદ્વીપ, અહિં સુધીનાં નામ ત્રણ ત્રણ વારનાં દર્શાવ્યાં છે. જેથી મૂળ નામ ૧૬ અને ત્રિપ્રત્યવતાર વડે અરૂણથી ત્રણ ત્રણ નામ ગણતાં ૩૨ દ્વીપ સુધીનાં સ્પષ્ટ નામો દર્શાવ્યાં છે. ॥ ૭ ॥

अवतरणः—પૂર્વ ગાથાઓમાં અરૂણદ્વીપ સુધી નવ દ્વીપનાં નામ કહ્યાં, પરન્તુ તેથી આગળના દ્વીપોનાં નામ શું ? તે જાણવાની રીતિ દર્શાવે છે, તે આ પ્રમાણે—

**सुपसत्थवत्थुणामा, तिपडोआरातहाऽरुणाईआ ।**
**इगणामेऽवि असंखा, जाव य सूरावभास त्ति ॥ ८ ॥**

### શબ્દાર્થઃ—

सुपसत्थ–અતિપ્રશસ્ત, ઉત્તમ
वत्थुणामा–વસ્તુઓનાં નામ
तिपडोआरा–ત્રિપ્રત્યવતાર
तहा–તથા
अरुणाईआ–અરૂણાદિદ્વીપો
इगणामे वि–એક નામવાળા પણ
असंखा–અસંખ્યાતા દ્વીપો
जाव–યાવત્, સુધી
सुरावभास–સુરાવભાસ દ્વીપ
त्ति–ઇતિ, એ ( અથવા સમાપ્તિ સૂચક )

### સંસ્કૃત અનુવાદ

**सुप्रशस्तवस्तुनामानस्त्रिप्रत्यवतारास्तथाऽरुणादयः ।**
**एकनाम्नाऽपि असंख्येया यावच्च सूरावभास इति ॥ ८ ॥**

गाथार्थः—અતિ ઉત્તમ વસ્તુઓના નામે નામવાળા, તથા અરૂણદ્વીપથી પ્રારંભીને ત્રિપ્રત્યવતારવાળા, અને એકેક નામના પણ અસંખ્યાતા એવા દ્વીપ સૂરાવભાસ દ્વીપ સુધી છે ॥ ૮ ॥

विस्तरार्थः—અરૂણદ્વીપ સુધીનાં સ્પષ્ટ નામો કહ્યાં, અને ત્યાંથી આગળના દ્વીપો ( તથા સમુદ્રો )નાં નામ ત્રણ રીતે છે તે આ પ્રમાણે—

૧ જગતમાં જેજે ઉત્તમ પદાર્થો છે તે પદાર્થોનાં જે નામ છે તે નામવાળા આગળના દ્વીપસમુદ્રો છે, તે સંબંધમાં કહ્યું છે કે—

आभरणवत्थगंधे, उप्पलतिलए अ पउमनिहिरयणे ।
वासहरदहनईओ, विजया वक्खारकप्पिंदा ॥ १ ॥
कुरुमंदर आवासा, कूडा नक्खत्त चंदसूरा य ।
अन्नेवि एवमाई, पसत्थवत्थूण जे नामा ॥ २ ॥

આભરણ, વસ્ત્ર, ગંધ દ્રવ્યો, ઉત્પલ ( કમળની જાતિ વિશેષ ), તિલક, પદ્મ ( કમળની જાતિવિશેષ ), નવનિધિ, સોળ પ્રકારનાં રત્નો, વર્ષધરપર્વતો, પદ્મ સરોવર આદિ શાશ્વત સરોવરો, ગંગા વિગેરે નદીઓ, ચોત્રીસ વિજયો, સોળ વક્ષસ્કાર પર્વતો, બાર કલ્પ, ઇન્દ્રો, કુરૂક્ષેત્ર, મેરૂપર્વત ( નાં ૧૧ નામ ) ભવનપતિ વિગેરે પાતાલવાસી દેવોના આવાસો, ઋષભકૂટાદિ ભૂમિકૂટ તથા પર્વતના કૂટો, અઠ્ઠાવીશ નક્ષત્ર ( ઉપલક્ષણથી ઉત્તમ ગ્રહો ), ચંદ્ર સૂર્ય અને એ સિવાયની બીજી પણ ઉત્તમ વસ્તુઓનાં જે જે નામો છે તે તે નામવાળા દ્વીપસમુદ્રો છે.

તથા त्रिप्रत्यवतार વાળા દ્વીપસમુદ્રો છે, એટલે જે એકજ નામ તે પુનઃ "વર" શબ્દ સહિત બીજું નામ, અને "વરાવભાસ" એ શબ્દ સહિત ત્રીજું નામ, તે જેમકે અરૂણદ્વીપ એ એક નામ છે તેનાંજ ત્રણ નામ તે અરૂણ–અરૂણવર–અરૂણવરાવભાસ, અથવા શ્રીવત્સ શ્રીવત્સવર શ્રીવત્સવરાવભાસ ઇત્યાદિ રીતે એકજ નામ ત્રણવાર પરાવર્ત થવાથી त्रिप्रत्यवतार કહેવાય, વળી આ ત્રિપ્રત્યવતાર નવમા અરૂણદ્વીપથી પ્રારંભીને સૂરદ્વીપસુધી જાણવો કે જે છેલ્લા પાંચ દ્વીપ સમુદ્રોની પહેલાં અનંતરપણે આવેલ છે. એકજ નામને त्रि=ત્રણવાર=अवतर=ઉતારવું તે ત્રિપ્રત્યવતાર અને प्रति એ ઉપસર્ગ છે.

વળી અરૂણથી માંડીને સૂરવરાવભાસ સુધીના દ્વીપ સમુદ્રોમાં એકેક નામવાળા અસંખ્યાતા દ્વીપસમુદ્રો છે, જેમ આ જંબૂદ્વીપ છે, તેવો બીજો જંબૂદ્વીપ ત્રિપ્રત્યવતારવાળા અસંખ્ય દ્વીપોમાં છે, તેવોજ બીજો ત્રીજો આદિ અસંખ્યાતા જંબૂદ્વીપ છે, અસંખ્યાત ધાતકી દ્વીપ છે, અસંખ્યાત પુષ્કરદ્વીપ છે. ઇત્યાદિ રીતે જાણવા. પુનઃ એ સરખા નામવાળા દ્વીપો વા સમુદ્રો સાથે સાથે નથી, પરન્તુ અસંખ્યાત અસંખ્યાતને અંતરે છે, જેમ પહેલા [1]જંબૂદ્વીપ પછી અસંખ્યાતા અન્ય નામવાળા દ્વીપસમુદ્રો વ્યતીત થયે બીજો જંબૂદ્વીપ આવે, તદનંતર અસંખ્યાતા અન્ય નામવાળા દ્વીપસમુદ્રો વ્યતીત થયે ત્રીજો જંબૂદ્વીપ

૧ એ પણ જંબૂદ્વીપ જંબૂવરદ્વીપ અને જંબૂવરાવભાસદ્વીપ એ પ્રમાણે ત્રિપ્રત્યવતાર સહિત છે, અને તે દરેક પોતપોતાના નામવાળા સમુદ્રોવડે વીટાયલા છે.

આવે ઇત્યાદિ, એ પ્રમાણે એકેક નામની બહુલતા, ત્રિપ્રત્યવતાર પદ્ધતિ [ તથા પ્રાયઃ આભરણાદિ પ્રશસ્ત નામો પણ ] સૂરવરાવભાસ દ્વીપ વા સમુદ્રસુધી છે, અર્થાત્ છેડે સૂરદ્વીપ, સૂરસમુદ્ર, સૂરવરદ્વીપ, સુરવર સમુદ્ર, સુરવરાવભાસ દ્વીપ, સુરવરાવભાસ સમુદ્ર.

## ॥ કહેલી વ્યવસ્થામાં વિશેષતા ॥

શ્રી જીવસમાસ વૃત્તિમાં કહ્યું છે કે—રૂચકદ્વીપ સુધીના જે દ્વીપો અને સમુદ્રો કહ્યા છે તે તો તેવાજ અનુક્રમથી છે, પરન્તુ ત્યારબાદ રૂચકદ્વીપથી અસંખ્ય દ્વીપસમુદ્રો વ્યતીત થયા બાદ ભુજગદ્વીપ આવે છે, ત્યારબાદ અસંખ્યાત દ્વીપસમુદ્રો વ્યતીત થયે કુશદ્વીપ આવે છે, પુનઃ અસંખ્ય દ્વીપ-સમુદ્રો વ્યતીત થયે ક્રૌંચદ્વીપ આવે છે, એ પ્રમાણે અસંખ્ય અસંખ્ય દ્વીપ-સમુદ્રોને આંતરે આંતરે आभरण वत्थगंधे ઈત્યાદિ ગાથામાં કહ્યા પ્રમાણે દરેક પ્રશસ્ત વસ્તુના નામવાળો એકેક દ્વીપસમુદ્ર આવે છે, તે યાવત્ સ્વયંભૂ-રમણ દ્વીપસમુદ્ર સુધી તે પ્રમાણે જાણવું.

प्रश्नः—જો " આભરણ વત્થગંધ " એ નામવાળા એકેક દ્વીપસમુદ્રો અસંખ્ય અસંખ્યને અંતરે છે તો આંતરામાં રહેલા અસંખ્યાતા દ્વીપસમુદ્રો કયા નામવાળા છે?

उत्तरः—આંતરામાં રહેલા અસંખ્ય દ્વીપસમુદ્રો શંખ ધ્વજ સ્વસ્તિક શ્રીવત્સ ઈત્યાદિ લોકમાં પ્રવર્તતા શુભ નામવાળા છે, સિદ્ધાંતમાં કહ્યું છે કે, जावइया लोए सुभा नामा सुभा रूवा सुभा गंधा सुभा रसा सुभा फासा एवइयाणं दीव-समुद्दा नामधेज्जेहिं पन्नत्ता। અર્થાત્ શંખધ્વજ આદિ જે શુભ નામો લોકમાં પ્રવર્તે છે, તેમજ લોકમાં પ્રવર્તતાં શુભ રૂપ ગંધ રસ અને સ્પર્શનાં નામો તે નામવાળા અસંખ્યાતા દ્વીપસમુદ્રો છે. [ એ પ્રમાણે શ્રી જીવસમાસની વૃત્તિમાં કહ્યું છે. ]

એ કહેલા જીવસમાસના વક્તવ્યમાં ત્રિપ્રત્યવતાર સ્પષ્ટ કહ્યો નથી, તેમજ રૂચક આદિ પ્રસિધ્ધ નામવાળા દ્વીપોને રૂચકવર ઈત્યાદિ શબ્દોથી "વર" શબ્દ સહિત કહેલ છે, માટે જો ત્રિપ્રત્યવતાર ઇષ્ટ હોય તો રૂચક આદિ ત્રિપ્રત્યવતારી નામોને વર શબ્દ સહિત કેવી રીતે કહેવાય? તેમજ "આભ-રણવત્થ" ઇત્યાદિ નામોને પૂર્વે સૂરવરાવભાસ સુધી કહ્યાં અને અહિં સ્વયં-ભૂરમણ સુધી કહ્યાં તેથી પણ ત્રિપ્રત્યવતાર ઈષ્ટ નથી એમ સમજાય છે, ઇત્યાદિ વિશેષતા જાણવી.

પુનઃ ત્રિપ્રત્યવતારમાં ત્રીજું નામ "વરાવભાસ" સહિત ને બદલે "અવભાસ" સહિત હોય તો પણ ચાલે. જેમ સૂરવરાવભાસ અથવા સૂરાવભાસ પણ કહેવાય. ॥ ૮ ॥

अवतरणः—હવે ત્રિપ્રત્યવતારી નામો સમાપ્ત થયાબાદ પાંચ દ્વીપો તથા પાંચ સમુદ્રો એકેક નામવાળા છે તે આ ગાથામાં દર્શાવાય છે—

**तत्तो देवे नागे, जक्खे भूए सयंभुरमणे अ ।**
**एए पंचवि दीवा, इगेगणामा मुणेयव्वा ॥ ९ ॥**

**શબ્દાર્થઃ—**

ગાથાર્થને અનુસારે સમજવો સુગમ છે—

**સંસ્કૃત અનુવાદ.**

**ततो देवो नागो यक्षो भूतः स्वयंभूरमणश्च ।**
**एते पंचापि द्वीपा एकैकनामानो मुणेतव्याः ॥ ९ ॥**

गाथार्थः—ત્યારબાદ દેવદ્વીપ નાગદ્વીપ યક્ષદ્વીપ ભૂતદ્વીપ સ્વયંભૂરમણદ્વીપ એ પાંચે દ્વીપો એકેક નામવાળા જાણવા. ॥ ૯ ॥

विस्तरार्थः—સુગમ છે. વિશેષ એજ કે દ્વીપોમાં સર્વથી છેલ્લો એ સ્વયંભૂરમણ દ્વીપ છે, ત્યારબાદ સ્વયંભૂરમણસમુદ્ર સમાપ્ત થતાં અસંખ્ય દ્વીપસમુદ્રવાળો આ તીર્છો લોક પણ સમાપ્ત થાય છે, અને ત્યારબાદ ચારે બાજુ ફરતો અલોકાકાશ આવેલો છે કે જેનો અન્ત નથી. ॥ ૯ ॥

अवतरणः—પૂર્વે જેમ અસંખ્યદ્વીપોમાંથી કેટલાક દ્વીપોનાં નામ કહ્યાં તે પ્રમાણે હવે આ ગાથામાં કેટલાક સમુદ્રોનાં પણ નામ કહેવાય છે—

**पढमे लवणो बीए, कालोअहि सेसएसु सव्वेसु ।**
**दीवसमनामया जा, सयंभूरमणोदही चरमो ॥ १० ॥**

**શબ્દાર્થઃ—**

ગાથાર્થને અનુસારે સુગમ છે—

## સંસ્કૃત અનુવાદ.

**प्रथमे लवणोदधिः द्वितीये कालोदधिः शेषेसु सर्वेषु ।**
**द्वीपसमनामानो यावत् स्वयंभूरमणोदधिश्चरमः ॥ १० ॥**

गाथार्थः—પહેલે દ્વીપે લવણસમુદ્ર, બીજે દ્વીપે કાલોદસમુદ્ર, શેષ સર્વ દ્વીપોમાં દ્વીપ સરખા નામવાળા સમુદ્રો છે તે યાવત્ [ चरमो= ] છેલ્લો સ્વયં-ભૂરમણ સમુદ્ર સુધી. [ સરખા નામ વાળા સમુદ્રો છે. ] ॥ ૧૦ ॥

विस्तरार्थः—પહેલાં જંબૂદ્વીપને વીટાયેલો લવણસમુદ્ર છે, એનું પાણી ખારૂં હોવાથી [ લવણ=લૂણ સરખું. હોવાથી અથવા એજ પાણીમાંથી લૂણ બને છે માટે ] લવણસમુદ્ર નામ છે. તથા બીજા ધાતકીખંડને ચારે બાજુથી વીટાયેલો કાલોદધિ નામનો સમુદ્ર છે, એનું પાણી કંઇક વિશેષ કાલ=કાળા વર્ણનું છે અથવા કાલ અને મહાકાલ દેવ એના અધિપતિ છે માટે કાલોદધિ નામ સમુદ્ર છે, ત્યારબાદ ત્રીજા પુષ્કર દ્વીપને વીટાયેલો પુષ્કરસમુદ્ર છે, ત્યારબાદ વારૂણીવર દ્વીપને વીટાયેલો વારૂણીવરસમુદ્ર છે, એ પ્રમાણે જે નામ દ્વીપનું તેજ નામ તેને વીટાયેલા સમુદ્રનું છે, અને એ રીતે છેલ્લા સ્વયંભૂરમણ દ્વીપને વીટાયલો સ્વયંભૂરમણ નામનો સમુદ્ર છે. ત્યારબાદ તીર્ચ્છા લોક સમાસ થયો. આગળ કેવળ આકાશ સિવાય બીજું કંઇજ નથી. ॥ ૧૦ ॥

## ॥ द्वीपसमुद्रोनां केटलांक नामो ॥

| | |
|---|---|
| ૧ | ૧ જંબૂદ્વીપ |
| | ૨ લવણ સમુદ્ર |
| ૨ | ૩ ધાતકીખંડ |
| | ૪ કાલોદધિ સમુદ્ર |
| ૩ | ૫ પુષ્કર દ્વીપ |
| | ૬ પુષ્કર સમુદ્ર |
| ૪ | ૭ વારૂણીવર દ્વીપ |
| | ૮ વારૂણીવર સમુદ્ર |
| ૫ | ૯ ક્ષીરવર દ્વીપ |
| | ૧૦ ક્ષીરવર સમુદ્ર |
| ૬ | ૧૧ ઘૃતવર દ્વીપ |
| | ૧૨ ઘૃતવર સમુદ્ર |
| ૭ | ૧૩ ઈક્ષુવર દ્વીપ |
| | ૧૪ ઈક્ષુવર સમુદ્ર |
| ૮ | ૧૫ નંદીશ્વર દ્વીપ |
| | ૧૬ નંદીશ્વર સમુદ્ર |

**હવે ત્રિપ્રત્યવતાર**

| | |
|---|---|
| ૯ | ૧૭ અરૂણ દ્વીપ |
| | ૧૮ અરૂણ સમુદ્ર |
| | ૧૯ અરૂણવર દ્વીપ |
| | ૨૦ અરૂણવર સમુદ્ર |
| | ૨૧ અરૂણવરાવભાસ દ્વીપ |
| | ૨૨ અરૂણવરાવભાસ સમુદ્ર |

૧૦
- ૨૩ કુંડલ દ્વીપ
- ૨૪ કુંડલ સમુદ્ર
- ૨૫ કુંડલવર દ્વીપ
- ૨૬ કુંડલવર સમુદ્ર
- ૨૭ કુંડલવરાવભાસ દ્વીપ
- ૨૮ કુંડલવરાવભાસ સમુદ્ર

૧૧
- ૨૯ અરૂણોપપાત દ્વીપ
- ૩૦ " સમુદ્ર
- ૩૧ " વર દ્વીપ
- ૩૨ " " સમુદ્ર
- ૩૩ " વરાવભાસ દ્વીપ
- ૩૪ " " સમુદ્ર

૧૨
- ૩૫ શંખ દ્વીપ
- ૩૬ શંખ સમુદ્ર
- ૩૭ શંખવર દ્વીપ
- ૩૮ શંખવર સમુદ્ર
- ૩૯ શંખવરાવભાસ દ્વીપ
- ૪૦ શંખવરાવભાસ સમુદ્ર

૧૩
- ૪૧ રૂચક દ્વીપ
- ૪૨ રૂચક સમુદ્ર
- ૪૩ રૂચકવર દ્વીપ
- ૪૪ રૂચકવર સમુદ્ર
- ૪૫ રૂચકવરાવભાસ દ્વીપ
- ૪૬ રૂચકવરાવભાસ સમુદ્ર

૧૪
- ૪૭ ભુજગ દ્વીપ
- ૪૮ ભુજગ સમુદ્ર
- ૪૯ ભુજગવર દ્વીપ
- ૫૦ ભુજગવર સમુદ્ર
- ૫૧ ભુજગવરાવભાસ દ્વીપ
- ૫૨ ભુજગવરાવભાસ સમુદ્ર

૧૫
- ૫૩ કુશ દ્વીપ
- ૫૪ કુશ સમુદ્ર
- ૫૫ કુશવર દ્વીપ
- ૫૬ કુશવર સમુદ્ર
- ૫૭ કુશવરાવભાસ દ્વીપ
- ૫૮ કુશવરાવભાસ સમુદ્ર

૧૬
- ૫૯ ક્રૌંચ દ્વીપ
- ૬૦ ક્રૌંચ સમુદ્ર
- ૬૧ ક્રૌંચવર દ્વીપ
- ૬૨ ક્રૌંચવર સમુદ્ર
- ૬૩ ક્રૌંચવરાવભાસ દ્વીપ
- ૬૪ ક્રૌંચવરાવભાસ સમુદ્ર

અહિંથી સર્વ શુભ પદાર્થોના નામવાળા ત્રિપ્રત્યવતારી અસંખ્ય દ્વીપ સમુદ્ર છે ત્યારબાદ

અસંખ્યાત સૂર્ય દ્વીપ
" સૂર્ય સમુદ્ર
" સૂર્યવર દ્વીપ
" સૂર્યવર સમુદ્ર
" સૂર્યવરાવભાસ દ્વીપ
" સૂર્યવરાવભાસ સમુદ્ર

અહિં ત્રિપ્રત્યવતાર સમાપ્ત,

ત્યારબાદ એકેક નામવાળા

૧
- દેવ દ્વીપ અસંખ્યાતમો
- દેવ સમુદ્ર "

૨
- નાગ દ્વીપ "
- નાગ સમુદ્ર "

૩
- યક્ષ દ્વીપ "
- યક્ષ સમુદ્ર "

૪
- ભૂત દ્વીપ "
- ભૂત સમુદ્ર "

૫
- સ્વયંભૂરમણ દ્વીપ "
- સ્વયંભૂરમણ સમુદ્ર "સર્વથી છેલ્લો.

---

સર્વ દ્વીપ સમુદ્રો સમાપ્ત.

अवतरणः—હવે આ ગાથામાં એ સમુદ્રોના પાણીનો સ્વાદ કેવો છે? તે કહે છે—

**बीओ तइओ चरमो, उदगरसा पढमचउत्थपंचमगा**
**छट्ठोवि सनामरसा, इक्खुरसा सेस जलनिहिणो ॥ ११ ॥**

**શબ્દાર્થઃ—**

चरमो–છેલ્લો
उदगरसा–પાણી સરખા રસવાળા
सनामरसा–પોતાના નામ સરખા રસવાળા
इक्खुरसा–ઇક્ષુરસ સરખા
जलनिहिणो–જળનિધિ, સમુદ્રો.

## સંસ્કૃત અનુવાદ

**द्वितीयस्तृतीयश्चरम उदकरसाः प्रथमचतुर्थपंचमकाः**
**षष्ठोऽपि स्वनामरसः, ईक्षुरसाः शेषजलनिधयः ॥ ११ ॥**

गाथार्थः—બીજો સમુદ્ર ત્રીજો સમુદ્ર અને છેલ્લો સમુદ્ર એ ત્રણ સમુદ્ર સ્વાભાવિક પાણી સરખા રસવાળા–સ્વાદવાળા છે, પહેલો સમુદ્ર, ચોથો સમુદ્ર, પાંચમો સમુદ્ર અને છઠ્ઠો પણ સમુદ્ર પોતાના નામ સરખા રસવાળા છે, અને શેષ સર્વે સમુદ્રો ઈક્ષુ=શેલડીના રસ સરખા રસવાળા છે. ॥ ૧૧ ॥

विस्तरार्थः—બીજો કાલોદધિ સમુદ્ર, ત્રીજો પુષ્કર સમુદ્ર અને છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર એ ત્રણ સમુદ્ર નદી કૂવા તળાવ વિગેરેનું જેમ સ્વાભાવિક પાણી હોય છે તેવા સ્વાભાવિક [૧]પાણી સરખા સ્વાદવાળા છે. તથા પહેલો લવણસમુદ્ર લવણ એટલે ખારા રસવાળો છે, ચોથો વારૂણીવરસમુદ્ર વારૂણી એટલે ઉત્તમ [૨]મદિરા સરખા રસવાળો છે, પાંચમો ક્ષીરવરસમુદ્ર ક્ષીર એટલે [૩]દુધ સરખા સ્વાદવાળો

---

૧ અતિપથ્ય નિર્મળ હલકું (આહાર શીઘ્રપચાવે એવું) અને અતિ મીઠાશવાળું એ પાણી જાણવું.

૨ ચંદ્રહાસાદિ ઉત્તમ મદિરા રસવાળું પણ ગંધાતા દારૂ સરખું નહિં.

૩ આ પાણી દુધ સરખું છે, પરન્તુ દુધ છે એમ નહિં, વળી એ પાણી દુધ સરખું શ્વેતવર્ણ વાળું છે, તથા ચાર શેર દુધમાંથી ત્રણ શેર બાળીને (ઉકાળીને) શેર દુધ રહેવા દઈ તેમાં સાકર નાખીને પીતાં જેવી મીઠાશ આવે તેવી મીઠાશવાળું આ પાણી છે, પરન્તુ એ પાણી નો અહિં દુધપાક કે બાસુદી આદિ દુધના પદાર્થો બને નહિં, કારણકે સ્વાદ તેવો છે, પણ જાતે પાણી છે. પુનઃ ચક્રવર્તી જે ગાયનું દુધ પીએ છે તે દુધથી પણ અધિક મીઠાશ વિગેરે

છે, અને છઠ્ઠો ઘૃતવરસમુદ્ર ઘૃત એટલે ઉત્તમ [4]ઘી સરખા રસવાળો છે, અને શેષ સર્વ સમુદ્રો [5]શેલડીના રસ સરખા રસવાળા છે.

अवतरण:—આ ગાથામાં સર્વ દ્વીપ સમુદ્રોનો વિસ્તાર કહેવાય છે—

**जंबुद्दीव पमाणंगुलि जोअणलक्खवट्टविक्खंभो ।**
**लवणाईआ सेसा, वलयाभा दुगुणदुगुणा य ॥ १२ ॥**

## શબ્દાર્થ:—

जंबुद्दीव–જંબૂદ્વીપ
पमाणंगुलि–પ્રમાણાંગુલ વડે
जोअण–યોજન
लक्ख–એક લાખ
वट्टविक्खंभो–વૃત્તવિષ્કંભવાળો
लवणाईआ–લવણ સમુદ્ર વિગેરે
सेसा–શેષ સર્વ દ્વીપ સમુદ્રો
वलयाभा–વલય સરખા
दुगुणदुगुणा–બમણા બમણા

## સંસ્કૃત અનુવાદ

**जंबुद्वीपः प्रमाणांगुलयोजनलक्षवृत्तविष्कंभः ।**
**लवणादिकाः शेषाः वलयाभा द्विगुणद्विगुणाश्च ॥ १२ ॥**

ગાથાર્થ:—જંબૂદ્વીપ પ્રમાણાંગુલવડે એક લાખ યોજનના વૃત્તવિષ્કંભવાળો છે, અને લવણ સમુદ્ર આદિ શેષ સર્વ સમુદ્ર અને દ્વીપ વલયના આકારે છે, અને ઉત્તરોત્તર બમણા બમણા વિસ્તારવાળા છે ॥ ૧૨ ॥.

---

ગુણો આ પાણીમાં કહ્યા છે. પુનઃ શ્રી જિનેશ્વરોનો જન્માભિષેક પણ આ ક્ષીરસમુદ્રના જળથી થાય છે.

૪ એ પાણી પણ ઘી સરખું છે પરન્તુ ઘી નથી, કારણકે એ પાણીથી પૂરી વિગેરે તળાય નહિં. જાતે પાણી હોવાથી.

૫ એ પાણી પણ શેલડીના રસ સરખા સ્વાદવાળું છે, પણ શેલડીનો રસ છે એમ નહિં, વળી તજ એલાયચી કેસર અને મરી એ ચાર વસ્તુ ભેગી કરવાથી ચતુર્જાતક કહેવાય, તે ચતુર્જાતકને ચાર શેર શેલડીનો રસ ઉકાળી ત્રણશેર બળવા દઈ એક શેર રાખીને તેમાં નાખી પીવાથી જેવી મીઠાશ આવે તેની મીઠાશથી પણ અધિક મીઠાશ એ સમુદ્રોના જળમાં છે, પરન્તુ ઉકાળવાથી રસ જેવો જાડો થાય છે તેવી જાડાઈ પણ આ જળમાં ન હોય, કારણકે જાતે જળ છે.

## ॥ प्रतर वृत्त आकारे जंबूद्वीप ॥

વિસ્તરાર્થ:—અહિં પ્રમાણાંગુલ તે પૂર્વે કહેલા ઉત્સેધાંગુલથી ચારસો ગણા માપવાળું છે તે જાણવું, એ પ્રમાણાંગુલનું સવિસ્તર સ્વરૂપ તો અંગુલસત્તરિ-આદિ ગ્રંથોથી જાણવા યોગ્ય છે, તેવા પ્રમાણાંગુલના માપ વડે જંબૂદ્વીપ ૧ લાખ યોજન પ્રમાણ વિસ્તારવાળો છે, અને તે વૃત્ત વિષ્કંભવાળો છે એટલે ગોળ થાળી સરખા ચપટ આકારવાળો છે, એના આકારને પ્રતરવૃત્ત કહેવામાં આવે છે, જેથી એ જંબૂદ્વીપની પ્રતરગોળાઇનો વ્યાસ-વિસ્તાર-લંબાઈ પહોળાઇ એક લાખ યોજન છે, તેજ વૃત્ત-ગોળ વસ્તુનો વિષ્કંભ-વિસ્તાર કહેવાય. અર્થાત્ ગોળ

આકારવાળા જંબૂદ્વીપને ગમે તે સ્થાનેથી માપ્યો હોય તો એક છેડાથી બીજા સ્હામેના છેડા સુધીમાં ૧ લાખ યોજન થાય. અહિં સમગોળ વસ્તુની લંબાઈ અને પહોળાઈનું માપ સરખું જ હોય છે, અને જંબૂદ્વીપ તેવો સમપ્રતરવૃત્ત છે. પરન્તુ વિષમ પ્રતરવૃત્ત એટલે લંબગોળ અર્ધગોળ ઇત્યાદિ આકારવાળો નથી.

તે સમપ્રતરવૃત્ત એવા જંબૂદ્વીપને સર્વ બાજુથી વીટાઇને પરિમંડળ આકારે એટલે ચૂડી સરખા વલય આકારે लवणसमुद्र રહેલો છે, અહિં જે વસ્તુ ચૂડીના સરખી ગોળ રેખાવાળી હોય, અને મધ્યભાગમાં પોલાણ એટલે તે વસ્તુનો અભાવ હોય તેવો આકાર परिमंडळ આકાર અથવા वलय આકાર કહેવાય છે. તે પ્રમાણે આ લવણસમુદ્ર પણ પરિમંડળ અથવા વલય આકારે છે, અને તે જંબુદ્વીપથી બમણા એટલે બે લાખ યોજનના चक्रवाल विष्कंभ વાળો છે. વલયાકાર વસ્તુની એક બાજુની પહોળાઈ તે ચક્રવાલ વિષ્કંભ કહેવાય, જેથી લવણસમુદ્ર પણ જંબુદ્વીપના પર્યન્ત ભાગથી પ્રારંભીને સ્હામે ધાતકી ખંડના પહેલા કિનારા સુધી માપીએ તો બે લાખ યોજન થાય, ( પરંતુ એક બાજુ એક લાખ અને બીજી બાજુ એક લાખ મળીને બે લાખ યોજન છે એમ નહિં. )

જેમ આ ચિત્રમાં વચ્ચે જંબૂદ્વીપને ફરતો લવણ સમુદ્ર છે તો જંબૂદ્વીપ "અ" થી "બ" સુધી અથવા "ખ" થી "ગ" સુધી લાખ યોજન છે, એ વૃત્તવિષ્કંભ, અને લવણ સમુદ્ર "બ" થી ડ અથવા ખ થી ચ સુધી બેલાખ યોજન છે, પરન્તુ ક થી ડ સુધી તો પાંચ લાખ યોજન છે. એ બે લાખ વિષ્કંભ તે વલયવિષ્કંભ અથવા ચક્રવાલ વિષ્કંભ જાણવો.

ત્યારબાદ ધાતકીખંડ તે લવણ સમુદ્રની ચારે બાજુ ફરતો મંડળાકારે વીટાયલો છે, અને ચાર લાખ યોજન વલયવિષ્કંભવાળો છે, તેને ફરતો આઠ લાખ યોજનના વલયવિષ્કંભવાળો કાળોદધિ સમુદ્ર છે, તેને ફરતો ૧૬ લાખ યોજન વલયવિષ્કંભવાળો પુષ્કરદ્વીપ છે, ઇત્યાદિ રીતે દ્વીપ અને સમુદ્રો પૂર્વ પૂર્વથી બમણા બમણા વિસ્તારવાળા છે, તેનું કિંચિત્ અધિક સ્પષ્ટ સ્વરૂપ આ આળેખેલા ચિત્રથી માલૂમ પડશે ॥ ૧૨ ॥

अवतरणः--પૂર્વે કહેલા સર્વે દ્વીપ અને સમુદ્રો પોતાના પર્યન્ત ભાગે ચારે બાજુ ફરતા કોટ વડે વીટાયલા હોય છે, તેને શાસ્ત્રમાં जगती કહે છે તે જગતીનું સ્વરૂપ આ ૬ ગાથાઓ વડે કહેવાય છે--

**वयरामईहिं[1] णिआणिअदीवोदहिमज्झगणियमूलाहिं[2] ।**
**अट्ठुच्चाहिं[3] बारसचउ मूलेउवरिरुंदाहिं[4] ॥ १३ ॥**
**वित्थारदुगविसेसो, उस्सेहविभत्तखओ चओ होइ ।**
**इअ चूलागिरिकूडाइतुल्लविक्खंभकरणाहिं ॥ १४ ॥**
**गाउदुगुच्चाइ तयट्ठभागरुंदाइ पउमवेईए ।**
**देसूणदुजोअणवरवणाइ परिमंडिआसिराहिं ॥ १५ ॥**
**वेईसमेण महया गवक्खकडएण संपरित्ताहिं ।**
**अट्ठारसूणचउभत्तपरिहिदारंतराहिं च ॥ १६ ॥**
**अट्ठुच्च चउसुवित्थर दुपाससक्कोसकुड्डदाराहिं ।**
**पुव्वाइमहड्डिअदेवदाराविजयाइनामाहिं[10] ॥ १७ ॥**
**णाणामणिमयदेहलि–कवाडपरिघाइदारसोहीहिं ।**
**जगईहिं ते सव्वे, दीवोदहिणो परिक्खित्ता ॥ १८ ॥**

શબ્દાર્થઃ--

वयरामईहिं–વજ્રમય
णिअणिअ–પોતપોતાના
दीवोदहिमज्झ–દ્વીપ સમુદ્રોની મધ્યે
गणिय–ગણેલું, ગણાયલા
मूलाहिं–મૂળવાળી

अट्ठुचाहिं–આઠ યોજન ઉંચી
बारस चउ–બાર યોજન અને ચાર યોજન
मूले उवरि–મૂળમાં અને ઉપર
रुंदाहिं–વિસ્તાર–પહોળાઇવાળી

वित्थारदुग-બે વિસ્તારનો
विसेसो-વિશ્લેષ, બાદબાકી
उस्सेहविभत्त-ઉંચાઇ વડે ભાગતાં
खओ-ક્ષય, હાનિ
चओ-ચય, વૃદ્ધિ
होइ-થાય
इअ-એ પ્રમાણે

चूला-મેરૂની ચૂલિકા
गिरि-મેરૂ વિગેરે પર્વતો
कूडाइ-કૂટ, ભૂમિકૂટ આદિ
तुल्य-તુલ્ય, સમાન
विक्खंभ-વિષ્કંભના, વિસ્તારના
करणाहिं-કરણવાળી, ગણિતવાળી

---

गाउदुग-બે ગાઉ
उच्चाइ-ઉંચી
तयट्ठभाग-તેના આઠમા ભાગે
रुंदाइ-વિસ્તારવાળી
पउमवेईए-પદ્મવેદિકાવડે

देसूणदुजोयण-કંઇક ન્યૂન બે યોજન
वरवणाइं-ઉત્તમ વનોવડે
परिमंडिअ-પરિમંડિત, શોભિત
सिराहिं-મસ્તક, અગ્રભાગવાળી

---

वेईसमेण-વેદિકા સમાન
महया-મોટા
गवक्खकडएण-ગવાક્ષકટક વડે
संपरित्ताहिं-વીટાયલી

अट्ठारसूण-અઢાર યોજન ન્યૂન
चउभत्त-ચાર વડે ભાગ આપેલ એવો
परिहि-પરિધિ ( તેટલા પ્રમાણના )
दारंतराहिं-દ્વારના પરસ્પર અંતરવાળી

---

अट्ठुच्च-આઠ યોજન ઉંચાં
चउसुवित्थर-ચાર યોજન વિસ્તારવાળાં.
दुपास-બે પાસે
सकोसकुड्ड-એક કોશની ભિત્તિ સહિત
दाराहिं-એવાં દ્વારવાળી

पुव्वाइ-પૂર્વ આદિ ચારે દિશામાં
महड्डिअ-મહર્ધિક, મહા ઋદ્ધિવાળા
देवदार-દેવોનાં દ્વાર
विजयाइ-વિજય આદિ
नामाहिं-નામવાળાં

---

णाणामणिमय-વિવિધ માણરત્નોની
देहलि-ઉંબરા
कवाड-કપાટ, કમાડ, બારણાં
परिघाइ-ભોગળ વિગેરે
दारसोहाहिं-દ્વારોની શોભાવાળી

जगईहिं-એવી જગતીઓ વડે
ते सव्वे-તે સર્વે
दीवोदहिणो-દ્વીપ અને સમુદ્રો
परिकिखत्ता-વીટાયલા છે.

## સંસ્કૃત અનુવાદ

वज्रमयीभिर्निजनिजद्वीपोदधिमध्यगणितमूलाभिः ।
अष्टोच्चाभिर्द्वादशचतुर्मूलोपरिरुन्दाभिः ॥ १३ ॥
विस्तारद्विकविश्लेष उत्सेधविभक्तक्षयश्चयो भवति ।
इति चूलागिरिकूटतुल्यविष्कंभकरणाभिः ॥ १४ ॥
गव्यूतद्विकोच्चया तदष्टमभागरुन्द्रया पद्मवेदिकया ।
देशोनद्वियोजनवरवनिकया परिमंडितशीर्षाभिः ॥ १५ ॥
वेदीसमेन महता गवाक्षकटकेन संपरिताभिः ।
अष्टादशोनचतुर्भक्तपरिधिद्वारान्तराभिः ॥ १६ ॥
अष्टोच्चचतुःसुविस्तृतद्विपार्श्वसक्रोशकुड्यद्वाराभिः ।
पूर्वादिमहर्द्धिकदेवद्वारविजयादिनामिकाभिः ॥ १७ ॥
नानामणिमयदेहलिकपाटपरिघादिद्वारशोभाभिः ।
जगतीभिस्ते सर्वे द्वीपोदधयः परिक्षिप्ताः ॥ १८ ॥

ગાથાર્થઃ—વજ્રમય એવી ( જગતીઓવડે-એ સંબંધ ૧૮ મી ગાથામાં जगईहिं શબ્દનો છે, જેથી જગતીનાં અહિં વિશેષણો જ કહેવાય છે ), તથા પોત પોતાના દ્વીપસમુદ્રમાં ગણાયો છે મૂળનો વિસ્તાર જેનો એવી, તથા આઠ યોજન ઉંચી, તથા બાર યોજન મૂળમાં વિસ્તારવાળી અને ચાર યોજન ઉપર વિસ્તાર-વાળી એવી ( જગતીવડે-એ સંબંધ ) ॥ ૧૩ ॥

તથા બે વિસ્તારની બાદબાકી કરીને ઉંચાઈવડે ભાગતાં જે જવાબ આવે તેટલી હાની અને તેટલી વૃદ્ધિ ( ઉપર ચઢતાં હાનિ, નીચે ઉતરતાં વૃદ્ધિ ) થાય, એ રીતે ચૂલિકા પર્વતો અને શિખરોના વિસ્તારનાં જે ગણિત તે સમાન છે વિસ્તારનું ગણિત જેનું એવી ( જગતીવડે-એ સંબંધ ) ॥ ૧૪ ॥

તથા બે ગાઉ ઉંચી અને તેના આઠમા ભાગ જેટલા વિસ્તારવાળી, એવી જે પદ્મવરવેદિકા અને કંઈક ન્યૂન બે યોજનના વિસ્તારવાળાં બે ઉત્તમ વન તે વડે ( અર્થાત્ એક વેદિકા અને બે વનો વડે ) શોભિત છે શીર્ષભાગ જેનો એવી ( જગતીઓવડે-એ સંબંધ ) ॥ ૧૫ ॥

તથા વેદિકા સમાન મોટા ગવાક્ષના ( ગોખ-ઝરૂખાના ) વલયવડે સર્વ બાજુથી વીટાયલી ( એવી જગતીઓ ), તથા પરિધિમાંથી અઢાર બાદ કરીને

ચારવડે ( બાકી રહેલા પરિધિને ) ભાગતાં જેટલા યોજન આવે તેટલા યોજન ચાર દ્વારોનું પરસ્પર અન્તર છે જેમાં એવી [ અર્થાત્ જગતીનાં ચાર દ્વાર પરસ્પર એટલા યોજનને આંતરે છે એવી જગતીઓવડે-એ સંબંધ ]. ॥ ૧૬ ॥

તથા આઠ યોજન ઉંચાં ચાર યોજનના વિસ્તારવાળાં અને બે બાજુએ એકેક ગાઉ જાડી-વિસ્તૃત ભિત્તિવાળાં ચાર દેવદ્વાર છે જેમાં ( એવી જગતીઓ વડે ), તથા જેની પૂર્વાદિ ચાર દિશાએ ( ચાર દ્વારોના અધિપતિ ) ચાર મહર્દ્ધિક દેવોનાં જે ચાર દ્વારો છે તે દેવ અને દ્વાર એ બન્નેનાં વિજય આદિ તુલ્ય નામો છે જેમાં એવી ( જગતીઓવડે ) ॥ ૧૭ ॥

તથા અનેક પ્રકારના મણિ રત્નોના ઉંબરા કમાડ અને ભોગળ વિગેરે જે દ્વારશોભા ( દ્વારનાં અંગ ) તે સહિત એવી જગતીઓવડે તે સર્વે દ્વીપસમુદ્રો વીટાયલા છે ॥ ૧૮ ॥

विस्तरार्थः—સર્વ દ્વીપસમુદ્રોને દરેકને ફરતો એકેક કોટ છે, કે જેને जगती કહેવામાં આવે છે, તે જગતીઓનું સ્વરૂપ આ ગાથાઓમાં કહ્યું છે, એ ગાથાઓમાં जगईहिं એ વિશેષ્ય છે, અને " **વયરામઇહિં** " ઇત્યાદિ ૧૧ વિશેષણો છે તે ૧૧ વિશેષણોવાળી " જગતીઓવડે સર્વદ્વીપસમુદ્રો વીટાયલા છે " એ સંબંધ છેલ્લી ૧૮ મી ગાથામાં આવેલો છે, હવે તે ૧૧ વિશેષણો આ પ્રમાણે—

## ॥ દ્વીપસમુદ્રોને ફરતા કોટનું સ્વરૂપ-૧૧ વિશેષણો ॥

१ वयरामईहिं:—વજ્રમય એવી તે જગતીઓવડે દ્વીપ સમુદ્રો વીટાયલા છે, અર્થાત્ સર્વ ( અસંખ્યાત જગતીઓ સર્વે ) વજ્રરત્નની છે.

२ णिअणिअदीवोदहिमज्झगणियमूलाहिं-પોતપોતાના દ્વીપસમુદ્રોની મધ્યે જેનું મૂળ ગણ્યું છે એવી. અર્થાત્ દરેક જગતીનો મૂળ વિસ્તાર બાર યોજન છે તે બાર યોજન તે દ્વીપ વા સમુદ્રનું જે પ્રમાણ કહ્યું હોય તેમાં ભેગાજ ગણી લેવા, પરન્તુ જૂદા બાર યોજન ન ગણવા, જેમકે-જંબૂદ્વીપ ૧ લાખ યોજનના વિસ્તારવાળો છે, તો જંબૂદ્વીપની જગતીના ૧૨ યોજન પણ તે લાખમાંજ અંતર્ગત ગણવા, જેથી જગતીના બે બાજુના બારબાર યોજન બાદ કરીએ તો જંબૂદ્વીપની ભૂમિ ૯૯૯૭૬ યોજન થાય, અને લવણસમુદ્રાદિ શેષ દ્વીપસમુદ્રો માટે તો કહેલા વિસ્તારમાંથી માત્ર એકબાજુનાજ બાર યોજન બાદ કરવા જેમકે-લવણસમુદ્ર બે લાખ યોજન છે તો જગતીના એકબાજુના બાર યોજન બાદ કરતાં ૧૯૯૯૮૮ યોજન જેટલી જળભૂમિ હોય.

૩ अट्ठुच्चाहिं–દરેક જગતી [1]આઠ યોજન ઉંચી છે.

૪ बारस चउ मूले उवरि रुन्दाहिं–બાર યોજન મૂળમાં અને ચાર યોજન ઉપર રૂન્દાઈ–પહોળાઈ વાળી છે. અર્થાત્ ભૂમિની સપાટીસ્થાને રહેલો જગતીનો મૂળ ભાગ બાર યોજન પહોળો છે, અને સર્વથી ઉપરનો અગ્રભાગ (ટોચનો ભાગ) ચાર યોજન પહોળો છે. प्रश्नः–એ વિસ્તાર તો સર્વથી નીચેનો અને ઉપરનો કહ્યો, પરન્તુ વચમાં ગમે તે સ્થાને વિસ્તાર જાણવો હોય તો તે કેટલો? અને કેવી રીતે? उत्तरः–વચ્ચેનો વિસ્તાર આ રીતે.

૫ वित्थारदुगविसेसो–એ વિસ્તારનો વિશ્લેષ કરવો એટલે મોટા વિસ્તારમાંથી નાનો વિસ્તાર બાદ કરવો, અને બાદ કરતાં જે જવાબ આવે તેને उस्सेहविभत्त–તે વસ્તુની ઉંચાઈ વડે ભાગવો, અને ભાગતાં જે જવાબ આવે તેટલો खओ–ક્ષય એટલે નીચેથી ઉપર ચઢતાં નીચેના વિસ્તારમાંથી ઘટાડવો, જે જવાબ આવે તેટલો તે સ્થાને વિસ્તાર આવ્યો જાણવો इअ–એ પ્રમાણે કરવાથી चूला गिरि कूडाइ तुल्ल મેરૂ પર્વતની ચૂલિકા, મેરૂ પર્વત વિગેરે પર્વતો, અને બલકૂટ વિગેરે ગિરિકૂટ તથા ઋષભકૂટાદિ ભૂમિકૂટોના વચલા વિસ્તારો જે રીતે કહેલા–ગણેલા છે તેની तुल्ल–સમાન विक्खंभकरणाहिं–વચલા વિસ્તારના ગણિતવાળી એવી તે જગતીઓ છે. (અર્થાત્ જે રીતે ચૂલિકાદિકના મધ્ય વિસ્તાર ગણાય છે, તેજ રીતે જગતીઓના પણ મધ્ય વિસ્તાર ગણાય છે, માટે જગતીઓનું વિષ્કંભકરણ ચૂલિકાદિના વિષ્કંભકરણ તુલ્ય કહ્યું છે.)

प्रश्नः–ચૂલિકા વિગેરેનું વિષ્કંભકરણ કઈ રીતે છે? તે ગણિતપૂર્વક દર્શાવો.

उत्तरः–ચૂલિકા પર્વત અને કૂટ એ ત્રણમાંથી પ્રથમ મેરૂપર્વતની ચૂલિકાનું વિષ્કંભકરણ (મધ્ય વિસ્તારનું ગણિત) આ પ્રમાણે–ચૂલિકાના મૂળનો વિસ્તાર ૧૨ યોજન છે અને ઉપરનો વિસ્તાર ૪ યોજન છે, માટે તે બેનો વિશ્લેષ (બારમાંથી ચાર બાદ કરતાં) ૮ યોજન, તેને ચૂલિકાની ૪૦ યોજન ઉંચાઇવડે ભાગતાં ભાગ ચાલે નહિ માટે આઠ યોજનના દરેકના પાંચ પાંચ ભાગ કરતાં ૪૦ ભાગનો વિશ્લેષઅંક આવ્યો, તેને ઉંચાઇના ૪૦ વડે ભાગતાં ૧ ભાગ આવ્યો, (એકપંચમાંશ યોજન આવ્યો), તેટલો ઉપર ચઢતાં ઘટે અને નીચે ઉતરતાં વધે, અર્થાત્ ચૂલિકાના મૂળથી ૧ યોજન ઉપર ચઢીએ તો ત્યાં ૧ પંચમાંશ યોજન ઘટતાં (૮ માંથી $\frac{1}{5}$ બાદ કરતાં ૭$\frac{4}{5}$ એટલે) ૭ યોજન પૂર્ણ અને ચાર ભાગ એટલો વિસ્તાર હોય. અને ઉપરથી ૧ યોજન નીચે ઉત-

[1] એ આઠ યોજન ઉંચાઈ ભૂમિની સપાટીથી જાણવી, કારણ કે જગતીઓ અને કુંડમાં દ્વીપ વિગેરે પર્વતોની માફક ભૂમિમાં ઉંડા ગયેલા હોતા નથી

રીએ તો ઉપરના ૪ યોજન વિસ્તારમાં ૧ ભાગ ઉમેરતાં ૪$\frac{૧}{૫}$ યોજન વિસ્તાર આવે. અહિં જો કે યોજનને અંગે હિસાબ ગણ્યો પરન્તુ ઉપલક્ષણથી અંગુલ હસ્ત ધનુષ્ વિગેરે ગમે તે માપને અંગે મધ્ય વિસ્તાર પ્રાપ્ત કરી શકાય છે, જેમ ૧ અંગુલ ચઢીએ તો ૮ યોજનમાંથી $\frac{૧}{૫}$ અંગુલ ઘટે, એક હાથ ચઢીએ તો $\frac{૧}{૫}$ હાથ ઘટે, અને ૧ ધનુષ્ ચઢીએ તો મધ્ય વિસ્તાર $\frac{૧}{૫}$ ધનુષ્ ઘટે, તેમજ એક ગાઉ ચઢતાં $\frac{૧}{૫}$ ગાઉ ઘટે, અને ઉતરતાં એ પ્રમાણે વધે. એ રીતે પર્વત અને કૂટો વિગેરેમાં પણ જાણવું ॥ इति चूलाविष्कंभकरण. ॥

પર્વતોમાં જેમ મેરૂપર્વત મૂળમાં ૧૦૦૯૦ (દશહજારનેવુ) યોજન અને એક યોજનના અગિઆર ભાગ કરીએ તેવા ૧૦ ભાગ છે, અને શિખર ઉપર ૧૦૦૦ (હજાર) યોજન વિસ્તાર છે, માટે ૧૦૦૯૦–૧૦ માંથી ૧૦૦૦ બાદ જતાં ૯૦૯૦–૧૦ રહ્યા, તેને મેરૂની ઉંચાઈ એક લાખ યોજન વડે ભાગતાં ભાગ ચાલે નહિં તેમજ ઉપરાન્તના ૧૦ અંશ અગિઆરીઆ છે, માટે સર્વ યોજનોના અગિઆરીઆ અંશ કરવા માટે ૧૧ વડે ગુણતાં—

ઉંચાઈ વિસ્તાર

| | |
|---|---|
| ૯૦૯૦–૧૦ | ૧૦૦૦૦૦)૧૦૦૦૦૦(૧ અંશ જવાબ. |
| × ૧૧ | ૧૦૦૦૦૦ |
| ——— | ——— |
| ૯૯૯૯૦ | ૦૦૦૦૦૦ |
| +૧૦ | એ આવેલો ૧ અંશ તે એક યોજનના અગિ- |
| ——— | આર ભાગ કર્યા હતા તેમાંનો છે, માટે હવે |
| ૧૦૦૦૦૦ અંશ. | સ્પષ્ટ થયું કે— |

મેરૂપર્વતના મૂળથી ૧ યોજનાદિ ઉપર ચઢીએ તો દરેક યોજનાદિએ અગિઆરીઓ એકેક ભાગ ઘટે જેથી ૧૦૦૦ યોજન ઉપર ચઢીએ તો હજાર ભાગ એટલે [ ૧૦૦૦÷૧૧= ] ૯૦ યોજન ૧૦ ભાગ ઘટે જેથી મૂળના ૧૦૦૯૦–૧૦ માંથી ૯૦–૧૦ બાદ કરતાં સંપૂર્ણ ૧૦૦૦૦ ( દશહજાર ) યોજન વિસ્તાર સમભૂતલને સ્થાને આવ્યો. તથા શિખર ઉપરથી ૯૯૦૦૦ યોજન નીચે [ સમભૂતલા છે ત્યાં ] ઉતરતાં ૯૯૦૦૦ શિખરના વિસ્તારથી અધિક થયો, જેથી ૯૯૦૦૦ ને ૧૧ વડે ભાગતાં ૯૦૦૦ યોજન આવ્યા તે શિખરના ૧૦૦૦ યોજનમાં વધારતાં પણ ૧૦૦૦૦ ( દશહજાર ) યોજન વિસ્તાર સમભૂતલને સ્થાને આવ્યો. આ રીતે યમકગિરિ ચિત્ર વિચિત્ર કંચનગિરિઓ વિગેરેના પણ મધ્યવિસ્તાર પ્રાપ્ત કરવા. ॥ इति गिरि विष्कंभकरण ॥

તથા કૂટોમાં જેમ મેરૂપર્વતના નંદનવનમાં બલકૂટ નામનું કૂટ છે તે મૂળમાં ૧૦૦૦ યોજન અને શિખરભાગે ૫૦૦ યોજન પહોળું હોવાથી એ બેનો વિશ્લેષ ૫૦૦ યોજન આવ્યો, તેને ઉંચાઈના ૧૦૦૦ યોજન વડે ભાગતાં દરેક યોજનાદિકે અર્ધ યોજનાદિકની ચઢતાં હાનિ અને ઉતરતાં વૃદ્ધિ જાણવી, જેથી બલકૂટના મૂળથી ૫૦૦ યોજન ઉપર ચઢી અથવા શિખરથી ૫૦૦ યોજન નીચે ઉતરી અતિ મધ્યભાગે આવીએ તો ત્યાં અતિ મધ્યભાગનો વિસ્તાર [ ૨૫૦ યોજન ઘટતાં અથવા વધતાં ] ૭૫૦ યોજન આવે. ॥ इति कूट विष्कंभकरण ॥

એ પ્રમાણે જેમ ચૂલા ગિરિ અને કૂટના મધ્ય વિસ્તાર પ્રાપ્ત કરાય છે તેમ આ જગતીનો પણ ગમે તે સ્થાનનો મધ્ય વિસ્તાર પ્રાપ્ત કરાય છે તે આ પ્રમાણે–

જગતી મૂળમાં ૧૨ યોજન અને ઉપર ૪ યોજન વિસ્તારવાળી હોવાથી એ બેનો વિશ્લેષ ૮ યોજન આવ્યો, તેને જગતીની ઉંચાઇ ૮ યોજનવડે ભાગતાં એક યોજને એક યોજન જેટલી હાનિ વૃદ્ધિ હોય. જેથી નીચેથી ઉપર ચાર યોજન ચઢતાં ચાર યોજન ઘટવાથી ૮ યોજન મધ્ય વિસ્તાર આવ્યો, તેમજ ઉપરથી ચાર યોજન ઉતરતાં ચાર યોજન વધવાથી પણ અતિમધ્યવિસ્તાર ૮ યોજન આવ્યો, એ પ્રમાણે એક અંગુલે એક અંગુલ, એક હસ્તે એક હસ્ત, એક ધનુષે એક ધનુષ્ અને એક ગાઉએ એક ગાઉ હાનિ અથવા વૃદ્ધિ થાય છે, માટે આ જગતીનું વિષ્કંભકરણ ( મધ્યભાગના અનેક વિસ્તાર જાણવાનું ગણિત ) પૂર્વોક્ત રીતે ચૂલિકા પર્વતો અને કૂટોના વિષ્કંભકરણ સરખું છે, એમ કહ્યું ॥ इति जगती विष्कंभकरण ॥

૬ ( છઠ્ઠું વિશેષણ ) गाउ दुग उच्चाइ=બે ગાઉ ઉંચી અને तयट्ठ भागरुंदाई= તેનો આઠમો ભાગ ( એટલે ૨૦૦૦ ધનુષના ૧ ગાઉ હોવાથી આઠમો ભાગ ૫૦૦ ધનુષ્ આવે માટે ૫૦૦ ધનુષ્ ) વિસ્તારવાળી, તથા देसूण दु जोयण= કંઇક ન્યૂન બે યોજન વિસ્તારવાળાં બે वरवणाइ ઉત્તમ વનવાળી, ( એ ત્રણ વિશેષણોવાળી ) पउमवेइए=પદ્મવરવેદિકા, તે વડે परिमंडियसिराहिं=શોભિતા શીર્ષ ભાગવાળી [ એવી જગતીઓવડે–એ સંબંધ ] અહિં તાત્પર્ય છે કે–આ જગતીઓની ઉપરના ચાર યોજનના વિસ્તારમાં અતિમધ્યભાગે સર્વ બાજુ વલયાકારવાળી બે ગાઉ ઉંચી અને ૫૦૦ ધનુષ્ પહોળી બાંધેલી સડકના સરખી એક પદ્મવરવેદિકા નામની વેદિકા ( કાંગરા રહિત કોટ સરખા આકારવાળી ઉંચી સડક જેવી પીઠિકા ) છે, અને તેની અંદરના ભાગમાં એક વન બે ગાઉમાં ૨૫૦ ધનુષ્ ન્યૂન વિસ્તારવાળું છે, અને વેદિકાના બહાર ભાગમાં સમુદ્ર તરફ

પણ એટલાજ વિસ્તારવાળું એક વન છે, એ રીતે વેદિકાની બે બાજુ બે વન છે, જેથી દરેક જગતીનો સર્વોપરિતનભાગ એ ત્રણ વસ્તુઓવડે અતિ શોભીતો છે. વિશેષ સ્પષ્ટતા માટે **આ ચિત્ર જોવું.** વેદિકાના અને વનના પરિધિઓનું (ઘેરાવાનું) માપ જગતીને અનુસારે જાણવું (જો કે જગતીના પરિધિથી એ પરિધિઓ ન્યૂન છે, તો પણ વ્યવહારથી પ્રાયઃજગતી સમાન જાણવું).

## ॥ પદ્મવર વેદિકા ॥

વેદિકાનો પાયો રિષ્ટરત્નમય શ્યામવર્ણનો છે, અને તેનો ઊર્ધ્વ નીકળતો ભિત્તિ ભાગ વજ્રરત્નમય શ્વેતવર્ણનો છે, ચારે બાજુ ફરતા ઉંચા સ્તંભ (વેદિકાના થાંભલા વૈડુર્યરત્નના હોવાથી લીલા વર્ણના છે, ઉપરનો ભાગ પણ ઘરની છત માફક પાટડીઓ પીઢીઆં વાંસની ચીપો પાલાં અને કવેલુ) (ટાઈલ્સ) સરખાં રત્નનાં પાટીઆં અને ચારસાઓથી જડેલો છે. વળી દ્વીપ તરફ અને સમુદ્ર તરફ એમ બે બાજુ ઘરની પાંખ સરખા બે ભાગ વેદિકાના અંકરત્નના બનેલા અધિક નીકળેલા છે, તે પાંખોને ઘંટની ઘુઘરીઓની (નાની ઘંટડીઓની) લટકતી મોતીમાળાઓની લટકતી મણિમાળાની લટકતી સુવર્ણમાળાની રત્નમાળાની શ્રેણિઓ ચારે બાજુ લટકતી રહી છે, જ્યાં જ્યાં પાટીયાં જડેલાં છે, તે પાટીયાં સોનારૂપાનાં છે, લોહિતાક્ષરત્નની પાટીયાં સજ્જડ કરવાની સૂઈઓ છે, બે પાટીયાં વચ્ચેની સંધિઓ (ફાટ) વજ્રરત્નથી પૂરેલી છે, વેદિકાની ઉપરના ૫૦૦ ધનુષ્ પહોળા સપાટ પ્રદેશમાં પણ વેદિકાના બે છેડે મનુષ્યયુગલ (બે મનુષ્યાકાર) હસ્તિયુગલ, અશ્વયુગલ, કિન્નરયુગલ, સર્પયુગલ, વૃષભયુગલ, ગંધર્વયુગલના આકારો પંક્તિબંધ ગોઠવાએલા છે, તેમજ વેદિકાની વચ્ચે છૂટા છૂટા અવ્યવસ્થિતપણે પણ ગોઠવાએલા છે, એ પ્રમાણે અશોકલતા ચંપકલતા આદિ અનેક લતાઓ પણ શ્રેણિબંધ તથા છૂટી છૂટી છે. એ વેદિકાની

ઉપર એવા સુંદર સપાટ પ્રદેશમાં અનેક વ્યન્તર દેવદેવીઓ હરેફરે છે, બેસે છે, સૂવે છે, અને અનેક રીતે આનંદ કરે છે.

એ વેદિકાનો મધ્યપરિધિ જંબૂદ્વીપના કહેલા પરિધિથી ૩૮ યોજન ન્યૂન છે, કારણ કે વેદિકાના પૂર્વમધ્યથી પશ્ચિમમધ્ય સુધીનો વ્યાસ ૧ લાખયોજનમાં ૧૨ યોજન ન્યૂન છે માટે. વેદિકા તથા જગતીનું વિશેષ વર્ણન તો જીવાભિગમજીથીજ જાણવા યોગ્ય છે.

૭ મું વિશેષણ—"વેદિકા સમાન મોટા ગવાક્ષકટકવડે સર્વ બાજુથી વીંટાયલી એવી સર્વ જગતીઓ છે." અહિં તાત્પર્ય એ છે કે—દરેક જગતીના મધ્યભાગે (એટલે મૂળભાગથી ૪ યોજન ઉંચા ચઢીએ ત્યાં એક મોટું જાલકટક છે, એટલે ઘરની ભિત્તિને જેમ લોખંડના ઉભા સળીયાવાળો લાંબો કઠેરો—ઝરૂખો હોય છે તેવો ઝરૂખો ચારે બાજુ વલયાકારે ફરતો છે, કેટલાક આચાર્યો આ ગવાક્ષકટકને જગતીના સર્વોપરિતન ભાગે રહેલો કહે છે. આ ઝરૂખાની ઉંચાઈ અને પહોળાઇ વેદિકા સરખી છે એટલે બે ગાઉ ઉંચો અને પાંચસો ધનુષ્ પહોળો છે, એવા આ ઝરૂખામાં અનેક વ્યન્તર દેવદેવીઓ ક્રીડા કરતા હરેફરે છે, બેસે છે, સૂએ છે અને ઝરૂખામાં ઉભા રહીને લવણસમુદ્રની લીલા દેખતા આનંદ પામે છે. ચિત્રમાં ગવાક્ષકટક જોકે વનના છેડે દેખાય છે, પરન્તુ જગતીના મધ્ય ભાગે છે એમ જાણવું. અથવા અન્ય આચાર્યોના મત પ્રમાણે એ પણ વાસ્તવિક છે.

૮ મું વિશેષણ—પરિધિમાંથી ૧૮ બાદ કરી ચારે ભાગે તેટલા દ્વારાન્તરવાળી એવી જગતીઓ વડે. અર્થાત્ દરેક જગતીને પૂર્વાદિ ચારદિશામાં દ્વાર (મોટા દરવાજા) છે, તે ચાર દ્વારો પરસ્પર કેટલે અન્તરે—દૂર આવેલાં છે તે જાણવાની અહિં રીતિ દર્શાવી કે—જંબૂદ્વીપને અનુસારે જગતીનો પરિધિ ત્રણલાખ સોળહજાર બસો સત્તાવીસ યોજન ૩ ગાઉ એકસો અઠ્ઠાવીસ ધનુષ્ અને
યો. ગા. ધ. અં.
સાડાતેર અંગુલ [ ૩૧૬૨૨૭—૩—૧૨૮—૧૩॥ ] છે તેમાંથી ૧૮ યોજન [ દરેક દ્વાર ૪॥ યોજન વિસ્તારવાળું હોવાથી ચાર દ્વારના સર્વ મળીને ૧૮ યોજન થયા તે ] બાદ કરતાં ૩૧૬૨૦૯–૩–૧૨૮–૧૩॥ રહે તેને ૪ વડે ભાગતાં ભાગાકારની રીતિ પ્રમાણે ૭૯૦૫૨ યોજન ૧ ગાઉ ૧૫૩૨ ધનુષ્ અને ૩ા અંગુલ, એટલું એક દ્વારથી બીજું દ્વાર જંબૂદ્વીપની જગતીનું દૂર છે. તથા લવણસમુદ્રની જગતીનો પરિધિ પંદરલાખ એકાશી હજાર એક સો ઓગણચાલીસ (૧૫૮૧૧૩૯ યોજન) છે તેમાંથી ૧૮ બાદ કરી ચારે ભાગતાં

૩૯૫૨૮૦¾ યોજન લવણુસમુદ્રની જગતીના દ્વારનું પરસ્પર અન્તર છે, તથા ધાતકી ખંડનો પરિધિ ૪૧૧૦૯૬૧ યોજન છે, અને પૂર્વોક્ત વિધિ પ્રમાણે દ્વારોનું અન્તર ૧૦૨૭૭૩૫ યોજન ૩ ગાઉ છે, તેવીજ રીતે કાલોદધિનો પરિધિ ૯૧૭૦૬૦૫ યોજન અને રીતિ પ્રમાણે દ્વારનું અન્તર ૨૨૯૨૬૪૬ યોજન ૩ ગાઉ છે. એ પ્રમાણે દરેક જગતીઓ ૧૮ યોજન ન્યૂનપરિધિના ચોથા ભાગ જેટલા દ્વારાન્તરવાળી છે, દ્વીપસમુદ્રના વિસ્તાર વધતા જતા હોવાથી જગતીઓના પરિધિઓ પણ અધિક અધિક હોવાથી અહિં સર્વ જગતીઓના દ્વારનું અન્તર એકસરખું નથી. માટેજ કાલોદધિ સુધીની ચાર જગતીઓના દ્વારાન્તરનાં ઉદાહરણ ઉપર કહ્યાં છે.

૯ મું **વિશેષણ**—આઠ યોજન ઉંચા ચાર યોજન વિસ્તારવાળાં અને બે પડખે ગાઉ ગાઉની ભિત્તિયુક્ત દ્વારોવાળી એવી જગતીઓવડે. અર્થાત્ જગતીનાં જે ચાર દ્વાર છે તે દરેક આઠ યોજન ઉંચા છે, ચાર યોજન પહોળાં છે, અને બે બાજુની બે બારશાખ એકેક ગાઉ પહોળી છે, તે પણ દ્વારનું જ અંગ હોવાથી દ્વાર તરીકે ગણાય છે, અને તે કારણથીજ આઠમા વિશેષણમાં દ્વારને ૪ યોજન વિસ્તારવાળું ગણ્યું છે.

૧૦ મું વિશેષણ—પૂર્વાદિ દિશામાં મહર્દ્ધિકદેવોનાં અને તેના દ્વારોનાં વિજય આદિ નામવાળી એવી જગતીઓ વડે. અર્થાત્ જગતીની પૂર્વદિશામાં विजय નામનું દ્વાર છે, અને તેના અધિપતિદેવનું નામ પણ **વિજય** છે, દક્ષિણ દિશાએ विजयंत દ્વાર અને તેનો અધિપતિ **વિજયંત** નામનો દેવ છે, પશ્ચિમ દિશામાં जयंत નામનું દ્વાર અને તેનો અધિપતિ **જયંત** નામનો દેવ છે, તથા ઉત્તરદિશામાં अपराजित નામનું દ્વાર છે, અને તેના અધિપતિદેવનું નામ પણ **અપરાજિત** છે, તેમજ એ ચારે વ્યન્તરદેવો મહાઋદ્ધિવાળા છે અને તેઓની રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં પોતપોતાની દિશાઓમાં છે.

૧૧ મું વિશેષણ—અનેક મણિમય દેહલી કપાટ અને પરિઘ આદિ દ્વારશોભાવાળી એવી જગતીઓ વડે. અર્થાત્ એ જગતીઓનાં જે ચાર દ્વાર કહ્યાં તે દરેક દ્વારને ઉંબરો છે, બે બે કમાડ છે, અને કમાડ બંધ રાખવાની ભોગળ છે, એ રીતે દ્વારનાં જે જે અંગ હોવાં જોઇએ તે તે સર્વ અંગની શોભાવાળાં દ્વાર છે.

**એ પ્રમાણે ૧૧ વિશેષણોવાળી** જગતીઓવડે તે સર્વે અસંખ્યાતા **દ્વીપસમુદ્રો વીટાયલા છે**, જેથી જગતીઓ પણ પચીસ કોડાકોડી સૂક્ષ્મ ઉદ્ધાર

પલ્યોપમના સમયો જેટલી છે. આ જગતીઓનું અત્યંત સવિસ્તર સ્વરૂપ શ્રી જીવાભિગમજી શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ આદિ સૂત્રોમાં અને વૃત્તિઓમાં કહ્યું છે ત્યાંથી જાણવા યોગ્ય છે. **તે જગતીનું ચિત્ર** આ પ્રમાણે બાજુમાં—

अवतरणः—હવે આ ગાથામાં જગતીઉપરની વેદિકાની બે બાજુનાં બે વનનું સ્વરૂપ કહે છે તે આ પ્રમાણે—

**वरतिणतोरणज्झयछत्त–वाविपासायसेलसिलवट्टे ।**
**वेइवणे वरमंडव–गिहासणेसुं रमंति सुरा ॥ १९ ॥**

શબ્દાર્થ:—

वरतिण=ઉત્તમ તૃણ
तोरण=તોરણ
झय=ધ્વજા
छत्त=છત્ર
वावि=વાવડીઓ
पासाय=પ્રાસાદ
सेल=શૈલ–પર્વતો
सिलवट्टे=શીલાપટ્ટ વાળા
वेईवणे=વેદિકાના વનમાં
वरमंडव=ઉત્તમ મંડપ
गिह=ગૃહ, ઘર
आसणेसुं=આસનોમાં
रमंति=રમે છે, ક્રીડા કરે છે
सूरा=દેવો

સંસ્કૃત અનુવાદ

**वरतृणतोरणध्वजछत्रवापिप्रासादशैलशिलापट्टे ।**
**वेदिकावने वरमंडपगृहासनेषु रमन्ति सुराः ॥ १९ ॥**

गाथार्थः—ઉત્તમ તૃણ તોરણ ધ્વજ છત્ર વાવડીઓ પ્રાસાદો ક્રીડાપર્વતો અને મહાશિલાઓવાળા વેદિકાના (બે બાજુના) વનને વિષે રહેલા ઉત્તમ મંડપો ગૃહો અને આસનોમાં દેવો રમણક્રીડા કરે છે. ॥ ૧૯ ॥

विस्तरार्थः—વેદિકાના વનમાં પૃથ્વીકાયમય પંચ વર્ણ મણિ અને નટ વિગેરે જાતિનું તૃણ–ઘાસ છે, ત્યાં બહારના વનનાં મણી અને તૃણો દક્ષિણ દિશાના (સમુદ્ર તરફના) વાયુથી પરસ્પર અફળાય છે, તે વખતે દેવના ગંધર્વોનાં ગીત જેવા મનોહર શબ્દો–ધ્વનિઓ તેમાંથી ઉઠે છે તે તૃણમણિના સુંદર ગીત સરખા ધ્વનીઓથી ત્યાં ફરતા વ્યન્તરદેવો બહુજ આનંદ પામે

છે. જંબૂદ્વીપ તરફના વનમાં તેવાં તૃણો અને મણિઓ છે, પરન્તુ વેદિકાથી રોકાયલા પવનના અભાવે તેવા ધ્વનિઓ ઉઠતા નથી એ તફાવત છે.

તથા એ બન્ને વનખંડોમાં ઠામ ઠામ દીર્ઘિકાઓ વાવડીઓ પુષ્કરિણીઓ અતિ સ્વાદિષ્ટ ભિન્ન ભિન્ન જાતિના રસ ( પાણી ) વાળી અને અનેક શતપત્રાદિ કમળો યુક્ત છે, તે વાવડીઓની ચાર દિશાએ ચાર ત્રિસોપાન ( ત્રણ ત્રણ પગથીઆંના ઘાટ ) ચઢવા ઉતરવા માટે બાંધેલા છે તે દરેક ત્રિસોપાન ઉપર એકેક તોરણ છે, તે તોરણો ઉપર અનેક [1]ધ્વજા છત્ર અષ્ટમંગલો અને [2]ચામરો આવેલાં છે, એ સર્વ પૃથ્વીપરિણામ જાણવો. અહિં તોરણ એટલે અહિંના જેવાં લટકતાં લાંબાં તોરણ સરખાં નહિં, પરન્તુ દેવમંદિર વિગેરેના મુખ્ય દ્વાર આગળ જેવી કમાનો વાળેલી હોય છે તેવા કમાનવાળા ભાગ જાણવા. અને તે કમાનોમાં ઠામ ઠામ મોતી અને તારા લગાડેલા હોય છે, તથા તે કમાનોમાં ઈહામૃગાદિ પક્ષી પશુ દેવ અને વિદ્યાધરનાં રૂપો કોરેલાં હોય છે. એવાં બહિર્દ્વાર સરખાં તોરણ જાણવાં.

તથા એ બન્ને વનખંડોમાં ઠામ ઠામ અનેક નાના પર્વતો ( મોટી ટેકરીઓ ) હોય છે, તે દરેક ટેકરી ઉપર એકેક પ્રાસાદ ( બંગલા આકારે ) હોય છે, તે પ્રાસાદોમાં દરેકમાં એકેક સિંહાસન આદિ એકેક આસન હોય છે, જેમાં દેવો બેસે છે. વળી આ પર્વતો ક્રીડાપર્વત પણ કહેવાય છે, એમાં કેટલાક ઉત્પાત પર્વતો હોય છે, ત્યાં આવીને દેવો ક્રીડા અર્થે વૈક્રિય રૂપો રચે છે, વળી કેટલાક નિયત પર્વતો છે, કે જેમાં દેવો પ્રાયઃ ભવધારણીય શરીરવડે ક્રીડા કરે છે.

તથા એ બન્ને વનખંડોમાં ઠામ ઠામ કદલીગૃહાદિ ગૃહો છે, આલિગૃહ, માલિગૃહ, કદલીગૃહ, લતાગૃહ, અવસ્થાનગૃહ, પ્રેક્ષાગૃહ, મજ્જનગૃહ, પ્રસાધનગૃહ, ગર્ભગૃહ, મોહનગૃહ, શાલગૃહ, જાલગૃહ, કુસુમગૃહ, ચિત્રગૃહ, ગંધર્વગૃહ, આદર્શગૃહ, એ ૧૬ પ્રકારનાં ગૃહોમાં દેવો વિવિધ કાર્યો કરે છે, જેમ પહેલા ત્રણ ગૃહોમાં સુખે બેસવું વિગેરે કાર્ય, પ્રેક્ષાગૃહમાં કંઈ ખેલ તમાસા દેખાડવા દેખવા, મજ્જનગૃહમાં સ્નાન, પ્રસાધનમાં શણગાર સજવો, ગર્ભગૃહમાં એકાન્તબેઠક, મોહનગૃહમાં મૈથુનક્રીડા, ચિત્રગૃહમાં ચિત્રામણ દેખવું, ગંધર્વગૃહમાં ગીત નૃત્યનો અભ્યાસ, ઈત્યાદિ એ સર્વ ગૃહો રત્નમય પૃથ્વીપરિણામરૂપ

૧-૨ અહિં ધ્વજા અને ચામરો જૂદા જૂદા રહ્યા નથી, પરન્તુ ધ્વજાઓ સાથે સંયુક્ત છે-એ વિશેષ.

છે. વળી એ ગૃહોમાં પણ આગળ કહેવાતા ૧૨ પ્રકારનાં આસનોમાંનું એકેક આસન છે, એટલે કોઇમાં હંસાસન, કોઈમાં સિંહાસન ઇત્યાદિ.

તથા એ બે વનખંડોમાં ઠામ ઠામ દ્રાક્ષ જાઈ જૂઈ નાગરવેલ ઈત્યાદિ વનસ્પતિઓના મંડપ-માંડવા છે તે પણ સર્વ રત્નમય છે, પુનઃ એ મંડપોમાં હંસાસનાદિ આકારવાળી મોટી મોટી શિલાઓ છે તે શિલાપટ્ટ કહેવાય, એટલુંજ નહિં પરન્તુ એ ઉપરાન્ત પણ અનેક આકારવાળી શિલાઓ રત્નમય છે, એ શિલાપટ્ટો ઉપર વ્યન્તર દેવ દેવીઓ સુખ પૂર્વક બેસે છે સૂએ છે ઇત્યાદિ રીતે પૂર્વાર્જિત પુન્યનું ફળ ભોગવે છે.

એ પ્રમાણે આ ગાથામાં તૃણ-તોરણ-ધ્વજા-છત્ર-વાવ-પ્રાસાદ-પર્વત શિલાપટ્ટ-મંડપ-ગૃહ-અને આસન એ અગિઆર વસ્તુ કહી, તેમાં તૃણ-વાવ પર્વત-મંડપ અને ગૃહ એ પાંચ વસ્તુઓ વનખંડમાં ઠામ ઠામ અનિયત સ્થાને રહેલી છે, અને તોરણ ધજા તથા છત્ર એ ત્રણ વાપિકાઓના ત્રિસોપાન ઉપર છે, તેમાં પણ ધજા અને છત્ર તોરણ ઉપર છે. ત્યાં છત્ર તે બે છત્ર અને ત્રણ છત્ર ઉપરાઉપરી હોય છે જે છત્રાતિછત્ર કહેવાય છે, અને તેવાં છત્રાતિછત્રો અનેક હોય છે. તથા પ્રાસાદો ક્રીડાપર્વતો ઉપર આવેલા છે, પરન્તુ વનખંડમાં ઠામ ઠામ છૂટા નહિં, તથા શિલાપટ્ટો મંડપોમાં છે, અને આસનો પર્વત ઉપરના પ્રાસાદોમાં તથા ગૃહોમાં છે. તે આસનો પુનઃ ૧૨ પ્રકારનાં છે તે આ પ્રમાણે-જેની નીચે હંસનો આકાર હોય તે हंसासन, એ રીતે ક્રૌંચાસન-ગરૂડાસન-તથા ઉચ્ચાસન ( ઉંચુ આસન ) પ્રણતાસન ( નીચું આસન ) દીર્ઘાસન ( પલંગ સરખું દીર્ઘ ) ભદ્રાસન ( જેની નીચે પીઠિકા હોય તે ) પક્ષ્યાસન ( નીચે અનેક પક્ષી આકારવાળું ) મકરાસન ( નીચે મકર મચ્છવાળું ) સિંહાસન-( નીચે સિંહવાળું )-વૃષભાસન ( નીચે વૃષભ રૂપવાળું )-અને દિશાસ્વસ્તિકાસન ( નીચે દિશાસ્વસ્તિકાકૃતિવાળું ), એ પ્રમાણે ૧૨ પ્રકારનાં આસનો જાણવાં. એ સર્વે કહેલી વસ્તુઓ સર્વથા રત્નમય પૃથ્વી પરિણામ રૂપ જાણવી. ( પરન્તુ વાવડીઓનું જળ કમળ વિગેરે પૃથ્વીમય નહિં. )

अवतरण:—આ અઢીદ્વીપમાં અમુક અમુક ક્ષેત્રાદિકના અધિપતિ દેવો ક્યાં રહે છે? તે આ ગાથામાં દર્શાવાય છે—

**इह आहिगारो जेसिं, सुराण देवीण ताणमुप्पत्ती ॥**
**णिअदीवोदहिणामे, असंखईमे सनयरीसु ॥ २० ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| इह–અહિં, અઢીદ્વીપમાં | उप्पत्ति–ઉત્પત્તિ |
| अहिगारो–અધિકાર | णिअ–પોતપોતાના |
| जेसिं–જે | असंखईमे–અસંખ્યાતમા |
| ताणं–તેઓની | सनयरीसु–પોતાની નગરીઓમાં |

## સંસ્કૃત અનુવાદ

**अत्राधिकारो येषां सुराणां देवीनां तेषामुत्पत्तिः ।**
**निजनिजद्वीपोदधिनाम्नि असंख्येयतमे ( द्वीपोदधौ ) स्वनगरीषु ॥ २ ॥**

गाथार्थ:—અહિં અઢીદ્વીપમાં જે દેવ અથવા દેવીઓનો અધિકાર ( આધિપત્ય ) છે તે દેવ અને દેવીઓની ઉત્પત્તિ પોતપોતાના દ્વીપસમુદ્રના નામવાળા અસંખ્યાતમા દ્વીપસમુદ્રમાં અને પોતાના નામવાળી નગરીઓમાં છે ॥ ૨૦ ॥

विस्तरार्थ:—આ અઢી દ્વીપમાં ( એટલે જંબૂદ્વીપથી અર્ધપુષ્કરદ્વીપ સુધીના મનુષ્યક્ષેત્રમાં ) સંપૂર્ણ દ્વીપ વા સમુદ્રનો એક અથવા બે અધિપતિ દેવ છે, જેમ જંબૂદ્વીપનો અધિપતિ **અનાદૃતદેવ** છે, લવણસમુદ્રનો અધિપતિ **સુસ્થિત** નામે દેવ છે, ધાતકીખંડના અધિપતિ **સુદર્શન** અને **પ્રિયદર્શન** નામના બે દેવ છે, એ રીતે કાલોદધિના બે દેવ અને પુષ્કરાર્ધના પણ બે દેવ અધિપતિ છે, જે આગળ કહેવામાં આવશે. એ ઉપરાન્ત દ્વીપસમુદ્રમાં આવેલા ક્ષેત્રાદિ અનેક શાશ્વત પદાર્થના પણ અનેક અધિપતિ દેવ છે, જેમ ભરતક્ષેત્રનો **ભરતદેવ,** હિમવંત પર્વતનો અધિપતિ **હિમવંતદેવ,** ઇત્યાદિ રીતે ક્ષેત્રોના પર્વતોના કૂટોના સરોવરોના નદીઓના અને વૃક્ષો વિગેરેના સર્વના જૂદા જૂદા અધિપતિ દેવ દેવીઓ છે, તે સર્વ અધિપતિ દેવ દેવીઓના પ્રાસાદ અથવા ભવનો અહિં છે. તે કોઈ વખતે પોતાના સ્થાનથી આવે તો તેમાં આરામ માત્ર લે છે, પરન્તુ એ ભવનો અથવા પ્રાસાદોમાં તેઓની ઉત્પત્તિ ( જન્મ ) નથી, ઉત્પત્તિ તો અહિંથી અસંખ્યાતા દ્વીપસમુદ્ર વ્યતીત થયા બાદ જે બીજો જંબૂદ્વીપ નામનો દ્વીપ છે, તેમાં આ જંબૂદ્વીપના સર્વ અધિકારી દેવોની પોતાની નગરીઓ છે, તેમાંજ ઉત્પન્ન થાય છે, અહિં નગરી એટલે મોટી રાજધાની, કે જેમાં અનેક બીજા દેવ દેવીઓની પણ ઉત્પત્તિ છે, તે સર્વ દેવ દેવીઓનું સામ્રાજ્ય એ દેવ ભોગવે છે. અહિં જેમ હજારો ઘર અને લાખો મનુષ્યોની વસ્તીવાળું નગર કહેવાય છે, અને તેમાં તે નગરનો રાજા

પણ રહેતો હોય તો રાજધાની કહેવાય છે, તેવી તે નગરીઓ પણ અનેક પ્રાસાદોવાળી અને ક્રોડો ગમે તે દેવ દેવીઓના નિવાસવાળી છે, અને તે મહાનગરીનો અધિપતિ પણ તે નગરીમાંજ સર્વમધ્યભાગે રહે છે, તેનું ત્યાં અધિપતિપણું છે, અને અહિં પણ અધિપતિપણું છે. ત્યાં આખી નગરીનો માલિક છે ત્યારે અહિં કોઈ આખા દ્વીપનો તો કોઈ એક પર્વતાદિનોજ માલિક છે, એ પ્રમાણે શેષ અધિકારી દેવ દેવીઓ માટે પણ જાણવું.

પુનઃ એ નગરીઓ પણ અહિંની દિશાને અનુસારે છે, જેમ-જંબૂદ્વીપનો અનાદૃતદેવ મેરૂપર્વતની ઉત્તર દિશામાં છે, તો તેની નગરી પણ તે બીજા જંબૂદ્વીપમાં ઉત્તરદિશાએજ છે, ભરતદેવની ભરત રાજધાની દક્ષિણ દિશામાં છે ઇત્યાદિ રીતે આઠે દિશાઓમાં યથાસંભવ રાજધાનીઓ છે.

એ પ્રમાણે લવણ સમુદ્રના સર્વ અધિકારી દેવોની રાજધાનીઓ અહિંથી અસંખ્યાત દ્વીપસમુદ્ર વીત્યાબાદ જે બીજો લવણ સમુદ્ર આવે ત્યાં પોતપોતાની દિશામાં છે, ઇત્યાદિ રીતે ધાતકીખંડ વિગેરેના અધિપતિ દેવો માટે પણ જાણવું. ॥ ૨૦ ॥

अवतरण:—પૂર્વ ગાથાઓમાં સામાન્યથી અસંખ્યાતા દ્વીપસમુદ્રોનું સ્વરૂપ કહીને હવે તે સર્વમાં પહેલો જંબૂદ્વીપ છે તેનું સ્વરૂપ કહેવાનો પ્રસંગ છે, ત્યાં પ્રથમ એ જંબૂદ્વીપ ૬ મહાન્ પર્વતો અને તે વડે જૂદાં પડેલાં સાત મહાક્ષેત્રોથી વહેંચાયલો છે તે આ ગાથામાં સામાન્યથી કહે છે—

**जंबूदीवो छहिं कुलगिरिहिं सत्तहिं तहेव वासेहिं ।**
**पुव्वावरदीहेहिं, परिछिन्नो ते इमे कमसो ॥ २१ ॥**

**શબ્દાર્થ:—**

वासेहिं–વર્ષોવડે, ક્ષેત્રોવડે
पुव्व अवर–પૂર્વ પશ્ચિમ
दीहेहिं–દીર્ઘ, લાંબા
परिछिन्नो–વહેંચાયલો છે, વિભાગવાળો છે,
ते–તે ક્ષેત્રો અને પર્વતો
इमे–આ
कमसो–અનુક્રમે

**સંસ્કૃત અનુવાદ.**

**जंबूद्वीपः षड्भिःकुलगिरिभिः, सप्तभिस्तथैव वर्षैः ।**
**पूर्वापरदीर्घैः, परिछिन्नस्तान्यमूनि क्रमशः ॥ २१ ॥**

ગાથાર્થ:—જંબૂદ્વીપ પૂર્વ પશ્ચિમ દીર્ઘ એવા છ કુલગિરિઓ વડે તથા સાત ક્ષેત્રો વડે વહેંચાયલો છે, તે કુલગિરિઓ તથા ક્ષેત્રો અનુક્રમે આ પ્રમાણે છે. ॥૨૧॥

વિસ્તરાર્થ:—સુગમ છે—

અવતરણઃ—હવે આ ગાથામાં છ કુલગિરિનાં નામ કહે છે—

**हिमवं सिहरी महहिमव रुप्पि णिसढो अ णीलवंतो अ ।**
**बाहिरओ दुदुगिरिणो, उभओ वि सवेइआ सव्वे ॥ २२ ॥**

### શબ્દાર્થ.

हिमवं-લઘુ હિમવંત પર્વત
सिहरी-શિખરી પર્વત
महहिमव-મહા હિમવંત પર્વત
रुप्पि-રૂપ્પી પર્વત, રૂક્મી પર્વત
णीलवंतो-નીલવંત પર્વત.
णिसढो-નિષધ પર્વત
बाहिरओ-બહારના ભાગથી
दुदुगिरिणो-બે બે પર્વત
उभओवि-બન્ને બાજુથી
सवेइआ-વેદિકા સહિત
सव्वे-સર્વે પર્વતો

### સંસ્કૃત અનુવાદ.

**हिमवच्छिखरिणौ महाहिमवद्रुक्मिणौ निषधश्च नीलवंतश्च ।**
**बाह्यतो द्वौ द्वौ गिरी उभयतोऽपि सवेदिकाः सर्वे ॥ २२ ॥**

ગાથાર્થ:—લઘુહિમવંત અને શિખરી, મહાહિમવંત અને રૂક્મી તથા નિષધ અને નીલવંત એ પ્રમાણે બે બે પર્વતો બહારથી ગણવા, અને એ સર્વે પર્વતો બન્ને બાજુએ વેદિકા સહિત છે. ॥ ૨૨ ॥

વિસ્તરાર્થ:—એ ૬ કુલગિરિને બહારથી બે બે જોડએ ગણવા, તે આ પ્રમાણે—દક્ષિણસમુદ્રતરફ પહેલો લઘુહિમવંતગિરિ, અને ઉત્તરસમુદ્રતરફ પહેલો શિખરિ પર્વત, ત્યારબાદ દક્ષિણસમુદ્રતરફ બીજો મહાહિમવંતપર્વત અને ઉત્તરસમુદ્રતરફ બીજો રૂક્મિપર્વત, ત્યારબાદ દક્ષિણસમુદ્રતરફનો ત્રીજો નિષધપર્વત, અને ઉત્તરસમુદ્રતરફનો ત્રીજો નીલવંતપર્વત, એ પ્રમાણે બહારથી એટલે સમુદ્રતરફથી દ્વીપની અંદર પ્રવેશ કરતાં એ છ પર્વતોનાં ત્રણ યુગલ ગણવાં, પ્રશ્ન:-સીધી લીટીએ ૬ પર્વતો ન ગણતાં બે બાજુથી એકેક

ગણવાનું કારણ શું ? उत्तरः—જોડએ ગણેલા બે પર્વતો લંબાઈ ઉંચાઈ પહોળાઈ વિગેરેમાં તદ્દન એક સરખા છે, માટે બે બે પર્વતોને જૂદા જૂદા ભાગમાં હોવા છતાં એક સાથે ગણ્યા છે. એ છ કુલગિરિનું वर्षधर ( વર્ષ એટલે ક્ષેત્ર ને ધર એટલે ધારણ કરનાર ) એવું નામ પણ કહ્યું છે, કારણ કે આગળ કહેવાતાં સાત મહાક્ષેત્રોની મર્યાદા બાંધીને રહ્યા છે, અર્થાત્ સાત મહાક્ષેત્રોની વચ્ચે વચ્ચે પડેલા હોવાથી સાત ક્ષેત્રોની મર્યાદા એ પર્વતો વડે થયેલી છે. અથવા ક્ષેત્રોના સાત ભાગ પડ્યા તે એ પર્વતો વચ્ચે આવવાથી પડ્યા છે. તથા કુલ–પર્વતોનો સમુદાય તેમાં એ છ પર્વતો મોટા હોવાથી कुलगिरि કહેવાય છે, ( પોતાના કુલમાં–વંશમાં મહાગુણવંતને પણ જેમ કુલપર્વત કહેવાય છે તદ્વત્.) એ પર્વતોનાં એ નામો ગુણવાચક છે, જેમ કે—

હિમ=હેમ સુવર્ણ, તેનો બનેલો હોવાથી અને બીજા હિમવાન્‌ની અપેક્ષાએ નાનો હોવાથી लघुहिमवंत, અથવા હિમવાન્ નામનો દેવ અધિપતિ હોવાથી લઘુ-હિમવાન્ પર્વત, અથવા એ નામ ત્રણે કાળનું શાશ્વત છે. તથા શિખરી એટલે વૃક્ષ, તે આકારનાં ઘણાં શિખરો હોવાથી शिखरी. જે ૧૧ શિખરો આ પર્વતનાં ગણાવ્યાં છે, તે શિખરો નહિં પણ તે સિવાયનાં બીજાં ઘણાં શિખરો વૃક્ષોના આકારવત્ જૂદા જૂદા આકારનાં છે માટે શિખરી નામ છે. અથવા શિખરી નામનો દેવ અધિપતિ હોવાથી, અથવા શાશ્વત એ નામ છે. તથા સુવર્ણનો હોવાથી અને પૂર્વોક્ત હિમવંતથી ઘણો મોટો હોવાથી महाहिमवंत, તથા રૂકમ એટલે રૂપાનો બનેલો પર્વત તે रुक्मी. તથા નિષધ નામનો દેવ અધિપતિ હોવાથી निषध, અને નીલરંગના વૈડૂર્યમણિનો હોવાથી नीलवंत પર્વત, એ ગુણ-વાચક નામો છે. એ સર્વની લંબાઇ વિગેરે સ્વરૂપ આગળ કહેવામાં આવશે.

વળી એ દરેક પર્વતની દક્ષિણબાજુ અને ઉત્તરબાજુએ એકેક વેદિકા તે પણ બે બે વનખંડો સહિત છે, જેથી એક પર્વતને બે વેદિકા અને ચાર વન-ખંડ છે, તે વેદિકા અને વનખંડની લંબાઈ પર્વતના લંબાઇ જેટલી જાણવી, તથા વેદિકાની પહોળાઈ પાંચસો ધનુષ્ અને ઉંચાઇ બે ગાઉની છે, તેમજ વનખંડોની પહોળાઇ દેશોન બે યોજન દરેકની જાણવી. વળી આ વેદિકા વનખંડો તદ્દન નીચેના ભાગમાં જમીન ઉપર આવેલા છે, પણ પર્વતોની ઉપર નહિં. ॥ ૨૨ ॥

अवतरणः—આ ગાથામાં સાત મહાક્ષેત્રોનાં નામ કહે છે—

**भरहेरवय त्ति दुगं, दुगं च हेमवयरण्णवयरूवं ।**
**हरिवासरम्मय दुगं, मज्झि विदेहुत्ति सगवासा ॥ २३ ॥**

### શબ્દાર્થઃ—

भरह–ભરતક્ષેત્ર
एरवय–ઐરાવત ક્ષેત્ર
त्ति दुग–એ બે ક્ષેત્ર
हेमवय–હૈમવત ક્ષેત્ર
रन्नवय–હિરણ્યવત ક્ષેત્ર
रूवं–રૂપ, એ.
हरिवास–હરિવર્ષ ક્ષેત્ર
रम्मय–રમ્યક્ ક્ષેત્ર
मज्झि–મધ્યભાગમાં
विदेह–મહાવિદેહ ક્ષેત્ર
सग वासा–એ સાત વર્ષ, સાત ક્ષેત્ર.

### સંસ્કૃત અનુવાદ

**भरतैरावताविति द्विकं, द्विकं च हैमवद्धिरण्यवद्रूपम् ।**
**हरिवर्षरम्यक्‌द्विकं, मध्ये विदेह इति सप्तवर्षाणि ॥ २३ ॥**

गाथार्थः—ભરતક્ષેત્ર અને ઐરાવતક્ષેત્ર એ બે ક્ષેત્ર ( પરસ્પર તુલ્ય, ) હૈમવત અને હિરણ્યવત એ બે ક્ષેત્ર ( પરસ્પર તુલ્ય, ) તથા હરિવર્ષ અને રમ્યક્ ક્ષેત્ર એ બે ક્ષેત્ર ( પરસ્પર તુલ્ય ) અને મહાવિદેહ, એ સાત ક્ષેત્રો છે ॥ ૨૩ ॥

विस्तरार्थः—પૂર્વ ગાથામાં કહેલું बाहिरओ એ પદ આ ગાથામાં અધ્યાહાર રૂપે અનુસરે છે, માટે બહારના ભાગથી ગણતાં દક્ષિણસમુદ્રપાસે પહેલું ભરતક્ષેત્ર, અને ઉત્તરસમુદ્રપાસે પહેલું ઐરાવત ક્ષેત્ર, એ બે ક્ષેત્રો પ્રમાણાદિવડે પરસ્પર તુલ્ય છે, ત્યારબાદ દક્ષિણસમુદ્રતરફ બીજું હિમવંત ક્ષેત્ર અને ઉત્તરસમુદ્રતરફ બીજું હિરણ્યવંત ક્ષેત્ર, એ બે ક્ષેત્ર પણ પ્રમાણાદિવડે પરસ્પર તુલ્ય છે, તથા દક્ષિણતરફ ત્રીજું હરિવર્ષ ક્ષેત્ર અને ઉત્તરતરફ ત્રીજું રમ્યક્ ક્ષેત્ર, એ બે પણ પરસ્પર તુલ્ય છે, અને એ સર્વ ક્ષેત્રોની વચ્ચે અથવા જંબૂદ્વીપના અતિ મધ્યભાગે મહાવિદેહ નામનું ક્ષેત્ર છે, એ પ્રમાણે સાત ક્ષેત્ર બહારથી એટલે સમુદ્રતરફથી જંબૂદ્વીપની અંદર પ્રવેશ કરતાં કરતાં ગણવાં. જેથી દક્ષિણસમુદ્રપાસેના ભરતક્ષેત્રથી ઉત્તરસમુદ્રપાસેના ઐરાવત ક્ષેત્ર સુધી

---

૧ ગાથામાં हु માંનો उ અક્ષર त्ति શબ્દના સંબંધથી પ્રાકૃતના નિયમથી આવ્યો છે, માટે " विदेह इति " એ શબ્દને અનુસારે અર્થ છે.

## ॥ ६ कुलगिरि अने ७ महाक्षेत्र अने क्षेत्रोना मध्यगिरि ॥

[ गा० २३, पृ० ४४ ]

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર.

ક્ષેત્ર અને પર્વતોને અનુક્રમે ગણીએ તો ભરતક્ષેત્ર–લઘુહિમવાન્ પર્વત, હિમવંત ક્ષેત્ર–મહાહિમવંત પર્વત, હરિવર્ષ ક્ષેત્ર–નિષધ પર્વત, મહાવિદેહ ક્ષેત્ર–નીલવંત પર્વત, રમ્યક્ ક્ષેત્ર–રૂક્મિ પર્વત, હિરણ્યવંત ક્ષેત્ર–શિખરી પર્વત; ઐરાવત ક્ષેત્ર. એ અનુક્રમે ઉત્તર ઉત્તર દિશામાં જાણવા.

આ ચિત્રમાં દર્શાવ્યા પ્રમાણે સાત મહાક્ષેત્રો અને વચ્ચે આવેલા છ કુલગિરિઓનો અનુક્રમ જાણવો, એ ૧૩ વિભાગમાં જંબૂદ્વીપના ૧ લાખયોજન સમાપ્ત થયા છે, સર્વે ક્ષેત્રોની તથા કુલગિરિઓની લંબાઈ પૂર્વ પશ્ચિમ છે અને પહોળાઇ ઉત્તર દક્ષિણ છે. વળી એ સાતે મહાક્ષેત્રો તે તે અધિપતિ દેવોને નામે નામવાળાં છે, અથવા શાશ્વત નામવાળાં છે, કોઇ ક્ષેત્રના નામની સાર્થકતામાં કંઈક વિશેષ છે તે અન્ય ગ્રંથોથી જાણવું. ચિત્રમાં અંક સ્થાપ્યા

છે તે ખંડની સંખ્યા છે, જેમ મહાવિદેહ ૬૪ ખંડ પ્રમાણનો છે, સર્વ મળી જંબૂદ્વીપ ૧૯૦ ખંડ પ્રમાણનો છે, અહિં ખંડ એટલે ભરત અથવા ઐરાવત ક્ષેત્ર જેટલો ભાગ. ॥ ૨૩ ॥

अवतरण:—હવે એ સાત ક્ષેત્રોના મધ્યભાગમાં એકેક પર્વત છે તે પર્વતોનાં નામ આ ગાથામાં કહેવાય છે.—

**दो दीहा चउ वट्टा, वेअड्ढा खित्तछक्कमज्झंमि ।**
**मेरू विदेहमज्झे, पमाणमित्तो कुलगिरीणं ॥ २४ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| दीहा–દીર્ઘ | इत्तो–અહિંથી, હવે |
| वट्टा–વૃત્ત, ગોળ | कुलगिरीणं–કુલગિરિઓનું |
| वेअड्ढा–વૈતાઢ્ય | |

### સંસ્કૃત અનુવાદ

**द्वौ दीर्घौ चत्वारो वृत्ता वैताढ्या क्षेत्रषट्कमध्ये ।**
**मेरुर्विदेहमध्ये, प्रमाणं इतः कुलगिरीणाम् ॥ २४ ॥**

गाथार्थ:—બે દીર્ઘ વૈતાઢ્ય અને ચાર વૃત્ત વૈતાઢ્ય ( એ ૬ વૈતાઢ્ય ) છ ક્ષેત્રમાં છે, અને મહાવિદેહના મધ્યમાં મેરૂ પર્વત છે. હવે કુલગિરિઓનું ( વર્ષધર પર્વતોનું ) પ્રમાણ ( ઉંચાઇ આદિ ) કહેવાય છે. ॥ ૨૪ ॥

विस्तरार्थ:—છ મહાક્ષેત્રોમાં મધ્યભાગે જે ૬ પર્વતો છે તે વૈતાઢ્ય નામના છે, અને તેમાં પણ બે દીર્ઘ વૈતાઢ્ય એટલે પૂર્વ પશ્ચિમ લાંબા વૈતાઢ્ય છે, અને ચાર વૈતાઢ્ય વૃત્ત આકારના એટલે પલ્ય સરખા ગોળ આકારના છે. તથા મહાવિદેહના મધ્યભાગમાં જે પર્વત છે તે मेरु નામનો છે, અથવા તેનું બીજું નામ सुदर्शनगिरि પણ છે, તેનો આકાર શિખર સરખો છે, એટલે મૂળમાં અતિવિસ્તૃત અને ઉપર જતાં પાતળો થતો જાય છે, જેથી ઉંચા કરેલા ગાયના પુચ્છના આકાર સરખો પણ ગણાય, એ પ્રમાણે સાતે મધ્યપર્વતો નામભેદે બે ભેદવાળા અને આકારભેદે ત્રણ ભેદવાળા છે. ત્યાં ભરતક્ષેત્ર અને ઐરાવત ક્ષેત્રના અતિ મધ્યભાગે બે દીર્ઘ વૈતાઢ્ય છે, અને હિમવંત આદિ ચાર ક્ષેત્રમાં

ચાર વૃત્ત વૈતાઢ્ય છે. આ સાતમધ્યપર્વતો ઉપર આલેખેલાં ચિત્રને અનુસારે જાણવા. હવે કુલગિરિઓની ઉંચાઇ વિગેરે કહેવાશે. ॥ ૨૪ ॥

अवतरणः—પૂર્વગાથામાં કરેલી સૂચના પ્રમાણે આ ગાથામાં પર્વતોની ઉંચાઇ કહેવાય છે, અને તે ઉપરાન્ત એ ૬ વર્ષધરો શાના બનેલા છે ? તે પણ કહેવાય છે.

## इगदोचउसयउच्चा, कणगमया कणगरायया कमसो।
## तवणिज्जसुवेरुलिया, बहि मज्झभिंतरा दो दो ॥ २५ ॥

### શબ્દાર્થઃ—

सय–સો યોજન
कणगमया–કનકમય, સુવર્ણના
रायया–રજતના, રૂપાના
तवणिज्ज–તપનીય સુવર્ણના, રક્ત સુવર્ણના.
सुवेरुलिया–ઉત્તમ વૈડૂર્યમણિના.

### સંસ્કૃત અનુવાદ.

**एकद्विचतुःशतोच्चाः कनकमयौ कनकराजतौ क्रमशः ।**
**तपनीयसुवैडूर्यौ बहिर्मध्याभ्यन्तरौ द्वौ द्वौ ॥२५॥**

गाथार्थः—બહારના બે પર્વતો એક સો યોજન ઉંચા છે, અને સુવર્ણના છે, તથા મધ્યના બે પર્વતો બસો યોજન ઉંચા અને એક સોનાનો તથા એક રજતનો (રૂપાનો) છે, અને અભ્યન્તરના બે પર્વતો ચારસો યોજન ઉંચા તથા એક તપનીય સુવર્ણનો અને એક ઉત્તમ વૈડૂર્યમણિનો છે, એ પ્રમાણે અનુક્રમે બે બે પર્વતોની ઉંચાઈ વિગેરે જાણવી. ॥ ૨૫ ॥

विस्तरार्थः—આ ગાથાનો અર્થ કરતી વખતે પ્રથમ ચોથા ચરણમાંથી ત્યારબાદ પહેલા ચરણમાંથી અને ત્યારબાદ બીજા ચરણમાંથી પદો લેવાં, જેથી પ્રથમ बहि दो इगसय उच्चा कणगमया, ત્યારબાદ मज्झ दो दोसय उच्चा, कणगरायया ત્યારબાદ अभिंतरा दो चउसय उच्चा तवणिज्जसुवेरुलिया એ પ્રમાણે યથાયોગ્ય પદો અનુક્રમે લેવાં, જેથી ઉપર કહ્યા પ્રમાણે ગાથાર્થ પ્રાપ્ત થાય છે. હવે ભાવાર્થ આ પ્રમાણે—

## ॥ વર્ષધર પર્વતોની ઉંચાઇ અને વસ્તુ ॥

બહારના બે પર્વતો એટલે લઘુહિમવંત પર્વત અને શિખરી પર્વત તે સો યોજન ઉંચા અને સુવર્ણના પીતવર્ણના છે. તથા મધ્યના એટલે બે પર્વતોની વચ્ચેના બે પર્વતો (અર્થાત્ લઘુ હિમવંત અને નિષધ એ બેની મધ્યમાં આવેલ મહાહિમવાન્ પર્વત, તથા શિખરી અને નીલવંત એ બેની વચ્ચે આવેલો રૂક્મી પર્વત, એ પ્રમાણે એ બે મધ્ય પર્વતો બસો યોજન ઉંચા છે. અને સોના રૂપાના છે, એટલે મહાહિમવંત પર્વત સુવર્ણનો છે, અને રૂક્મી પર્વત રૂપાનો છે. **શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ**માં મહાહિમવંતને સર્વ-રત્નમય કહેલો હોવાથી શ્વેતવર્ણનો ગણ્યો છે, પરન્તુ **બૃહત્ક્ષેત્રસમાસવૃત્તિ** આદિમાં પીળા સુવર્ણનો કહેલો છે, તે કારણથી જંબૂદ્વીપના નકશાઓમાં પણ એ પર્વતને પીળા વર્ણથી ચિતરેલો હોય છે. તથા અભ્યન્તરના એટલે છએ પર્વતોમાં અંદર ભાગે રહેલા નિષધ અને નીલવંત એ બે પર્વતો ચારસો યોજન ઉંચા છે, તથા નિષધ લાલવર્ણના તપનીય જાતિના સુવર્ણનો છે, અને નીલવંત પર્વત લીલા વર્ણના વૈડૂર્યરત્નનો એટલે પાનાનો છે. ॥

એ પર્વતોની જે ઉંચાઈ કહી તે જમીનથી ગણવી, પરન્તુ પર્વતના મૂળ-માંથી ન ગણવી, કારણ કે મેરૂ સિવાયના અઢીદ્વીપવર્તી સર્વ પર્વતો ઉંચાઇના ચોથા ભાગ જેટલા જમીનમાં પણ ઉંડા દટાયલા છે, જેથી મૂળમાંથી ગણતાં સો યોજન ઉંચાઈવાળો પર્વત સવાસો યોજન ઉંચો થાય અને ચારસો યોજન વાળો પર્વત પાંચસો યોજન ઉંચો થાય છે, પુનઃ એ પર્વતના શિખરોની ઉંચાઈ એથી પણ જૂદી ગણવી, અને એ છએ વર્ષધર પર્વતો ઉપર પાંચસો પાંચસો યોજન ઉંચાં મહાન્ શિખરો છે, જેથી શિખરની ટોચ સુધી ગણતાં સો યોજન ઉંચાઈવાળો પર્વત મૂળ અને શિખર સહિત સવાછસો યોજનનો થાય છે.

આ વર્ષધર પર્વતો ઉપરાન્ત બીજા કોઇપણ શાશ્વત પર્વતો ઉપર મનુષ્યો ચઢી શકે એવો માર્ગ નથી, માટે દેવની સહાય વિના મનુષ્યથી ઉપર ન જઈ શકાય, એટલુંજ નહિં, પરન્તુ પર્વતની પાસે પણ જઈ શકાય તેમ નથી, કારણકે વચમાં વેદિકા આડી આવે છે, અને વેદિકા બે ગાઉ સીધી ઉંચી હોવા-થી ઉલ્લંઘી શકાય નહિં. ॥ ૨૫ ॥

## ॥ ६ कुलगिरिपर्वतनो यन्त्र ॥

| ૬ કુલગિરિનાં નામ | કયે સ્થાને | ભરતથી ગુણા | કેવા વર્ણે | લંબાઈ | પહોળાઈ | ઉંચાઈ | કૂટ સંખ્યા | એ ઉપર કયું સરોવર | કઈ નદીઓ નિકળી | ભૂમિમાં ઊંડાઈ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લઘુહિમવંત | મેરૂની દક્ષિણે ભરતને અન્તે | ૨ | સુવર્ણનો પીતવર્ણે | પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર ૨૪૯૩૨ યો. | ૧૦૫૨ યો ૧૨ ક. | ૧૦૦ યોજન | ૧૧ | પદ્મદ્રહ | પૂર્વે ગંગા નદી પશ્ચિમે સિંધુ નદી ઉત્તરે રોહિતાંશા નદી | યોજન ૨૫ |
| શિખરી | મેરૂની ઉત્તરે ઐરવત અન્તે | ૨ | ,, | ,, | ,, | ,, | ૧૧ | પુંડરીકદ્રહ | પૂર્વે રક્તા નદી પશ્ચિમે રક્તવતી નદી દક્ષિણે સુવર્ણકૂલા નદી | ૨૫ |
| મહાહિમવંત | મેરૂની દક્ષિણે હિમવંત અન્તે | ૮ | ,, | ૫૩૯૩૧ $\frac{6}{19}$ યો. | ૪૨૧૦ યો. ૧૦ ક. | ૨૦૦ યોજન | ૮ | મહાપદ્મદ્રહ | દક્ષિણે રોહિતા નદી ઉત્તરે હરિકાન્તા નદી | ૫૦ |
| રૂક્મી | મેરૂની ઉત્તરે હિરણ્યવંત અન્તે | ૮ | રૂપાનો શ્વેતવર્ણે | ,, | ,, | ,, | ૮ | મહાપુંડરીકદ્રહ | ઉત્તરે રૂપ્યકૂલા નદી દક્ષિણે નરકાન્તા નદી | ૫૦ |
| નિષધ | મેરૂની દક્ષિણે હરિવર્ષ અન્તે | ૩૨ | તપનીય સુવર્ણનો રક્તવર્ણે | ૯૪૧૫૬ યો. | ૧૬૮૪૨ યો. ૨ ક. | ૪૦૦ યોજન | ૯ | તિગિંછીદ્રહ | દક્ષિણે હરિસલિલા નદી ઉત્તરે શીતોદા નદી | ૧૦૦ |
| નીલવંત | મેરૂની ઉત્તરે રમ્યક્ અન્તે | ૩૨ | વૈડૂર્યરત્નનો નીલવર્ણે | ,, | ,, | ,, | ૯ | કેસરિદ્રહ | ઉત્તરે નારીકાન્તા નદી દક્ષિણે સીતા નદી | ૧૦૦ |

અવતરણ:-હવે કુલગિરિઓની પહોળાઇ કેટલી ? તે જાણવાનું કરણ આ ગાથામાં દર્શાવાય છે-

## दुग अड दुतीस अंका, लक्खगुणा कमेण नउअसयभइआ।
## मूलोवरिसमरूवं, वित्थारं बिंति जुयलतिगे ॥ २६ ॥

### શબ્દાર્થ:-

दुतीस=બત્રીસ
नउअसय=એકસો નેવું (૧૯૦).
भइआ=ભાગેલા, ભાગતાં
मूलोवरि=મૂળમાં અને ઉપર
समरूवं=સરખા સ્વરૂપવાળો, સરખો.
बिंति=કહે છે, આવે છે.
जुअलतिगे=ત્રણ યુગલમાં-નો.

### સંસ્કૃત અનુવાદ.

**द्व्यष्टद्वात्रिंशदंका लक्षगुणाः क्रमेण नवत्यधिकशतभाजिताः**
**मूलोपरिसमरूपं विस्तारं ब्रुवते युगलत्रिके ॥ २६ ॥**

ગાથાર્થ:—બે આઠ અને બત્રીસ એ ત્રણ અંકોને લાખગુણા કરીને અનુક્રમે એકસો નેવુએ ભાગીએ તો ( છ પર્વતોના ) ત્રણે યુગલનો મૂળમાં અને ઉપર સરખાપ્રમાણવાળો વિસ્તાર કહે છે-આવે છે. ॥ ૨૬ ॥

વિસ્તરાર્થ:-જંબૂદ્વીપ ૧ લાખ યોજન વિસ્તારવાળો છે, અને તે ૧ લાખ યોજન ૧૯૦ ખંડ રૂપ છે, અથવા ૧૯૦ ખંડ જેટલો જંબૂદ્વીપનો વિસ્તાર છે, તેમાં પહેલા બે પર્વતોનો વિસ્તાર બે બે ખંડ જેટલો છે, બીજા મધ્ય બે પર્વતોનો વિસ્તાર આઠ આઠખંડ જેટલો છે, અને અભ્યંતર બે પર્વતો બત્રીસ બત્રીસ ખંડના છે, માટે ખંડ સંખ્યાને લાખે ગુણી ૧૯૦થી ભાગે તો ત્રણે યુગલનો વિસ્તાર આવે છે તે આ પ્રમાણે-

લઘુહિમ૦-શિખરી

```
        ૨ ખંડ                          ૧૨૦ યોજન
   × ૧૦૦૦૦૦ યોજન                     × ૧૯ કળા
૧૯૦) ૨૦૦૦૦૦ (૧૦૫૨ યોજન                ૧૦૮૦
     ૧૯૦                              ૧૨૦
     ૧૦૦૦                    ૧૯૦) ૨૨૮૦ કળા ( ૧૨ કળા
      ૯૫૦                             ૧૯૦
      ૫૦૦                             ૦૩૮૦
      ૩૮૦                              ૩૮૦
      ૧૨૦ યોજન શેષ.                    ૦૦૦
```

એમાં ૧૨૦ યોજનની કળાઓ ન કરીએ અને $\frac{૧૨૦}{૧૯૦}$ આ પ્રમાણે સ્થાપીને બન્ને શૂન્યની અપવર્તના કરીએ (છેદ ઉડાડીએ) તો પણ $\frac{૧૨}{૧૯}$ આવે, જેથી એ બે લઘુ પર્વતોનો વિસ્તાર ૧૦૫૨ યોજન ૧૨ કળા [ ૧૦૫૨$\frac{૧૨}{૧૯}$ યોજન ] આવે છે.

અથવા ૫૨૬ યોજન ૬ કળા જેટલું ભરત અથવા એરાવત ક્ષેત્ર છે, અને એટલાજ પ્રમાણનો એક ખંડ છે, તેવા બે ખંડ જેવડા આ બે પર્વતો છે, માટે ૫૨૬$\frac{૬}{૧૯}$ ને ૨ થી ગુણીએ તો પણ ૧૦૫૨$\frac{૧૨}{૧૯}$ યોજન આવે યો. ૫૨૬–૬ ક. આ રીતે પણ સહેલાઇથી વિસ્તાર પ્રાપ્ત થાય છે. × ૨ [ ૧૦૫૨–૧૨. ]

મહાહિમ૦–રૂક્મી

```
            ૮
    × ૧૦૦૦૦૦
૧૯૦) ૮૦૦૦૦૦ ( ૪૨૧૦ યોજન
     ૭૬૦
     ૦૪૦૦
      ૩૮૦
      ૦૨૦૦
       ૧૯૦
       ૦૧૦૦ યોજન શેષ.
```

```
         ૧૦૦ યો.
          ૧૯ કળા
૧૯૦) ૧૯૦૦ ( ૧૦ કળા
     ૧૯૦
     ૦૦૦૦
     ૦૦૦૦
     ૦૦૦૦
```

= ૪૨૧૦ યોજન–૧૦ કળા વિસ્તાર.

```
અથવા ૫૨૬–૬       ૧૯ | ૪૮ | ૨ યો.       ૪૨૦૮
      ×  ૮           ૩૮                + ૨–૧૦
     ૪૨૦૮–૪૮         ૧૦ કળા           ૪૨૧૦–૧૦ વિસ્તાર.
```

એ પ્રમાણે બે મધ્ય પર્વતોનો પ્રત્યેકનો વિસ્તાર ૪૨૧૦ યોજન ૧૦ કળા આવ્યો.

નિષધ–નીલવંત

```
           ૩૨
    × ૧૦૦૦૦૦
૧૯૦) ૩૨૦૦૦૦૦ ( ૧૬૮૪૨
     ૧૯૦          યોજન
     ૧૩૦૦
     ૧૧૪૦
      ૧૬૦૦
      ૧૫૨૦
      ૦૦૮૦૦
         ૭૬૦
         ૦૪૦૦
          ૩૮૦
          ૦૨૦ યો. શેષ.
```

```
          ૨૦ યો.
          ૧૯ ક.
૧૯૦ ) ૩૮૦ ( ૨ કળા
      ૩૮૦
      ૦૦૦
```

એ પ્રમાણે ૧૬૮૪૨ યોજન ૨ કળા વિસ્તાર પ્રાપ્ત થયો. અથવા

```
  યો.     ક.
  ૫૨૬  –  ૬
       × ૩૨
 ૧૬૮૩૨–૧૯૨
```

૧૯ ) ૧૯૨ કળા ( ૧૦ યોજન　　　　૧૬૮૩૨
　　　 ૧૯૦　　　　　　　　　　　+ ૧૦-૨
　　　 ૨ કળા　　　　　　　　　૧૬૮૪૨ યો. ૨. કળા.

આ ત્રણે યુગલનો જે વિસ્તાર આવ્યો તે પર્વતના મૂળ ભાગમાં પણ તેટલોજ વિસ્તાર અને પર્વતની ઉપર પણ તેટલોજ વિસ્તાર છે, અને લાંબા પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્ર સુધી છે, માટે લંબચોરસ પલંગના આકારવાળા એ પર્વતો છે. ॥ ૨૬ ॥

એ ત્રણે યુગલના છ વિસ્તાર ભેગા કરતાં યો. ૪૪૨૧૦-૧૦ ક. આવે તે આ પ્રમાણેઃ—

| | | યો. ક. |
|---|---|---|
| લઘુ હિમવંત પર્વતનો વિસ્તાર | | ૧૦૫૨-૧૨ |
| શિખરીનો | ,, | ૧૦૫૨-૧૨ |
| મહાહિમવંતનો | ,, | ૪૨૧૦-૧૦ |
| રૂક્મી પર્વતનો | ,, | ૪૨૧૦-૧૦ |
| નિષધ પર્વતનો | ,, | ૧૬૮૪૨-૨ |
| નીલવંત પર્વતનો | ,, | ૧૬૮૪૨-૨ |
| એમાં ૪૮ કળાની ૨ યોજન ૧૦ કળા થાય છે માટે ૪૮ કળા રદ કરી ૨ યોજન ૧૦ કળા યોજનોમાં ઉમેરવા | | ૪૪૨૦૮-૪૮<br>+ ૨-૧૦<br>૪૪૨૧૦-૧૦ |

થી ૪૪૨૧૦ યોજન-૧૦ કળા સર્વ વર્ષધર પર્વતોનો વિસ્તાર આવ્યો. ॥૨૬॥

अवतरणः—પૂર્વ ગાથામાં દર્શાવેલી રીતિ પ્રમાણે છ એ વર્ષધર પર્વતોના ત્રણ યુગલનો દરેક વિસ્તાર કેટલો આવે? તેનો સ્પષ્ટ અંક આ બે ગાથામાં દર્શાવાય છે—

**बावन्नाहिओ सहसो, बारकला बाहिराण वित्थारो।**
**मज्झिमगाण—दसुत्तर बायालसया दसकला य ॥ २७ ॥**
**अब्भिंतराण दुकला, सोलसहस्सडसया सबायाला ।**
**चउचत्तसहस दोसय—दसुत्तरा दस कला सव्वे ॥ २८ ॥**

## શબ્દાર્થ:—

बावन्न–બાવન
अहिओ–અધિક
सहसो–હજાર
मज्झिमगाण–મધ્યના બે પર્વતોનો
दस उत्तर–દશ અધિક
बायालसया બેંતાલીસસો.
अडसया–આઠસો
सबायाला બેંતાલીસ સહિત
चउचत्त–ચાર ચાલીસ–ચુમ્માલીસ.

## સંસ્કૃત અનુવાદ.

**द्विपंचाशदधिकं सहस्रं, द्वादश कला बाह्ययोर्विस्तारः ।**
**मध्ययोर्दशोत्तर द्विचत्वारिंशच्छतानि दश कलाश्च ॥ २७ ॥**
**अभ्यन्तरयो र्द्वे कले, षोडशसहस्राष्टशतानि सद्विचत्वारिंशत् ।**
**चतुश्चत्वारिंशच्छहस्राणि द्वे शते दशोत्तरे दशकलाः सर्वे ॥ २८ ॥**

गाथार्थः—બહારના બે પર્વતોનો ( દરેકનો ) વિસ્તાર બાવન અધિક હજાર યોજન બારકળા [ ૧૦૫૨ યો૦ ૧૨ ક૦ ] છે. બે મધ્ય પર્વતોનો વિસ્તાર દશ અધિક બેંતાલીસસો યોજન દશ કળા [ ૪૨૧૦ યો૦ ૧૦ ક૦ ] છે. ॥ ૨૭ ॥

બે અભ્યન્તર પર્વતોનો વિસ્તાર સોળહજાર આઠસો બેંતાલીસ યોજન બે કળા ( ૧૬૮૪૨ યો૦ ૨ ક૦ ) છે. એ પ્રમાણે સર્વે પર્વતોનો વિસ્તાર ભેગો કરતાં ચુમ્માલીસ હજાર બસો દસ યોજન અધિક દશકળા [ ૪૪૨૧૦ યો. ૧૦ ક૦ ] છે.

विस्तरार्थः—પૂર્વ ગાથાના ભાવાર્થમાં દર્શાવ્યા પ્રમાણે સુગમ છે. ॥ ૨૮ ॥

अवतरणः—પૂર્વ ગાથાઓમાં ૬ વર્ષધર પર્વતોનો વિસ્તાર કહીને હવે આ ગાથામાં સાત મહાક્ષેત્રોનો વિસ્તાર કહેવાનો પ્રસંગ છે, તે વિસ્તાર કાઢવાની પદ્ધતિ પર્વતોની પદ્ધતિ પ્રમાણે છે તે આ ગાથામાં દર્શાવાય છે—

**इग चउ सोलस अंका, पुव्वुत्तविहीइ खित्तजुयलतिगे ।**
**वित्थारं विंति तहा, चउसट्ठिंको विदेहस्स ॥ २९ ॥**

## શબ્દાર્થ:—

पुव्वुत्त–પૂર્વે કહેલા
विहीइ–વિધિવડે
खित्तजुयलतिगे–ક્ષેત્રનાં ત્રણ યુગલોમાં
चउसट्ठि अंको–ચોસઠનો અંક.

## સંસ્કૃત અનુવાદ.

**एकचतुःषोडशांकाः पूर्वोक्तविधिना क्षेत्रयुगलत्रिके ।:**
**विस्तारं ब्रुवते तथा, चतुःषष्ठ्यंको विदेहस्य ॥ २९ ॥**

गाथार्थः—પૂર્વે કહેલા વિધિ પ્રમાણે એક ચાર અને સોળના અંક ક્ષેત્રોના ત્રણ યુગલનો વિસ્તાર અનુક્રમે કહે છે–દર્શાવે છે, અને વિદેહનો વિસ્તાર ચોસઠનો અંક દર્શાવે છે. ॥ ૨૯ ॥

विस्तरार्थः—વર્ષધરપર્વતોના વિસ્તાર જેમ બે આઠ અને બત્રીસના અંકથી પ્રાપ્ત થયા, તેમ અહિં સાત મહાક્ષેત્રોના વિસ્તાર ૧–૪–૧૬–૬૪ એ ચાર અંકથી પ્રાપ્ત થાય છે, તેમાં પણ ૧–૪–૧૬ ના અંકથી બે બે ક્ષેત્રોના સરખા વિસ્તાર આવે છે, અને ૬૪ના અંકથી કેવળ એક મહાવિદેહ ક્ષેત્રનોજ વિસ્તાર આવે છે. પુનઃ પૂર્વોક્ત વિધિ પ્રમાણે અહિં પણ એ ચાર અંકોને ૧ લાખથી જૂદા જૂદા ગુણીને ૧૯૦ થી ભાગવા તે આ પ્રમાણે—

```
      ૧
× ૧૦૦૦૦૦
────────
૧૯૦) ૧૦૦૦૦૦ (૫૨૬ યોજન
       ૯૫૦
      ─────
        ૫૦૦
        ૩૮૦
      ─────
       ૧૨૦૦
       ૧૧૪૦
      ─────
        ૬૦ યોજન શેષ.
```

```
        ૬૦ યો.
        ૧૯ ક.
      ─────
૧૯૦) ૧૧૪૦ (૬ કળા.
      ૧૧૪૦
      ─────
      ૦૦૦૦
```

એ પ્રમાણે ભરતક્ષેત્રનો તથા ઐરાવતક્ષેત્રનો એ દરેકનો વિસ્તાર ૫૨૬ યો૦–૬ કળા આવ્યો.

```
        ૪
  ×  ૧૦૦૦૦૦
૧૯૦) ૪૦૦૦૦૦ ( ૨૧૦૫ યો.
      ૩૮૦
      ૦૨૦૦
       ૧૯૦
       ૧૦૦
       ૦૦૦
      ૧૦૦૦
       ૯૫૦
        ૫૦  યો. શેષ.
```

```
        ૫૦ યો.
     ×  ૧૯
૧૯૦) ૯૫૦ (૫ કળા.
     ૯૫૦
     ૦૦૦
```

એ પ્રમાણે બીજા ક્ષેત્રયુગલનો એટલે હિમવંત અને હિરણ્યવંત એ બે ક્ષેત્રનો દરેકનો સરખો વિસ્તાર ૨૧૦૫ યોજન–૫ કળા આવ્યો.

```
       ૧૬
  ×   ૧૦૦૦૦૦
૧૯૦) ૧૬૦૦૦૦૦ ( ૮૪૨૧ યોજન
     ૧૫૨૦
     ૦૦૮૦૦
      ૭૬૦
       ૪૦૦
       ૩૮૦
      ૦૨૦૦
       ૧૯૦
        ૧૦  યો. શેષ.
```

```
        ૧૦ યો.
     ×  ૧૯ ક.
૧૯૦) ૧૯૦ (૧ કળા.
     ૧૯૦
     ૦૦૦
```

એ પ્રમાણે ત્રીજા ક્ષેત્રયુગલનો એટલે હરિવર્ષ અને રમ્યક્ક્ષેત્રનો પરસ્પર સરખો વિસ્તાર ૮૪૨૧ યો.–૧ કળા આવ્યો.

```
       ૬૪
  ×  ૧૦૦૦૦૦
૧૯૦) ૬૪૦૦૦૦૦ (૩૩૬૮૪
     ૫૭૦       યોજન
     ૭૦૦
     ૫૭૦
     ----
     ૧૩૦૦
     ૧૧૪૦
     ----
      ૧૬૦૦
      ૧૫૨૦
     ૦૦૮૦૦
       ૭૬૦
શેષ યો. ૪૦
```

```
        ૪૦ યો.
        ૧૯
૧૯૦) ૭૬૦ (૪ ક.
     ૭૬૦
     ૦૦૦
```

એ પ્રમાણે મહાવિદેહનો વિસ્તાર ૩૩૬૮૪ યો૦ ૪ કળા આવ્યો.

એ સાતે ક્ષેત્રનો વિસ્તાર ભેગો કરતાં

| યો. | ક. | |
|---|---|---|
| ૫૨૬ | – ૬ | ભરત ક્ષેત્ર |
| ૫૨૬ | – ૬ | ઐરાવત ક્ષેત્ર |
| ૨૧૦૫ | – ૫ | હિમવંત ક્ષેત્ર |
| ૨૧૦૫ | – ૫ | હિરણ્યવંત |
| ૮૪૨૧ | – ૧ | હરિવર્ષ ક્ષેત્ર |
| ૮૪૨૧ | – ૧ | રમ્યક ક્ષેત્ર |
| ૩૩૬૮૪ | – ૪ | મહાવિદેહ |
| ૫૫૭૮૮ | ૨૮ ક.–૧ યો. ૯ ક. | |
| + ૧–૯ | | |
| ૫૫૭૮૯–૯ | | સાત મહાક્ષેત્રનો સર્વ વિસ્તાર. |

अवतरण:—પૂર્વગાથામાં સાત મહાક્ષેત્રોનો વિસ્તાર જાણવા માટે જે કરણ કહ્યું તે કરણથી જે ક્ષેત્રનો જે વિસ્તાર પ્રાપ્ત થાય છે તે આ બે ગાથામાં સ્પષ્ટ કહે છે—

**पंचसया छव्वीसा, छच्च कला खित्तपढमजुअलंमि ।**
**बीए इगवीससया, पणुत्तरा पंच य कला य ॥ ३० ॥**
**चुलसीसय इगवीसा, इक्क कला तइयगे विदेहि पुणो ।**
**तित्तीस सहस छसय चुलसीआ तह कला चउरो ॥ ३१ ॥**

### શબ્દાર્થ:—

ગાથાર્થને અનુસારે સુગમ છે.

### સંસ્કૃત અનુવાદ

**पंचशतानि षड्विंशतिः षट् च कलाः क्षेत्रप्रथमयुगले ।**
**द्वितीये एकविंशति शतानि पंचोत्तराणि पंच च कलाश्च ॥ ३० ॥**
**चतुरशीति शतानि एकविंशतिः एका कला तृतीयके विदेहे पुनः ।**
**त्रयस्त्रिंशत्सहस्राणि षट्शतानि चतुरशीतिस्तथा कलाश्चतस्रः ॥ ३१ ॥**

गाथार्थ:—ક્ષેત્રના પહેલા યુગલમાં [ ભરત અને ઐરાવત એ પહેલા ક્ષેત્ર-યુગલનો ] વિસ્તાર પાંચસો છવીસ યોજન અને છ કળા છે. બીજા યુગલનો વિસ્તાર [ હિમવંત અને હિરણ્યવંત ક્ષેત્રનો વિસ્તાર ] એકવીસસો પાંચ અધિક યોજન અને પાંચ કળા છે ॥ ૩૦ ॥

ત્રીજા ક્ષેત્રયુગલનો [ હરિવર્ષ અને રમ્યક ક્ષેત્રનો ] વિસ્તાર ચોરાશીસો એકવીસ યોજન અને એક કળા છે, તથા વિદેહનો [ મહાવિદેહ ક્ષેત્રનો ] વિસ્તાર તે ત્રીસ હજાર છસો ચોરાસી યોજન અને ચાર કળા છે. ॥ ૩૧ ॥

विस्तरार्थ:—પૂર્વગાથામાં ગણિત પૂર્વક દર્શાવેલ હોવાથી અહિં પણ સમજવો સુગમ છે. વિશેષ એજ કે-વિસ્તાર એટલે પહોળાઇ, અને તે ભરત ઐરાવતનું માપ પોતપોતાની દક્ષિણ દિશાએ ઉત્તર દિશાએ રહેલા સમુદ્રના કિનારાના મધ્યભાગથી વચ્ચે અયોધ્યા નગરી અને વૈતાઢ્યની લંબાઇનો પણ મધ્યભાગ ભેદીને યાવત્ [ મર્યાદા કરીને રહેલા જે ] હિમવંત અને શિખરી પર્વતોના પ્રારંભ ભાગ સુધીનું ક્ષેત્ર જાણવું, અને હિમવંતાદિ ક્ષેત્રોની પહોળાઇ તે બે બાજુએ આવેલા બે બે વર્ષધર પર્વતોની વચ્ચેનો ક્ષેત્રભાગ જાણવો. એ પ્રમાણે ક્ષેત્રની અથવા પર્વતની પહોળાઇ સમુદ્ર તરફથી મેરૂ તરફ ઉત્તર દક્ષિણ જાણવી.

## ॥ ७ महाक्षेत्रनो यन्त्र ॥

| ७ महाक्षेत्रनां नाम | लंबाइ | पहोळाइ | केटला खंडनुं | कये स्थाने | मध्यगिरि | महानदी | कयो काळ ? |
|---|---|---|---|---|---|---|---|
| भरत क्षेत्र | पूर्व समुद्रथी पश्चिम समुद्र १४४७१ $\frac{५}{१९}$ यो. | यो. क. ५२६—६ | १ | मेरुनी दक्षिणे समुद्रस्पर्शी | दीर्घ वैताढ्य | पूर्वे गंगा नदी पश्चिमे सिंधू नदी | अवस० उत्सर्पिणीना ६–६ आरा |
| ऐरवत क्षेत्र | ,, | ,, | १ | मेरुनी उत्तरे समुद्रस्पर्शी | ,, | पूर्वे रक्ता नदी पश्चिमे रक्तवती नदी | ,, |
| हिमवंत क्षेत्र | ३७६७४ $\frac{१५}{१९}$ यो | यो. क. २१०५—५ | ४ | हिमवंत पर्वतनी उत्तरे | शब्दापाती वृत्तवैताढ्य | पूर्वे रोहिता नदी पश्चिमे रोहितांशा नदी | अवस० ना ३ जा आरा सरखो |
| हिरण्यवंत क्षेत्र | ,, | ,, | ४ | शिखरी पर्वतनी दक्षिणे | विकटापाती वृत्तवैताढ्य | पूर्वे सुवर्णकूला नदी पश्चिमे रूप्यकूला नदी | ,, |
| हरिवर्ष क्षेत्र | ७३९०१ $\frac{१७}{१९}$ यो | यो. क. ८४२१—१ | १६ | महाहिमवंत पर्वतनी उत्तरे | गंधापाती वृत्तवैताढ्य | पूर्वे हरिसलिला नदी पश्चिमे हरिकान्ता नदी | अवस० ना २ जा आरा सरखो |
| रम्यक क्षेत्र | ,, | ,, | १६ | रुक्मी पर्वतनी दक्षिणे | माल्यवंत वृत्तवैताढ्य | पूर्वे नरकान्ता नदी पश्चिमे नारीकान्ता नदी | ,, |
| महाविदेह क्षेत्र | १००००० यो. (१ लाख योजन) | यो. क. ३३६८४–४ | ६४ | निषध नीलवंतनी वच्चे | मेरु पर्वत | पूर्वे सीता नदी पश्चिमे सीतोदा नदी | अवस० ना ४ था आरा सरखो |

अवतरण:—પૂર્વે કહેલા ૭ વર્ષધર પર્વતોનો વિસ્તાર અને હમણાં કહેલ સાત મહાક્ષેત્રોનો વિસ્તાર, એ બે વિસ્તારને ભેગા કરવાથી જંબૂદ્વીપનો ૧ લાખ યોજન વિસ્તાર પ્રાપ્ત થાય છે તે આ ગાથામાં દર્શાવે છે.—

**पणपन्नसहससगसय गुणणउआ णव कला सयलवासा।**
**गिरिखित्तंकसमासे, जोअणलक्खं हवइ पुण्णं ॥ ३२ ॥**

## શબ્દાર્થ:—

पणपन्न–પંચાવન
सगसय–સાતસો
गुणणउआ–નેવ્યાસી
सयल वासा–સર્વ ક્ષેત્રો.
गिरिखित्त अंक–પર્વતનો અને ક્ષેત્રનો અંક
समासे–ભેગો કરતાં
पुण्णं–પૂર્ણ.

## સંસ્કૃત અનુવાદ.

**पंचपंचाशच्छहस्राणि सप्तशतानि एकोननवतिर्नव कलाः सकलवर्षाणि।**
**गिरिक्षेत्रांकसमासे, योजनलक्षं भवति पूर्णम् ॥ ३२ ॥**

गाथार्थ:—પંચાવન હજાર સાતસો નેવ્યાસી યોજન અને નવ કળા એટલો સર્વ ક્ષેત્રોનો (એકત્ર કરેલો) વિસ્તાર છે, એ પ્રમાણે પર્વતના વિસ્તારનો એકત્ર કરેલો અંક અને ક્ષેત્રવિસ્તારનો અંક એ બે અંક ભેગા કરે તો જંબૂદ્વીપનો સંપૂર્ણ વિસ્તાર એક લાખ યોજન થાય. ॥ ૩૨ ॥

| | યોજન | કળા |
|---|---|---|
| विस्तरार्थ:—પર્વતોનો વિસ્તાર સર્વ મળીને | ૪૪૨૧૦– | ૧૦ છે, |
| તેમાં ક્ષેત્રોનો વિસ્તાર " | ૫૫૭૮૯— | ૯ ભેળતાં |
| | ૯૯૯૯૯ | ૧૯ = ૧ |
| | + ૧ | યોજન |
| | ૧૦૦૦૦૦ યોજન. | |

अवतरण:—હવે આ ગાથામાં ભરતક્ષેત્ર અને ઐરાવતક્ષેત્રના ઉત્તરતરફના તથા દક્ષિણતરફના અર્ધ અર્ધ ભાગનું પ્રમાણ કહે છે.—

**पन्नाससुद्धबाहिरखित्ते दलिअम्मि दुसय अडतीसा।**
**तिन्निय कला य एसो, खंडचउक्कस्स विक्खंभो ॥ ३३ ॥**

**શબ્દાર્થ:—**

पन्नास—પચાસ યોજન
सुद्ध—બાદકરીને
दलिअम्मि—અર્ધ કરતાં
एसो—એ, તે
खंडचउक्कस्स—ચાર ખંડનો દરેકનો
विक्खंभो—વિષ્કંભ

**સંસ્કૃત અનુવાદ.**

**पंचाशच्छुद्धबाह्यक्षेत्रे दलिते द्वे शते अष्टात्रिंशत्।**
**तिस्रश्च कलाश्च एषः, खंडचतुष्कस्य विष्कंभः ॥ ३३ ॥**

गाथार्थः—પચાસ યોજન બાદ કરેલા એવા બાહ્યક્ષેત્રને અર્ધ કરતાં બસો આડત્રીસ યોજન અને ત્રણ કળા [ ૨૩૮યો. ૩ક. ] આવે, એજ ચારે ખંડનો [ ચાર અર્ધક્ષેત્રનો ] દરેકનો વિસ્તાર જાણવો. ॥ ૩૩ ॥

विस्तरार्थः—જંબૂદ્વીપનાં સર્વબાહ્ય ક્ષેત્ર [ એટલે જંબૂદ્વીપના છેડે પર્યન્ત ભાગે રહેલાં ક્ષેત્ર ] જે ભરત અને ઐરવત ક્ષેત્ર તે દરેકના અતિમધ્યભાગે પૂર્વ પશ્ચિમ સમુદ્રસુધી અનેક યોજન લાંબો અને ઉત્તરદક્ષિણ પચાસ યોજન પહોળો એવો એકેક વૈતાઢ્ય પર્વત આડો પડેલો છે, અને તેથી ભરતક્ષેત્રનો એક વિભાગ દક્ષિણસમુદ્ર તરફનો તે દક્ષિણ અર્ધ અને બીજો વિભાગ મેરૂ તરફનો અથવા લઘુહિમવંત પર્વત તરફનો તે ઉત્તર અર્ધ, એમ બે વિભાગ થયા છે. એ પ્રમાણે ઐરાવતક્ષેત્રમાં પણ વચ્ચે દીર્ઘવૈતાઢ્યપર્વત હોવાથી એક ઉત્તરાર્ધ અને બીજો દક્ષિણાર્ધ એમ બે વિભાગ પડ્યા છે. પરન્તુ અહિં વિશેષ એ છે કે સમુદ્ર પાસેનો અર્ધભાગ તે [1]उत्तरार्ध અને શિખરી પર્વત પાસેનો અર્ધભાગ તે दक्षिणार्ध ગણાય છે. એ પ્રમાણે બે ક્ષેત્રનાં મળીને ચાર અર્ધભાગનું પ્રમાણ એટલે પહોળાઈ અહિં કહેવાની છે. તે આ પ્રમાણે:—

ભરતક્ષેત્ર ૫૨૬ યોજન ૬ કળા છે, તેમાંથી ૫૦ યોજન વૈતાઢ્યની પહોળાઈના બાદ કરીએ તો ૪૭૬ યોજન ૬ કળા ભૂમિ રહી, તેના બે ભાગ કરતાં

૧ ક્ષેત્રદિશાની અપેક્ષાએ શાસ્ત્રકર્તા એ પ્રમાણે ગણે છે, પરન્તુ સૂર્યદિશાની અપેક્ષાએ પુનઃ ત્યાં પણ સમુદ્ર પાસેનો દક્ષિણાર્ધ અને શિખરી તરફ ઉત્તરાર્ધ ગણાય.

એકેક ભાગ ૨૩૮ યોજન ૩ કળા આવે, માટે ભરતક્ષેત્રનો દક્ષિણાર્ધ ભાગ ૨૩૮ યોજન ૩ કળા છે, તેમજ ઉત્તરાર્ધ ભાગ પણ તેટલોજ છે, તેવી રીતે ઐરાવતક્ષેત્રના દક્ષિણાર્ધનું અને ઉત્તરાર્ધનું વિષ્કંભ પ્રમાણ પણ ૨૩૮ યોજન ૩ કળા જાણવું. અને લંબાઈ તો અનેક યોજન પ્રમાણ જાણવી.

[ [1]વર્તમાન સમયમાં જે યુરોપખંડ એશિઆખંડ વિગેરે સર્વ ભૂમિ શોધાયલી છે, તે સર્વ ભરતક્ષેત્રના દક્ષિણાર્ધમાંજ આવેલી જાણવી. વળી શોધાયલી સર્વ ભૂમિ પણ સંપૂર્ણ દક્ષિણાર્ધ જેટલી નથી, પરન્તુ ચારે દિશાએ કંઈક કંઈક ભાગ હજી નહિં શોધાયલો બાકી રહ્યો છે.] ॥ ૩૩ ॥

अवतरण:—પૂર્વે કહેલા છ વર્ષધરપર્વતો ઉપર છ મોટા દ્રહ અથવા સરોવર છે, તે સરોવરોની ઉંડાઈ ઉંચાઇ વિગેરેનું પ્રમાણ આ ગાથામાં કહેવાય છે:—

**गिरिउवरि सवेइदहा, गिरिउच्चत्ताउ दसगुणा दीहा ।**
**दीहत्तअध्धरुंदा, सव्वे दसजोअणुव्वेहा ॥ ३४ ॥**

### શબ્દાર્થ:—

गिरिउवरि–પર્વત ઉપર
सवेइ–વેદિકા સહિત
दहा–દ્રહો, સરોવરો
गिरिउच्चत्ताउ–પર્વતની ઉંચાઈથી
दीहा–દીર્ઘ, લાંબા
दीहत्तअध्ध–લંબાઈથી અર્ધ
रुंदा–વિસ્તારવાળા, પહોળા
दसजोअण–દશ યોજન
उव्वेहा–ઉંડા

### સંસ્કૃત અનુવાદ.

**गिर्युपरि सवेदिकाद्रहा गिर्युच्चत्वतो दशगुणा दीर्घाः ।**
**दीर्घत्वार्धरुन्दाः, सर्वे दशयोजनोद्वेधाः ॥ ३४ ॥**

---

૧ આ વક્તવ્ય–વર્તમાનશાસ્ત્રો સર્વજ્ઞવચનાનુસારી છે એવી સમ્યક્ પ્રતીતિવાળા જીવોને માટે ઉપયોગી છે, પરન્તુ વર્તમાનશાસ્ત્રોને સર્વજ્ઞવચનાનુસારી હોવામાં સંદિગ્ધ અને ડામાડોળ ચિત્તવાળાને માટે નથી. કારણકે વર્તમાન સમયની ભૂગોળ અને આ ચાલુ શાસ્ત્રીય ભૂગોળ સાક્ષાત્ જૂદી સરખી દેખાય છે, પરન્તુ શાસ્ત્રીય ભૂગોળને શાસ્ત્રીય દ્રષ્ટિએ વિચારતાં વર્તમાન સમયની ભૂગોળથી બહુ વિરોધી નહિં દેખાય. વળી કઈ દ્રષ્ટિએ શાસ્ત્રીય ભૂગોળ અવિસંવાદી છે તે દ્રષ્ટિ લખવાથી કંઈ સરે નહિં, માટે પ્રથમ અભ્યાસ કર્યા બાદ તે સમજી શકાય તેવી છે.

ગાથાર્થઃ-પર્વતોની ઉપર વેદિકાસહિત દ્રહો છે, તે દ્રહો પર્વતની ઉંચાઇથી દશગુણા દીર્ઘ-લાંબા છે, અને લંબાઇથી અર્ધ વિસ્તારવાળા-પહોળા છે, અને સર્વે દ્રહો દશ યોજન ઉંડા છે. [ અર્થાત્ ઉંડાઈ સર્વની સરખી છે ] ॥ ૩૪ ॥

વિસ્તરાર્થઃ—જેમ પર્વતાદિકને વેદિકાસહિત કહ્યા છે, તેમ આ દ્રહો પણ ચારે તરફથી એક વેદિકાવડે અને એક વનવડે વીટાયલા છે, એ વેદિકાનું સર્વ સ્વરૂપ જંબૂદ્વીપની જગતી ઉપરની વેદિકા સરખું જ જાણવું. તથા એ દ્રહો પર્વતની ઉંચાઇથી દશગુણા લાંબા કહ્યા, અને લંબાઇથી અર્ધ વિસ્તારવાળા કહ્યા, તેથી છ એ દ્રહોની લંબાઇ પહોળાઈ સરખી નથી, પરન્તુ જૂદી જૂદી છે તે આ પ્રમાણે-

## ॥ વર્ષધરપર્વતો ઉપરના પદ્મદ્રહાદિનું પ્રમાણ ॥

લઘુહિમવંત પર્વત ૧૦૦ યોજન ઉંચો છે, તો ઉપર રહેલા પદ્મદ્રહની લંબાઈ દશગુણી એટલે ૧૦૦૦ યોજન છે, અને લંબાઈથી અર્ધ એટલે ૫૦૦ યોજન પહોળાઇ છે, ઇત્યાદિ આ કોષ્ટકથી સમજાશે.

| પર્વત. | ઉંચાઈ પર્વતની યોજન | દશગુણ દીર્ઘતા દ્રહની | દીર્ઘથી અર્ધ વિસ્તાર દ્રહનો | ઉંડાઈ | દ્રહનું નામ |
|---|---|---|---|---|---|
| લઘુહિમવંત | ૧૦૦ | ૧૦૦૦ | ૫૦૦ | ૧૦ | પદ્મદ્રહ |
| શિખરી પર્વત | ૧૦૦ | ૧૦૦૦ | ૫૦૦ | ૧૦ | પુંડરીકદ્રહ |
| મહાહિમવંત | ૨૦૦ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦ | મહાપદ્મદ્રહ |
| રૂક્મી પર્વત | ૨૦૦ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦ | મહાપુંડરીકદ્રહ |
| નિષધ પર્વત | ૪૦૦ | ૪૦૦૦ | ૨૦૦૦ | ૧૦ | તિગિંછીદ્રહ |
| નીલવંત પર્વત | ૪૦૦ | ૪૦૦૦ | ૨૦૦૦ | ૧૦ | કેસરિદ્રહ |

अवतरणः—હવે આ ગાથામાં એ દ્રહોનાં નામ કહે છે—

**बहि पउमपुंडरीआ, मज्झे ते चेव हुंति महपुव्वा ।**
**तेगिच्छि केसरीआ, अब्भिंतरिआ कमेणेसुं ॥ ३५ ॥**

## શબ્દાર્થ:—

बहि=બહારનાં
पउम=પદ્મદ્રહ
पुंडरीआ=પુંડરીકદ્રહ
मज्झे=મધ્યનાં
चेव=નિશ્ચય
महपुव्वा=" મહ " શબ્દપૂર્વક
तेगच्छि=તિગિંછિદ્રહ
केसरिआ=કેસરીદ્રહ
अब्भिंतरिआ=અભ્યન્તરનાં બે પર્વતો
कमेण=અનુક્રમે
एसुं=એ દ્રહોમાં

## સંસ્કૃત અનુવાદ.

**वहिः पद्मपुंडरीकौ, मध्ये तौ चैव भवतो महपूर्वौ ।**
**तेगच्छिकेशरिणौ, अभ्यन्तरौ क्रमेण एतेषु ॥ ३५ ॥**

गाथार्थ:—પદ્મદ્રહ અને પુંડરીકદ્રહ એ બે દ્રહો બહાર છે, અને મધ્ય ભાગમાં એજ બે દ્રહો "મહ" શબ્દપૂર્વક છે, તથા તેગચ્છિ અને કેશરી એ બે દ્રહો અભ્યન્તર દ્રહો છે. હવે અનુક્રમે એ દ્રહોમાં [ દેવીઓનાં નામ કહેવાય છે—એ સંબંધ હવે પછીની ૩૬મી ગાથામાં આવે છે] ॥ ૩૫ ॥

विस्तरार्थ:—પદ્મદ્રહ અને પુંડરીકદ્રહ એ બે સર્વથી બહાર છે, એટલે સર્વ બહારના દક્ષિણસમુદ્ર પાસેના લઘુહિમવંત પર્વત ઉપર पद्मद्रह છે, અને ઉત્તર દિશાના સર્વ બાહ્ય શિખરીપર્વત ઉપર पुंडरीकद्रह છે, તથા એજ બે નામવાળાં પરન્તુ પ્રારંભમાં " મહ " શબ્દ અધિક ઉમેરતાં महापद्मद्रह અને महापुंडरीक द्रह મધ્ય ભાગમાં છે, એટલે બે મધ્ય પર્વતો ઉપર છે, ત્યાં મહાપદ્મદ્રહ મહાહિમવંત પર્વત ઉપર અને મહાપુંડરીકદ્રહ રૂક્મી પર્વત ઉપર છે, અને બે પર્વતો મધ્યવર્તી છે, કારણકે મહાહિમવંતપર્વત લઘુહિમવંત અને નિષધ પર્વતની વચ્ચે તથા રૂક્મીપર્વત શિખરી અને નીલવંતની વચ્ચે આવ્યો છે માટે, તથા તિગિંછી અને કેશરી એ બે દ્રહ અભ્યન્તર છે, એટલે નિષધ અને નીલવંત એ બે અભ્યન્તર પર્વતો ઉપર રહેલા છે.

અહિં પદ્મદ્રહાદિક નામમાં કંઇ વિશેષ નથી, કેવળ તિગિંછીદ્રહ અને કેશરિદ્રહના નામમાં વિશેષતા છે તે આ પ્રમાણે—તિગિંછી એટલે પુષ્પરજ—મકરંદ, તેની મુખ્યતાએ તિગિંછી અથવા તેગિચ્છીદ્રહ કહેવાય છે, અને કેશર એટલે કેસરાઓના સમૂહવડે અલંકૃત શતપત્રાદિ કમળો હોવાની મુખ્યતાએ કેશરિ અથવા કેસરિદ્રહ કહેવાય છે.

હવે અનુક્રમે એ સરોવરોમાં જે જે અધિપતિ દેવીઓનાં સ્થાન છે તે દેવીઓનાં નામ અગ્ર ગાથામાં કહેવાશે. ॥ ૩૫ ॥

अवतरण:—પૂર્વ ગાથામાં ક્રમેણેસું પદના સંબંધવાળી આ ગાથામાં છ મહાદ્રહોમાં નિવાસ કરતી ૬ દેવીઓનાં નામ કહેવાય છે—

**सिरिलच्छी हिरिबुद्धी, धीकित्तीनामिया उ देवीओ ।**
**भवणवईओ पलिओ–वमाउ वरकमलणिलयाओ ॥ ३६ ॥**

**શબ્દાર્થ:—**

सिरि–શ્રી દેવી
लच्छी–લક્ષ્મી દેવી
हिरि–હ્રી દેવી
बुद्धि–બુદ્ધિ દેવી
धी–ધી દેવી
कित्ती–કીર્તિ દેવી
नामिया–એ નામવાળી
वरकमल–ઉત્તમ કમળના
णिलयाओ–નિલયવાળી, સ્થાનવાળી

**સંસ્કૃત અનુવાદ.**

**श्रीलक्ष्म्यौ ह्रीबुद्धी धीकीर्त्यौ नाम्न्यौ तु देव्यौ–देव्यः ।**
**भवनपतिन्यः पल्योपमायुष्का वरकमलनिलयाः ॥ ३६ ॥**

गाथार्थ:—શ્રીદેવી અને લક્ષ્મીદેવી, હ્રીદેવી અને બુદ્ધિદેવી, તથા ધીદેવી અને કીર્તિદેવી એ બે બે નામવાળી દેવીઓ [ તે પર્વતો ઉપરના દ્રહોમાં ] છે, એ સર્વ દેવીઓ ભવનપતિનિકાયની પલ્યોપમના આયુષ્યવાળી અને ઉત્તમ-કમળમાં નિવાસ કરનારી છે ॥ ૩૬ ॥

विस्तरार्थ:—પદ્મદ્રહમાં શ્રીદેવીનો નિવાસ છે, અને પુંડરીકદ્રહમાં લક્ષ્મી-દેવીનો નિવાસ છે, મહાપદ્મદ્રહમાં હ્રીદેવીનો નિવાસ છે, અને મહાપુંડરીકદ્રહમાં બુદ્ધિદેવીનો નિવાસ છે, તથા તિગિંછી દ્રહમાં ધીદેવીનો નિવાસ છે, અને કેસરિદ્રહમાં કીર્ત્તિદેવીનો નિવાસ છે. એ છ એ દેવીઓ ભવનપતિ નિકાયની છે, અને તેથીજ એક પલ્યોપમના આયુષ્યવાળી છે, કારણકે વ્યન્તરદેવીઓનું આયુષ્ય અર્ધ પલ્યોપમથી અધિક ન હોય માટે આયુષ્ય ઉપરથી જ [1]ભવનપતિ નિકાયની

૧ અઢીદ્વીપના શાશ્વતાપદાર્થોની અધિપતિ દેવીઓ ભવનપતિનિકાયની અને દેવો વિશેષતઃ વ્યન્તર નિકાયના છે, કેટલાક વેલંધરાદિ દેવો ભવનપતિ નિકાયના છે, અહિં તાત્પર્ય એ છે કે કોઇ પણ અઢીદ્વીપના અધિપતિ દેવ વા દેવીઓ એક પલ્યોપમથી ન્યૂન આયુષ્યવાળા ન હોય, અને વ્યન્તર દેવીઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય પણ અર્ધ પલ્યોપમજ હોય છે માટે વ્યન્તર દેવીઓનું પ્રાયઃ આધિપત્ય નથી.

જાણી શકાય છે. વળી એ દેવીઓ દ્રહમાં જે અનેક રત્નકમળો છે, તેમાં મધ્યવર્તી મોટા રત્નકમળમાં રહે છે.

## ॥ પદ્મદ્રહમાં રત્નકમળ અને તેમાં દેવી નિવાસ ॥

આ પદ્મસરોવરમાં અતિમધ્યભાગે ૧ યોજનના વિસ્તારવાળું ( વૃત્ત આકારે હોવાથી લંબાઈ પહોળાઈમાં ૧ યોજનનું ) અર્ધયોજન જાડું અને પાણીથી બે ગાઉ ઉંચું એક મોટું રત્નકમળ છે. એ કમળ ૧૦ યોજન જેટલું જળમાં ડુબેલું છે, કારણકે પદ્મદ્રહ ૧૦ યોજન ઉંડો છે, જેથી કમળની નાળ પણ ૧૦ યોજન જેટલી પાણીમાંજ હોય. વળી એ મુખ્ય કમળની ચારે બાજુ ફરતો રત્નમય કોટ છે, તે પણ જંબૂદ્વીપના કોટ સરખો અને ગવાક્ષકટકવડે સહિત છે, પરન્તુ તફાવત એટલોજ કે જંબૂદ્વીપનો કોટ ૮ યોજન ઉંચો છે, ત્યારે આ કમળને ફરતો રત્નકોટ ૧૮ યોજન ઉંચો છે, કારણ કે દશ યોજન પાણીમાં ઉંડો છે, અને આઠ યોજન બહાર દેખાતો છે.

## ॥ રત્નકમળના જુદા જુદા અવયવો ॥

એ મુખ્ય રત્નકમળનું મૂળ વજ્રરત્નમય શ્વેત છે. મૂળ જેમાંથી નિકળે છે તે જડ રૂપ કંદ ( જડ ) રિષ્ટરત્નમય હોવાથી શ્યામવર્ણનો છે. નાળ લીલા વર્ણના વૈડૂર્યરત્નની ( પાનાની ) છે, કમળનાં બહારનાં ચાર પત્રો પણ લીલા વૈડૂર્યરત્નનાં છે, અને અંદરનાં સર્વ પત્રો રક્ત વર્ણના સુવર્ણનાં છે. વર્તમાન સમયમાં દેખાતાં ઘણાં પુષ્પો પણ એવાં છે કે જે પુષ્પની બહારનાં પુષ્પને ઘેરીને આજુ બાજુ લીલાં પત્ર ચારેક રહ્યાં હોય છે, અને અંદરનાં પુષ્પપત્રો પુષ્પના જૂદા જૂદા વર્ણનાંજ હોય છે. તથા એ કમળના અતિમધ્ય ભાગમાં એક કર્ણિકા ( બીજકોશ ) આવા આકારની હોય છે, તેને ફરતો તપનીય સુવર્ણમય ( લાલ સુવર્ણમય ) કેસરાનો જથ્થો હોય છે, અને તે ગોળ આકારની તથા નીચેથી ઉપરનો સામટો ભાગ જોઇએ તો સોનીની એરણ સરખી હોય છે, પરન્તુ એરણ ચોરસ હોય છે, ત્યારે આ કર્ણિકા ગોળ આકારની છે એ તફાવત છે. અહિં કેસરા એટલે કેસર સરખા તંતુરૂપ અવયવો કર્ણિકાની ચારે બાજુ ફરતા હોય છે.

## ॥ કમળની કર્ણિકા ઉપર શ્રી દેવીનું ભવન ॥

એ કમળકર્ણિકા બે ગાઉ લાંબી પહોળી વૃત્ત આકારની છે, અને એક

ગાઉની ઉંચી છે, તે ઉપર શ્રીદેવી નું ભવન છે, તે ભવન એક ગાઉ લાંબુ અર્ધ ગાઉ પહોળું અને એક ગાઉથી કંઈક ન્યૂન [ ૧૪૪૦ ધનુષ્ ] ઉંચું છે. તે ભવનની દક્ષિણદિશામાં ઉત્તરદિશામાં અને પૂર્વદિશામાં એ ત્રણ દિશામાં એકેક દ્વાર મળી ત્રણ દ્વાર છે. તે દ્વાર દરેક પાંચસો ધનુષ્ ઉંચું અને અઢીસો ધનુષ્ પહોળું છે. આ પહોળાઇ આખા દ્વારની ગણવી, પરન્તુ કમાડની નહિં, કારણ કે એ પહોળાઇને અનુસારે કમાડની પહોળાઈ સવાસો ધનુષ્ની હોય તે પોતાની મેળેજ વિચારવી. એ રત્નભવનના અતિ મધ્યભાગમાં પાંચસો ધનુષ્ લાંબી પહોળી અને અઢીસો ધનુષ્ ઉંચી એક मणिपीठिका છે. મણિપીઠિકા એટલે એવા આકારના એક ચોતરો, વા પીઠિકા, તે પીઠિકા મણિરત્નની છે માટે મણિપીઠિકા નામ છે, દેવપ્રાસાદોમાં અને શાશ્વતમંદિરોમાં ઠામ ઠામ મણિપીઠિકાનું કથન આવે છે, ત્યાં સર્વત્ર એવી પીઠિકાઓજ જાણવી. એ મણિપીઠિકા ઉપર શ્રી દેવીને શયન કરવા યોગ્ય શય્યા છે, કે જેમાં શ્રીદેવી સુખે બેસે છે, સૂએ છે. આરામ લે છે, અને પૂર્વભવમાં ઉપાર્જન કરેલા પુણ્યનું ફળ અનુભવે છે.

## ॥ મૂળ કમળને ફરતાં ૬ કમળવલયો ॥

એ મૂળકમળને ચારે બાજુ ફરતાં એવીજ જાતિનાં બીજાં ૧૦૮ રત્નકમળો છે, અને તે દરેક ઉપર એકેક રત્નભવન છે, તે ૧૦૮ રત્નભવનોમાં શ્રીદેવીનાં આભરણ વિગેરે રહે છે. આ કમળો મૂળકમળથી અર્ધા પ્રમાણવાળાં છે, જેથી કમળની, કમળના જૂદા જૂદા અવયવોની, ભવનોની, દ્વારની, અને પીઠિકાની એ સર્વની લંબાઈ પહોળાઈ ઉંચાઇ વિગેરે યથાયોગ્ય અર્ધ અર્ધ પ્રમાણ જાણવું. મૂળ કમળને ફરતું સર્વથી આ પહેલું કમળવલય છે. ॥ इति प्रथम पद्मवलय ॥

પુનઃ એ ૧૦૮ કમળોથી કંઇક દૂર કમળોનું બીજું વલય છે, તેમાં ૩૪૦૧૧ કમળો પહેલા વલયના કમળથી અર્ધ પ્રમાણનાં છે, ત્યાં આઠ દિશામાંથી વાયવ્ય ઉત્તર અને ઇશાન એ ત્રણ દિશામાં સર્વ મળીને ૪૦૦૦ કમળો દેવીના સામાનિક દેવોનાં છે, પૂર્વદિશામાં ૪ મહત્તરાદેવીનાં ૪ કમળ છે. મહત્તરા એટલે દેવીને પૂજ્ય તરીકે અથવા વડીલને સ્થાને સલાહ પૂછવા યોગ્ય દેવીઓ, તથા અગ્નિકોણમાં અભ્યન્તર સભાના દેવોનાં ૮૦૦૦ કમળ છે, દક્ષિણ દિશામાં મધ્યસભાના દેવોનાં ૧૦૦૦ કમળો છે, અને નૈઋત્યકોણમાં બાર હજાર બાહ્યસભાના દેવોનાં ૧૨૦૦૦ કમળો છે. તથા પશ્ચિમદિશામાં સાત સેનાપતિનાં સાત કમળો છે, એ પ્રમાણે મૂળકમળને ફરતું આ બીજું વલય છે. ॥ इति द्वितीय पद्मवलय ॥

પુનઃ એ બીજા વલયથી કંઇક દૂર ત્રીજુ વલય છે તેમાં સોલહજાર આત્મ-રક્ષક દેવોનાં ૧૬૦૦૦ કમળ છે, તે દરેક દિશામાં ચાર ચાર હજાર છે, માટે ચારે દિશામાં મળીને ( અહિં ચાર વિદિશાઓને દિશામાં અંતર્ગત ગણીને ચાર દિશાજ કહી છે, માટે ચારે દિશામાં ) ૧૬૦૦૦ કમળો છે. એ મૂળકમળથી ત્રીજું વલય થયું. આ ત્રીજા વલયનાં કમળો બીજા વલયના કમળોથી પણ અર્ધ પ્રમાણનાં છે. ॥ इति तृतीय पद्मवलय ॥

પુનઃ એ ત્રીજા વલયથી કંઇક દૂર ચોથું કમળવલય ત્રીજા વલયના કમળ-થી પણ અર્ધપ્રમાણવાળા કમળોનું છે. તેમાં બત્રીસલાખ અભ્યન્તર આભિયોગિક દેવોનાં ૩૨૦૦૦૦૦ કમળો છે, આભિયોગિક દેવ એટલે સેવક દેવો, અને તે પણ મોટા માન મર્યાદાવાળા સેવકો કે જેઓ દેવીના ઉત્તમ કાર્યોમાં જોડાયલા હોય છે. ॥इति चतुर्थ पद्मवलय ॥

પુનઃ એ ચોથા વલયથી કંઇક દૂર પાંચમું કમળવલય છે, તેમાં મધ્યમ આભિયોગિક દેવોનાં ૪૦૦૦૦૦૦ ( ચાલીસલાખ ) કમળો છે. એ સર્વ ચોથા વલયના કમળોથી અર્ધ પ્રમાણનાં છે. મધ્યમ આભિયોગિક એટલે ન અતિઉત્તમ કે ન નીચ એવા મધ્યમ કાર્યોમાં જોડાયલા દેવો. એ પાંચમું વલય કહ્યું ॥ इति पंचम पद्मवलय ॥

પુનઃ એ પાંચમા વલયથી કંઇક દૂર છઠ્ઠું વલય છે, તેમાં અડતાલીસલાખ બાહ્ય આભિયોગિક દેવોનાં ૪૮૦૦૦૦૦ કમળ પાંચમા વલયના કમળોથી અર્ધ પ્રમાણવાળાં છે. જે સેવકદેવો હલકા કાર્યોમાં જોડાયલા હોય છે, તથા તેવા પ્રકારના માન સોભાની પણ અપેક્ષા ન હોય તે બાહ્ય આભિયોગિક દેવો કહેવાય. એ છઠ્ઠું વલય જાણવું ॥ इति षष्ठ पद्मवलय ॥

## ॥ કમળોની સર્વસંખ્યા ૧૨૦૫૦૧૨૦ ॥

| | | | |
|---|---|---|---|
| મૂળ કમળ | ૧ | | |
| પહેલા વલયમાં | ૧૦૮ | ૪ થા વલયમાં | ૩૨૦૦૦૦૦ |
| બીજા વલયમાં | ૩૪૦૧૧ | ૫ મા વલયમાં | ૪૦૦૦૦૦૦ |
| ત્રીજા વલયમાં | ૧૬૦૦૦ | ૬ ઠ્ઠા વલયમાં | ૪૮૦૦૦૦૦ |

એ રીતે ૭ એ વલયમાં સર્વ મળીને કમળ સંખ્યા ૧૨૦૫૦૧૨૦

( એક ક્રોડ વીસલાખ પચાસ હજાર એકસોવીસ ) છે. એ સર્વ એકેક ભવનયુક્ત પણ છે, જેથી ભવન સંખ્યા પણ એટલીજ જાણવી.

## ॥ ૬ વલય તે ૬ જાતિના વલય ॥

प्रश्नः—ચોથા પાંચમા છઠ્ઠા વલયમાં ૩૨ લાખ વિગેરે કમળો કહ્યાં તો એટલાં કમળો એકેક વલયમાં કેવી રીતે સમાય ? કારણકે ૫૦૦ યોજન પહોળા દ્રહમાં મોટામાં મોટો પરિધિ ગણીએ તો પણ દેશોન ૧૬૦૦ યોજન આવે અને તેવા ધનુષ્ ગણતાં ૧૨૮ લાખ ધનુષ્ જેટલો પરિધિ થાય તો તેટલા પરિધિમાં ૩૨ લાખ ૪૦ લાખ અને ૪૮ લાખ કમળો કેવી રીતે સમાય ? કારણકે પાંચમા વલયનું દરેક કમળ અર્ધ અર્ધ ગાઉ પ્રમાણનું છે, જેથી ૧૬૦૦૦૦૦ (સોલલાખ) ગાઉમાં એ કમળો સમાય, તેના ધનુષ્ ગણતાં ૩૨૦૦૦૦૦૦૦૦ (ત્રણસોવીસ ક્રોડ) ધનુષ્ જેટલી જગ્યા જોઇએ. એ રીતે ચોથા વલયનાંજ કમળો જો સમાઇ શક્તાં નથી તો પાંચમા છઠ્ઠા વલયનાં કમળોની તો વાતજ શી ?

उत्तरः—પરિધિના ગણિત પ્રમાણે જે જે વલયોનાં કમળો એક વલયમાં સમાઈ શકે તેમ ન હોય તો તેવા વલયનાં કમળો એકજ પરિધિમાં રહેલાં ન જાણવાં, પરન્તુ અનેક પરિધિમાં રહેલાં જાણવાં જેથી તે અનેક પરિધિમાં ગોઠવાયલાં કમળોનાં અનેક વલયો હોવા છતાં પણ એકજ જાતિનાં એ સર્વ કમળો હોવાથી એક વલય તરીકે ગણાય. જે કમળો પ્રમાણમાં તુલ્ય હોય તેવાં કમળોની એક જાતિ જાણવી. એ પ્રમાણે ઉપર કહેલાં કમળોના છજ વલય છે એમ નથી, અનેક વલય છે, પરન્તુ સરખા પ્રમાણવાળાં એક જાતિનાં કમળોના અનેક વલયોને પણ જાતિ અપેક્ષાએ એક ગણીને છ વલય કહ્યા છે એમ જાણવું. આ ભાવાર્થ શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં છે, ત્યાં ગણિત સર્વ કમળોની અપેક્ષાએ દર્શાવ્યું છે, અને મેં અહિં એકજ વલયના ઉદાહરણથી દર્શાવેલ છે. એજ તફાવત છે.

## ॥ સર્વ કમળોનો દ્રહમાં સમાવેશ ॥

૧૦૦૦ યોજન દીર્ઘ અને ૫૦૦ યોજન પહોળા પદ્મદ્રહનું ક્ષેત્રફળ ગણતાં [૧૦૦૦×૫૦૦=] ૫૦૦૦૦૦ (પાંચલાખ) યોજન ક્ષેત્રફળ થાય છે, અને સર્વ કમળોને માટે ૨૦૦૦૫$\frac{૧૩}{૧૬}$ યોજન (વીસહજારપાંચ યોજન અને એક યોજનના સોળ ભાગ કરીએ તેવા તેર ભાગ) એટલું ક્ષેત્રફળ જોઇએ, માટે સર્વ કમળો સુખે સમાઇ શકે છે. ત્યાં કયા વલયને કેટલી જગ્યા જોઇએ તેનું સ્પષ્ટ ગણિત આ પ્રમાણે—

મુખ્ય કમળ ૧ યોજનનું અને તેને ફરતો બાર યોજન મૂળ વિસ્તારવાળો કોટ હોવાથી કોટના મૂળના એક છેડાથી બીજી સામી બાજુના છેડા સુધીનો વ્યાસ ૨૫ યોજન થયો. જેથી મૂળ કમળને અંગે જગતી સહિત ૨૫ યોજન ક્ષેત્ર રોકાયું.

प्रथम वलयनां કમળો અર્ધ અર્ધ યોજનનાં છે તે ૧ યોજનના ક્ષેત્ર-ફળમાં ચાર કમળો સમાય, તેથી ૧૦૮ ને ચારે ભાગતાં ૨૭ યોજનમાં ૧૦૮ કમળો સમાય છે. અહિં અર્ધ યોજન પ્રમાણ હોવાથી ૫૪ યોજન જેટલું ક્ષેત્ર જોઇએ એવો તર્ક અસ્થાને છે, કારણ કે કમળ કેટલું ક્ષેત્ર રોકે? તે ક્ષેત્રફળના હિસાબેજ ગણી શકાય છે માટે આ ૧૦૮ કમળો એક જ પંક્તિએ વલયાકારે રહ્યાં છે, કારણ જગ્યા ઘણી છે માટે.

बीजा वलयनां કમળો ૩૪૦૧૧ છે, અને દરેક કમળ ૦। યોજન વિસ્તાર-વાળું છે જેથી એક યોજનમાં ક્ષેત્રફળ પ્રમાણે ૧૬ કમળો સમાઈ શકે માટે ૩૪૦૧૧ ને ૧૬ વડે ભાગતાં ૨૧૨૫$\frac{૧૧}{૧૬}$ [ એકવીસસો પચીસ યોજન અને સોળીઆ અગિઆર ભાગ ] યોજન બીજા વલયનાં કમળો એટલી જગ્યા રોકે. આ વલયમાં પૂર્વ દિશાનાં ૪ કમળ તથા પશ્ચિમ દિશાનાં ૭ કમળ એક પંકિતએ ગોઠવાયાં છે, અને શેષ ૩૪૦૦૦ કમળો પોતપોતાની દિશામાં યથા-સંભવ અનેક પંક્તિએ ગોઠવાયલાં છે, માટે આ વિષમાકાર વલય છે.

त्रीजा वलयनां કમળો ૧૬૦૦૦ છે, અને દરેક કમળ $\frac{૧}{૮}$ યોજન પ્રમાણનું છે, જેથી એક યોજન ક્ષેત્રફળમાં ૬૪ કમળો સમાઈ શકે, માટે સોળ હજારને ચોસઠે ભાગતાં ૨૫૦ ( અઢીસો ) યોજન આવે, જેથી ૧૬૦૦૦ કમળો આ વલયમાં ૨૫૦ યોજન ક્ષેત્ર જોઇએ, આ વલયમાં સર્વે કમળો એક પંકિતએ રહ્યાં છે, કારણ કે ક્ષેત્ર પૂરતું છે માટે.

चोथा वलयनां કમળો ૩૨૦૦૦૦૦ છે, અને દરેક કમળ $\frac{૧}{૧૬}$ યોજન રોકે છે, માટે એક યોજન ક્ષેત્રફળમાં ૨૫૬ કમળો સમાય, જેથી ૩૨ લાખને ૨૫૬ વડે ભાગતા ૧૨૫૦૦ ( બાર હજાર પાંચસો ) યોજન આવે, માટે એટલું ક્ષેત્ર આ સર્વ કમળો રોકે છે, અહિં કમળો અનેક પંક્તિઓથી ગોઠવાયલાં છે.

पांचमावलयनां કમળો ૪૦૦૦૦૦૦ ( ચાલીસ લાખ ) છે અને દરેક કમળ $\frac{૧}{૩૨}$ યોજન વિસ્તારવાળું છે, માટે એક યોજન ક્ષેત્રફળમાં ૧૦૨૪ કમળો સમાય, જેથી ૪૦ લાખને ૧૦૨૪ વડે ભાગતાં ૩૯૦૬$\frac{૪}{૧૬}$ યોજન આવે. એટલું ક્ષેત્ર પાંચમા વલયથી રોકાય છે. આ વલયમાં પણ કમળની અનેક પંક્તિઓ ગોઠવાયલી છે.

छट्ठा वलयमां ૪૮ લાખ કમળ છે, અને દરેક કમળ $\frac{૧}{૬૪}$ યોજન વિસ્તારવાળું છે, જેથી એક યોજન ક્ષેત્રફળમાં ૪૦૯૬ કમળો સમાય, માટે

૪૮૦૦૦૦૦ ને ૪૦૯૬ વડે ભાગતાં ૧૧૭૧ ૧૪/૧૬ યોજન આવે, એટલું ક્ષેત્ર છઠ્ઠું વલય રોકે છે. આ વલયમાં પણ કમળો અનેક પંક્તિએ ગોઠવાયાં છે, કારણ કે પરિધિ ન્હાનો અને કમળો ઘણાં છે. એ પ્રમાણે—

| | | |
|---|---|---|
| મૂળ કમળના | ૨૫ | યોજન |
| પહેલા વલયના | ૨૭ | યોજન |
| બીજા વલયના | ૨૧૨૫ ૧૧/૧૬ | ,, |
| ત્રીજા વલયના | ૨૫૦ | ,, |
| ચોથા વલયના | ૧૨૫૦૦ | ,, |
| પાંચમા વલયના | ૩૯૦૬ ૪/૧૬ | ,, |
| છઠ્ઠા વલયના | ૧૧૭૧ ૧૪/૧૬ | ,, |

૨૦૦૦૪+૧=૨૦૦૦૫ | ૨૯ બાદ–૧૬=૧ ૧૩/૧૬

એ પ્રમાણે ક્ષેત્રફળની ગણિતરીતિએ ૧૨૦૫૦૧૨૦ કમળોને માટે ૨૦૦૦૫ ૧૩/૧૬ યોજન જેટલી જગ્યા જોઇએ, અને દ્રહનું ક્ષેત્ર ૫૦૦૦૦૦ ( પાંચ લાખ ) યોજન છે. માટે સુખપૂર્વક સર્વ કમળોનો સમાવેશ થાય છે.

## પદ્મદ્રહમાં અનેક વનસ્પતિકમળો

વળી પદ્મદ્રહમાં ઉપર કહેલાં લાખો રત્નકમળો છે એટલું જ નહિં, પરન્તુ તે ઉપરાન્ત વનસ્પતિકમળો પણ હજારોગમે છે. તફાવત એજ કે રત્નકમળો પૃથ્વીકાય જીવમય સચિત્ત પૃથ્વીપરિણામવાળાં છે, ત્યારે વનસ્પતિ-કમળો વનસ્પતિકાય જીવમય સચિત્ત વનસ્પતિરૂપ છે. રત્નકમળો સર્વે શાશ્વત છે, અને વનસ્પતિકમળો અશાશ્વત હોવાથી ચુંટવાં હોય તો ચુંટી લેવાય છે. શ્રી વજ્રસ્વામીને શ્રીદેવીએ જે મહાકમળ આપ્યું હતું તે આ પદ્મદ્રહમાંથી જ ચુંટીને આપ્યું હતું અને બીજાં હજારો કમળો હુતાશન નામના વનમાંથી આપ્યાં હતાં, ઇત્યાદિ વિશેષ વિચાર સિદ્ધાન્તાદિકથી જાણવા યોગ્ય છે. અહિં તો આટલું જ વર્ણન ઉપયોગી જાણીને દર્શાવ્યું છે.—॥ ૩૬ ॥

अवतरणः—પૂર્વ ગાથામાં દ્રહદેવીઓને ઉત્તમ કમળમાં નિવાસ કરનારી કહી તે કમળનું સ્વરૂપ આ ગાથામાં દર્શાવાય છે.—

## ॥ ६ महाद्रहोनो यन्त्र ॥

| ૬ મહાદ્રહનાં નામ | કયા પર્વત ઉપર | લંબાઈ યોજન | પહોળાઇ યોજન | ઉંડાઇ યોજન | કઇ દેવીનો નિવાસ | કેટલાં દ્વાર | કઇ નદીઓ નિકળી |
|---|---|---|---|---|---|---|---|
| પદ્મદ્રહ | લઘુહિમવંત પર્વત ઉપર | ૧૦૦૦ યોજન | ૫૦૦ | ૧૦ | શ્રી દેવી | ૩ પૂ૦ ૫૦ ઉ૦ | પૂ૦ ગંગા ૫૦ સિંધૂ ઉ૦ રોહિતાંશા |
| પુંડરીકદ્રહ | શિખરી પર્વત ઉપર | ૧૦૦૦ | ૫૦૦ | ૧૦ | લક્ષ્મી દેવી | ૩ પૂ૦ ૫૦ દ૦ | પૂ૦ રક્તા ૫૦ રક્તવતી દ૦ સુવર્ણકૂલા |
| મહાપદ્મદ્રહ | મહાહિમવંત પર્વત ઉપર | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦ | હ્રી દેવી | ૨ દ૦ ઉ૦ | દ૦ રોહિતા ઉ૦ હરિકાન્તા |
| મહાપુંડરીકદ્રહ | રૂક્મી પર્વત ઉપર | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૦ | બુદ્ધિ દેવી | ૨ ઉ૦ દ૦ | ઉ૦ રૂપ્યકૂલા દ૦ નરકાન્તા |
| તિગિંછીદ્રહ | નિષધ પર્વત ઉપર | ૪૦૦૦ | ૨૦૦૦ | ૧૦ | ધી દેવી | ૨ દ૦ ઉ૦ | દ૦ હરિસલિલા ઉ૦ સીતોદા |
| કેશરિદ્રહ | નીલવંત પર્વત ઉપર | ૪૦૦૦ | ૨૦૦૦ | ૧૦ | કીર્તિ દેવી | ૨ ઉ૦ દ૦ | ઉ૦ નારીકાન્તા દ૦ સીતા નદી |

**जलुवरि कोसदुगुच्चं, दहवित्थरपणसयंसवित्थारं ।**
**बाहल्लवित्थरद्धं, कमलं देवीण मूलिल्लं ॥ ३७ ॥**

શબ્દાર્થ:—

जलुवरि—જળ ઉપર
कोसदुगउच्चं—બે કોશ ઉંચું
पणसयअंस—પાંચસોમા અંશનો
बाहल्लं—જાડાઇ, બાહલ્ય
वित्थरध्धं—વિસ્તારથી અર્ધ પ્રમાણ
मूलिल्लं—મૂળ, મુખ્ય.

### સંસ્કૃત અનુવાદ.

**जलोपरि क्रोशद्विकोच्चं, द्रहविस्तरपंचशतांशविस्तारम् ।**
**बाहल्यं विस्तरार्धं, कमलं देवीनां मूलवत् ॥ ३७ ॥**

ગાથાર્થઃ—જળની ઉપર બે કોશ ઉંચું, દ્રહના વિસ્તારથી પાંચસોમા ભાગ જેટલા વિસ્તારવાળું અને વિસ્તારથી અર્ધ જાડું એવું દેવીઓનું મૂળ કમળ હોય છે ॥ ૩૭ ॥

વિસ્તરાર્થઃ—અહિં જળની ઉપર બે ગાઉ ઉંચું કહેવાથી જળથી એટલું અધર સમજવું, કમળપત્રોનો સમુદાયજ જળથી બે ગાઉ જેટલો દૂર છે, જેથી કમળ તો જળને અડીને રહ્યું છે એમ ન જાણવું. અર્થાત્ જળની સપાટી ઉપર જેમ તરતું રાખ્યું હોય તેવું નથી પરન્તુ કમળપત્ર અને જળ એ બેની વચ્ચે બે ગાઉનું આંતરૂં વા આકાશ છે. જો એ બે ગાઉ અંતરાલના કહ્યા હોય તો પુનઃ કમળની ઉંચાઈ કહેવી તો બાકીજ રહે છે, માટેજ જાડાઈ કહેવાશે તે કમળની ઉંચાઇ જાણવી. તથા દ્રહનો વિસ્તાર પાંચસો યોજનનો હોય તો તેના પાંચસોમા ભાગે ૧ યોજન, હજાર યોજન હોય તો તેના પાંચસોમા ભાગે બે યોજન અને બે હજાર હોય ત્યાં તેના પાંચસોમા ભાગે ચાર યોજન જેટલો કમળનો વિસ્તાર જાણવો. તથા વિસ્તારના અર્ધભાગે જાડાઈ કહેવાથી ૦॥ યોજન ૧ યોજન અને ૨ યોજન જાડાઇ જાણવી. એજ કમળની પોતાની ઉંચાઈ જાણવી. અર્થાત્ બાહ્યનાં બે દ્રહોનાં બે મૂળકમળ ૧ યોજન વિસ્તૃત અને ૦॥ યોજન જાડાં છે, તથા મધ્ય બે દ્રહોનાં બે મૂળકમળ ૨ યોજન વિસ્તૃત અને ૧ યોજન જાડાં છે, અને અભ્યન્તર બે દ્રહોનાં બે કમળ ૪ યોજન વિસ્તૃત અને ૨ યોજન જાડાં છે. એ પ્રમાણે દેવીઓનાં મૂળકમળ જાણવાં. ॥ ૩૭ ॥

અવતરણઃ—આ ગાથામાં કમળના અવયવો કયા રત્નના બનેલા છે તે કહે છે.—

**मूले कंदे नाले, तं वयरारिट्ठवेरुलियरूवं ।**
**जंबुणयमज्झतवणिज–बहिअदलं रत्तकेसरिअं ॥ ३८ ॥**

**શબ્દાર્થઃ—**

वयर–વજ્રરત્ન
अरिट्ठ–અરિષ્ટ રત્ન
वेरुलिअ–વૈડૂર્ય રત્ન
जंबुणय–જાંબૂનદ સુવર્ણ
मज्झ–મધ્ય પત્ર
तवणिज–તપનીય સુવર્ણ
बहिअदलं–બાહ્યદલ, બાહ્યપત્રો
रत्तकेसरिअं–રાતા કેસરાવાળું

**સંસ્કૃત અનુવાદ.**

**मूले कंदे नाले तं वज्रारिष्टवैडूर्यरूपम् ।**
**जांबूनदमध्यतपनीयबाह्यदलं रक्तकेशरकं ॥ ३८ ॥**

गाथार्थ:—દેવીનું તે મૂળ કમળ મૂળમાં વજ્રરત્નનું છે, કંદમાં અરિષ્ટરત્નનું છે, અને નાળ વૈડૂર્યરત્નમય છે, તથા જાંબૂનદસુવર્ણમય મધ્યપત્રવાળું અને તપનીય સુવર્ણમય બાહ્યપત્રવાળું તથા રાતા કેશરાવાળું છે. ॥ ૩૮ ॥

विस्तरार्थ:—જમીનમાં ઉંડો ઉતરેલો જટાજૂટ સરખો ભાગ તે મૂળ વજ્રરત્નમય હોવાથી શ્વેતવર્ણે છે, જમીનની સપાટીસ્થાને રહેલ તથા મૂળ અને નાળની વચ્ચેનો જડ-જડથા રૂપ ભાગ તે અરિષ્ટરત્નનો [ શની સરખો ] શ્યામ વર્ણ છે, તથા નાળ રૂપ સ્કંધ તે વૈડૂર્યરત્નમય ( પાનાનો ) હોવાથી લીલા વર્ણનો છે, તથા કમળપુષ્પના પત્ર સમુદાયને ઘેરીને ચારબાજુ રહેલ ચાર બાહ્યપત્રો તપનીયસુવર્ણનાં હોવાથી લાલ વર્ણનાં છે, અને અંદરના સર્વ પુષ્પપત્રો જાંબૂનદ સુવર્ણમય હોવાથી અતિઅલ્પ રક્તવર્ણવાળાં છે, અને શ્વેતતા અધિક છે, વળી ગ્રન્થાન્તરે આ અભ્યન્તરપત્રોને પીતસુવર્ણમય પણ કહ્યાં છે, ક્ષેત્રલોકપ્રકાશમાં શ્રીજંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિને અનુસારે બાહ્યપત્રોને વૈડૂર્યરત્નમય કહ્યાં છે, અને આ ગાથામાં તપનીય સુવર્ણમય કહ્યાં છે, એ તફાવત છે. તથા કેસરા એટલે કર્ણિકાની સર્વબાજુએ ફરતો કેસરના તંતુસરખો ભાગ તે રક્ત સુવર્ણમય હોવાથી લાલવર્ણનો છે. ॥ ૩૮ ॥

अवतरण:—આ ગાથામાં કમળની કર્ણિકા અને તે ઉપર રહેલ શ્રીદેવીનું ભવન તેનું પ્રમાણ વિગેરે કહે છે—

**कमलद्धपायपिहुलुच्च—कणगमयकण्णिगोवरिं भवणं ।**
**अद्धेगकोसापिहुदीह—चउदसयचालधणुहुच्चं ॥ ३९ ॥**

### શબ્દાર્થ:—

કમલ अद्ध—કમળથી અર્ધ
पाय—પાદ, ચોથા ભાગે
पिहुल उच्च—પહોળાઈ અને ઉંચાઈ
कणगमय—કનકમય, સુવર્ણમય
कन्निगा उवरिं—કર્ણિકા ઉપર
अद्ध इगकोस—અર્ધ ગાઉ અને એક ગાઉ
पिहु दीह—પૃથુ-વિસ્તાર, અને દીર્ઘતા
चउदसयचाल—ચૌદસો ચાલીસ
धणुह—ધનુષ્
उच्चं—ઉંચું

### સંસ્કૃત અનુવાદ.

**कमलार्धपादपृथुलोच्चकनकमयकर्णिकोपरि भवनम् ।**
**अर्धैकक्रोशपृथुदीर्घचतुर्दशशतचत्वारिंशद्धनुरुच्चम् ॥ ३९ ॥**

## ॥ द्रहदेवीनुं मूळ कमळ ॥

[ ગા૦ ૩૯, પૃ૦ ૭૩ ]

આ કમળ જંબૂદ્વીપની જગતી સરખી પરંતુ ૧૮ યોજન ઉંચી જગતીવડે વીટાયલું છે.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ–ભાવનગર.

ગાથાર્થ:—કમળના વિસ્તારથી અર્ધ પૃથુ–વિસ્તારવાળી અને કમળવિસ્તારથી ચોથા ભાગ જેટલી ઉંચી સુવર્ણની કર્ણિકા છે, તે ઉપર દેવીનું ભવન છે, તે ભવન ૦॥ ગાઉ વિસ્તારવાળું ૧ ગાઉ દીર્ઘ અને ચૌદસો ચાલીસ ધનુષ્ ઉંચું છે. ॥૩૯॥

विस्तरार्थ:—તે કમળમાં કર્ણિકા છે, ત્યાં કર્ણિકા તે કમળનો બીજકોશ. જેની અંદર અનેક મણિમય બીજ ( લીલી કમળકાકડીઓ ) રહેલી છે, જેનો આકાર લિંબડાની લિંબોડીઓ સરખો હોય છે, તે બીજકોશ રૂપ કર્ણિકા ઊર્ધ્વસ્થિત શરાવ સરખી અથવા સોનીની એરણ સરખી પણ વૃત્ત આકારવાળી હોય છે. તે કમળના પુષ્પપત્રોની વચ્ચે હોય છે, અને પત્રો એ કર્ણિકાને ચારે બાજુ વીટાઇને રહેલાં હોય છે. કમળદળની ઉંચાઈ બે ગાઉ ઇત્યાદિ છે, ત્યારે કર્ણિકાની ઉંચાઈ તેથી પણ અર્ધી એટલે ૧ ગાઉ ઇત્યાદિ છે. માટે ગાથામાં કહેવા પ્રમાણે કમળનો વિસ્તાર ૧–૨–૪ યોજન છે, ત્યારે તેથી અર્ધ પ્રમાણ કર્ણિકાનો વિસ્તાર ૦॥–૧–૨ યોજન છે, અને કમળવિસ્તારના ચોથા ભાગે કર્ણિકાની ઉંચાઈ ૦।–૦॥–૧ યોજન છે, એવી એ સુવર્ણકર્ણિકા ઉપર તે તે દ્રહની દેવીનું ભવન ૦॥ ગાઉ પ્હોળું ૧ ગાઉ લાંબુ અને ૧૪૪૦ ધનુષ્ ( એટલે ૬૦ ધનુષ્ન્યૂન ૦॥। ગાઉ ) ઉંચું છે.

प्रश्न:—કમળનું તથા કર્ણિકાનું વિસ્તારાદિ પ્રમાણ જેમ ત્રણે દ્રહયુગલોમાં જૂદું જૂદું કહ્યું તેમ ભવનનું પ્રમાણ જૂદું જૂદું ન કહેતાં એકજ કેમ કહ્યું ?

उत्तर:—કમળો અને કર્ણિકાઓ ભિન્ન ભિન્ન પ્રમાણવાળી છે, અને સર્વે દ્રહોમાં ભવનો એક સરખા પ્રમાણનાં છે માટે.

એ પ્રમાણે ચાર ગાઉ વિસ્તારવાળા કમળમાં બે ગાઉ વિસ્તારવાળી કર્ણિકા અને તેમાં પણ એક ગાઉ દીર્ઘ ભવન જેમ પદ્મદ્રહમાં યોગ્ય અવસ્થાનથી રહી શકે છે. તેમ બીજા દ્રહોમાં પણ દેવીભવનો યોગ્ય અવસ્થાનથી રહ્યાં છે, ભવનની ચારે બાજુ છૂટ પણ સારી રહે છે, અને તેથી વિશેષ શોભનિક દેખાય છે. ॥ ૩૯ ॥

अवतरण:—આ ગાથામાં દ્રહદેવીના ભવનનાં ત્રણ દ્વાર તથા ભવનની અંદર દ્રહદેવીની શય્યા છે તે કહે છે—

**पच्छिम दिसिविणु धणु पण–सय उच्च ढाइज्जसयपिहुपवेसं ।**
**दारातिगं इह भवणे, मज्झे दहदेविसयणिज्जं ॥ ४० ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| विणु–વિના | दारतिगं–ત્રણ દ્વાર |
| (अ)ढाईज्जसय–અઢીસો ધનુષ્ | मज्झे–અતિ મધ્ય ભાગે |
| पिहु–પૃથુ, વિસ્તૃત | सयणिज्जं–શયનીય, શય્યા. |
| पवेसं–પ્રવેશ, ઉંડાઇ | |

## સંસ્કૃત અનુવાદ

**पश्चिमदिशिवर्जधनुः पंचशतोच्चसार्धद्विशतपृथुप्रवेशं ।**
**द्वारत्रिकमिह भवने, मध्ये द्रहदेवीशयनीयम् ॥ ४० ॥**

गाथार्थः—પશ્ચિમ દિશિ વિના શેષ ત્રણ દિશામાં પાંચસો ધનુષ્ ઉંચાં અને અઢીસો ધનુષ્ પહોળાઈ તથા પ્રવેશવાળાં ત્રણ દ્વાર આ ભવનમાં છે, તેમજ ભવનના અતિમધ્યભાગમાં દ્રહદેવીની એક શય્યા છે ॥ ૪૦ ॥

विस्तरार्थः—સુગમ છે. વિશેષ એ કે અહિં દ્વારની જેટલી પહોળાઈ તેટલોજ પ્રવેશ જાણવો. દ્વારનો જેટલો ભાગ ઉલ્લંઘન કરવો તેટલો પ્રવેશ કહેવાય, જેથી વિસ્તાર અને પ્રવેશ એ બે જૂદા જાણવા, પરન્તુ "વિસ્તારવાળો પ્રવેશ" એવો અર્થ ન કરવો.

## ॥ ભવનમાં દ્રહદેવીની શય્યા ॥

શય્યાનું કિંચિત્ સ્વરૂપ આ પ્રમાણે—શય્યાના મુખ્ય ચાર પાયા સુવર્ણના છે, મૂળ પાયાને વિશેષ દૃઢ કરવાના પ્રતિપાયા ( કમાન આકારે ઇસને અને પાયાને લગાવેલા તીર ) અનેક મણિરત્નના છે, ઇસ વિગેરે જાંબૂનદ સુવર્ણની છે, વચમાં દોરી અથવા પાટી ભરેલી છે તે અનેક મણિમય છે. લોહિતાક્ષ રત્નમય ઉશીકાં છે, તપનીય સુવર્ણમય ગાલમસૂરિઆં છે, તે શય્યા ઉપર પુનઃ દેવીના શરીર પ્રમાણ લાંબી ગાદી પાથરેલી છે, પુનઃ ગાદી ઉપર શરીર પ્રમાણ બે લાંબાં ઉશીકાં બે પડખે છે, તેમજ પગસ્થાને અને શીર્ષસ્થાને પણ ઉશીકું છે, જેથી બે બાજુ ઉંચી ( અથવા ચારે તરફ ) ઉન્નત અને વચ્ચે ગંભીર ( કંઇક ઉંડી) છે, વળી જેમાં પગ મૂકતાસાથે નીચો ઉતરી જાય એવી પોચી અને કોમળ શય્યા છે, વળી તેવી શય્યા ઉપર પણ સૂતી વખતે પાથરવાની ચાદર પાથરેલી છે. અને નહિં સૂવાના વખતે તે ચાદર ઉપર પણ બીજો ઓછાડ પાથરેલો રહે છે, વળી તે શય્યાના ચારે પાયા ઉપર ઉભી કરેલ લાકડીઓના

આધારે એક સુંદર મચ્છરદાની બાંધેલી છે, તે વડે તે શય્યા ઘણીજ શોભે છે. જ્યાં જ્યાં દેવ દેવીઓની શય્યાસંબંધિ કથન આવે ત્યાં ત્યાં એવા છત્રપલંગ યુક્ત શય્યાઓ જાણવી. ॥ ૪૦ ॥

अवतरणः—હવે આ ગાથામાં દ્રહદેવીનાં આભૂષણ રાખવાનાં કમળોનું પહેલું વલય કહે છે—

**ते मूलकमलद्धपमाणकमलाण अडहिअसएणं ।**
**परिक्खित्तं तब्भवणे–सु भूसणाईणि देवीणं ॥ ४१ ॥**

**શબ્દાર્થઃ—**

ते–તે (મૂળ કમળ)
मूलकमल–મુખ્ય કમળથી
अद्धपमाण–અર્ધ પ્રમાણવાળાં
अडअहिअसएणं–આઠ અધિક સો [એકસો આઠ]
परिक्खित्तं–પરિક્ષિપ્ત, વીટાયલું
तब्भवणेसु–તે ઉપરના ભવનોમાં
भूसणाईणि–આભૂષણ આદિ
देवीणं–દ્રહદેવીઓનાં

**સંસ્કૃત અનુવાદ**

**तन्मूलकमलार्धप्रमाणकमलानां अष्टाधिकशतेन ।**
**परिक्षिप्तं तद्भवनेषु भूषणादीनि देवीनाम् ॥ ४१ ॥**

गाथार्थः—તે મૂળ કમળથી અર્ધપ્રમાણવાળાં [કમળોના ૧૦૮ વડે એટલે] ૧૦૮ કમળો વડે તે મૂળ કમળ વીટાયલું છે, અને તે ઉપરના ભવનોમાં (૧૦૮ ભવનોમાં) દ્રહદેવીઓનાં આભૂષણ વિગેરે રહે છે ॥ ૪૧ ॥

विस्तरार्थः—પૂર્વે કહેલા સવિસ્તર ભાવાર્થને અનુસારે સુગમ છે. વિશેષ એજ કે અહિં અર્ધ પ્રમાણ કહ્યું તે જળથી ઉપરના ભાગે રહેલ કમળની ઉંચાઈ પહોળાઇ અને જાડાઈનું અર્ધ પ્રમાણ જાણવું, તેમજ ભવનસંબંધિ લંબાઈ પહોળાઈ ઉંચાઈ વિગેરે સર્વ અર્ધ પ્રમાણ જાણવી, પરન્તુ જળની અંદર રહેલા નાળની ઉંચાઇનું અર્ધપ્રમાણ ન જાણવું, કારણકે નાળ તો સર્વ કમળોની જળપર્યન્ત ૧૦ યોજન ઉંચી છે, માટે તેમાં અર્ધપ્રમાણ ન લેવાય.

તથા કમળના છએ વલયો અર્ધ અર્ધ પ્રમાણના હોવાથી ઇંદ્રોના પ્રાસાદોની પંક્તિઓવત્ ઘણી સુંદર રચના દેખાય છે, તેમજ પરિવાર દેવો વિગેરેનાં

ક્રમળો ચઢતા ઉતરતા દરજ્જા પ્રમાણે મોટાં નાનાં હોય તોજ સમર્યાદ ગણાય, નહીતર જેવું સ્વામીનું સ્થાન તેવું સેવકનું સ્થાન એ લૌકિક રીતે પણ શોભાસ્પદ નથી ॥ ૪૧ ॥

अवतरण:—આ બે ગાથામાં તે મૂળકમળને ફરતું બીજું વલય કહે છે—

**मूलपउमाउ पुव्विं, महयरिआणं चउण्ह चउ पउमा ।**
**अवराइ सत्त पउमा, अणिआहिवईण सत्तण्हं ॥ ४२ ॥**
**वायव्वाईसु तिसु सुरि-सामण्णसुराण चउसहस पउमा ।**
**अट्ठ दस बार सहसा, अग्गेयाइसु तिपरिसाणं ॥ ४३ ॥**

## શબ્દાર્થ:—

मूलपउमाउ–મૂળ કમળથી ( ની )
महयरिआणं–મહત્તરિકા દેવીઓનાં
चउण्ह–ચારનાં
चउपउमा–ચાર કમળ
सुरि–દેવીના
सामण्णसुराण–સામાનિક દેવોનાં
अवराइ–અપર દિશામાં, પશ્ચિમમાં
अणियाहिवईण–અનીકાધિપતિઓનાં, સેનાપતિઓનાં
सत्तण्हं–સાતનાં
अग्गेयाइसु–અગ્નિઆદિ દિશામાં
ति परिसाणं–ત્રણ પર્ષદાના દેવોનાં

## સંસ્કૃત અનુવાદ.

**मूलपद्मात् पूर्वस्यां महत्तरिकाणां चतसृणां चत्वारि पद्मानि ।**
**अपरायां सप्त पद्मानि अनीकाधिपतीनां सप्तानाम् ॥ ४२ ॥**
**वायव्यादिषु तिसृषु सुरीसामान्यसुराणां चत्वारि सहस्राणि पद्मानि ।**
**अष्ट दश द्वादश सहस्राणि, आग्नेयादिषु त्रिपर्षदाम् ॥ ४३ ॥**

गाथार्थ:—મૂળ કમળથી પૂર્વ દિશામાં ચાર મહત્તરિકા દેવીઓનાં ચાર કમળો છે, અને પશ્ચિમ દિશામાં સાત સેનાધિપતિઓનાં સાત કમળો છે ॥ ૪૨ ॥ તથા વાયવ્ય આદિ ત્રણ દિશાઓમાં [ એટલે વાયવ્ય દિશામાં ઉત્તર દિશામાં અને ઇશાન દિશામાં ] દેવીના સામાનિક દેવોનાં ( ચારહજાર સામાનિકનાં ) ચારહજાર કમળો છે, અને અગ્નિકોણ આદિ ત્રણ દિશામાં (–અગ્નિકોણ દક્ષિણદિશા અને નૈઋત્યકોણમાં ) ત્રણ પર્ષદાના દેવોનાં અનુક્રમે ૮૦૦૦–૧૦૦૦૦–૧૨૦૦૦ કમળો છે ॥ ૪૩ ॥

विस्तरार्थ—મહત્તરિકા એટલે દેવીની વડેરી દેવીઓ વૃદ્ધાઓ સરખી જાણવી. જે દ્રહદેવીઓને પણ પૂજ્ય દેવીઓ છે, તેવી ફક્ત ચાર દેવીઓ છે તેનાં ચાર કમળ દેવીના મુખ્ય કમળથી પૂર્વદિશામાં છે. તથા મહિષનું (પાડાનું), અશ્વનું, હસ્તિનું, રથનું, સુભટનું, ગંધર્વનું અને નટનું સૈન્ય, એમ સાત પ્રકારનાં સૈન્ય દરેક દ્રહદેવીને છે, તે સાત સૈન્યના સાત અધિપતિ તે સાત સેનાપતિનાં સાત કમળો પશ્ચિમ દિશામાં છે.

તથા દ્રહદેવીની સરખી ઋદ્ધિવાળા મહર્ધિક દેવો ચાર હજાર છે, કે જેઓ દ્રહદેવીના કારભારમાં પણ કંઇક ભાગ લેનારા હોય છે, દ્રહદેવીના ચ્યવી ગયા પછી જ્યાંસુધી બીજી દેવી ઉત્પન્ન ન થાય ત્યાંસુધી રાજવહિવટ એમાંના મુખ્ય ચાર પાંચ દેવો મળીને ચલાવે છે, એવા તાજ વિનાના રાજા સરખા એ સામાનિક દેવોનાં ચાર હજાર કમળો વાયવ્ય ઉત્તર અને ઇશાન એ ત્રણ દિશામાં અનેક પંક્તિથી ગોઠવાયાં છે.

તથા આ દ્રહદેવીઓને દરેકને ત્રણ ત્રણ સભાઓ છે, સભાનાં નામ સ્પષ્ટ જોવામાં આવ્યાં નથી, પરન્તુ **સમિતા ચંડા** અને **જાતા** નામની સભાઓ સંભવે છે. પહેલી અભ્યન્તરસભા બીજી મધ્યસભા અને ત્રીજી બાહ્યસભા ગણાય છે, અભ્યન્તરસભાના દેવો ઘણા માન મોભાવાળા હોવાથી દેવી બોલાવે ત્યારે જ દેવી પાસે જનારા હોય છે, મધ્યસભાના દેવો બોલાવે અથવા ન બોલાવે તો પણ જરૂર પડયે દેવી પાસે જાય છે, :અને બાહ્યસભાના દેવો દેવીના બોલાવવાની અપેક્ષા રાખતા નથી, પરન્તુ વિના બોલાવ્યે કામ હોય કે ન હોય તોપણ આવજા કરનારા હોય છે. તથા અમુક કાર્ય કરવા માટે પ્રથમ અભ્યન્તર સભા સાથે મંત્રણા ચાલે છે, અને નિર્ણય પણ અભ્યન્તરસભા દ્વારાજ થાય છે, કાર્યનો નિર્ણય વિચાર્યા બાદ મધ્યસભાને તે નિર્ણય સંભળાવવામાં આવે છે, અને મધ્યસભા તે કાર્ય કરવા માટે બાહ્યસભાને સોંપે છે. એવી તે બાહ્યસભા તો નિર્ણીત થયેલા કાર્યને કરવાવાલી હોય છે, પરન્તુ ગુણ-દોષની ઉદ્ભાવના કરવાનું તેઓને છેજ નહિં. એ પ્રકારની ત્રણ સભાઓમાં અનુક્રમે ૮ હજાર ૧૦ હજાર ને ૧૨ હજાર દેવો છે, તેનાં ૮૦૦૦–૧૦૦૦૦–૧૨૦૦૦ કમળો અગ્નિકોણ દક્ષિણ અને નૈઋત્યકોણ એ ત્રણ દિશામાં ઘણી પંક્તિથી ગોઠવાયલાં છે. એ પ્રમાણે આઠે દિશામાં મળીને ૩૪૦૧૧ કમળો વિષમ વલયાકારે ગોઠવાયાં છે. ॥ इति द्वितीय वलय ॥ ૪૩ ॥

अवतरण:—હવે આ ગાથામાં મૂળ કમળને ફરતું ત્રીજું વલય કહે છે—

**इअ बीअ परिक्खेवो, तइए चउसुवि दिसासु देवीणं ।**
**चउ चउ पउमसहस्सा सोलस सहसाऽऽयरक्खाणं ॥ ४४ ॥**

શબ્દાર્થઃ—

इअ बीअ–એ બીજો
परिक्खेवो–પરિક્ષેપ; વલય
तइए–ત્રીજા વલયમાં
सोलस सहसा–સોલહજાર
आयरक्खाणं–આત્મરક્ષકોનાં, અંગરક્ષક દેવોનાં

સંસ્કૃત અનુવાદ.

**इति द्वितीयपरिक्षेपः, तृतीये चतसृषु अपि दिशासु ।**
**चत्वारि चत्वारि पद्मसहस्राणि, षोडश सहस्राण्यात्मरक्षकाणाम् ॥ ४४ ॥**

गाथार्थः—એ પૂર્વગાથામાં બીજો પરિક્ષેપ ( બીજું વલય ) કહ્યો. હવે ત્રીજા વલયમાં ચારે દિશાએ ચાર ચાર હજાર કમળો મળી સોળહજાર કમળો છે તે દેવીના આત્મરક્ષક દેવોનાં કમળો છે ( અર્થાત્ દેવીના અંગરક્ષક દેવો ૧૬૦૦૦ છે. ) ॥ ૪૪ ॥

विस्तरार्थः—સુગમ છે. વિશેષ એજ કે-દેવીના અંગને કોઈપણ જાતનું નુકશાન થવા ન પામે તેવી રીતે ઉઘાડાં શસ્ત્ર કરી નજર રાખનારા સાવધાન વૃત્તિવાળા ૧૬૦૦૦ દેવ છે, તે દેવી સભામાં બેસે ત્યારે પણ ઉઘાડાં શસ્ત્ર રાખી ચાર દિશામાં ચાર ચાર હજારની સંખ્યાએ ગોઠવાઈ જાય છે. માટે એ અંગરક્ષક દેવો કહેવાય છે, ઈન્દ્રાદિ સર્વ અધિપતિ દેવોને સામાનિક અંગરક્ષક સૈન્ય અને સભાના દેવો હોય છે, તેમજ આભિયોગિક દેવો પણ હોય છે. એ ૧૬૦૦૦ અંગરક્ષક દેવોનાં ચારે દિશાએ ચાર ચાર હજાર કમળો છે ॥ ૪૪ ॥

अवतरणः—હવે આ ગાથામાં મૂળ કમળને ફરતાં આભિયોગિક દેવોનાં ત્રણ વલય એટલે ૪–૫–૬ વલય કહે છે—

**अभिओगाइतिवलए, दुतीसचत्ताऽडयाललक्खाइं ।**
**इगकोडिवीसलक्खा, सड्ढा वीसं सयं सव्वे ॥ ४५ ॥**

## ॥ द्रहदेवीना परिवारकमळनां ६ वलय ॥

[ ગા० ૭૫, પૃ० ૭૮ ]

સર્વ કમળ ૧૨૦૫૦૧૨૦

દરેક વલયમાં અનુક્રમે અર્ધ અર્ધ પ્રમાણવાળાં કમળો.

ઉત્તર

પશ્ચિમ

પૂર્વ

દક્ષિણ

૪૮૦૦૦૦૦ કમળ બાહ્ય આભિયોગિક દેવોનાં કમળ

૪૦૦૦૦૦૦ કમળ મધ્ય આભિયોગિક દેવોનાં કમળ

૩૨૦૦૦૦૦ કમળ અભ્યન્તર આભિયોગિક દેવોનાં કમળ

૪૦૦૦ કમળ ઉત્તરદિશાના અંગરક્ષક દેવનાં

૪૦૦૦ કમળ પૂર્વ દિશાના અંગરક્ષક દેવોનાં

૪૦૦૦ કમળ દક્ષિણદિશાના અંગરક્ષક દેવોનાં

૪૦૦૦ કમળ પશ્ચિમદિશાના અંગરક્ષક દેવોનાં

૪૦૦૦ કમળ સામાનિક દેવોનાં

૪ મહત્તરિકાનાં

૭ સેનાપતિનાં

૮૦૦૦ અભ્યન્તર સભાનાં

૧૦૦૦૦ મધ્ય સભાના દેવનાં

૧૨૦૦૦ બાહ્ય સભાના દેવનાં

દેવીનું મુખ્ય કમળ

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| अभियोगाइ–આભિયોગિક દેવોના | इगकोडि–એક ક્રોડ |
| ति वलए–ત્રણ વલયોમાં | वीसलरका–વીસ લાખ |
| दुतीस ( लरकाइं )–બત્રીસ ( લાખ ) | सड्ढा–સાર્ધ, અર્ધ સહિત ( ૫૦૦૦૦ સહિત ) |
| चत्त ( लरकाइं )–ચાલીસ ( લાખ ) | वीसं सयं–એકસોવીસ. |
| अडयाल लरकाइं–અડતાલીસ લાખ | |

## સંસ્કૃત અનુવાદ

**आभियोगिकादित्रिवलयेषु द्वात्रिंशच्चत्त्वारिंशदष्टचत्वारिंशल्लक्षाणि ।**
**एका कोटि विंशतिलक्षाणि सार्धानि विंशत्यधिकं शतं सर्वाणि ॥ ४५ ॥**

गाथार्थः—આભિયોગિક વિગેરે દેવોના ત્રણ વલયમાં અનુક્રમે ૩૨૦૦૦૦૦, ૪૦૦૦૦૦૦, ૪૮૦૦૦૦૦ કમળો છે. તે સર્વ મળીને એક ક્રોડ વીસલાખ અને લાખના અર્ધ સહિત એટલે પચાસહજાર એકસોવીસ ( ૧૨૦૫૦૧૨૦ ) છે ॥ ૪૫ ॥

विस्तरार्थः—સુગમ છે. વિશેષ એ કે–આભિયોગિક એટલે કહ્યું કાર્ય કરનારા સેવક દેવો. તથા ગાથામાં अभिओगाइ એ પદમાં आइ–આદિ શબ્દ છે, તે આભિયોગિક સિવાયના બીજા પણ દેવોને ગ્રહણ કરવા માટે નથી, પરન્તુ આભિયોગિકના ત્રણ પ્રકારને સૂચવનારો છે. ઉત્તમ મધ્યમ ને અધમ કાર્ય કરવાના ભેદથી આભિયોગિકના ત્રણ ભેદ પડયા છે તે પૂર્વે ૩૬મી ગાથાના વિસ્તરાર્થમાં દર્શાવ્યું છે એ પ્રમાણે છએ વલયનાં કમળો અને ૧ મુખ્ય કમળ મળી એક ક્રોડ વીસ લાખ પચાસહજાર એકસોવીસ કમળો છે. એ સર્વ સચિત્ત પૃથ્વીકાય રત્નનાં છે. બીજાં પણ વનસ્પતિકમળો એ દ્રહમાં હજારો છે. વળી કમળ એ જોકે કમલિનીનું પુષ્પ વ્યવહારમાં ગણાય છે, પરન્તુ અહિં તો કમળના આકારનાં પૃથ્વી પરિણામી વૃક્ષોજ જાણવાં, જેથી કંદમૂળ ઈત્યાદિ કથન ઘટી શકે છે. ॥ ૪૫ ॥

अवतरणः—પૂર્વે કહેલા પદ્મદ્રહ આદિ ૬ મહાદ્રહોમાં નદીઓને નીકળવાનાં બે બે ત્રણ ત્રણ દ્વાર છે તે દ્વારોનું સ્વરૂપ આ ગાથામાં કહેવાય છે—

**पुव्वावरमेरुमुहं, दुसु दारतिगंपि सदिसि दहमाणा ।**
**असिईभागपमाणं, सतोरणं णिग्गयणईअं ॥ ४६ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| पुव्व अवर–પૂર્વ અને પશ્ચિમે | असिई–એંસીમા |
| मेरु मुहं–મેરૂ સન્મુખ | भागपमाणं–ભાગે પ્રમાણવાળું |
| दुसु–બે સરોવરોમાં | सतोरणं–તોરણ સહિત |
| दारतिगं अवि–ત્રણે દ્વાર પણ | णिग्गय–નિર્ગત, નિકળેલી |
| सदिसिदहमाणा–સ્વદિશિદ્રહના માનથી | णईअं–નદીવાળું |

## સંસ્કૃત અનુવાદ.

**पूर्वापरमेरुमुखं द्वयो र्द्वारित्रिकमपि स्वदिशि द्रहमानात् ।**
**अशीतितमभागप्रमाणं, सतोरणं निर्गतनदीकम् ॥ ४६ ॥**

ગાથાર્થ—બે સરોવરમાં અનુક્રમે પૂર્વ દિશા સન્મુખ પશ્ચિમ દિશા સન્મુખ અને મેરૂપર્વત સન્મુખ એમ ત્રણ ત્રણ દ્વાર છે, અને તે દ્વાર પોતાની દિશિએ રહેલા દ્રહના પ્રમાણથી એંસીમા ભાગના પ્રમાણવાળું (= વિસ્તૃત) છે, તોરણ સહિત છે, અને દરેકમાંથી એકેક મહાનદી નિકળી છે, એવાં એ ત્રણ દ્વાર છે. ॥ ૪૬ ॥

વિસ્તરાર્થ:—બહારના બે દ્રહોમાં ત્રણ ત્રણ દ્વાર છે. ત્યાં પદ્મદ્રહમાં પૂર્વદિશાએ તોરણ સહિત (દ્વાર આગળનો કમાનભાગ તે સહિત) જે દ્વાર છે તે ૬। (સવા છ) યોજન પહોળું છે, કારણકે પૂર્વદિશિ તરફ દ્રહનું પ્રમાણ ૫૦૦ યોજન છે, અને પાંચસોનો એંસીમો ભાગ સવા છ યોજન છે, માટે એ ૬। યોજન વિસ્તારવાળા પૂર્વદ્વારમાંથી ગંગાનદી નામની મહાનદી ૬। યોજનના પટ–પ્રવાહથી નિકળી છે. પશ્ચિમ દિશામાં દ્રહનું પ્રમાણ પાંચસો યોજન હોવાથી તેના એંસીમા ભાગે ૬। યોજન વિસ્તારવાળા દ્વારમાંથી સિંધૂ નદી નામની મહાનદી પણ એટલાજ પ્રવાહ–પટવાળી નિકળી છે, તથા ઉત્તર દિશામાં દ્રહનું પ્રમાણ ૧૦૦૦ યોજન હોવાથી તેના એંસીમા ભાગે સાડાબાર યોજન વિસ્તારવાળું ઉત્તરદિશિનું દ્વાર છે, તેમાંથી રોહિતાંશા નદી ૧૨॥ યોજનના પ્રવાહવાળી નિકળી છે. એ પ્રમાણે પદ્મદ્રહનાં ત્રણ દ્વારમાંથી ત્રણ નદીઓ ત્રણ દિશાએ નિકળી, તેમાં ગંગા અને સિંધૂ નદી પર્વત ઉપર કેટલાક યોજન સુધી વહીને ભરતક્ષેત્ર તરફ વળી, અને રોહિતાંશા નદી પર્વત ઉપર સીધી વહીને હિમવંતક્ષેત્રમાં પડે છે. એ ત્રણે દ્વારો એકેક તોરણ સહિત છે, તોરણ એટલે નદીના પ્રવાહ ઉપર દેખાતો કમાન આકારવાળો અને કમાડવિનાનો દ્વારભાગ સરખો દેખાવ જાણવો.

તથા ઐરાવતક્ષેત્રના પુંડરીકદ્રહનો પૂર્વપશ્ચિમ વિસ્તાર પાંચસો યોજન હોવાથી તેના એંસીમા ભાગે ૬ાા યોજન જેટલાં વિસ્તારવાળાં બે દ્વારમાંથી रक्ता અને रक्तवती નામની મહાનદી ૬ાા યોજન પ્રવાહથી નિકળી કંઇક યોજન પર્વત ઉપર વહી ઐરાવત ક્ષેત્ર તરફ વળે છે, અને દક્ષિણદિશાતરફ ૧૦૦૦ યોજન દ્રહપ્રમાણ હોવાથી તેના એંશીમા ભાગે ૧૨ાા યોજન વિસ્તારવાળા દ્વારમાંથી ૧૨ાા યોજન પ્રવાહ વિસ્તારવાળી सुवर्णकूला નદી નામની મહાનદી નિકળી સીધી પર્વત ઉપર વહી હિરણ્યવંત ક્ષેત્રમાં પડે છે. એ પ્રમાણે શિખરી પર્વત ઉપરના પુંડરીકદ્રહનાં ત્રણ દ્વાર પણ તોરણ સહિત અને નદીના નીકળતા પ્રવાહવાળાં છે. ॥ ૪૬ ॥

अवतरणः— પૂર્વોક્ત છ મહાદ્રહો પૈકી બે મહાદ્રહોના દ્વારોનું વર્ણન કરીને શેષ ચાર મહાદ્રહોમાંથી નદીઓને નીકળવાના દ્વારોનું વર્ણન આ ગાથામાં કહેવાય છે—

**जामुत्तरदारदुगं, सेसेसु दहेसु ताण मेरुमुहा ॥**
**सदिसिदहासियभागा, तयद्धमाणा य बाहिरिया ॥ ४७ ॥**

**શબ્દાર્થઃ—**

जामुत्तर—દક્ષિણ અને ઉત્તર દિશાએ
दारदुगं—બે બે બારણા
सेसेसु—બાકીના
दहेसु—દ્રહોને વિષે
ताण—તેઓમાં
मेरुमुहा—મેરૂ સન્મુખ
सदिसिदहा—પોતાની દિશામાં રહેલ દ્રહના
असियभागा—એંશીમા ભાગે
तयद्धमाणा—તેનાથી અર્ધ પ્રમાણવાળા
बाहिरिया—બહારનાં.

**સંસ્કૃત અનુવાદ.**

**यामोत्तरद्वारद्विकं, शेषेषु द्रहेषु तेषां मेरुमुखानि ॥**
**स्वदिग्द्रहाशीतिभागानि, तदर्धमानानि च बाह्यानि ॥ ४७ ॥**

गाथार्थः—શેષ ચાર દ્રહને વિષે દક્ષિણ અને ઉત્તર દિશાએ બે બે દ્વારો છે તેમાંથી જે દ્વારો મેરૂ સન્મુખ રહેલા છે તે પોતાની ( મેરૂસન્મુખ ) દિશામાં

રહેલ દ્રહની લંબાઇની અપેક્ષાએ એંશીમા ભાગે છે. તથા બાહ્યનાં ( દક્ષિણ તથા ઉત્તરના ) દ્વારો તેની ( મેરૂસન્મુખ દ્વારની ) અપેક્ષાએ અર્ધ પ્રમાણ-વાળાં છે. ॥ ૪૭ ॥

विस्तरार्थः—બાકી રહેલા મહાપદ્મદ્રહ, મહાપુંડરીકદ્રહ, તિગિંછિદ્રહ, કેસરી-દ્રહ એ ચાર દ્રહોમાં દક્ષિણ ઉત્તર બે બે દ્વાર છે. તેમાં મેરૂપર્વત તરફ જે દ્વાર છે તે મેરૂપર્વત તરફ દ્રહની લંબાઇની અપેક્ષાએ એંશીમા ભાગે છે. તે આ પ્રમાણે–મહાપદ્મદ્રહ, તથા પુંડરીકદ્રહ, મેરૂપર્વત તરફ ૨૦૦૦–યોજન લાંબો છે. તેનો એંશીમો ભાગ ૨૫ યોજન આવે. એટલે તે બન્ને દ્રહોનું દ્વાર–મેરૂ-પર્વત તરફ ૨૫ યોજન વિસ્તારવાળું છે. તેમજ બાહ્યના ( મેરૂપર્વતતરફ નહિં પણ લવણસમુદ્રતરફના ) મેરૂસન્મુખ દ્વારની અપેક્ષાએ અર્ધપ્રમાણ-વાળા એટલે સાડાબાર ૧૨॥ યોજન પ્રમાણ વિસ્તારવાળા છે કારણકે તે તરફ દ્રહની લંબાઈ એકહજાર યોજન પ્રમાણ છે. તેનો એંશીમો ભાગ સાડાબાર યોજન આવે. વળી તેજ પ્રમાણે તિગિંછીદ્રહ તથા કેસરીદ્રહ મેરૂસન્મુખ ૪૦૦૦ ચારહજાર યોજન પ્રમાણ વિસ્તારવાળા છે. તેનો એંશીમો ભાગ ૫૦ પચાસ યોજન આવે. તેથી તે બન્ને દ્રહોના મેરૂસન્મુખ દ્વારો પચાસ યોજન પ્રમાણ વિસ્તારવાળા છે. અને બાહ્યના ( મેરૂસન્મુખ નહિં પરંતુ લવણ સમુદ્ર તરફના ) દ્વારો તેનાથી અર્ધ પ્રમાણવાળા એટલે ૨૫ યોજન પ્રમાણ વિસ્તારવાળાં છે. અહિં એ પણ સાથે સમજી લેવું જે તે સર્વ દ્વારો તોરણ ( દ્વાર આગળ કમાનના ભાગ ) સહિત છે, તેમજ દરેક દ્વારમાંથી નદીઓ વહે છે. ॥ ૪૭ ॥

अवतरणः—હવે આ ગાથામાં નદીઓનાં નામ તથા તેનો પ્રવાહ કહે છે—

## गंगा सिंधू रत्ता, रत्तवई बाहिरं णइचउक्कं ।
## बहिदहपुव्वावरदार,–वित्थरं वहइ गिरिसिहरे॥ ४८ ॥

### શબ્દાર્થઃ—

गंगा सिंधू–ગંગા નદી, સિંધૂ નદી.
रत्ता रत्तवइ–રક્તા નદી, રકતવતી નદી.
बाहिरं–બહારની, બાહ્ય બે ક્ષેત્રની.
णइ चउक्कं–નદી ચતુષ્ક, ચાર નદી.
बहिदह–બાહ્ય દ્રહયુગલના.
पुव्व अवर–પૂર્વ પશ્ચિમના.
दारवित्थरं–દ્વારના વિસ્તાર પ્રમાણે.
वहइ–વહે છે.
गिरिसिहरे–ગિરિશિખરપર, પર્વતઉપર.

## ॥ द्रहोमांथी निकळती नदीओ ॥

[ ગા० ४७, पृ० ८२ ]



આ દ્રહમાંથી ત્રણ દિશાના દ્વારે ત્રણ નદીઓ નીકળે છે, તે આવર્તનકૂટ સુધી સીધી ચાલીને જે નદીઓ બાહ્યક્ષેત્ર તરફ વળી પર્વત ઉપરથી પ્રપાતકુંડમાં પડે છે, અને પછી કુંડમાંથી દક્ષિણ દ્વારે બહાર નિકળી ક્ષેત્રમાં વહે છે, ઉત્તરદિશાની નદી સીધી વહી પ્રપાતકુંડમાં પડી ક્ષેત્રમાં મધ્યગિરિને કંઈક દૂર રાખી ડાબી બાજુ વહે છે.

આ ચાર દ્રહોમાંથી ઉત્તર દક્ષિણ દ્વારે નિકળતી જે નદીઓ સીધી પર્વત ઉપર કિનારા સુધી વહીને નીચે પ્રપાતકુંડમાં પડી બહાર નીકળી ક્ષેત્રમાં મધ્યગિરિને છોડીને દક્ષિણ નદી જમણી બાજુ અને ઉત્તર નદી ડાબી બાજુ વહે છે.

## સંસ્કૃત અનુવાદ

**गंगा सिंधू रक्ता रक्तवती बाह्यं नदिचतुष्कम् ।**
**बहिर्द्रहपूर्वापरद्वारविस्तरं, वहति गिरिशिखरे ॥ ४८ ॥**

गाथार्थः—ગંગા સિંધૂ રક્તા અને રક્તવતી એ બહારના ક્ષેત્રની ચાર નદીઓ બહારના દ્રહોના પૂર્વ પશ્ચિમ દ્વારના વિસ્તાર જેટલા પ્રવાહે પર્વતના શિખર ઉપર વહે છે. ॥ ૪૮ ॥

विस्तरार्थः—પદ્મદ્રહ અને પુંડરીકદ્રહ એ બે બાહ્યદ્રહ છે, કારણકે સર્વ પર્વતોથી બહારના ( છેલ્લા ) લઘુહિમવંત અને શિખરી એ બે પર્વતો પર આવેલા છે. તે દ્રહોના પૂર્વદ્વારનો અને પશ્ચિમદ્વારનો વિસ્તાર પૂર્વે કહ્યા પ્રમાણે સવા છ યોજનનો છે, માટે બહારના ક્ષેત્રોમાં વહેતી અને એજ બે દ્રહોમાંથી પૂર્વ પશ્ચિમ દ્વારે નીકળતી ગંગા સિંધૂ રક્તા અને રક્તવતી એ ચાર બાહ્ય નદીઓ દરેક સવા છ યોજનના પ્રવાહથી પર્વત ઉપર વહે છે. એ રીતે કેટલા યોજન સુધી પર્વત ઉપર વહે છે તે વાત હવે પછીની ગાથામાં કહેવાશે. વળી જેમ આ ચાર નદીઓ બાહ્ય નદીઓ ગણાય છે, તેમ હિમવંત અને હિરણ્યવંતક્ષેત્રની ચાર નદીઓ મધ્યનદીઓ, અને હરિવર્ષ તથા રમ્યકક્ષેત્રની ચાર નદીઓ અભ્યન્તરનદીઓ ગણાય. તથા મહાવિદેહની અપેક્ષાએ તો એ ચાર નદીઓ પણ મધ્યનદીઓ ગણાય. અને મહાવિદેહની અભ્યન્તરનદીઓ કહેવાય, **જંબૂદ્વીપ લઘુસંગ્રહણી**માં એ આઠે નદીઓને અભ્યન્તરનદીઓ કહેલી છે. ॥ ૪૮ ॥

अवतरणः—પૂર્વ ગાથામાં ચાર બાહ્ય નદીઓ ૬। યોજનના પ્રવાહથી પર્વત ઉપર વહે છે એમ કહ્યું, અને હવે આ બે ગાથામાં તે નદીઓ પર્વત ઉપર કેટલા યોજન સુધી વહે છે અને ત્યારબાદ તેનો પ્રવાહ કયાં પડે છે? તે પણ કહે છે.

**पंचसय गंतुणिअगा—वत्तणकूडाउ बाहिमुहं वलइ ।**
**पणसय तेवीसेहिं, साहिअतिकलाहिं सिहराओ ॥ ४९ ॥**

**णिवडइ मगरमुहोवम—वयरामय जिब्भियाइ वयरतले**
**णिअगे णिवायकुंडे मुत्तावलिसमपवाहेण ॥ ५० ॥**

## શબ્દાર્થ:—

गंतु=જઈને, વહીને
णिअग आवत्तण कूडाउ=પોતાના નામવાળા આવર્ત્તન કૂટથી
बहिमुहं=બાહ્ય ક્ષેત્રની સન્મુખ
बलइ=વળે, તે તરફ વાંકી થાય.
पणसयतेवीसेहिं=પાંચસો ત્રેવીસ યોજન
साहिअ=સાધિક, અધિક
तिकलाहिं=ત્રણ કળા
सिहराओ=શિખર ઉપરથી

णिवडइ=પડે
मगरमुह उवम=મગરમુખ સરખી
वयरामय=વજ્રમય
जिब्भियाइ=જીહ્વિકા દ્વારા, પ્રનાલદ્વારા
वयरतले=વજ્રમય તળીયાવાળા
णिअगे=પોતાના નામવાળા
णिवायकुंडे=નિપાતકુંડમાં, પ્રપાતકુંડમાં
मुत्तावलि सम=મોતીના હાર સરખા
पवाहेण=પ્રવાહ વડે

## સંસ્કૃત અનુવાદ

**पंचशतानि गत्वा निजकावर्त्तनकूटाद् बहिर्मुखं वलति ।**
**त्रयोविंशत्यधिकपंचशतैः साधिकत्रिकलाभिः शिखरात् ॥ ४९ ॥**
**निपतति मगरमुखोपमवज्रमयजिह्विकया वज्रतले ।**
**निजके निपातकुंडे मुक्तावलिसमप्रवाहेण ॥ ५० ॥**

गाथार्थ:—તે ચાર નદીઓ પાંચસો યોજન સુધી જઈને પોતાના નામવાળા આવર્ત્તનકૂટથી બાહ્યક્ષેત્ર સન્મુખ વળે છે, ત્યારબાદ પાંચસો ત્રેવીસ યોજન અને કંઈક અધિક ત્રણકળા સુધી વહીને શિખર ઉપરથી મગરમુખ સરખા આકારવાળી અને વજ્રમય એવી જીહ્વિકા દ્વારા વજ્રમય તળીયાવાળા પોતાના નામના પ્રપાતકુંડમાં મોતીના હાર સરખા પ્રવાહે પડે છે ॥૪૯॥૫૦॥

विस्तरार्थः—તે બહારની ચાર નદીઓ પોતપોતાના દ્વારમાંથી નિકળી સીધી લીટીએ ૫૦૦ યોજન સુધી પર્વત ઉપર વહે છે, ત્યારબાદ તે સ્થાને પોતાના નામવાળું આવર્ત્તન કૂટ-શિખર આવે છે, અર્થાત્ ગંગાનદી પૂર્વ દિશામાં વહે છે ત્યાં गंगावर्त्तन कूट, સિંધૂનદી પશ્ચિમ દિશાએ વહે છે ત્યાં પાંચસો યોજન દૂર જતાં सिंद्धावर्त्तन कूट આવે છે, એ પ્રમાણે રક્તા નદી પાંચસો યોજન વહ્યા બાદ रक्तावर्त्तन कूट અને રક્તવતી પાંચસો યોજન વહ્યા બાદ તે સ્થાને रक्तावत्यावर्त्तन कूट આવે છે, જેથી નદીની સીધી ગતિમાં વ્યાઘાત-નડતર

॥ जीह्विकामां थइने पडतो नदीनो धोध ॥

[ ગા૦ ૫૦, પૃ૦ ૮૫ ]

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

થવાથી એ ચારે નદીઓ કૂટથી *૧ ગાઉ દૂર રહી પોતાના સીધા પ્રવાહને વક્ર કરી બહારના ભરત ઐરાવતક્ષેત્રો સન્મુખ વળે છે. ત્યાં ગંગા અને સિંધૂ ભરતક્ષેત્ર તરફ વળે છે, અને રક્તારક્તવતી ઐરાવતક્ષેત્ર તરફ વળે છે.

## ॥ ચાર બાહ્ય નદીઓનો પર્વત ઉપર વક્ર પ્રવાહ ॥

એ પ્રમાણે પોતાના આવર્ત્તનકૂટના નડતરથી વક્ર થયેલો નદીનો પ્રવાહ પુનઃ પર્વત ઉપર જ વહી પર્વતના કિનારે આવે છે, ત્યાં સુધીમાં કેટલા યોજન વહે છે ? તે કહે છે કે—આવર્ત્તનકૂટથી વક્ર થયેલો નદી-પ્રવાહ પુનઃ પર્વત ઉપર પાંચસો ત્રેવીસ યોજન ત્રણ કળા [ ૫૨૩ યો. ૩ ક. ] વહે છે, ત્યારબાદ પર્વતનો કિનારો આવે છે, જેથી પર્વત સમાપ્ત થાય છે. અહિં ૫૨૩ યો. ૩ ક. નો હિસાબ આ રીતે—પર્વતનો વિસ્તાર ૧૦૫૨–૧૨ છે, તેમાંથી નદીનો પ્રવાહ ૬॥ યોજન બાદ કરતાં [ એટલે ૬ યોજન ૪॥। કળા બાદ કરતાં ] ૧૦૪૬ યો. ૭॥ ક. આવે તેનું અર્ધ કરતાં ૫૨૩ યોજન ૩॥ કળા ઉપરાન્ત ¼ કળા આવે [ અથવા ૫૨૩ યો. ૩¾ ક. આવે ]. એટલા યોજન સુધી આવર્ત્તનકૂટથી પર્વત ઉપર વહીને જિહ્વિકામાં પ્રવેશ કરે છે.

## ॥ જિહ્વિકામાંથી કુંડમાં પડતા નદીઓના ધોધ ॥

નદીઓના પ્રવાહ જે જિહ્વિકાઓમાં થઈને પડે છે તે જિહ્વિકા પ્રનાલ સરખા આકારવાળી અને છેડે ફાડેલા મગરના મુખ સરખી હોય છે, અને વજ્રરત્નની બનેલી હોય છે, તેમાં થઈને પર્વત ઉપરથી નીચે પોતપોતાના નામ-વાળા કુંડમાં પડે છે, ત્યાં ગંગાનદી गंगाप्रपातकुंड નામના કુંડમાં પડે છે, એ રીતે સિંધૂ નદી सिंधूप्रपातकुंड માં પડે છે, રક્તા નદી रक्ताप्रपातकुंडमां અને રક્તવતી નદી रक्तवती प्रपात कुंडमां પડે છે. એ પ્રમાણે જિહ્વિકાઓમાં થઈને નીચે પડતો કંઈક [1]અધિક ૧૦૦–૧૦૦ યોજન લાંબો ધોધનો દેખાવ દૂરથી દેખતાં જાણે મોતીનો હાર હોય તેવો શ્વેતવર્ણે દેખાય છે. વળી એ

* શ્રી રત્નશેખરસૂરિએ સ્વોપજ્ઞવિવરણ પ્રસંગે ૫૯ મી ગાથાના વિવરણમાં ૧ ગાઉ કહ્યો છે તે અનુસારે અહિં કૂટવર્જન કર્યું છે, પરન્તુ બીજે કોઈ સ્થાને કૂટવર્જન દેખવામાં આવ્યું નથી.

૧ ધોધની લંબાઈ સાધિક ૧૦૦ યોજન કહી છે, તે ૧૦૦ યોજન પર્વત ઉંચો છે, તે ઉપરાંત કિંચિત્ અધિકતા જિહ્વિકામાંથી પડતી વખતે કંઇક વક્રતા થવાની અપેક્ષાએ તેમજ નીચે કુંડમાં પણ પ્રવાહ કંઇક ઉંડો પહોંચવાની અપેક્ષાએ સંભવે છે, તત્વ શ્રી બહુશ્રુતગમ્ય.

ધોધ જિહ્વિકામાં થઈને પડતા હોવાથી નદીઓનું પાણી પર્વતને ઘસાઇને પડતું નથી, પરન્તુ જિહ્વિકા બે ગાઉ લાંબી હોવાથી પર્વતથી કંઇક દૂર રહીને પડે છે, જેથી પર્વત ભીંજાતો [1]નથી. તથા એ ધોધ જે કુંડોમાં પડે છે તે કુંડોનાં તળીયાં વજ્રરત્નમય છે ॥ ૪૯ ॥ ૫૦ ॥

अवतरण:—હવે આ ગાથામાં તે જિહ્વિકાઓનું પ્રમાણ-માપ કહે છે—

**दहदारवित्थराओ, वित्थरपन्नास भागजड्डाओ ।**
**जड्डत्ताओ चउगुण-दीहाओ सव्वजिब्भीओ ॥ ५१ ॥**

**શબ્દાર્થ:—**

સુગમ છે-ગાથાર્થને અનુસારે

**સંસ્કૃત અનુવાદ**

**द्रहद्वारविस्तरा विस्तरपंचाशत्तमभागजड्डाः ।**
**जड्डत्वतश्चतुर्गुणदीर्घाः सर्वा जिव्हिकाः ॥ ५१ ॥**

गाथार्थ:—દ્રહદ્વારના વિસ્તાર જેટલા વિસ્તારવાળી, વિસ્તારથી પચાસમા ભાગે જાડી, અને જાડાઇથી ચારગુણી દીર્ઘ-લાંબી એવી સર્વે જિહ્વિકાઓ છે. ॥ ૫૧ ॥

विस्तरार्थ:—નદીઓના ધોધ જે જિહ્વિકાઓમાં થઇને પડે છે તે જિહ્વિકાઓનું પ્રમાણ અહિં કહેવાય છે.

**॥ જિહ્વિકાઓનું પ્રમાણ ॥**

જિહ્વિકાઓ દરેક દ્રહદ્વારના વિસ્તાર જેટલા વિસ્તારવાળી, વિસ્તારના પચાસમા ભાગે જાડી અને જાડાઇથી ચારગુણી લાંબી છે, જેથી

બહારની ૪ જિહ્વિકાઓ—૬। યોજન વિસ્તારવાળી, ૦॥ ગાઉ જાડી, અને ૨ ગાઉ લાંબી છે.

મધ્યની ૪ જિહ્વિકાઓ—૧૨॥ યોજન વિસ્તારવાળી, ૧ ગાઉ જાડી, અને ૪ ગાઉ લાંબી છે.

---

[1] શાસ્ત્રમાં ઘટમુખપ્રવૃત્તિરૂપે ધોધ પડવો કહ્યો છે, એટલે ઘડામાં નિકળતું જળ જેવો અવાજ કરે છે તેવાજ અવાજે નદીઓના ધોધ પડે છે, એમ કહ્યું છે. માટે ઉપલક્ષણથી ઘડામાંથી જળ નીકળતાં ઘડો ભીંજાતો નથી તેમ પર્વત પણ ભીંજાતો નથી.

અભ્યન્તરની ૪ જિહ્વિકા—૨૫ યોજન વિસ્તારવાળી, ૨ ગાઉ જાડી, ૨ યોજન લાંબી.

સીતા સીતોદાની જિહ્વિકા—૫૦ યોજન વિસ્તૃત, ૪ ગાઉ જાડી, ૪ યોજન લાંબી.

અહિં જાડી એટલે ઉંચી જાણવી [ પરન્તુ જિહ્વિકાની ઠીકરીની જાડાઈ સ્પષ્ટ કહી [1]નથી, ] જેથી પાણીની ઉંડાઈ જેટલી જિહ્વિકા ઉંચી છે, અને પાણીના પ્રવાહ જેટલીજ પહોળી છે, વળી દીર્ઘતાનો કેટલોક ભાગ પર્વતમાં પણ હોય, માટે દીર્ઘતા પ્રમાણેજ પ્રવાહ દૂર પડે છે એમ નહિં, પરન્તુ કંઈક ન્યૂન દૂર હોય ॥ ૫૧ ॥

अवतरणः—નદીઓ જે પ્રપાતકુંડોમાં પડે છે તે કુંડોમાં દરેકમાં મધ્ય ભાગે નદીની અધિષ્ઠાત્રી દેવીનો એકેક દ્વીપ હોય છે તેનું સ્વરૂપ આ ગાથામાં કહે છે—

**कुंडंतो अडजोयण, पिहुलो जलउवरि कोसदुगमुच्चो ।**
**वेइजुओ णइदेवी–दीवो दहदेविसमभवणो ॥ ५२ ॥**

### શબ્દાર્થઃ—

कुंडंतो–કુંડની અંદર, કુંડ મધ્યે
अडजोयण–આઠ યોજન
पिहुलो–પહોળો, વિસ્તારવાળો
कोसदुगमुच्चो–બે કોશ ઉંચો
वेइजुओ–વેદિકાયુક્ત
णइदेवीदीवो–નદીદેવીનો દ્વીપ
दहदेविसम–દ્રહદેવીના ભવન સરખા
भवणो–ભવનવાળો.

### સંસ્કૃત અનુવાદ

**कुंडान्तः अष्टयोजनपृथुलो, जलोपरि क्रोशद्विकोच्चः ।**
**वेदिकायुतो नदीदेवीद्वीपो द्रहदेवीसम भवनः ॥ ५२ ॥**

गाथार्थः—કુંડની અંદર ( મધ્યભાગે ) આઠ યોજન લાંબો પહોળો, જળની ઉપર બે ગાઉ ઉંચો દેખાતો, ચારે બાજુ ફરતી વેદિકા સહિત અને દ્રહદેવીના ભવન સરખા ભવનવાળો એવો નદીદેવીનો દ્વીપ છે ॥ ૫૨ ॥

---

૧ ઠીકરીની જાડાઈ પણ એટલીજ હોવી ઘટી શકે છે. વળી એ જિહ્વિકા ઉપરના ભાગમાં ખુલ્લી સમજાય છે, કારણકે ૬ા યોજનાદિ પહોળાઈ પ્રમાણે ઉપરનો ભાગ જો આચ્છાદિત હોય તો ઉંચાઇ ઘણી વધી જાય, માટે ઉપરથી ખુલ્લી સમજાય છે.

विस्तरार्थः—જેમ પદ્મદ્રહાદિકની અધિષ્ઠાતા શ્રીદેવી વિગેરે દેવીઓ છે, તેમ દરેક નદીની અધિષ્ઠાતા દેવી પણ તે તે નદીના નામવાળી હોય છે. જેમ ગંગાનદીની અધિષ્ઠાતા ગંગાદેવી ઇત્યાદિ. એ ગંગાદેવી વિગેરે નદીદેવીઓ એ ગંગાપ્રપાત આદિ પોતપોતાના નામવાળા કુંડોમાં અને તે કુંડની અંદર આવેલા પોતપોતાના નામવાળા દ્વીપોમાં રહે છે. જેમ ગંગાદેવી ગંગાદ્વીપમાં રહે છે ઇત્યાદિ. આ ગંગાદેવી તેજ કે જેની સાથે ભરત ચક્રવર્તી ૧૦૦૦ વર્ષ સુધી રહ્યા હતા, અને તેટલો કાળ ભોગવિલાસમાં વ્યતીત કર્યો હતો. એ ગંગાદેવીદ્વીપની લંબાઈ પહોળાઈ ૮ યોજન છે, અને વૃત્ત આકારે છે, તથા જળની ઉપર બે ગાઉ ઉંચો દેખાય છે, પરન્તુ જળમાં પણ દશ યોજન ડૂબેલો હોવાથી મૂળથી ૧૦॥ યોજન ઉંચો છે, અને જગતી ઉપર કહેલી એક વેદિકાવડે વીટાયલો છે, વિશેષ એ કે જગતીની વેદિકાને બે વનખંડ છે, અને અહિં એકજ વનખંડ કહેવું, જેથી દ્વીપ એક વેદિકા અને એક વનખંડવડે વીટાયલો છે. અને દ્વીપના અતિ મધ્યભાગે દ્રહદેવીના ભવન સરખું એટલે તેટલાજ માપવાળું ૧ ગાઉ દીર્ઘ ૦॥ ગાઉ વિસ્તૃત તથા ૧૪૪૦ ધનુષ્ ઉંચું ભવન છે, તેમાં મધ્યવર્તી મણિપીઠિકા ઉપર ગંગાદેવી આદિ દેવીને સૂવા યોગ્ય શ્રીદેવીની કહેલી શય્યા સરખી શય્યા છે. ॥ ૫૨ ॥

अवतरणः—હવે આ ગાથામાં કુંડનું સ્વરૂપ કહે છે—

**जोअणसट्ठिपिहुत्ता सवायछप्पिहुल वेइतिदुवारा ।**
**एए दसुंड कुंडा एवं अन्नेवि णवरं ते ॥ ५३ ॥**

**શબ્દાર્થઃ—**

| | |
|---|---|
| सट्ठि—સાઠ યોજન | एए—એ ( ચાર બાહ્ય કુંડો ) |
| पिहुत्ता— પહોળા | दसुंड—દશ યોજન ઉંડા |
| सवाय छ—સવા છ યોજન | एवं—એ પ્રમાણે |
| पिहुल—પહોળાં | अन्ने वि—અન્ય—બીજા કુંડો પણ |
| वेइ ति दुवारा—વેદિકાનાં ત્રણ દ્વારવાળા | णवरं ते—પરન્તુ તે બીજા કુંડો |

**સંસ્કૃત અનુવાદ.**

**योजनषष्ठिपृथुत्वानि, सपादषट्पृथुलवेदिकात्रिद्वाराणि ।**
**एतानि दशोंडानि कुंडानि, एवमन्यान्यपि नवरं तानि ॥ ५३ ॥**

गाथार्थः—એ બાહ્ય ચાર પ્રપાતકુંડો સાઠ યોજન પહોળા છે, તથા જેની વેદિકાનાં ત્રણ દ્વારો સવા છ યોજન પહોળાં છે, અને દશ યોજન ઉંડા છે.

એ પ્રમાણે બીજા કુંડો પણ જાણવા, પરન્તુ તે કુંડો [ આગળની ગાથામાં કહેવાશે તે પ્રમાણે ત્રણ ભિન્ન વિસ્તારવાળા છે—એ સંબંધ ] ॥ ૫૩ ॥

विस्तरार्थः—ગંગાપ્રપાત કુંડ સિંધૂપ્રપાત કુંડ રક્તાપ્રપાત કુંડ અને રક્તાવતીપ્રપાત કુંડ એ ચાર કુંડ ૬૦ યોજન લાંબા પહોળા અને ગોળ આકારના છે, પરિધિ સાધિક ૧૮૯॥ યોજન એટલે દેશોન[1] ૧૯૦ યોજન છે. વળી એ દરેક કુંડને ચારે બાજુ ફરતી વલયાકારે એકેક વેદિકા અને એકેક વન છે, એ વેદિકાને ત્રણ દિશાએ ત્રણ દ્વાર છે, એટલે વેદિકામાં પર્વતદિશિસિવાયની શેષ ત્રણ દિશાએ ત્રણ ત્રિસોપાન અને ત્રિસોપાન [2]આગળ એકેક તોરણ હોવાથી ત્રણ તોરણ એ જ દ્વાર છે. ( તોરણ તથા ત્રિસોપાનનું સ્વરૂપ જગતીના વર્ણનમાં કહેવાયું છે ). એ ત્રણે તોરણો દરેક સવા છ યોજન પહોળાં છે, અનેક સ્તંભોનાં બનેલાં છે, વિવિધ રત્નમય છે, પરન્તુ એને ઉઘાડવા ઢાંકવાનાં કમાડ નથી, સદાકાળ ખુલ્લા દરવાજા જેવાં છે. એમાં બે તોરણો જે ઉત્તર પૂર્વ દિશાનાં છે, તે નીચે નક્કર ભૂમિવાળાં છે, અને દક્ષિણ દિશાનું જે તોરણ છે, તેની નીચેથી ગંગા વિગેરે નદીનો પ્રવાહ તોરણની પહોળાઈ જેટલો સવા છ યોજન પહોળો (જળપ્રવાહ) બહાર નિકળે છે, અને ભરતઐરાવત ક્ષેત્રમાં દક્ષિણ સન્મુખ વહી વચમાં આવતા વૈતાઢ્યને ભેદી દક્ષિણસમુદ્રને મળે છે. અહિં જે દક્ષિણ શબ્દ ઐરાવતને અંગે પણ કહ્યો તે સૂર્યદિશાની અપેક્ષાએ જાણવો, અન્યથા ઐરાવતક્ષેત્રમાં ઉત્તરતોરણે બન્ને નદીઓના પ્રવાહ બહાર નિકળ્યા છે એમ જાણવું.

વળી એ ચારે કુંડ ૧૦ યોજન ઉંડા છે, પાણીની ઉપલી સપાટી કુંડના કિનારાને અડીને રહી છે, અર્થાત્ કુંડની ઉપલી કિનારી સુધી જળ પૂર્ણ ભરેલું છે. એ કુંડની ભીત્તિઓ વજ્રના પાષાણોથી બંધાયલી છે, કુંડનું તળીયું પણ વજ્રમય છે, કુંડના જળમાં પ્રવેશ કરવો હોય તો સુખે પ્રવેશ કરી શકાય અને જળમાંથી સુખપૂર્વક બહાર નિકળી શકાય એવા ઓવારા તથા ઉતારા [ ઘાટ ] બાંધેલા છે. અને નીચે સુધી ગોતીર્થ જળ છે, અર્થાત્ અનુક્રમે ઉતરતી

---

૧ જંબૂ પ્ર. સૂત્રમાં સાધિક ૧૯૦ યોજન પરિધિ કહ્યો છે, તે ગણિતરીતિથી આવતો નથી માટે તેમાં કોઇ જૂદી અપેક્ષા હશે એમ વૃત્તિકર્તા કહે છે.

૨ સૂત્રોમાં ઠામ ઠામ पुरओ શબ્દથી ત્રિસોપાનોની આગળ તોરણ કહ્યાં છે. પદ્મદ્રહમાં પણ તેમજ કહ્યું છે, પરન્તુ ત્રિસોપાનની સાથેજ તોરણ સંભવે, કેટલેક દૂર જઇને નહિં. એટલે તોરણમાં થઇને ત્રિસોપાન ઉપર ચઢાય એવી રીતે.

ભૂમિવાળું છે. જેથી કુંડના કિનારેજ ૧૦ યોજન ઉંડાઈ નથી પરન્તુ અતિ મધ્ય ભાગમાં છે, એ કુંડોમાં અનેક જાતિનાં વનસ્પતિકમળો છે, અનેક જળચર જીવો વડે વ્યાપ્ત છે, ઈત્યાદિ વિશેષ વર્ણન સૂત્રસિદ્ધાન્તથી જાણવા યોગ્ય છે.

જેવા એ ચાર બાહ્યકુંડો કહ્યા તેવાજ પ્રકારના બીજી ૮૬ નદીઓના ૮૬ કુંડનું સ્વરૂપ પણ એ સરખુંજ છે, પરન્તુ તે કુંડોમાં ૧ કુંડનો વિસ્તાર ૨ દ્વીપનો વિસ્તાર અને ૩ વેદિકાના ત્રણ તોરણનો વિસ્તાર એ ત્રણ પ્રકારના વિસ્તારમાં તફાવત છે કે જે કહેવાતી ૫૪ મી ગાથામાંજ કહેવાશે. તથા આ કુંડોમાં પૃથ્વીમય કમળો કહેલાં દેખાતાં નથી, માટે કેવળ વનસ્પતિકમળોજ હશે એમ સમજાય છે.

તથા દ્રહ અને કુંડમાં તફાવત એ છે કે–દ્રહો લંબચોરસ આકારવાળા કહ્યા છે, અને કુંડ સર્વત્ર વૃત્ત આકારનાજ કહ્યા છે. જળનો ચઢાવ ઉતાર વિગેરે સ્વરૂપમાં તો કુંડ અને દ્રહ બન્ને સરખી રીતેજ કહ્યા છે. કિંચિત્ વિશેષતા કોઈ કોઈ બાબતમાં છે. ॥ ૫૩ ॥

अवतरण:—પૂર્વ ગાથામાં णवरं તે એ પદથી શેષ ૮૬ કુંડોમાં જે તફાવત કહેવાનો બાકી રાખ્યો હતો તે તફાવત ત્રણ પ્રકારનો આ ગાથામાં કહેવાય છે—

**एसिं वित्थारतिगं, पडुच्च समदुगुण चउगुणट्ठगुण ।**
**चउसट्ठि सोल चउदो, कुंडा सव्वेवि इह णवई ॥ ५४ ॥**

## શબ્દાર્થ:—

एसिं–એ ચાર કુંડોના
वित्थारतिगं–ત્રણ વિસ્તારને
पडुच्च–આશ્રયિને
सव्वेवि–સર્વે પણ કુંડો
इह–આ જંબૂદ્વીપમાં
णवई–નેવુ

## સંસ્કૃત અનુવાદ.

**एषां विस्तारत्रिकं प्रतीत्य समद्विगुणचतुर्गुणाष्टगुणानि ।**
**चतुःषष्टि षोडश चत्वारि द्विकुंडानि सर्वाण्यपि अत्र नवतिः ॥ ५४ ॥**

गाथार्थ:—[ પરન્તુ તે ૮૬ કુંડો ] એ ચાર કુંડોના ત્રણ વિસ્તારની અપેક્ષાએ વિચારતાં ૬૪ કુંડ સરખા વિસ્તારવાળા છે, ૧૬ કુંડ બમણા વિસ્તાર-વાળા છે, ૪ કુંડ ચાર ગુણા વિસ્તારવાળા છે, અને બે કુંડ આઠ ગુણા વિસ્તા-

રવાળા છે, એ રીતે આ જંબૂદ્વીપમાં સર્વ મળીને [ ૪+૬૪+૧૬+૪+૨= ] ૯૦ કુંડ છે. ॥ ૫૪ ॥

વિસ્તરાર્થ:—ગંગાપ્રપાત વિગેરે ચાર કુંડોના સંબંધમાં જે કુંડવિસ્તાર દ્વીપવિસ્તાર અને વેદિકાનાત્રણ દ્વારનો વિસ્તાર એ ત્રણ વિસ્તાર કહ્યા તે આગળ કહેવાતા બીજા ૮૬ કુંડોના એક સરખા નથી, પરન્તુ ૬૪ કુંડના ત્રણે વિસ્તાર ગંગાપ્રપાતાદિ ચાર બાહ્યકુંડ સરખા છે, ૧૬ કુંડના ત્રણ વિસ્તાર ગંગાપ્રપાતાદિ ચાર કુંડોના ત્રણ વિસ્તારથી બમણા છે, એ પ્રમાણે ચારના ચારગુણા અને બે કુંડના આઠગુણા વિસ્તાર છે. તે આ પ્રમાણે—

૬૪ કુંડ–તે મહાવિદેહની બત્રીસ વિજયમાંની દરેક વિજયમાં બે બે મહાનદી વહે છે તે દરેક નદી નિષધ નીલવંતવર્ષધરપર્વત પાસેના કુંડમાંથી નિકળે છે, તેના ૬૪ કુંડ.

૧૬ કુંડ–તે મહાવિદેહમાંની ૧૨ અન્તર્નદીઓના બાર કુંડ અને હિમવંત તથા હિરણ્યવંત ક્ષેત્રમાંની બે બે મળી ચાર મહાનદીના ચાર કુંડ મળી ૧૬ કુંડ.

૪ કુંડ–તે હરિવર્ષ ક્ષેત્રની તથા રમ્યક્ ક્ષેત્રની બે બે નદીઓના.

૨ કુંડ–તે મહાવિદેહ ક્ષેત્રમાં વહેતી સીતોદા તથા સીતા મહાનદીના. એ સર્વનું સંક્ષિપ્ત કોષ્ઠક આ નીચે આપ્યું છે તે ઉપરથી જૂદા જૂદા વિસ્તાર સમજી શકાશે.

## ॥ જંબૂદ્વીપના ૯૦ કુંડ સંબંધિ ત્રણ વિસ્તાર ॥

| કુંડ | કુંડ વિસ્તાર યોજન | દ્વીપ વિસ્તાર યોજન | ત્રણ દ્વાર વિસ્તાર યોજન |
|---|---|---|---|
| ૪ ભરત ઐરા. નદીઓના | ૬૦ | ૮ | ૬ા |
| ૧૬ હિમ.હિરણ્ય. ૪ અન્તર્નદી ૧૨ | ૧૨૦ | ૧૬ | ૧૨ાા |
| ૪ હરિવર્ષ રમ્યક્ નદીના | ૨૪૦ | ૩૨ | ૨૫ |
| ૬૪ વિજય નદીઓના | ૬૦ | ૮ | ૬ા |
| ૨ સીતોદા–સીતા નદીના | ૪૮૦ | ૬૪ | ૫૦ |

| ૯૦ કુંડનાં નામ | કુંડોનું સ્થાન | લંબાઈ | પહોળાઈ | ઊંડાઈ | કઈ દેવીનો દ્વીપ |
|---|---|---|---|---|---|
| ગંગા પ્રપાત | ભરતક્ષેત્રમાં પૂર્વે | યોજન ૬૦ | યોજન ૬૦ | યો. ૧૦ | ગંગાદેવીદ્વીપ |
| સિંધૂ પ્રપાત | ,, પશ્ચિમે | ,, | ,, | ,, | સિંધૂદ્વીપ |
| રક્તા પ્રપાત | ઐરવતમાં પૂર્વે | ,, | ,, | ,, | રક્તાદ્વીપ |
| રક્તાવતી પ્રપાત | ,, પશ્ચિમે | ,, | ,, | ,, | રક્તવતીદ્વીપ |
| રોહિતાંશા પ્રપાત | હિમવંતમાં હિમ૦ પ૦ની ઉત્તરે | ૧૨૦ | ૧૨૦ | ,, | રોહિતાંશાદ્વીપ |
| રોહિતા પ્રપાત | ,, મહાહિમવંત પર્વતની દક્ષિણે | ,, | ,, | ,, | રોહિતાદ્વીપ |
| સુવર્ણકૂલા પ્ર. | હિરણ્યવંતમાં શિખરીથી દક્ષિણે | ,, | ,, | ,, | સુવર્ણકૂલાદ્વીપ |
| રૂપ્યકૂલા પ્ર. | ,, રૂકૂમીથી ઉત્તરે | ,, | ,, | ,, | રૂપ્યકૂલાદ્વીપ |
| હરિકાન્તા પ્ર. | હરિવર્ષમાં મહાહિમ૦થી ઉત્તરે | ૨૪૦ | ૨૪૦ | ,, | હરિકાન્તા દેવીનો દ્વીપ |
| હરિસલિલા પ્ર. | ,, નિષધથી દક્ષિણે | ,, | ,, | ,, | હરિસલિલા દેવીનો |
| નરકાન્તા પ્ર. | રમ્યક્‌માં રૂકૂમીથી દક્ષિણે | ,, | ,, | ,, | નરકાન્તા દેવીનો |
| નારીકાન્તા પ્ર. | રમ્યક્‌માં રૂકૂમીથી ઉત્તરે | ,, | ,, | ,, | નારીકાન્તા દેવીનો |
| સીતોદા પ્ર. | મહાવિદેહ દેવકુરમાં નિષધની ઉત્તરે | ૪૮૦ | ૪૮૦ | ,, | સીતોદા દેવીનો |
| સીતા પ્ર. | મહાવિ૦ ઉત્તરકુરૂમાં નીલવંતની દક્ષિણે | ૪૮૦ | ૪૮૦ | ,, | સીતા દેવીનો |
| ગંગા પ્ર. / સિંધૂ પ્ર. } ૧–૮ વિજય | નીલવંતની દક્ષિણ કિનારે (ભૂમી ઉપર) | ૬૦ | ૬૦ | ,, | ગંગાદેવી સિંધૂદેવી |
| રક્તા પ્ર. / રક્તાવ. પ્ર. } ૯–૧૬ વિજય | નિષધના ઉત્તર કિનારે | ,, | ,, | ,, | રક્તાદેવી રક્તવતી દેવી |
| ગંગા પ્ર. / સિંધૂ પ્ર. } ૧૭–૨૪ વિજય | ,, | ,, | ,, | ,, | ગંગાદેવી સિંધૂદેવી |
| રક્તા પ્ર. / રક્તાવ. પ્ર. } ૨૫-૩૨ વિજય | નીલવંતના દક્ષિણ કિનારે | ,, | ,, | ,, | રક્તાદેવી રક્તવતી દેવી |
| ૧—૨—૩ અન્તર્નદી | ,, (પૂર્વ વિદેહે) | ૧૨૦ | ૧૨૦ | ,, | ગ્રાહવતી આદિ૩દેવી |
| ૪—૫—૬ ,, | નિષધના ઉત્તર કિનારે (પૂર્વ વિદેહે) | ,, | ,, | ,, | તપ્તાદેવી આદિ ૩ |
| ૭—૮—૯ ,, | ,, (પશ્ચિમ વિદેહે) | ,, | ,, | ,, | ક્ષીરોદા આદિ ૩ |
| ૧૦-૧૧-૧૨ ,, | નીલવંતના દ૦ કિનારે પશ્ચિમ વિદેહે | ,, | ,, | ,, | ઊર્મિમાલિનીઆદિ૩ |

यन्त्र ॥ 

| દેવી દ્વીપ | | | | દેવી ભુવન | | | કુંડના દ્વાર | ૩ દ્વારની | | કઈ નદી પડે છે | નદીકયા દ્વારે નિકળે છે. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લંબાઈ | પહોળાઈ | ઉંડાઈ | જળથી ઉંચો દેખાતો | લંબાઈ | પહોળાઈ | ઉંચાઈ | | પહોળાઈ | ઉંચાઈ | | |
| યો. ૮ | યો. ૮ | યો. ૧૦ | ૨ ગાઉ | ૧ ગાઉ | ૦ાાગાઉ | ૧૪૪૦ ધનુષ્ | પર્વત દિશિ વર્જીને શેષ ૩ દિશામાં ૩ દ્વાર | ૬૧ | કહી નથી | કુંડના નામે નામવાળી ( પરન્તુ પ્રપાત શબ્દ રહિત ) | દ. |
| " | " | " | " | " | " | " | | " | | | દ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ. |
| ૧૬ | ૧૬ | " | " | " | " | " | | ૧૨ાા | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | દ |
| " | " | " | " | " | " | " | | " | — | | દ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ |
| ૩૨ | ૩૨ | " | " | " | " | " | | ૨૫ | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | દ. |
| " | " | " | " | " | " | " | | " | — | | દ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ. |
| ૬૪ | ૬૪ | " | " | " | " | " | | ૫૦ | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | દ. |
| ૮ | ૮ | " | " | " | " | " | | ૬૧ | — | | દ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | દ. |
| ૧૬ | ૧૬ | " | " | " | " | " | | ૧૨ાા | — | | દ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | ઉ. |
| " | " | " | " | " | " | " | | " | — | | દ. |

अवतरण:—પૂર્વ ગાથામાં પ્રપાતકુંડોના વિસ્તાર વિગેરે કહીને હવે તે કુંડોમાં પડતી નદીઓ કુંડમાંજ સમાય છે કે કુંડ બહાર નીકળે છે? જો બહાર નિકળતી હોય તો કયા દ્વારમાંથી નિકળી કયાં સુધી કેવી રીતે જાય છે તે સ્વરૂપ કહેવાના પ્રસંગમાં પ્રથમ ચાર બાહ્યનદીઓની ગતિનું સ્વરૂપ આ બે ગાથામાં કહે છે—

**एअं च णइचउक्कं, कुंडाओ बहिदुवारपरिवूढं ॥**
**सगसहसणइसमेअं, वेअड्ढगिरिंपि भिंदेइ ॥ ५५ ॥**
**तत्तो बाहिरखित्तद्धमज्झओ वलइ पुव्वअवरमुहं ।**
**णइसत्तसहससहिअं, जगइतलेणं उदहिमेइ ॥ ५६ ॥**

## શબ્દાર્થ:—

बहिदुवार–બાહ્યદ્વારે, સમુદ્રતરફનાદ્વારે
परिवूढं–વહેતી,
समेअं–સમેત–સહિત
भिंदेइ–ભેદે છે. ભેદીને નિકળે તે.

---

तत्तो–ત્યારબાદ
बाहिरखित्तद्ध–બાહ્ય ક્ષેત્રાર્ધ
मज्झओ–મધ્યે થઇને, માં થઇને
पुव्व अवरमुहं–પૂર્વ પશ્ચિમ સન્મુખ
णइसत्तसहस–સાતહજાર નદીઓ
सहिअं સહિત
जगइतलेणं–જગતી નીચે થઇને
उदहिं एइ–સમુદ્રમાં જાય છે.

## સંસ્કૃત અનુવાદ.

**एतच्च नदीचतुष्कं, कुंडाद्‌बहिर्द्वारपरिव्यूढं ।**
**सप्तसहस्रनदीसमेतं, वैताढ्यगिरिमपि भिनत्ति ॥ ५५ ॥**
**ततो बहिःक्षेत्रमध्यतो, वलति पूर्वापरमुखं ।**
**नदीसप्तसहस्रसहितं, जगतीतलेनोदधिमेति ॥ ५६ ॥**

गाथार्थ:—એ ચાર બાહ્યનદીઓ કુંડમાંથી બાહ્યદ્વારે નિકળી સાતહજાર નદીઓ સહિત વૈતાઢ્યપર્વતને પણ ભેદે છે ॥ ૫૫ ॥ ત્યારબાદ બાહ્યક્ષેત્રમાં થઇને પૂર્વપશ્ચિમ સન્મુખ વળે છે, અને સાતહજાર નદીઓ સહિત જગતી નીચે થઇને સમુદ્રમાં જાય છે ॥ ૫૬ ॥

विस्तरार्थः—હવે એ ચાર બાહ્યનદીઓ કુંડમાં પડ્યા બાદ કયાંથી નિકળી ક્યાં જાય છે ? તે સ્વરૂપ આ ગાથાઓમાં કહેવાય છે—

## ॥ કુંડમાંથી નિકળી સમુદ્રમાં જતી ગંગા વિગેરે ૪ નદી ॥

ભરતક્ષેત્રની ગંગાનદી તથા સિંધૂનદી પદ્મદ્રહમાંથી નિકળી પર્વત ઉપર વહી જિહ્વિકામાં થઇને નીચે કુંડમાં પડીને ત્યારબાદ કુંડમાંથી બાહ્યતોરણે એટલે દક્ષિણદિશિના તોરણે થઇને બહાર નિકળી કંઇક યોજન સુધી ઉત્તરભરતાર્ધ ખંડમાં વહીને અને ત્યાં સુધીમાં ઉત્તરભરતાર્ધની સાત સાત હજાર નાની નદીઓ માર્ગમાં મળતી જાય છે, તે બધી નદીઓને ભેગી લઇને ( એટલે તે નદીઓના જળથી પોતાના પ્રવાહમાં વધારો કરીને–અધિક અધિક વિસ્તારવાળી થઇને ) વચ્ચે આવતા દીર્ઘવૈતાઢ્યપર્વતને ભેદીને ( એટલે વૈતાઢ્યની નીચેથી નિકળીને ) ત્યારબાદ દક્ષિણભરતાર્ધમાં પણ કંઇક યોજન સુધી વહીને તેમજ દક્ષિણભરતાર્ધની પણ સાત સાત હજાર નદીઓ માર્ગમાં મળે છે તે સર્વને પણ ભેગી લઇને સમુદ્ર પાસે રહેલી જગતીને ભેદીને ( એટલે જગતીની નીચે થઇને ) ૧૪૦૦૦ નદીઓના જળ સહિત દક્ષિણ સમુદ્રને મળે છે, ત્યાં ગંગાનદીનો પ્રવાહ પૂર્વદિશામાં છે, અને સિંધૂનો પ્રવાહ પશ્ચિમદિશામાં છે એ વિશેષ.

એ પ્રમાણે એરાવતક્ષેત્રની રક્તાનદીનો પ્રવાહ અને રક્તાવતીનદી પણ પુંડરીકદ્રહમાંથી નિકળી સમુદ્રને મળે છે, તફાવત એજ કે—રક્તાનદીનો પ્રવાહ પૂર્વદિશામાં અને રક્તવતીનદીનો પ્રવાહ પશ્ચિમદિશામાં વહે છે તથા કુંડમાંથી ઉત્તરદ્વારે નિકળ્યા છે, અને ઉત્તરસમુદ્રને મળે છે, તથા કુંડમાંથી નિકળી પ્રથમ દક્ષિણ ઐરાવતાર્ધમાં વહે છે ત્યારબાદ વૈતાઢ્યભેદીને ઉત્તર ઐરાવતાર્ધમાં વહે છે. આ તફાવત કેવળ ક્ષેત્રદિશાની અપેક્ષાએ ગણાય, અને જો સૂર્યદિશા ગણીએ તો દિશા સંબંધી કોઇ તફાવત નહિં.

તથા કુંડમાંથી બાહ્યદ્વારે નિકળી ત્યાં સુધીનો પ્રવાહ ( દ્રહમાંથી પ્રારંભીને કુંડમાંથી નિકળે છે ત્યાંસુધી ) ૬। યોજનજ હોય છે, ત્યારબાદ ક્ષેત્રમાં વહેતી વખતેજ નદીઓના પ્રવાહ ( અન્ય નદીઓના જળથી ) વધતા જાય છે.

વળી વૈતાઢ્યને તથા જગતીને પણ ભેદતી વખતે નદીઓનો પ્રવાહ અવ્યવસ્થિત રીતે વહે છે એમ નહિં, પરન્તુ અખંડ પ્રવાહે વહે છે, કારણકે પર્વતમાં અને જગતીમાં પ્રથમથી જ પ્રવાહ જેટલી જગ્યા અખંડ નીકળેલી છે, જેથી

પ્રવાહની ઉપર પહાડ અથવા જગતી જેવીને તેવીજ હોય છે, અને નીચેથી સુરંગ અને ગરનાલાની માફક તેવી પ્રવાહની જગ્યા વ્યવસ્થિત બની રહેલી છે ॥ ૫૫ ॥ ૫૬ ॥

अवतरणः—આ ગાથામાં ચાર બાહ્યનદીનો પ્રારંભથી પર્યન્ત સુધીનો વિસ્તાર તથા પ્રારંભથી પર્યન્ત સુધીની ઉંડાઈ કહે છે—

**धुरि कुंडदुवारसमा, पज्जंते दसगुणा य पिहुलत्ते ।**
**सव्वत्थ महणईओ, वित्थरपन्नासभागुंडा ॥ ५७ ॥**

### શબ્દાર્થઃ—

धुरि–પ્રારંભમાં
पज्जंते–પર્યન્તે, અન્તે
सव्वत्थ–સર્વત્ર, સર્વસ્થાને

### સંસ્કૃત અનુવાદ.

**धुरि कुंडद्वारसमाः, पर्यन्ते दशगुणाश्च पृथुलत्वे ।**
**सर्वत्र महानद्यो, विस्तरपंचाशत्तमभागोंडाः ॥ ५७ ॥**

गाथार्थः—વિસ્તારમાં સર્વ મહાનદીઓ પ્રારંભમાં કુંડના દ્વાર સરખા વિસ્તારવાળી, અને પર્યન્તે દશગુણા વિસ્તારવાળી છે, અને સર્વસ્થાને વિસ્તારના પચાસમા ભાગે ઉંડી છે ॥ ૫૭ ॥

विस्तरार्थः— સર્વ મહાનદીઓ પ્રારંભમાં કુંડના જે દ્વારમાંથી નિકળે છે તે દ્વાર જેટલી પહોળી છે, અને ત્યારબાદ વધતી વધતી સમુદ્રમાં મળે છે ત્યાં દશગુણી પહોળા પટવાળી હોય છે. અને નદીની લંબાઈમાં જ્યાં જેટલો વિસ્તાર તેના પચાસમા ભાગે તે સ્થાને ઉંડાઇ જાણવી. તે આ પ્રમાણે—

૪ बाह्यनदी—પ્રારંભમાં ૬। યોજન, અને પર્યન્તે ૬૨॥ યોજન વિસ્તારવાળી છે, જેથી તેના પચાસમા ભાગે ગણતાં પ્રારંભમાં ૦॥ ગાઉ ઉંડી છે, અને પર્યન્તે ૫ ગાઉ ઉંડી છે.

૬૪ विजय नदीओ—૪ બાહ્ય નદીઓ સરખી જાણવી.

૧૬ अन्तर्नदी ૧૨, हिम० ૨, हिर० ૨—એ ૧૬ નદીઓ પ્રારંભમાં ૧૨॥ યોજન અને પર્યન્તે ૧૨૫ યોજન પટવાળી, તથા પ્રારંભે ૧ ગાઉ અને પર્યન્તે ૧૦ ગાઉ ઉંડી.

૪ हरि० रम्य० नदी—પ્રારંભમાં ૨૫ યોજન અને પર્યન્તે ૨૫૦ યોજન પટવાળી, તથા પ્રારંભે ૨ ગાઉ અને પર્યન્તે ૫ યોજન ઉંડી છે.

सीतोदा सीता—પ્રારંભમાં ૫૦ યોજન અને પર્યન્તે ૫૦૦ યોજન પટવાળી છે, તથા પ્રારંભે ૧ યોજન ઉંડી અને પર્યન્તે ૧૦ યોજન ઉંડી છે.

હવે આ વિસ્તાર અને ઉંડાઈનો વાસ્તવિક સંબંધ જો કે કહ્યા પ્રમાણે ઠામ ઠામ તેટલા પ્રમાણુનોજ મળે એમ નહિં, પરન્તુ ગણિતજ્ઞોએ વિસ્તાર કોઈક ગણિત પ્રમાણે અને ઉંડાઈ તથા વિસ્તાર બન્ને કર્ણગતિએ કહ્યા છે. તે કોઈક ગણિત તથા કર્ણગતિ અન્યગ્રંથોથી જાણવી.

अवतरण:—પૂર્વે ૫૫-૫૬ ગાથામાં બે બાહ્યક્ષેત્રની ચાર નદીઓની ગતિ કહીને શેષ પાંચ મહાક્ષેત્રની ૧૦ મહાનદીઓની ગતિ કહેવાની બાકી હતી તે હવે આ બે ગાથામાં કહેવાય છે.—

**पण खित्तमहणईओ, सदारदिसिदहविसुद्धगिरिअद्धं ।**
**गंतूण साजिब्भीहिं, णिअणिअकुंडेसु णिवडंति ॥ ५८ ॥**
**णिअजिब्भिअपिहुलत्ता, पणवीसंसेण मुत्तु मज्झगिरिं ।**
**जाममुहा पुव्वुदहिं, इअरा अवरोअहिमुविंति ॥ ५९ ॥**

## શબ્દાર્થ:—

पण खित्त—પાંચ ક્ષેત્રની
महणईओ—મહાનદીઓ
सदारदिसि—પોતાના દ્વારની દિશામાં રહેલા
दहविसुद्ध—દ્રહપ્રમાણને બાદ કરેલ
गिरिअद्धं—એવા ગિરિના અર્ધ ભાગ સુધી
गंतूण—જઇને, વહીને
सजिब्भीहिं—પોતાની જિવ્હિકામાં થઇને
णिअणिअ—પોતપોતાના નામવાળા
कुंडेसु—કુંડોમાં
णिवडंति—પડે છે.

---

णिअजिब्भिअ—પોતાની જિવ્હિકાની
पिहुलत्ता—પહોળાઈથી
पणवीस अंसेण—પચીસમા ભાગે
मुत्तु—મૂકીને, છોડીને
मज्झगिरिं—ક્ષેત્રના મધ્યમાં રહેલા પર્વતને
जाममुहा—યામમુખી, દક્ષિણમુખી નદીઓ
पुव्व उदहिं—પૂર્વ સમુદ્રને
इअरा—અને બીજી નદીઓ, ઉત્તર મુખી નદીઓ
अवरउअहिं—અપરોદધિને, પશ્ચિમ સમુદ્રને
उविंति—મળે છે, જાય છે.

## સંસ્કૃત અનુવાદ.

**क्षेत्रपंचकमहानद्यः, स्वद्वारदिशिद्रहविशुद्धगिर्यर्धम् ।
गत्वा स्वजिव्हिकाभिर्निजनिजकुंडेषु निपतंति ॥ ५८ ॥
निजजिव्हिकापृथुलत्वात्, पंचविंशतितमांशेन मुक्त्वा मध्यगिरिम् ।
याममुखाः पूर्वोदधिं, इतरा अपरोदधिमुपयान्ति ॥ ५९ ॥**

गाथार्थः—પાંચ ક્ષેત્રની મહાનદીઓ પોતાના દ્વારની દિશા તરફ રહેલ દ્રહપ્રમાણને પર્વતના પ્રમાણમાંથી બાદ કરી જે રહે તેના અર્ધભાગ સુધી પર્વત ઉપર વહીને પોતપોતાની જિવ્હિકામાં થઈને પોતપોતાના નામવાળા નીચે રહેલા પ્રપાતકુંડોમાં પડે છે. ॥ ૫૮ ॥

પોતાની જિવ્હિકાના વિસ્તારથી પચીસમા ભાગે મધ્યગિરિને મૂકીને દક્ષિણમુખી નદીઓ પૂર્વસમુદ્રમાં જાય છે, અને બીજી એટલે ઉત્તરમુખી નદીઓ પશ્ચિમસમુદ્રમાં જાય છે. ॥ ૫૯ ॥

विस्तरार्थः—પાંચ ક્ષેત્રની રોહિતાંશા વિગેરે ૧૦ મહાનદીઓની ગતિ આ પ્રમાણે—

### ॥ શેષ ૧૦ મહાનદીઓની ગતિ ॥

હિમવંતક્ષેત્રમાં રોહિતાંશા અને રોહિતા એ બે નદી તથા હિરણ્યવંત ક્ષેત્રમાં સુવર્ણકૂલા અને રૂપ્યકૂલા એ બે નદીઓ વહે છે, તેમાં રોહિતાંશા નદી લઘુહિમવંતપર્વત ઉપરના પદ્મદ્રહમાંથી ઉત્તર તોરણે ( ઉત્તરદ્વારે ) ૧૨॥ યોજનના પ્રવાહથી નિકળી સીધી લીટીએ ઉત્તર સન્મુખ પર્વતના પર્યન્ત કિનારા સુધી આવી ત્યાં સુધીમાં ૨૭૬ યોજન ૬ કળા પર્વત ઉપર વહી. કારણકે सदारदिसिदह–પોતાની દિશા તરફ દ્રહનું પ્રમાણ એટલે ઉત્તરદિશિ તરફ દ્રહનું પ્રમાણ તે દક્ષિણોત્તર પહોળાઈ ૫૦૦ યોજન છે, તે લઘુ હિમવંતના ૧૦૫૨–૧૨ વિસ્તારમાંથી विसुद्ध–બાદ કરતાં ૫૫૨ યોજન–૧૨ કળા રહી તેનું अद्ध–અર્ધ કરતાં ૨૭૬ યોજન ૬ કળા આવી, માટે એટલા યોજન સુધી રોહિતાંશા નદી પર્વત ઉપર વહીને પોતાની ૧ યોજન લાંબી અને ૧ ગાઉ જાડી જિવ્હિકામાં થઈને પર્વત નીચે કંઈક અધિક સો યોજન જેટલા દીર્ઘ–લાંબા ધોધથી પોતાના નામવાળા રોહિતાંશાપ્રપાત નામના કુંડમાં પડી, ત્યારબાદ એ કુંડના ઉત્તર દ્વારે બહાર નિકળી હિમવંતક્ષેત્રમાં વહેતાં એજ ક્ષેત્રની વચ્ચે શબ્દાપાતી નામનો ગોળ આકારવાળો વૃત્ત વૈતાઢ્યપર્વત આવ્યો, તે પર્વતથી

[1]બે ગાઉ દૂર રહીને પોતાનો પ્રવાહ પશ્ચિમદિશા સન્મુખ વાંકો વાળીને પશ્ચિમ હિમવંતના બે વિભાગ કરતી પશ્ચિમસમુદ્રમાં જગતી નીચે થઇને ગઈ. અહિં કુંડમાંથી નિકળી વૈતાઢ્ય સુધી આવતાં માર્ગમાં ૧૪૦૦૦ નદીઓ મળી, અને ત્યારબાદ પશ્ચિમસમુદ્રમાં જતાં માર્ગમાં બીજી ૧૪૦૦૦ નદીઓ [2]મળી, જેથી રોહિતાંશા નદીનો સર્વ પરિવાર ૨૮૦૦૦ (અઠ્ઠાવીસ હજાર) નદીઓનો છે.

रोहिता नदी—રોહિતા નદી મહાહિમવંત પર્વત ઉપરના મહાપદ્મદ્રહ નામના દ્રહમાંથી દક્ષિણ તોરણે ૧૨ાા યોજન પહોળા પ્રવાહથી નિકળી સીધી લીટીએ દક્ષિણ સન્મુખ પર્વતના પર્યન્ત સુધી વહી, ત્યાં સુધીમાં ૧૬૦૫ યોજન ૫ કળા પર્વત ઉપર વહી, અહિં મહાહિમવંતનો વિસ્તાર યો. ૪૨૧૦-ક. ૧૦ છે, તેમાંથી સ્વદિશિદ્રહવિસ્તાર ૧૦૦૦ યોજન બાદ કરી અર્ધ કરતાં એટલાજ યોજન આવે, માટે એટલા યોજન મહાહિમવંત પર્વત ઉપર વહી પોતાની એક યોજન લાંબી અને ૦ાા યોજન જાડી જિવ્હિકામાં થઇને પર્વત નીચે રોહિતાપ્રપાત નામના કુંડમાં સાધિક ૨૦૦ યોજન જેટલા લાંબા ધોધથી પડીને કુંડના દક્ષિણદ્વારે બહાર નિકળી હિમવંતક્ષેત્રમાં વહેતાં શબ્દાપાતી વૃત્તવૈતાઢ્યથી બે ગાઉ દૂર રહીને પોતાનો પ્રવાહ પૂર્વદિશા સન્મુખ વાંકો વાળી પૂર્વહિમવંત ક્ષેત્રના બે વિભાગ કરતી તથા કુંડથી વૃત્તવૈતાઢ્ય સુધીમાં ૧૪૦૦૦ અને વૈતાઢ્યથી સમુદ્ર સુધીમાં બીજી ચૌદહજાર નદીઓને માર્ગમાં પોતાની અંદર મેળવતી જગતી નીચે થઇને પૂર્વસમુદ્રમાં પ્રવેશ કરે છે. એ રીતે એનો પરિવાર પણ ૨૮૦૦૦ નદીઓનો રોહિતાંશાવત્ જાણવો.

सुवर्णकूला नदी—સર્વસ્વરૂપ રોહિતાંશાનદી સરખું જાણવું, પરન્તુ વિશેષ એ કે મધ્યવર્તી વૈતાઢ્યનું નામ વિકટાપાતી વૃત્તવૈતાઢ્ય કહેવું, સુવર્ણકૂલાનો પ્રવાહ શિખરીપર્વત ઉપરના પુંડરીકદ્રહમાંથી દક્ષિણ તોરણે નિકળી સુવર્ણકૂલાપ્રપાત કુંડમાં પડી કુંડના દક્ષિણ તોરણે નિકળી હિરણ્યવંતક્ષેત્રમાં થઇને પૂર્વસમુદ્રમાં મળે છે.

रूप्यकूला नदी—સર્વસ્વરૂપ રોહિતાનદી સરખું કહેવું, પરન્તુ વિશેષ એ કે-આ નદી રૂકમીપર્વતઉપરના મહાપુંડરીકદ્રહમાંથી ઉત્તર તોરણે નિકળી, રૂપ્યકૂલાપ્રપાત કુંડમાં પડી કુંડના ઉત્તર તોરણે થઈ બહાર નિકળી વિકટાપાતી આગળ થઇને પશ્ચિમસમુદ્રમાં પ્રવેશ કરે છે.

---

૧ નદીને એ પર્વતથી દૂર રહેવાનું કારણ પર્વત પાસેની ભૂમિ કંઇક ઉંચી હોય એમ સંભવે.

૨ ટુંકી ક્ષેત્રગતિમાં અને દીર્ઘ ક્ષેત્રગતિમાં પણ પરિવાર નદીઓ સરખી સંખ્યાએ મળી એમ કહ્યું તે શાસ્ત્રકારની વિવક્ષાના અનુરોધથીજ.

हरिकान्ता नदी [ हरि नदी ]—મહાહિમવંતપર્વત ઉપરના મહાપદ્મદ્રહમાંથી ઉત્તર તોરણે ૨૫ યોજન પહોળા પ્રવાહથી નિકળી, ૧૬૦૫ યોજન ૫ કળા સુધી પર્વત ઉપર ઉત્તર સન્મુખ વહી, પર્વતના પર્યન્તે આવી બે યોજન લાંબી અને ૧ યોજન જાડી જિહ્વિકામાં થઇને બસો યોજનથી કંઇક અધિક લાંબા ધોધથી હરિપ્રપાતકુંડમાં પડી, ત્યાંથી પુનઃ ઉત્તર તોરણે બહાર નિકળી ૨૮૦૦૦ નદીઓ સહિત ગંધાપાતી વૃત્તવૈતાઢ્ય પાસે આવી ગંધાપાતીથી ૧ યોજન દૂર રહી બીજી ૨૮૦૦૦ નદીઓને માર્ગમાં મેળવતી અને પશ્ચિમ હરિવર્ષક્ષેત્રના બે વિભાગ કરતી સર્વ મળી ૫૬૦૦૦ નદીઓ સહિત પશ્ચિમસમુદ્રમાં પ્રવેશ કરે છે, આ નદી કુંડના દ્વાર સુધી ૨૫ યોજન પહોળી અને ાા યોજન ઉંડી છે ત્યારબાદ વિસ્તારમાં અને ઉંડાઇમાં અનુક્રમે વધતાં વધતાં સમુદ્રના સંગમ-સ્થાને ૨૫૦ યોજન પહોળી અને ૫ યોજન ઉંડી થઈ છે.

हरिसलिला नदी—નિષધપર્વત ઉપરના તિગિંછીદ્રહમાંથી દક્ષિણ તોરણે ૨૫ યોજન પહોળા પ્રવાહથી નીકળી, યો. ૭૪૨૧–ક. ૧ સુધી પર્વત ઉપરજ દક્ષિણ મુખે વહી, પર્વતના કિનારે આવી બે યોજન દીર્ઘ અને ૧ યોજન જાડી પોતાની જિહ્વિકામાં થઈ કંઇક અધિક ૪૦૦ યોજન જેટલા લાંબા ધોધથી હરિસલિલા કુંડમાં પડી, ત્યાંથી પણ દક્ષિણ તોરણે બહાર નિકળી, ગંધાપાતી વૃત્તવૈતાઢ્ય સુધીમાં ૨૮૦૦૦ નદીઓ સહિત થઈ પર્વતથી ૧ યોજન દૂર રહી પુનઃ માર્ગમાં બીજી ૨૮૦૦૦ નદીઓને પોતાની અંદર ભેળવતી પૂર્વ હરિવર્ષ-ક્ષેત્રના બે વિભાગ કરતી સર્વ મળી ૫૬૦૦૦ નદીઓ સહિત જગતી નીચે થઇને પૂર્વસમુદ્રમાં પ્રવેશ કરે છે. એનો વિસ્તાર તથા ઉંડાઈ સર્વ હરિનદીવત્ જાણવું.

नरकान्ता नदी—રૂક્મીપર્વત ઉપરના મહાપુંડરીકદ્રહમાંથી દક્ષિણ તોરણે ૨૫ યોજનના પ્રવાહે નિકળી ઇત્યાદિ સર્વસ્વરૂપ હરિકાન્તા નદી સરખું કહેવું. વિશેષ એજ કે– આ નદી રમ્યકક્ષેત્રમાં વહે છે, અને માલ્યવંત વૃત્તવૈતાઢ્યથી ૧ યોજન દૂર રહે છે, તથા પૂર્વસમુદ્રમાં મળે છે. પરિવાર ૫૬૦૦૦ નદીનોજ છે.

नारीकान्ता नदी—સર્વસ્વરૂપ હરિસલિલાનદી સરખું જાણવું, પરન્તુ વિશેષ એ કે–નીલવંતપર્વત ઉપરના કેશરિદ્રહમાંથી ઉત્તર તોરણે નીકળે છે, અને માલ્યવંતથી ૧ યોજન દૂર રહી પશ્ચિમસમુદ્રમાં મળે છે. પરિવાર ૫૬૦૦૦ નદીનોજ છે.

सीतोदा महानदी—નિષધપર્વત ઉપરના તિગિંછી દ્રહમાંથી ઉત્તર તોરણે થઈ ૫૦ યોજન પહોળા પ્રવાહથી નિકળી યો. ૭૪૨૧–ક. ૧ સુધી પર્વત ઉપર

સીધી ઉત્તર સન્મુખ વહી, ૪ યોજન દીર્ઘ અને ૨ યોજન જાડી પોતાની જિહ્વિકામાં થઈને કંઈક અધિક ૪૦૦ યોજન લાંબા ધોધથી નીચેના સીતોદાપ્રપાત નામના કુંડમાં પડી, ત્યાંથી પુન: ઉત્તર તોરણે બહાર નિકળી દેવકુરૂક્ષેત્રના તથા મધ્યવર્તી પાંચ દ્રહોના બે બે વિભાગ કરતી દ્રહોમાં થઈને દેવકુરૂના પર્યન્ત ભાગે રહેલા મેરૂપર્વતથી બે યોજન દૂર રહી પોતાના પ્રવાહને પશ્ચિમ તરફ વાળીને, તેમજ કુંડથી દેવકુરૂના પર્યન્ત ભાગ સુધીમાં દેવકુરૂક્ષેત્રની ૮૪૦૦૦ નદીઓને પોતાના પ્રવાહમાં ભેળવતી, તથા પશ્ચિમમહાવિદેહના બે વિભાગ [ દક્ષિણ વિભાગ અને ઉત્તર વિભાગ એમ બે વિભાગ ] કરતી, તથા ક્ષેત્રને અનુસારે અનુક્રમે નીચી થતી થતી પર્યન્તે રહેલા મહાવનની વચ્ચે થઈને જગતી નીચેની ૧૦૦૦ યોજન જેટલી નીચી ભૂમિમાં થઈને પશ્ચિમસમુદ્રને પાંચસો યોજનના પહોળા પ્રવાહથી મળે છે. એનો દ્રહથી કુંડ સુધીનો વિસ્તાર ૫૦ યોજન અને ઉંડાઈ ૧ યોજન છે, તથા સમુદ્રસંગમને સ્થાને ૫૦૦ યોજનનો વિસ્તાર અને ઉંડાઈ ૧૦ યોજન છે, અહિં પશ્ચિમમહાવિદેહની ભૂમિ મેરૂપર્વતના પર્યન્તથી સમુદ્ર સુધી અનુક્રમે નીચા નીચા પ્રદેશવાળી છે, જેથી સમુદ્ર સુધીમાં સાધિક ૧૦૦૦ યોજન જેટલી નીચી ભૂમી છે, માટે નદી પણ તે પ્રમાણે અનુક્રમે નીચા નીચા જતા પ્રવાહવાળી છે. તથા પશ્ચિમ મહાવિદેહમાંની ૧૬ વિજયની ૩૨ નદીના દરેકના ૧૪૦૦૦ પરિવાર સહિત હોવાથી ૪૪૮૦૦૦ નદીઓ સહિત થાય છે, અને ૬ અન્તર્નદી મળે છે, જેથી કુંડથી સમુદ્રસંગમ સુધીમાં ૮૪૦૦૦ દેવકુરૂની અને ૪૪૮૦૩૮ પશ્ચિમમહાવિ૦ ની, એમ સર્વ મળી ૫૩૨૦૩૮ (પાંચલાખ બત્રીસહજાર આડત્રીસ) નદીઓના પરિવાર સહિત સીતોદા નદી પશ્ચિમસમુદ્રમાં પ્રવેશ કરે છે. વાસ્તવિક રીતે તો મહાવિદેહની ૩૨ મહાનદી અને ૬ અન્તર્નદી મળી ૩૮ મહાનદીઓ સીતોદાને મહાવિ૦માં મળે છે, પરન્તુ ૩૨ મહાનદીઓનો પોતપોતાનો ચૌદ ચૌદ હજારનો પરિવાર તે પણ સીતોદાનો પરિવાર ગણતાં એ પૂર્વોક્ત પરિવાર ગણાય છે, એ સર્વ નદીઓનું જળ સીતોદામાં ભેગું થવાની અપેક્ષાએ એટલા પરિવારની ગણત્રી પણ અવાસ્તવિક ન ગણાય.

सीता महानदी—સર્વસ્વરૂપ સીતોદા નદી સરખું જાણવું, પરન્તુ વિશેષ એ કે- આ નદી નીલવંતપર્વત ઉપરના કેસરીદ્રહમાંથી દક્ષિણ તોરણે નીકળી કુંડમાંથી પણ દક્ષિણ તોરણે નીકળી ઉત્તરકુરૂક્ષેત્રમાં પાંચ દ્રહોના બે વિભાગ કરી મેરૂથી પૂર્વમહાવિદેહ તરફ વળે છે, અને પૂર્વસમુદ્રમાં પ્રવેશ કરે છે. તેમજ પૂર્વવિદેહની ભૂમિ પશ્ચિમવિદેહવત્ અનુક્રમે નીચી નથી પરન્તુ સરખી સપાટીવાળી છે, તેથી નદીની નીચી ગતિ નથી.

વળી એ સર્વ મહાનદીઓ પોતાના પ્રવાહની બન્ને બાજુએ એક વેદિકા અને એક વન સહિત છે. તથા ભરત અને ઐરાવતક્ષેત્રની ગંગા સિંધુ રક્તા અને રક્તવતી એ ચાર નદીઓનું કુંડ સુધીનું સ્વરૂપ શાશ્વત છે, અને કુંડમાંથી નીકળ્યાબાદ ક્ષેત્રના કારણથીજ અશાશ્વત સ્વરૂપવાળી છે. ॥ ૫૮-૫૯ ॥

अवतरणः—હવે આ ત્રણ ગાથામાં પાંચ ક્ષેત્રની ૧૦ મહાનદીઓનાં નામ તથા દરેક નદીને બીજી કેટલી નદીઓનો પરિવાર છે તે કહે છે—

**हेमवइ रोहिअंसा, रोहिआ गंगदुगुणपरिवारा ।**
**एरण्णवए सुवण्ण—रूप्पकुलाओ ताण समा ॥ ६० ॥**
**हरिवासे हरिकंता, हरिसलिला गंगचउगुणनईआ ।**
**एसि समा रम्मयए, णरकंता णारिकंता य ॥ ६१ ॥**
**सीओआ सिआओ, महाविदेहम्मि तासु पत्तेअं ।**
**णिवडइ—पणलक्खदुतीस—सहसअडतीसणइसलिलं ॥ ६२ ॥**

શબ્દાર્થઃ—

हेमवइ—હેમવંત ક્ષેત્રમાં
गंगदुगुण—ગંગાનદીથી બમણા
सुवन्न—સુવર્ણકૂલા નદી
ताण समा—તે નદીઓ સરખી

हरिवासे—હરિવર્ષ ક્ષેત્રમાં
एसि समा—એ નદીઓ સરખી

सीओआ—શીતોદા નદી
सीआओ—શીતા નદી
तासु पत्तेअं—તે નદીઓમાં, દરેકમાં
णिवडइ—પડે છે.
पणलक्ख दुतीस सहस अडतीस—પાંચલાખ બત્રીસહજાર આડત્રીસ
णइसलिलं—નદીઓનું જળ

## સંસ્કૃત અનુવાદ.

**हैमवति रोहितांशा रोहिता गंगाद्विगुणपरिवारा ।**
**ऐरण्यवति सुवर्णकूलारूप्यकूले तयोः समे ॥ ६० ॥**

**हरिवर्षे हरिकान्ता हरिसलिला गंगाचतुर्गुणपरिवारा ।**
**एतयोः समे रम्यके नरकान्ता नारीकान्ता च ॥ ६१ ॥**
**सीतोदा सीता महाविदेहे, तयोः प्रत्येकं ।**
**निपतति पंचलक्षद्वात्रिंशत्सहस्राष्टात्रिंशन्नदीसलिलम् ॥ ६२ ॥**

ગાથાર્થ:—હિમવંતક્ષેત્રમાં રોહિતાંશાનદી અને રોહિતાનદી ગંગાનદીથી બમણા પરિવારવાળી છે, અને ઐરણ્યવતક્ષેત્રમાં સુવર્ણકૂલાનદી અને રૂપ્ય-કૂલાનદી તે બે નદીઓ ( રોહિતાંશા અને રોહિતા ) સરખી છે. ॥ ૬૦ ॥

હરિવર્ષક્ષેત્રમાં હરિકાન્તા અને હરિસલિલા એ બે નામની નદીઓ છે, અને તે ગંગાનદીના પરિવારથી ચારગુણા પરિવારવાળી છે, અને રમ્યક્ક્ષેત્રમાં જે નરકાન્તા અને નારીકાન્તા એ બે નામવાળી નદી છે તે એ બે ( હરિકાન્તા હરિસ૦ ) નદીઓ સરખી છે ॥ ૬૧ ॥

મહાવિદેહમાં સીતોદા અને સીતા એ બે નામની નદીઓ છે, તે દરેકમાં પાંચલાખ બત્રીસ હજાર અને આડત્રીસ નદીઓનું જળ પડે છે. [ અર્થાત્ એ બે નદીમાંની એકેક નદીને એટલી નદીઓનો પરિવાર છે ] ॥ ૬૨ ॥

વિસ્તરાર્થ:—ગાથાર્થવત્ સુગમ છે, તથા પૂર્વગાથામાં કહેલા વિસ્તરાર્થને અનુસારે વિશેષ સ્વરૂપ જાણવું, અહિં વિશેષ એજ કે—ગંગા મહાનદીને ૧૪૦૦૦ નદીનો પરિવાર છે, માટે રોહિતાંશા રોહિતાને ૨૮૦૦૦–૨૮૦૦૦ નો પરિવાર છે, તેવીજ રીતે સુવર્ણકૂલા રૂપ્યકૂલા નદીનો પણ ૨૮૦૦૦–૨૮૦૦૦ નો પરિવાર છે. વળી હરિકાન્તાદિ ચાર નદીઓને દરેકને ૫૬૦૦૦–૫૬૦૦૦–૫૬૦૦૦–૫૬૦૦૦ નો પરિવાર છે, અને સીતોદા સીતાનદીનો પરિવાર ગંગાનદીના પરિવાર સાથે સરખામણીવાળો ન હોવાથી તે દરેકનો જૂદોજ પરિવાર ૫૩૨૦૩૮–૫૩૨૦૩૮ નદીઓનો કહ્યો છે.

## ॥ પરિવાર નદીઓ અશાશ્વતી ॥

ગંગા અને સિંધુ તથા રક્તા અને રક્તવતી એ ચાર બાહ્યનદીઓ કુંડમાંથી નીકળ્યાબાદ પ્રાયઃ શાશ્વત છે, પરન્તુ સર્વાંશે શાશ્વત નથી, કારણકે ક્ષેત્ર પરાવૃત્તિ ધર્મવાળું છે માટે. તો પણ એ ચાર મહાનદીઓનો પ્રવાહ સર્વથા બંધ નહિં થાય, ગાડાના ચીલા જેટલો પણ વહેશે, અને પુનઃ કાળક્રમે વધતાં વધતાં ૬૨॥ યોજનના પર્યન્ત પ્રવાહવાળી થશે. પુનઃ ઘટશે એ રીતે પ્રાયઃ શાશ્વત છે, અને

બીજી ૧૦ મહાનદીઓ, ૬૪ વિજયનદીઓ ૧૨ અન્તર્નદીઓ કાયમને માટે એક સરખા સ્વરૂપવાળી હોવાથી સર્વદા શાશ્વત છે, અને શેષ પરિવાર નદીઓ સર્વ અશાશ્વત જાણવી, મહાવિદેહાદિમાં પણ સર્વત્ર અશાશ્વત જાણવી. તથા પરિવાર નદીઓને વેદિકા અને વન પણ ન હોય ॥ ૬૦-૬૧-૬૨ ॥

अवतरण:—સીતોદા તથા સીતાનદીમાં કઇ કઈ નદીઓ મળે છે, તે આ ગાથામાં કહેવાય છે—

**कुरुणइ चुलसी सहसा, छच्चेवंतरणईओ पइविजयं ।**
**दो दो महाणईओ, चउद[स] सहस्सा उ पत्तेअं ॥ ६३ ॥**

### શબ્દાર્થ:—

कुरु—દેવકુરૂ અને ઉત્તરકુરૂક્ષેત્રની
णइ—નદીઓ
चुलसी सहसा—ચોર્યાસીહજાર
छ चेव—છ જ.
अंतरणईओ—અન્તર્નદીઓ
पइ विजयं—પ્રતિવિજયની, દરેક વિજયની
दो दो महाणईओ—બે બે મહાનદીઓ
पत्तेअं—દરેક મહાનદીને

### સંસ્કૃત અનુવાદ.

**कुरुनद्यश्चतुरशीतिसहस्राणि, षट्चैवान्तरनद्यः प्रतिविजयं ।**
**द्वे द्वे महानद्यौ, चतुर्दशसहस्राणि तु प्रत्येकम् ॥ ६३ ॥**

गाथार्थ:—કુરૂક્ષેત્રની નદીઓ ચોર્યાસી હજાર, છ અન્તર્નદીઓ, અને દરેક વિજયમાં બે બે મહાનદી છે, તે દરેકનો ચૌદ ચૌદ હજારનો પરિવાર છે [ એ સર્વનદીઓ સીતોદાને તથા સીતાનદીને મળે છે ] ॥ ૬૩ ॥

विस्तरार्थ:—મહાવિદેહક્ષેત્ર ચાર વિભાગમાં વહેંચાયલું છે, ત્યાં અતિમધ્યવર્તી મેરૂપર્વત છે, અને તેથી દક્ષિણ દિશાએ દેવकुरु નામનું યુગલક્ષેત્ર, ઉત્તરે उत्तरकुरु નામનું યુગલક્ષેત્ર, પૂર્વદિશામાં પૂર્વમહાવિદેહ અને પશ્ચિમદિશામાં પશ્ચિમમહાવિદેહક્ષેત્ર છે, ત્યાં સીતોદાનદી પૂર્વે કહ્યા પ્રમાણે દેવકુરૂક્ષેત્રમાં થઇને પશ્ચિમમહાવિદેહમાં જાય છે, ત્યાં પ્રથમ કુરૂક્ષેત્રની ૮૪૦૦૦ નદીઓ છે તે સર્વ સીતોદાને મળે છે. અને સીતાનદી ઉત્તરકુરૂક્ષેત્રમાં થઇને પૂર્વમહાવિદેહમાં વહે છે, ત્યાં ઉત્તરકુરૂની ૮૪૦૦૦ નદીઓ પ્રથમ મળે છે. પુનઃ પૂર્વ મહાવિદેહ અને પશ્ચિમમહાવિદેહ એ દરેકમાં ૮-૮ દક્ષિણ તરફ અને ૮-૮

ઉત્તર તરફ વિજયો છે, બે બે વિજયોની વચ્ચે એકેક વક્ષસ્કારપર્વત અને એકેક નદી આવી છે, એજ અન્તર્નદીઓ ગણાય છે, કારણકે બે બે વિજયોની અન્તઃ-વચ્ચે આવી છે માટે, તેવી નદીઓ પૂર્વમહાવિદેહમાં છ અને પશ્ચિમ વિદેહમાં પણ ૬ છે. તે પણ સીતોદા તથા સીતાનેજ મળે છે.

તથા પૂર્વવિદેહની અને પશ્ચિમવિદેહની ૧૬-૧૬ વિજયોમાં દરેકમાં ગંગા સિંધુ અને રક્તા તથા રક્તાવતી એ નામવાળી બે બે નદીઓ છે. કઈ વિજયોમાં કઈ નદીઓ તથા વિજય વક્ષસ્કારપર્વત અને અન્તર્નદીઓનો સર્વ અનુક્રમ આગળ મહાવિદેહક્ષેત્રના વર્ણનપ્રસંગે કહેવાશે. તે બે બે મહાનદીને દરેકને ૧૪૦૦૦-૧૪૦૦૦ નદીઓનો પરિવાર છે, તે ચૌદહજારના પરિવારવાળી નદી સીતોદામાં ૩૨ મળે છે, તેવી રીતે સીતાને પણ ૩૨ નદી મળે છે, જેથી

| સીતોદામાં | | સીતાનદીમાં |
|---|---|---|
| દેવકુરૂની | ૮૪૦૦૦ નદી | ઉત્તરકુરૂ ક્ષેત્રની |
| પશ્ચિમ વિદેહની | ૬ અન્તર્નદી | પૂર્વ વિદેહની |
| પશ્ચિમ વિજયોની | ૩૨ મહાનદી | પૂર્વ વિજયોની |
| પશ્ચિમ વિજયોની | ૪૪૮૦૦૦ પરિવારનદી | પૂર્વ વિજયોની |
| | ૫૩૨૦૩૮ સર્વનદી | |

અહિં કેટલાક આચાર્યો મહાનદીઓ ૩૮ ને જૂદી ન ગણીને ૫૩૨૦૦૦ નદીઓજ ગણે છે. અને ચાલુ ગ્રંથમાં ગણત્રી કરી છે, માટે સીતોદામાં ૫૩૨૦૩૮ નદીઓનું જળ ભેગું થાય છે, અને સીતામાં પણ એટલીજ નદીઓનું જળ ભેગું થતું હોવાથી બન્ને મહાનદીનો ભેગો પરિવાર ગણતાં મહાવિદેહ ક્ષેત્રમાં ૧૦૬૪૦૭૬ ( દશલાખ ચોસઠહજાર છોંતેર ) એટલી નદીઓ છે.

પુનઃ કેટલાક આચાર્ય અન્તર્નદીઓનો પણ દરેકનો ચૌદ ચૌદ હજાર અથવા અટ્ઠાવીસ અટ્ઠાવીસ હજારનો પરિવાર ગણે છે, જેથી ૧૬૮૦૦૦ નદીઓ પરિવારનદીમાં અધિક થાય છે, પરન્તુ વિશેષ અભિપ્રાય તો અન્તર્નદીઓનો પરિવાર જૂદો ન ગણતાં વિજયની બે મહાનદીનો પરિવાર તેજ અન્તર્નદીનો ૨૮૦૦૦ પરિવાર ગણવા તરફનો છે. જેમ સૂર્યનો પરિવાર જૂદો નથી, પરન્તુ ચંદ્રનો ૨૮ નક્ષત્રાદિ પરિવાર એજ સૂર્યનો પણ ગણાય તેવી રીતે અન્તર્નદીઓનો પરિવાર જૂદો ન ગણવો. દિગંબરસમ્પ્રદાયમાં પણ અન્તર્નદીઓનો પરિવાર જૂદો ગણ્યો નથી

વળી ક્ષેત્રસમાસની વૃત્તિમાં તો ગંગા સિંધુ આદિ મહાનદી પોતાના સહિત ૧૪૦૦૦ ના પરિવારે સમુદ્રમાં જાય છે, જેથા મહાનદીને પરિવારનદીથી જૂદી ગણી નથી ॥ ૬૩ ॥

अवतरण:—હવે જંબૂદ્વીપમાં સર્વ નદીઓની સંખ્યા દર્શાવે છે—

**अडसयरि महणईओ, बारस अंतरणईउ सेसाओ ।**
**परिअरणई चउद्दस—लक्खा छप्पन्न सहसा य ॥ ६४ ॥**

### શબ્દાર્થ:—

अडसयरि—અઠ્યોત્તર
महणईओ—મહાનદીઓ
परिअरणई—પરિકર નદીઓ, પરિવાર નદીઓ.

### સંસ્કૃત અનુવાદ.

**अष्टसप्तति र्महानद्यो, द्वादशान्तर्नद्यः शेषाः ।**
**परिकरनद्यश्चतुर्दशलक्षाणि षट्पंचाशत्सहस्राणि च ॥ ६४ ॥**

गाथार्थ:—૭૮ મહાનદીઓ, ૧૨ અન્તર્નદીઓ, અને બાકીની બીજી ૧૪૫૬૦૦૦ પરિવાર નદીઓ [ એટલી નદીઓ જંબૂદ્વીપમાં છે—એ સંબંધ ] ॥ ૬૪ ॥

विस्तरार्थ:—ભરતક્ષેત્રની તથા ઐરાવતક્ષેત્રની ગણતાં ગંગા-સિંધુ-રક્તા-રક્તવતી મળીને ચાર નદીઓનો દરેકનો ૧૪૦૦૦ નો પરિવાર, અને હિમવંત ક્ષેત્રની રોહિતા રોહિતાંશા તથા ઐરણ્યવંતક્ષેત્રની સુવર્ણકૂલા અને રૂપ્યકૂલા એ ચાર નદીનો દરેકનો ૨૮૦૦૦ નો પરિવાર, તથા હરિવર્ષક્ષેત્રની હરિકાન્તા હરિસલિલા અને રમ્યક્ક્ષેત્રની નરકાન્તા નારિકાન્તા એ ચાર નદીનો દરેકનો ૫૬૦૦૦ નો પરિવાર અને મહાવિદેહની શીતા સીતોદા નદીનો દરેકનો ૫૩૨૦૦૦ પરિવાર, અને મહાવિદેહની ૧૨ અંતર્નદી સહિત ૧૪૫૬૦૯૦ નદીઓ જંબૂદ્વીપમાં છે. તે કોષ્ઠકથી આ પ્રમાણે—

| | | દરેકનો પરિ૦ | સર્વ સંખ્યા. |
|---|---|---|---|
| ૪ | ગંગા-સિંધુ<br>રક્તા-રક્તવતી | ૧૪૦૦૦ | ૫૬૦૦૦ |
| ૪ | રોહિતાંશા-રોહિતા<br>સુવર્ણકૂલા-રૂપ્યકૂલા | ૨૮૦૦૦ | ૧૧૨૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૪ | હરિકાન્તા–હરિસલિલા<br>નરકાન્તા–નારિકાન્તા | ૫૬૦૦૦ | ૨૨૪૦૦૦ |
| ૪ | સીતા–સીતોદા | ૫૩૨૦૦૦ | ૧૦૬૪૦૦૦ |
| ૭૮ | ૧૭ ગંગા–૧૭ સિંધુ<br>૧૭ રક્તા–૧૭ રક્તવતી<br>૧૦ રોહિતાંશા વિગેરે | — | ૭૮ |
| ૧૨ | અન્તર્નદી | — | ૧૨ |
| | | | ૧૪૫૬૦૯૦ સર્વનદી |

## ॥ જંબૂદ્વીપમાં નદીઓની ભિન્ન ભિન્ન ગણત્રી ॥

આ ગાથામાં કહ્યા પ્રમાણે જંબૂદ્વીપની સર્વ નદીઓ ૧૪૫૬૦૯૦ છે, તે ૯૦ મહાનદીઓને જૂદી ગણવાથી છે.

પુન: ઘણા ગ્રંથોમાં ૯૦ મહાનદીઓને જૂદી ન ગણીને ૧૪૫૬૦૦૦ નદીઓજ કહી છે, એમાં ૬૮ મહાનદીઓને તો કદાચ પરિવારાન્તર્ગત ગણી શકાય, પરન્તુ ૧૨ અન્તર્નદીઓને જૂદી કેમ ન ગણવી તે શ્રીબહુશ્રુતગમ્ય છે.

વળી જેઓ ગ્રાહવતી આદિ અન્તર્નદીઓનો જૂદો પરિવાર ૨૮૦૦૦–૨૮૦૦૦ નો ગણે છે, તેઓના અભિપ્રાય પ્રમાણે ૩૩૬૦૦૦ નદીઓ અધિક ગણવાથી [ ૧૪૫૬૦૦૦+૩૩૬૦૦૦= ] ૧૭૯૨૦૦૦ ( સત્તરલાખબાણુહજાર ) નદીઓ ગણાય છે. કહ્યું છે કે—

**सुत्ते चउदसलक्खा, छप्पन्नसहस्स जंबुदीवंमि ।**
**हुंति उ सतरसलक्खा, बाणवइसहस्स मेलविया ॥ १ ॥**

આ સંબંધમાં કેટલાક તર્કવિતર્કો શ્રીક્ષેત્રલોકપ્રકાશઆદિગ્રંથોથી જાણવા. ॥ ૬૪ ॥

## ॥ કુંડાદિકનું સમાન પ્રમાણ ॥

એ ૯૦ મહાનદીઓના જે ૯૦ કુંડ અને દ્વીપ છે તેની લંબાઈ પહોળાઇ તો નદીઓને અનુસારે દ્વિગુણ દ્વિગુણ છે, પરન્તુ કુંડોની ઉંડાઇ સર્વની ૧૦ યોજન છે, દ્વીપની ઉંચાઈ સર્વત્ર ૨ ગાઉજ છે, અને નદીદેવીનું ભવન પણ સર્વત્ર ગંગાદેવીના પૂર્વે કહેલા ભવનસરખું સમાનજ છે. તથા વેદિકા અને વનનું પ્રમાણ પણ સર્વત્ર તુલ્ય છે. ॥ ૬૪ ॥

## ॥ ૯૦ મુખ્ય

| ૯૦ મહાનદીઓનાં નામ. | કયા સ્થાને મૂળ ? | કયાંથી નીકળી | કઈ દિશાએ નીકળી ? | પર્વત ઉપર કેટલું વહી ? | કયા કુંડમાં પડી ? | જીવ્હિકાની | | | કયા ક્ષેત્રની કઈ બાજુ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | લંબાઈ | પહોળાઈ | જાડાઈ | |
| ગંગાનદી | લઘુ હિમવંત પર્વત | પદ્મદ્રહ | પૂર્વે | યો. ક. ૫૦૦–૦ ૨૭૬–૬ | ગંગા પ્રપાત | ૦॥ યો૦ | ૬। યો. | ૦॥ ગાઉ | દક્ષિણ |
| સિંધુનદી | ,, | ,, | પશ્ચિમે | ૫૦૦–૦ ૨૭૬–૬ | સિંધુ પ્રપાત | ,, | ,, | ,, | ,, |
| રક્તા | શિખરી પર્વત | પુંડરીકદ્રહ | પૂર્વે | ૫૦૦–૦ ૨૭૬–૬ | રક્તાપ્રપાત | ,, | ,, | ,, | ઉત્તર |
| રક્તવતી | ,, | ,, | પશ્ચિમે | ૫૦૦–૦ ૨૭૬–૬ | રક્તાવતી પ્રપાત | ,, | ,, | ,, | ,, |
| રોહિતાંશા | લઘુ હિમવંત પર્વત | પદ્મદ્રહ | ઉત્તરે | ૨૭૬–૬ | રોહિતાંશા પ્રપાત | ૧ યો૦ | ૧૨॥ યોજન | ૧ ગાઉ | ,, |
| રોહિતા | મહાહિમવંત પર્વત | મહાપદ્મદ્રહ | દક્ષિણે | ૧૬૦૫–૫ | રોહિતા પ્રપાત | ,, | ,, | ,, | દક્ષિણ |
| સુવર્ણકૂલા | શિખરી પર્વત | પુંડરીકદ્રહ | દક્ષિણે | ૨૭૬–૬ | સુવર્ણકૂલા પ્રપાત | ,, | ,, | ,, | ,, |
| રૂપ્યકૂલા | રૂક્મીપર્વત | મહા પુંડરીક દ્રહ | ઉત્તરે | ૧૬૦૫–૫ | રૂપ્યકૂલા પ્રપાત | ,, | ,, | ,, | ઉત્તર |
| હરિકાન્તા | મહાહિમવંત પર્વત | મહાપદ્મદ્રહ | ઉત્તરે | ૧૬૦૫–૫ | હરિકાન્તા પ્રપાત | ૨ યો. | ૨૫યો. | ૨ ગાઉ | ,, |
| હરિસલિલા | નિષધ પર્વત | તિગિંછી દ્રહ | દક્ષિણે | ૭૪૨૧–૧ | હરિસલિલા પ્રપાત | ,, | ,, | ,, | દક્ષિણ |
| નરકાંતા | રૂક્મીપર્વત | મહા પુંડરીક દ્રહ | દક્ષિણે | ૧૬૦૫–૫ | નરકાન્તા પ્રપાત | ,, | ,, | ,, | ,, |
| નારીકાન્તા | નીલવંત પર્વત | કેશરી દ્રહ | ઉત્તરે | ૭૪૨૧–૧ | નારીકાંના પ્રપાત | ,, | ,, | ,, | ઉત્તર |

# नदीओनो यन्त्र ॥

| કયા મધ્યગિરિથી કેટલે દૂર રહીને વક્ર થઇ | કયા ક્ષેત્રમાં કઇ દિશાએ ચાલી ? | સંગમ સ્થાન | સર્વ પરિવાર નદીઓ | લંબાઈ | પહોળાઇ | | ઉંડાઇ | | દર યોજને પ્રવાહ વૃદ્ધિ | દર યોજને ઉંડાઇની વૃદ્ધિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | પ્રારંભમાં | પર્યન્તે | પ્રારંભમાં | પર્યન્તે | | |
| ગંગાવર્તન કૂટને ૧ ગાઉ દૂર છોડીને | ભરતક્ષેત્રમાં પૂર્વ દિશાએ | પૂર્વ સમુદ્ર | ૧૪૦૦૦ | ૪૫૦૦૦ યો૦ (કોષ્ટક ગણિતથી) | ૬। યોજન | ૬૨॥ યો૦ | ૦॥ ગાઉ | ૫ ગાઉ | એક પાર્શ્વે ૫ ધનુષ (૫-૫) | ધ. ધ. ૧/૯ − ૧/૯ |
| સિન્ધાવર્તન કૂટથી ૧ ગાઉ દૂર | ,, પશ્ચિમે | પશ્ચિમ સમુદ્ર | ૧૪૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| રક્તાવર્તન કૂટથી ૧ ગાઉ દૂર | ઐરવતમાં પૂર્વે | સમુદ્ર | ૧૪૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| રક્તાવત્યાવર્તન કૂટથી ૧ ગાઉ દૂર | ,, પશ્ચિમે | ,, | ૧૪૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| શબ્દાપાતી વૈતાઢ્યથી ૨ ગાઉ દૂર | હિમવંત ક્ષેત્રમાં પશ્ચિમે | ,, | ૨૮૦૦૦ | ,, | ૧૨॥ | ૧૨૫ | ૧ ગાઉ | ૧૦ ગાઉ | ૧૦-૧૦ (બે પાર્શ્વે) | ધ. ધ. ૨/૯ − ૨/૯ |
| ,, | ,, પૂર્વે | ,, | ૨૮૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| વિકટાપાતી વૈતાઢ્યથી ૨ ગાઉ દૂર | હિરણ્યવંતમાં પૂર્વે | ,, | ૨૮૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, પશ્ચિમે | ,, | ૨૮૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ગંધાપાતી વૈતાઢ્યથી ૧ યોજન દૂર | હરિવર્ષ ક્ષેત્રમાં પશ્ચિમે | ,, | ૫૬૦૦૦ | ,, | ૨૫ | ૨૫૦ | ૨ ગાઉ | ૫ યો૦ | ૨૦-૨૦ | ૪/૯ − ૪/૯ |
| ,, | ,, પૂર્વે | ,, | ૫૬૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| માલ્યવંત વૈતાઢ્યથી ૧ યોજન દૂર | રમ્યક્ ક્ષેત્રમાં પૂર્વે | ,, | ૫૬૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, પશ્ચિમે | ,, | ૫૬૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| સીતોદા | નિષધ પર્વત | તિગિંછી દ્રહ | ઉત્તરે | ૭૪૨૧-૧ | સીતોદા પ્રપાત | ૪ યો. | ૫૦યો. | ૪ ગાઉ | ઉતર |
| સીતા | નીલવંત પર્વત | કેશરીદ્રહ | દક્ષિણે | ૭૪૨૧-૧ | સીતા પ્રપાત | ,, | ,, | ,, | દક્ષિણ |
| ૧ થી ૮ વિજયની ગંગા-સિંધુ | નીલવંત પર્વત નીચે કુંડમાં | પ્રથમ કોષ્ટવત્ | દ. | — | — | - | — | - | દ. |
| ૯થી૧૬ વિજયની રક્તા-રક્તવતી | નિષધનીચે કુંડમાંથી | ,, | ઉ. | — | — | - | — | - | ઉ. |
| ૧૭થી૨૪ વિજયની ગંગા-સિંધુ | નિષધનીચે કુંડમાંથી | ,, | ઉ. | — | — | - | — | - | ઉ. |
| ૨૫થી૩૨ વિજયની રક્તા-રક્તવતી | નીલવંત નીચેના કુંડમાંથી | ,, | દ. | — | — | - | — | - | દ. |
| ૧-૨-૩ જી અન્તર્નદી | ,, | ,, | દ | — | — | - | — | - | દ. |
| ૪-૫-૬ ઠ્ઠી અન્તર્નદી | નિષધ નીચે કુંડમાંથી | ,, | ઉ. | — | — | - | — | - | ઉ. |
| ૭-૮-૯ મી અન્તર્નદી | ,, | ,, | ઉ. | — | — | - | — | - | ઉ. |
| ૧૦-૧૧-૧૨ મી અન્તર્નદી | નીલવંત નીચે કુંડમાંથી | ,, | દ | — | — | - | — | - | દ. |
| | | | | | | | | | |

| મેરૂપર્વતથી ૨ યોજન દૂર | મહાવિદેહમાં પશ્ચિમે | સમુદ્ર | ૫૩૨૦૦૦ | ૪૫૦૦૦ યો.(કોષ્ટક ગણિતથી) | ૫૦ | ૫૦૦ | ૧ યો૦ | ૧૦ યો૦ | ૪૦-૪૦ | ½ - ½ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ,, | ,, પૂર્વે | ,, | ૫૩૨૦૦૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| — | સ્વસ્વવિજયમાં દ. | સીતા નદી | ૧૪૦૦૦ ૧૪૦૦૦ | ,, | ૬૧ યો. | ૬૨॥ | ૦॥ ગાઉ | ૫ ગાઉ | ધ. ધ. ૫-૫ બે પાર્શ્વે | ½ ધ. |
| — | ઉ. | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| — | ઉ. | સીતોદા નદી | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| — | દ. | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| — | દ | સીતા નદી | — | ૧૬૫૯૨ યો. ૨ ક. (એકોષ્ટક) | ૧૨૫ યો | ૧૨૫ | ૧૦ ગાઉ | ૧૦ ગાઉ | — | — |
| — | ઉ. | ,, | — | ,, | ,, | ,, | ,, | ,, | — | — |
| — | ઉ | સીતોદા નદી | — | ,, | ,, | ,, | ,, | ,, | — | — |
| — | દ | ,, | — | ,, | ,, | ,, | ,, | ,, | — | — |
|  |  |  | સર્વ ૧૯૫૬૦૦૦ |  |  |  |  |  |  |  |

अवतरण:—એ પ્રમાણે જંબૂદ્વીપમાં સર્વનદીઓ કહીને હવે જંબૂદ્વીપના સર્વશાશ્વતાપર્વતો ઉપરનાં ગિરિકૂટ તથા ભૂમિકૂટ કહેવાનો પ્રસંગ છે, ત્યાં ગિરિકૂટની ઉંચાઈ ૫૦૦ યોજન—૧૦૦૦ યોજન અને ૬૨ યોજન એમ ત્રણ પ્રકારની છે, ત્યાં ૫૦૦ યોજન ઉંચાં ૧૬૬ ગિરિકૂટ છે, તે આ બે ગાથામાં કહેવાય છે—

**एगारडणवकूडा, कुलगिरिजुअलत्तिगेवि पत्तेअं ।**
**इइ छप्पन्न चउ चउ, वखारेसुत्ति चउसट्ठी ॥ ६५ ॥**
**सोमणस गंधमाइणि, सग सग विज्जुपभि मालवंति पुणो ।**
**अट्ठट्ठ सयल तीसं, अडणंदणि अट्ठ करिकूडा ॥ ६६ ॥**

શબ્દાર્થ:—

एगार अडणव—૧૧—૮—૯
कूडा—કૂટ, શિખરો
कुलगिरि—વર્ષધર પર્વતોના
जुअलत्तिगे—ત્રણે યુગલમાં ૬ માં
पत्तेअं—દરેક ઉપર
इइ—એ પ્રમાણે
चउ चउ—ચાર ચાર કૂટ
वरकारेसु—સોળ વક્ષસ્કાર પર્વતો ઉપર
त्ति चउसठी—એ રીતે ૬૪ કૂટ

---

सोमणस—સોમનસ ગજદંત પર્વત ઉપર
गंधमाइणि—ગંધમાદન ગજદંત પર્વત ઉપર
सग सग—સાત સાત કૂટ
विज्जुपभि—વિદ્યુત્પ્રભ ગજદંતપર્વત ઉપર
मालवंति—માલ્યવંત ગજદંત પર્વત
अट्ठट्ठ—આઠ આઠ કૂટ
सयल—સર્વ મળીને
तीसं—ત્રીસ કૂટ
णंदणि—નંદનવનમાં
करिकूडा—કરિકૂટ, હસ્તિકૂટ.

## સંસ્કૃત અનુવાદ.

एकादशाष्ट नवकूटानि, कुलगिरि युगलत्रिकेऽपि प्रत्येकम् ।
इति षट्पंचाशत् चत्वारि चत्वारि वक्षस्कारेष्विति चतुःषष्टिः ॥ ६५ ॥
सौमनसे गंधमादने सप्त सप्त विद्युत्प्रभे माल्यवंते पुनः ।
अष्टाष्टौ सकलानि त्रिंशदष्टौ नंदने अष्टौ करिकूटाः ॥ ६६ ॥

ગાથાર્થઃ—વર્ષધરપર્વતોના ત્રણ યુગલમાં દરેક ઉપર અનુક્રમે અગિઆર આઠ અને નવકૂટ છે, એ ૫૬ ગિરિકૂટ થયા, તથા સોળ વક્ષસ્કારપર્વતોઉપર દરેકે-૪-૪ કૂટ છે તે ૬૪ કૂટ થયા. ॥ ૬૫ ॥

તથા સોમનસ અને ગંધમાદન એ બે નામના ગજદંત પર્વતો ઉપર ૭-૭ કૂટ છે, અને વિદ્યુત્પ્રભ તથા માલ્યવંત એ બે ગજદંતગિરિ ઉપર દરેકે ૮-૮ કૂટ છે, માટે સર્વમળીને ૩૦ કૂટ થયા, તથા ૮ કૂટ નંદનવનમાં અને ૮ કરિકૂટ [ ભદ્રશાલ વનમાં છે એ ૧૬ કૂટ મેરૂપર્વત સંબંધિ જાણુવા ] ॥ ૬૬ ॥

વિસ્તરાર્થઃ—લઘુહિમવંત અને શિખરી એ બે પર્વતો તે પહેલું યુગલ-દ્વિક કહેવાય, અથવા બાહ્ય ગિરિયુગલ કહેવાય તે દરેક ઉપર ૧૧-૧૧ કૂટ શિખરો છે, તથા મહાહિમવંતપર્વત અને રૂક્મીપર્વત એ મધ્ય વર્ષધરયુગલ કહેવાય, તે દરેક ઉપર ૮-૮ શિખરો છે, અને નિષધપર્વત તથા નીલવંતપર્વત એ અભ્યન્તરવર્ષધર યુગલ ગણાય, તે દરેક ઉપર ૯-૯ શિખરો છે, એ પ્રમાણે છ વર્ષધરપર્વતો ઉપર [ ૨૨+૧૬+૧૮= ]૫૬ શિખરો થયાં, આ ગણાતાં શિખરો પર્વતઉપરનાં હોવાથી એ ૫૬ ગિરિકૂટ ગણાય.

તથા મહાવિદેહક્ષેત્રની ૩૨ વિજયોના આંતરામાં જે ૧૬ વક્ષસ્કાર પર્વતો આવેલા છે તે દરેક ઉપર ૪-૪ શિખરો હોવાથી ૬૪ ગિરિકૂટ વક્ષસ્કારનાં છે. ॥ ૬૫ ॥

તથા મહાવિદેહ ક્ષેત્રમાં દેવકુરૂ તથા ઉત્તરકુરૂક્ષેત્રની મર્યાદા બાંધનારા એ બે પર્વતો ગજ=હાથીના દંત=દંતૂશળ સરખા વક્રઆકારવાળા છે તેથી તે ચાર ગજદંતગિરિ કહેવાય છે, ત્યાં મેરૂપર્વતના અગ્નિકોણે સોમનસ, નૈઋત્યકોણે વિદ્યુત્પ્રભ, વાયવ્યકોણે ગંધમાદન અને ઈશાનકોણે માલ્યવંત નામના ગજદંતગિરિ છે, ત્યાં સોમનસ અને વિદ્યુત્પ્રભ એ બેના અંતરાલમાં દેવકુરૂ ક્ષેત્ર છે, અને ગંધમાદન તથા માલ્યવંતની વચ્ચે ઉત્તરકુરૂક્ષેત્ર છે, માટે એ બે બે પર્વતો કુરૂક્ષેત્રની મર્યાદા બાંધીને રહ્યા છે, ત્યાં સોમનસ અને ગંધમાદન એ બે ગજદંતગિરિ ઉપર ૭-૭ શિખરો છે, અને વિદ્યુત્પ્રભ તથા માલ્યવંત એ બે ઉપર *૮-૮ શિખરો છે, જેથી ૧૪ અને ૧૬ મળી ૩૦ શિખરો ચાર ગજદંતગિરિનાં છે.

*અહિં ૮-૮ ને બદલે ૯-૯- શિખરો છે, પરન્તુ ૧-૧ શિખર હજાર યોજન ઉંચુ હોવાથી સહસ્રાંકકૂટ તરીકે આગળ ૭૦ મી ગાથામાં જૂદું ગણાશે માટે અહિં ૮-૮ કૂટ ગણ્યાં છે.

## ૪૬૭ ગિરિકૂટ તથા ૫૮ ભૂમિકૂટ

| કૂટની સંખ્યા | સ્થાન | ઉંચાઈ | મૂળ વિસ્તાર | મધ્ય વિસ્તાર | શિખર વિસ્તાર | કૂટ વસ્તુનાં | શિખર ઉપર ચૈત્ય વા પ્રાસાદ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧ હિમવત્ કૂટ | એજ નામવાળા પર્વત ઉપર | યોજન ૫૦૦ | યોજન ૫૦૦ | યોજન ૩૭૫ | યોજન ૨૫૦ | સર્વ રત્નમય | ૧ સિદ્ધકૂટ ઉપર સિદ્ધાયતન (ચૈત્ય) શેષ કૂટ ઉપર પ્રાસાદ (૪૯ ઉપર પ્રાસાદ) |
| ૧૧ શિખરી કૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૮ મહાહિમવંતકૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૮ રૂક્મી કૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૯ નિષધ કૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૯ નીલવંત કૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૬૪ વક્ષસ્કાર કૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૭ સોમનસ કૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૭ ગંધમાદન કૂટ | ” | ૫૦૦ | ” | ” | ” | ” | |
| ૯ વિદ્યુત્પ્રભ કૂટ | ” | ૮–૫૦૦<br>૧–૧૦૦૦ | ઉંચાઈ વત્ | ૮–૩૭૫<br>૧–૭૫૦ | ૮–૨૫૦<br>૧–૫૦૦ | ૮ – રત્ન<br>૧ – સુવર્ણ | |
| ૯ માલ્યવત્ કૂટ | ” | ૮–૫૦૦<br>૧–૧૦૦૦ | ” | ” | ” | ” | |
| ૯ નંદન કૂટ | મેરૂમાં ૫૦૦ યો. ઉપર(નંદનવનમાં) | ૮–૫૦૦<br>૧–૧૦૦૦ | ” | ” | ” | ” | પ્રાસાદ |
| ૩૦૬ વૈતાઢ્ય કૂટ | ૩૪ વિજયોમાં | ૬। યોજન | ” | ૧૮॥ ગાઉ | ૧૨॥ ગાઉ | મધ્યવર્તી ૩-૩ સુવર્ણમય શેષ ૨૦૪ રત્નમય | ૩૪ સિદ્ધા. શેષ-પ્રાસાદ |
| ૮ કરિકૂટ | મહાવિદેહમાં મેરૂ પર્વતની ચે ભદ્રશાલ વનમાં | ૫૦૦ યોજન | ૫૦૦ યોજન | ૩૭૫ યોજન | ૨૫૦ યોજન | સર્વ રત્નમય | દેવપ્રાસાદ |
| ૮ જંબૂ કૂટ | ઉત્તર કુરૂક્ષેત્રમાં જંબૂવૃક્ષના પહેલા વનમાં | ૮ યો૦ | ૧૨ | ૮ | ૪ | જંબૂનદ સુવર્ણનાં | — |
| ૮ શાલ્મલી કૂટ | દેવકુરૂમાં શાલ્મલી વૃક્ષના પહેલા વનમાં | ” | ” | ” | ” | રૂપાનાં | — |
| ૩૪ ઋષભ કૂટ | ૩૪ વિજયોમાં બે બે પ્રપાતકુંડોની વચ્ચે | ” | ” | ” | ” | જાંબૂનદ સુવર્ણના | દેવપ્રાસાદ |

# सर्वमली ५२५ कूटोनो यन्त्र.

| સમચોરસ પ્રાસાદની | | | સિદ્ધકૂટ કઇ દિશાએ | *પ્રા૦ માં શું છે? | ચૈત્યની | | | ચૈ૦ દ્વારની | | | ચૈ૦ માં શું છે |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લંબાઈ | પહોળાઈ | ઊંચાઈ | | | લંબાઈ | પહોળાઈ | ઊંચાઈ | પ્રવેશ | પહોળાઈ | ઊંચાઈ | |
| યોજન ૩૧॥ | ૩૧॥ | ૬૨॥ | પૂર્વ દિશાએ સમુદ્ર પાસે | સિંહાસન (સપરિવાર) | યોજન ૫૦ | યોજન ૨૫ | યોજન ૩૬ | યો૦ ૪ | યો૦ ૪ | યો૦ ૮ | ૧૦૮ સિદ્ધ પ્રતિમા |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | મહાનદી પાસે | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | મેરૂ પાસે | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ,, | ,, | ,, | — | ,, | — | — | — | — | — | — | — |
| ૦॥ ગાઉ | ૦॥ ગાઉ | ૧ ગાઉ | ૨ પૂર્વ દિશાએ સમુદ્ર પાસે ૩૨ પૂર્વ દિશાએ | સપરિવાર | ૧ ગાઉ | ૦॥ ગાઉ | ૧૪૪૦ ધનુ૫ | ધનુ૦ ૨૫૦ | ધનુ૦ ૨૫૦ | ધ૦ ૫૦૦ | ૧૦૮ સિદ્ધ પ્રતિમા |
| ૩૧॥યો. | ૩૧॥યો. | ૬૨॥ યો. | — | ,, | — | — | — | — | — | — | — |
| — | — | | દરેક કૂટ સિદ્ધકૂટ છે. | — | ૧ ગાઉ | ૦॥ ગાઉ | ૧૪૪૦ ધનુ૦ | ધ૦ ૨૫૦ | ધ૦ ૨૫૦ | ધ૦ ૫૦૦ | ૧૦૮ સિદ્ધ |
| — | — | | ,, | — | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૦॥ ગાઉ | ૦॥ ગાઉ | ૧ ગાઉ | — | સિંહાસન સપરિવાર | — | — | — | — | — | — | — |

* પ્રાસાદોને દ્વાર ન હોવાથી દ્વારનું પ્રમાણ દર્શાવ્યું નથી.

તથા મેરૂપર્વતઉપર નીચેથી ૫૦૦ યોજન ઉંચા ચઢીએ ત્યાં नंदनवन નામનું વન છે, તે વનમાં *આઠ ગિરિકૂટ છે, તે નંદનકૂટ કહેવાય છે.

તથા મેરૂપર્વતની તલહટી સ્થાને भद्रशाल નામનું વન છે, તે વનમાં करि=હાથી સરખા આકારવાળાં कूट=શિખરો છે, તે આઠ શિખરોનું નામ આઠ [1]करिकूट કહેવાય. એ પ્રમાણે [ ૫૬+૬૪+૩૦+૮+૮= ] ૧૬૬ ગિરિકૂટ પાંચસો યોજન ઉંચાં છે.

अवतरण:—પૂર્વે બે ગાથામાં કહેલા પાંચસો યોજન ઉંચાઇવાળાં ૧૬૬ કૂટોમાં કેટલાંક શાશ્વતચૈત્યવાળાં સિદ્ધકૂટ છે તે કયા પર્વતનું સિદ્ધકૂટ કયાં છે ? તે તે આ ગાથામાં કહેવાય છે—

**इअ पणसय उच्च छासट्ठिसउ (य) कूडा तेसु दीहरगिरीणं ।**
**पुव्वणइमेरुदिसि अंतसिद्धकूडेसु जिणभवणा ॥ ६७ ॥**

### શબ્દાર્થઃ—

इअ–એ પૂર્વે કહેલાં
पणसय उच्च–પાંચસો યોજન ઉંચાં
छासट्ठिसय कूडा–એકસો છાસઠ કૂટ
तेसु–તે કૂટોમાં
दीहरगिरीणं–દીર્ઘગિરિઓના
पुव्व(दिसि)–પૂર્વદિશિએ
णइ (दिसि)–નદી દિશિએ
मेरु दिसि–મેરૂ દિશિએ
अंत–અન્તે, પર્યન્તે રહેલ
सिद्धकूडेसु–સિદ્ધકૂટો ઉપર
जिणभवणा–જિનભવનો છે.

### સંસ્કૃત અનુવાદ

**इति पंचशतोच्चानि षट्षष्ठ्यधिशतकूटानि तेषु दीर्घगिरीणाम् ।**
**पूर्वनदीमेरुदिश्यन्तसिद्धकूटेषु जिनभवनानि ॥ ६७ ॥**

---

*નંદનવનમાં પણ ૯ કૂટ છે, પરન્તુ બલકૂટ નામનું કૂટ હજાર યોજન ઉંચું હોવાથી આગળ ૭૦ મી ગાથામાં સહસ્રાંકકૂટ તરીકે જૂદું ગણાશે માટે અહિં ગણ્યું નથી. જેથી ૮ કૂટ કહ્યાં છે.

૧ આ આઠ કરિકૂટ તે ગિરિકૂટ (=પર્વત ઉપરનાં કૂટ )નથી, પરન્તુ મેરૂપર્વતના વનમાં હોવાથી તેમજ અહિં ૫૦૦ યોજન ઉંચાઇવાળાં કૂટોની ગણત્રી કરવાની હોવાથી એ આઠ ભૂમિકૂટ ( ભૂમિ ઉપર રહેલા શિખરના આકારવાળા પર્વતો )હોવા છતાં પણ અહિં ગણવામાં આવ્યા છે.

गाथार्थः—એ પ્રમાણે પાંચસો યોજન ઉંચાં ૧૬૬ કૂટ છે, તે કૂટોમાં જે દીર્ઘપર્વતો છે, તેની પૂર્વદિશાના પર્યન્તે નદીદિશિના પર્યન્તે અને મેરૂ દિશિના પર્યન્તે સિદ્ધકૂટો છે, તેમાં જિનભવનો છે ॥ ૬૮ ॥

विस्तरार्थः—પૂર્વે બે ગાથામાં જે ૧૬૬ કૂટ ગણાવ્યાં તેમાં ૧૫૦ કૂટ ૨૬ દીર્ઘપર્વતોનાં છે, અને ૧૬ કૂટ એક મેરૂપર્વતનાં હોવાથી વૃત્તપર્વતનાં છે. ત્યાં એ મેરૂપર્વતનાં ૧૬ કૂટમાં એક પણ કૂટઉપર શાશ્વતજિનભવન નથી, પરન્તુ ૨૬ દીર્ઘપર્વતો ઉપરના એકેક કૂટઉપર શાશ્વતજિનભવન એકેક છે, જેથી તે શાશ્વતજિનભવનમાં શ્રી સિદ્ધભગવંતની શાશ્વતપ્રતિમા હોવાથી એ જિનભવન પણ सिद्धायतन [ સિદ્ધનું આયતન એટલે મંદિર ] કહેવાય, અને તે કૂટ પણ सिद्धकूट કહેવાય, પરન્તુ દરેક પર્વતનાં ૧૧ વા ૮ વા ૯ ઈત્યાદિ કૂટોમાં તે સિદ્ધકૂટ કયે સ્થાને હોય ? તે દર્શાવવાનો પ્રસંગ છે, માટે આ ગાથામાં તે સિદ્ધકૂટનાં સ્થાન દર્શાવે છે તે આ પ્રમાણે—

છ વર્ષધરપર્વતો ઉપર જે ૧૧-૧૧-૮-૮-૯-૯ કૂટ પૂર્વે કહ્યાં તેમાં પૂર્વદિશાનું જે પહેલું પહેલું કૂટ પૂર્વસમુદ્રપાસે છે તે છ એ કૂટ સિદ્ધકૂટ છે, ત્યાં ૧૧ આદિ કૂટોની પંક્તિ પૂર્વપશ્ચિમ દીર્ઘ છે, તેથી સિદ્ધકૂટ પૂર્વદિશામાં પર્યન્તે રહેલું છે, માટે ગાથામાં पुव्वदिसि अंते કહ્યું છે.

તથા ૧૬ વક્ષસ્કારપર્વતનાં દરેકના ચાર ચાર કૂટની પંક્તિ ગિરિનદી પર્યન્ત દીર્ઘ છે, એટલે પહેલું સિદ્ધકૂટ નદીતરફ પર્યન્તે છે, અને છેલ્લું કૂટ નિષધ અથવા નીલવંતપર્વત તરફ પર્યન્તે છે, જેથી વક્ષસ્કારગિરિનું દરેક સિદ્ધકૂટ સીતા અથવા સીતોદા નદી પાસે છે, માટે ગાથામાં णइदिसि अंते કહ્યું છે.

તથા ચાર ગજદંતગિરિઉપર જે ૩૦ કૂટ ગણાવ્યાં તેમાં જે પહેલું પહેલું સિદ્ધકૂટ છે તે મેરૂતરફ એટલે મેરૂપર્વતની પાસે છે, અને શેષ કૂટ નિષધ તથા નીલવંતપર્વતતરફ પંક્તિબદ્ધ છે. માટે ગાથામાં मेरुदिसि अंते કહ્યું છે. એ રીતે दिसि अंते એ પદ ત્રણે સ્થાને સંબંધવાળું છે. અને સિદ્ધકૂટોના સ્થાનને અંગે ૨૬ દીર્ઘપર્વતોના ત્રણ વિભાગ થયા.

તથા એ ૨૬ દીર્ઘપર્વતોમાં ૬ વર્ષધરો પૂર્વથી પશ્ચિમ દીર્ઘ છે, ૧૬ વક્ષસ્કારપર્વતો ઉત્તરથી દક્ષિણ દીર્ઘ છે, અને જેનો એક છેડો નિષધ નીલવંતને સ્પર્શેલો છે, તથા બીજો છેડો સીતોદા સીતા નદીને સ્પર્શેલો છે. તથા ૪ ગજદંતગિરિ પણ ઉત્તરથી દક્ષિણ દીર્ઘ છે, અને દરેકનો એક છેડો નિષધ નીલવંતને યથાસંભવ સ્પર્શ્યો છે, અને બીજો છેડો મેરૂપર્વતની પાસે પહોંચેલો

છે, એ રીતે ૨૬ દીર્ઘપર્વતો ઉપર ૨૬ સિદ્ધકૂટ કહ્યાં, તે ઉપર એકેક શાશ્વત જિનચૈત્ય છે, જેનું ઘણું વર્ણન સિદ્ધાન્તથી જાણવા યોગ્ય છે, પુનઃ સિદ્ધકૂટ સિવાયના શેષ ૧૦-૧૦-૭-૭-૮-૮ ઇત્યાદિ કૂટો છે, તે દરેક ઉપર દેવપ્રાસાદ છે, કે જે ૬૯ મી ગાથામાં કહેવાશે.

વળી દીર્ઘગિરિ ૨૬ કહ્યા તે ૨૬ જ છે, એમ નહિં, વૈતાઢ્યાદિ બીજા દીર્ઘગિરિઓ પણ છે, પરન્તુ અહિં તો પાંચસો યોજન ઉંચાઇવાળાં કૂટ જે જે પર્વતો ઉપર હોય તેટલાજ પર્વતોમાં દીર્ઘગિરિ ૨૬ છે એમ ગણાવેલ છે, અને નંદનકૂટ તથા કરિકૂટમાં કેવળ દેવપ્રાસાદો જ છે, સિદ્ધાયતન નથી. માટે તેમાં સિદ્ધકૂટ કહ્યું નથી ॥ ૬૭ ॥

अवतरण:—પૂર્વ ગાથામાં જે ૨૬ દીર્ઘપર્વતો ઉપરના ૨૬ સિદ્ધકૂટો ઉપર એકેક શાશ્વત જિનભવન કહ્યું તેનું પ્રમાણ કેટલું છે? તે આ ગાથામાં કહેવાય છે—

**ते सिरिगिहाओ दोसय–गुणप्पमाणा तहेव तिदुवारा ।**
**णवरं अडवीसाहिअ–सयगुणदारप्पमाणमिह ॥ ६८ ॥**

શબ્દાર્થ:—

ते–તે જિનભવનો
सिरिगिहाओ–શ્રીદેવીના ગૃહથી
दोसयगुण–બસો ગુણા
तहेव–તેમજ, શ્રીદેવી ગૃહવત્
तिदुवारा–ત્રણ દ્વારવાળાં
णवरं–પરન્તુ વિશેષ એ છે કે
अडवीसाहिअसयगुण–અઠ્ઠાવીસ અધિક સોગુણ, ૧૨૮ ગુણ
दारप्पमाणं–દ્વારનું પ્રમાણ
इह–અહિં, આ જિનભવનોમાં

**સંસ્કૃત અનુવાદ.**

**तानि श्रीगृहात् द्विशतगुणप्रमाणानि तथैव त्रिद्वाराणि ।**
**नवरमष्टाविंशत्यधिकशतगुणद्वारप्रमाणमत्र ॥ ६८ ॥**

गाथार्थ:—તે જિનભવનો શ્રીદેવીના ભવનથી બસોગુણા પ્રમાણવાળાં છે, તથા શ્રીદેવીના ભવનની પેઠેજ ત્રણ દ્વારવાળાં છે, પરન્તુ વિશેષ એ છે કે-અહિં દ્વારનું પ્રમાણ શ્રીદેવીભવનના દ્વારથી ( બસો ગુણ નહિં પણ ) એકસો અઠ્ઠાવીસ ગુણ જાણવું. ॥ ૬૮ ॥

विस्तरार्थ:— શ્રીદેવીનું ભવન જે પદ્મદ્રહમાં છે તે ૧ ગાઉ દીર્ઘ ૦॥ ગાઉ

પહોળું છે, ત્યારે આ જિનભવનો તેથી બસો ગુણ પ્રમાણવાળાં હોવાથી ૨૦૦ ગાઉ અર્થાત્ ૫૦ યોજન દીર્ઘ અને ૨૫ યોજન વિસ્તૃત છે, તથા શ્રીદેવીના ભવનની ઉંચાઈ ૧૪૪૦ ધનુષ્ છે તો આ જિનભવનોની ઉંચાઈ [૧૪૪૦×૨૦૦= ૨૮૮૦૦૦ ધનુષ્‌ને ૮૦૦૦ ધનુષ્‌ના એક યોજન પ્રમાણે ભાગતાં ૩૬ યોજન આવે માટે ઉંચાઈ] ૩૬ યોજન છે.

તથા શ્રીદેવીભવનના દ્વારની ઉંચાઈ ૫૦૦ ધનુષ્ છે તેને ૧૨૮ ગુણા કરતાં ૬૪૦૦૦ ધનુષ્ આવે તેના ૮ યોજન થાય માટે જિનભવનોના દ્વારની ઉંચાઈ ૮ યોજન છે, તથા દ્વારની પહોળાઈ અને પ્રવેશ શ્રીદેવીગૃહના દ્વારનો ૨૫૦ ધનુષ્ છે તેને ૧૨૮ ગુણ કરતાં ૩૨૦૦૦ ધનુષ્ એટલે ૪ યોજન આવ્યા, માટે જિનભવનોના દ્વારની પહોળાઈ અને પ્રવેશ ૪ યોજન છે. ॥ ૬૮ ॥

## ॥ શાશ્વત જિનભવનનું કિંચિત્ સ્વરૂપ ॥

દરેક શાશ્વતજિનચૈત્ય રત્ન સુવર્ણ અને મણિનું બનેલું હોય છે, પૂર્વે કહ્યા પ્રમાણે પશ્ચિમસિવાયની ત્રણ દિશામાં ૩ દ્વાર હોય છે, ચૈત્યના અતિ મધ્યભાગમાં એક મોટી મણિપીઠિકા ( રત્નપીઠ ) હોય છે, અને તે ઉપર એક દેવછંદક [ સ્તૂપ સરખા આકારવાળો ગભારો ] બાંધેલો હોય છે, તેનું પ્રમાણ મણિપીઠિકા જેટલું પ્રમાણાંગુલથી જાણવું, પરન્તુ ઉંચાઈ કંઈક અધિક જાણવી. તે દેવછંદકમાં મણિપીઠિકાઉપર ચારે તરફની મળીને ૧૦૮ પ્રતિમા ઉત્સેધાંગુલના પ્રમાણથી ૫૦૦ ધનુ૰ ઉંચી હોય છે, જેથી એકેક દિશામાં ૨૭–૨૭ પ્રતિમાજી ઉભી રહેલી હોય છે. ત્યાં ઋષભ–ચંદ્રાનન–વારિષેણ–અને વર્ધમાન એ ચાર નામવાળી પ્રતિમાઓ છે.

## ॥ શાશ્વત પ્રતિમાજીના જૂદા જૂદા રાત્નિક અવયવો ॥

તે શ્રી જિનપ્રતિમાઓના નખ અંકરત્નના શ્વેતવર્ણે, નખના પ્રતિસેક ( પર્યન્તવર્તી ખુણાભાગ નખની નીચેનો હોય તે ) લોહિતાક્ષ રત્નના રક્તવર્ણે છે, હથેલી, પગનાં તળીયાં, નાભિ, જીભ, શ્રીવત્સ ( છાતી મધ્યે ઉપસતો ભાગ ) અને ચુચુક ( સ્તનની ડીંટીઓ ) તથા તાલુ એ સર્વ તપનીયસુવર્ણમય રક્તવર્ણનાં હોય છે, દાઢી મૂછ અને રોમરાજી રિષ્ટરત્નમય કૃષ્ણવર્ણની છે. બે હોઠ પરવાલાંના રક્તવર્ણે છે, નાસિકા લોહિતાક્ષરત્નની રક્તવર્ણે છે, અને નાસિકાનો પ્રતિસેક ( અંદરનો ઉપલો ભાગ ) તપનીયસુવર્ણમય રક્તવર્ણે છે. ચક્ષુઓ અંકરત્નમય શ્વેતવર્ણે, ચક્ષુના પ્રતિસેક ( પર્યન્તવર્તી ખુણા ) લોહિતાક્ષરત્નના રક્તવર્ણે, તારા ( કીકી ) પાંપણ અને ભ્રૂ ( ભવાં ) એ રિષ્ટરત્નમય

કૃષ્ણવર્ણે છે. લલાટ કાન અને કપોલ એ સુવર્ણના પીતવર્ણે છે, શીર્ષના કેશ રિષ્ટરત્નના કૃષ્ણવર્ણે તથા કેશભૂમિ ( મસ્તકનો ઉપલો ભાગ, કેશના મૂળ ભાગનું સ્થાન ) તપનીય સુવર્ણમય રક્તવર્ણે છે. શીર્ષ વજ્રરત્નમય શ્વેતવર્ણે, ડોક-ભુજાઓ-પગ-જંઘા-ગુલ્ફ ( પગની બે પાની )-સાથળો-અને શરીર એ સર્વ સુવર્ણમય પીતવર્ણે છે. એ પ્રમાણે શાશ્વતપ્રતિમાજીના રત્નવિગેરેથી નિર્મિત અવયવો છે.

## ॥ શાશ્વત પ્રતિમાજીની ચારે દિશામાં રત્નમય રચના ॥

દરેક પ્રતિમાજીની પાછળ એક [1]છત્રધારી રત્નપ્રતિમા છે, બે પડખે એકેક ચમરધારી રૂપ છે, અને સન્મુખ બે પડખે એકેક નાગપ્રતિમા હોવાથી બે નાગપ્રતિમા, એકેક યક્ષપ્રતિમા હોવાથી બે યક્ષપ્રતિમા, ત્યારબાદ બે ભૂતપ્રતિમા, ત્યારબાદ બે કુંડધરપ્રતિમા છે, એ ચાર પ્રકારની બે બે પ્રતિમાઓ વિનયથી નમ્ર થઇ બે હાથ જોડીને પ્રભુને પગે લાગતી હોય તેવી છે.

## ॥ દેવચ્છન્દમાં રહેલી સામગ્રી ॥

તથા એ દેવચ્છન્દમાં ૧૦૮ ઘંટ, ૧૦૮ ધૂપના કડછા, ૧૦૮ ચંદન કળશ ( જળપૂર્ણ કળશો ), ૧૦૮ ભૃંગાર ( નાનાકળશો ), ૧૦૮ આરિસા, ૧૦૮ થાળ, ૧૦૮ પાત્રીઓ (નાની થાળીઓ), ૧૦૮ સુપ્રતિષ્ઠ (ડમરૂ આકારની ઉભી બેઠકો કે જેના ઉપર થાળ વિગેરે રાખી શકાય, અથવા રહેલા છે ). ૧૦૮ મનોગુલિકા [ રત્નના બાજઠ વિશેષ ], ૧૦૮ વાતકરક [ કોઇ વસ્તુ વિશેષ ], ૧૦૮ વિચિત્ર રત્ન કરંડીયા, ૧૦૮ રત્નના અશ્વકંઠ [ શોભા માટે ], ૧૦૮ હસ્તિકંઠ, ૧૦૮ નરકંઠ, ૧૦૮ કિન્નરકંઠ, ૧૦૮ કિંપુરૂષકંઠ, ૧૦૮ મહોરગકંઠ, ૧૦૮ ગંધર્વકંઠ, ૧૦૮ વૃષભકંઠ ૧૦૮ ચંગેરી,[2] ૧૦૮ પટલ[3] ( પડલા ), ૧૦૮ સિંહાસન, ૧૦૮ છત્ર, ૧૦૮ ચામર ૧૦૮ દાબડા,[4] ૧૦૮ ધ્વજા, એ વસ્તુઓ જિનભવનમાં સર્વે રત્નમય છે, અને અતિમનોહર છે. ॥

---

૧ છત્રધર અને ચામરધર પ્રતિમાઓ પણ જીનપ્રતિમાવત્ ઊભી રહેલી જાણવી.

૨ ૧૦૮ પુષ્પચંગેરી, ૧૦૮ માલ્યચંગેરી, ૧૦૮ ચૂર્ણચંગેરી, ૧૦૮ ગંધચંગેરી, ૧૦૮ વસ્ત્રચંગેરી, ૧૦૮ આભરણચંગેરી, ૧૦૮ સિદ્ધાર્થ ( શ્વેત સર્ષપ ) ચંગેરી, ૧૦૮ લોમહસ્ત ( મોરપીંછીના પૂંજણીની ) ચંગેરી, એ ૮ પ્રકારની ચંગેરીઓ [ પાત્ર વિશેષ ] છે,

૩ ચંગેરીવત્ આઠ પ્રકારના એકસો આઠ આઠ પટલક જાણવા.

૪ તેલસમુદ્ગક, કોષ્ઠસમુદ્ગક, ચોયગસમુદ્ગક, તગરસમુ૦, એલાયચીસમુ૦, હરતાલ સમુ૦, હિંગલોક સમુ૦, મનઃશિલ સમુ૦, અંજન સમુદ્ગક એ નવ પ્રકારના દાબડા તે પણ દરેક ૧૦૮-૧૦૮ જાણવા.

अवतरणः—પૂર્વે કહેલા ૫૦૦ યોજન ઉંચાઇવાળા કૂટોમાંના ૨૬ કૂટો ઉપર જિનભવન છે, તો બીજાં ૧૪૦ કૂટો ઉપર શું છે ? તે આ ગાથામાં કહેવાય છે.

**पणवीसं कोससयं, समचउरसवित्थडा दुगुणमुच्चा ।**
**पासाया कूडेसु, पणसयउच्चेसु सेसेसु ॥ ६९ ॥**

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| पणवीसं सयं—એકસો પચીસ | दुगुणं उच्चा—બમણા ઉંચા |
| कोस—કોશ, ગાઉ. | पासाया—દેવપ્રાસાદો |
| समचउरस वित्थडा—સમચોરસ વિસ્તારવાળા | सेसेसु—શેષ ૧૪૦ કૂટો ઉપર |

## સંસ્કૃત અનુવાદ

**पंचविंशत्यधिकं क्रोशशतं समचतुरस्रविस्तरा द्विगुणोच्चाः ।**
**प्रासादाः कूटेषु पंचशतोच्चेषु शेषेसु ॥ ६९ ॥**

गाथार्थः—પાંચસો યોજન ઉંચાઇવાળા શેષકૂટો ઉપર ૧૨૫ ગાઉ સમચોરસ વિસ્તારવાળા અને તેથી બમણા ઉંચા એવા દેવપ્રાસાદો છે. ॥ ૬૯ ॥

विस्तरार्थः—પાંચસો યોજન ઉંચાઇવાળાં ૧૬૬ કૂટમાંનાં ૨૬ સિદ્ધકૂટ બાદ કરતાં શેષ ૧૪૦ કૂટો ઉપર તે તે કૂટના અધિપતિદેવોનો એકેક સમચોરસ આકારવાળો રત્નમયપ્રાસાદ [ દેવગૃહ ] છે, એ અધિપતિદેવો અસંખ્યાત દ્વીપસમુદ્ર વ્યતીત થયા બાદ જે બીજો જંબૂદ્વીપ આવેલો છે, ત્યાં પોતપોતાની દિશિમાં અને પોતપોતાની સમૃદ્ધિવાળી રાજધાનીઓમાં રહે છે, એકેક પલ્યોપમના આયુષ્યવાળા એ મહર્ધિકદેવો જ્યારે કારણ પ્રસંગે જંબૂદ્વીપમાં આવે છે, ત્યારે પોતાના કૂટઉપરના પ્રાસાદમાં સુખપૂર્વક પરિવારસહિત બેસે છે. એ દરેક પ્રાસાદમાં મધ્યભાગે એકેક મણિપીઠિકા છે, અને તે ઉપર અધિપતિ દેવનું એક મુખ્ય સિંહાસન છે, અને તેની ચારે તરફ ફરતાં પદ્મદ્રહના કમળના વલયોની માફક પરિવારદેવોનાં પણ સિંહાસન છે. એ પ્રાસાદની લંબાઈ ૩૧॥ યોજન તથા પહોળાઈ પણ ૩૧॥ યોજન છે, અને ઉંચાઈ બમણી હોવાથી ૬૨॥ યોજન છે. એ પ્રાસાદોનું સાંગોપાંગવર્ણન સિદ્ધાન્તોમાંથી જાણવા યોગ્ય છે. એ ૧૪૦ પ્રાસાદોમાં ઘણા દેવના પ્રાસાદો છે, અને કેટલાક પ્રાસાદો દેવીઓના પણ છે. ॥ ૬૯ ॥

अवतरणः—પૂર્વ ગાથામાં પાંચસો યોજન ઉંચાઈવાળાં એકસોછાસઠ કૂટ કહીને હવે આ ગાથામાં ૧૦૦૦ યોજન ઉંચાઈવાળાં ૩ સહસ્રાંકકૂટ છે તે કહે છે—

**बलहरिसहहरिकूडा, णंदणवणि मालवंति विज्जुपभे ।**
**ईसाणुत्तरदाहिण–दिसासु सहसुच्च कणगमया ॥ ७० ॥**

### શબ્દાર્થઃ—

बल–બલકૂટ
हरिसह–હરિસહ કૂટ
हरिकूडा–હરિકૂટ
सहस उच्च–હજાર યોજન ઉંચા
कणगमया–કનકમય, સુવર્ણના

### સંસ્કૃત અનુવાદ.

**बलहरिस्सहहरिकूटानि, नंदनवने माल्यवंते विद्युत्प्रभे ।**
**ईशानोत्तरदक्षिणदिशासु, सहस्रोच्चानि कनकमयानि ॥ ७० ॥**

गाथार्थः—નંદનવનમાં ઈશાનદિશાએ બલકૂટ, માલ્યવંતમાં ઉત્તરદિશાએ હરિસ્સહકૂટ, અને વિદ્યુત્પ્રભમાં દક્ષિણદિશાએ હરિકૂટનામનું કૂટ છે, એ ત્રણે કૂટ ૧૦૦૦ ( હજાર ) યોજન ઉંચાં છે, અને સુવર્ણનાં છે. ॥ ૭૦ ॥

विस्तरार्थः—નંદનવન નામનું વન જે મેરૂપર્વતઉપર ૫૦૦ યોજન ચઢતાં આવે છે તેમાં પૂર્વે ૮ ગિરિકૂટ કહેવાઇ ગયાં છે, તે ચાર દિશાએ ચાર જિનભવન અને ચાર વિદિશામાં ચાર ઇન્દ્રપ્રાસાદ એ આઠના આઠ આંતરામાં છે, તેમાં પણ પૂર્વદિશિનું જિનભવન અને પહેલું દિક્કુમારીકૂટ એ બેના આંતરે बलकूट નામનું એક કૂટ ૧૦૦૦ યોજન ઉંચું ૧૦૦૦ યોજન મૂળ વિસ્તાર, ૭૫૦ યોજન મધ્યવિસ્તાર અને ૫૦૦ યોજન શિખર વિસ્તારવાળું, અને ૨૫૦ ભૂમિમાં અને સુવર્ણનું છે. सहस्र એટલે હજાર યોજનવડે अंक=અંકિત–યુક્ત હોવાથી सहस्रांककूट એવું નામ છે. એ કૂટનો અધિપતિ બળદેવનામનો દેવ છે, તેની રાજધાની અસંખ્યદ્વીપસમુદ્ર બાદ આવેલા બીજા જંબુદ્વીપમાં ઈશાનદિશાએ છે, અને તે રાજધાની ૮૪૦૦૦ ( ચોર્યાસી હજાર ) યોજન વિસ્તારવાળી છે. અહિં તો કૂટ ઉપર કેવળ પ્રાસાદજ છે.

તથા માલ્યવંતનામના ગજદંતગિરિઉપર ઉત્તરદિશામાં એટલે નીલવંત પર્વતની પાસે પહેલું પરન્તુ મેરૂપર્વતપાસેના પહેલા સિદ્ધકૂટથી ગણતાં નવમું

**हरिस्सहकूट નામે** સહસ્રાંકકૂટ છે, તે પણ ૧૦૦૦ યોજન ઉંચું ૧૦૦૦ યોજન મૂળમાં વિસ્તારવાળું, મધ્યભાગે ૭૫૦ યોજન અને શિખરઉપર ૫૦૦ યોજન વિસ્તારવાળું, તથા ભૂમિમાં ૨૫૦ યોજન દટાયલું છે. પરિધિ ગણિતને અનુસારે મૂળમાં ૩૦૬૨ યોજન, મધ્ય ભાગે ૨૩૭૨ યોજન, અને ઉપરનો પરિધિ ૧૫૮૧ યોજન છે. આ કૂટનો અધિપતિ હરિસ્સહનામનો દેવ છે, તેની રાજધાની બીજા જંબૂદ્વીપમાં ઉત્તરદિશામાં ૮૪૦૦૦ યોજન વિસ્તારવાળી છે, અને અહિં તો કૂટઉપર કેવળ એક પ્રાસાદ જ છે.

તથા વિદ્યુત્પ્રભનામના ગજદંતગિરિઉપર દક્ષિણદિશામાં એટલે નિષધપર્વતની પાસે પહેલું પરન્તુ મેરૂતરફના પહેલા સિદ્ધકૂટથી ગણતાં છેલ્લું નવમું हरिकूट નામનું સહસ્રાંકકૂટ તે પણ સર્વથા હરિસ્સહકૂટ સરખું છે. એનો અધિપતિ હરિનામનો દેવ બીજા જંબૂદ્વીપમાં દક્ષિણદિશાએ પોતાની ૧૦૦૦૦૦ ( એક લાખ ) યોજન વિસ્તારવાળી હરિ નામની રાજધાનીમાં રહે છે, અને આ કૂટ ઉપર તો હરિદેવનો એક પ્રાસાદ ( ૬૯ મી ગાથામાં કહેલા પ્રમાણવાળો ) છે, જ્યારે કારણ પ્રસંગે અહિં આવે ત્યારે એમાં સુખે બેસે છે.

## ॥ ૩ સહસ્રાંકકૂટનો અર્ધભાગ આકાશમાં નિરાધાર ॥

નંદનવન ૫૦૦ યોજન પહોળું છે, અને તેમાંનું बलकूट ૧૦૦૦ યોજન મૂળમાં પહોળું છે, માટે ૫૦૦ યોજન નંદનવનના દબાવીને શેષ ૫૦૦ યોજન જેટલું કૂટ વનની બહાર નિકળી આકાશમાં અધર રહેલું છે. એટલુંજ નહિં પરન્તુ નંદનવનનાં બીજાં આઠે કૂટ પણ ૫૦-૫૦ યોજન જેટલાં બહાર આકાશમાં અધર રહ્યાં છે.

તથા માલ્યવંત અને વિદ્યુત્પ્રભ એ બે ગજદંતગિરિ નીલવંત અને નિષધ પર્વતની પાસે ૫૦૦-૫૦૦ યોજન વિસ્તારવાળા છે, અને એ બેની ઉપરનાં હરિસ્સહ તથા હરિકૂટ ૧૦૦૦-૧૦૦૦ યોજન મૂળમાં વિસ્તારવાળાં છે, તેથી મધ્યભાગે ૫૦૦ યોજન ગજદંતગિરિના દાબીને બન્ને પડખે ૨૫૦-૨૫૦ યોજન બહાર નિકળી એ દરેક કૂટ આકાશમાં અધર રહ્યાં છે. એ પ્રમાણે ત્રણે સહસ્રાંકકૂટોનો અમુક ભાગ આકાશમાં નિરાધાર જાણવો.

વળી એ ત્રણે કૂટ ગોળ આકારના છે, અને ઉંચાઇમાં જોતાં ગાયે ઉંચા કરેલા પુચ્છસરખા આકારવાળા છે, કારણકે મૂળમાં અધિકવિસ્તારવાળા અને ત્યારબાદ અનુક્રમે હીનહીનવિસ્તારવાળા છે. ॥ ૭૦ ॥

अवतरण:—હવે આ ગાથામાં ૩૪ દીર્ઘવૈતાઢ્યઉપરનાં નવ નવ કૂટોનું સ્વરૂપ દર્શાવાય છે [ વૃત્તવૈતાઢ્ય ઉપર કૂટ નથી ].

**वेअड्ढेसुवि णवणव कूडा पणवीसकोस उच्चा ते ।**
**सव्वे तिसय छडुत्तर, एसुवि पुव्वंति जिणकूडा ॥ ७१ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| वेअड्ढेसु अवि–૩૪ દીર્ઘ વૈતાઢ્યો ઉપર પણ | छड उत्तर–૭ અધિક |
| णव णव कूडा–નવ નવ કૂટ | एसु अवि–એ કૂટોમાં પણ |
| तिसय–ત્રણસો | पुव्वंति–પૂર્વ દિશાને અન્તે |
| | जिणकूडा–જિનકૂટ, સિદ્ધકૂટ |

## સંસ્કૃત અનુવાદ,

**वैताढ्येष्वपि नव नव कूटानि, पंचविंशतिक्रोशोच्चानि तानि ।**
**सर्वाणि त्रिशतानि षडुत्तराणि, एतेष्वपि पूर्वान्ते जिनकूटानि ॥ ७१ ॥**

गाथार्थ:—વૈતાઢ્યપર્વતો ઉપર પણ નવ નવ કૂટ છે, અને તે સર્વે પચ્ચીસ ગાઉ ઉંચા છે, તે સર્વમળીને ૭ અધિક ત્રણસો ( ત્રણસો છ ) કૂટ છે, અને એ કૂટોમાં પણ પૂર્વદિશિને અન્તે એકેક સિદ્ધકૂટ છે. ॥ ૭૧ ॥

विस्तरार्थ:—ભરતક્ષેત્રના મધ્યભાગમાં ૧, ઐરાવતક્ષેત્રના મધ્યભાગે ૧, અને મહાવિદેહક્ષેત્રમાં દરેક વિજયમાં એકેક હોવાથી ૩૨, એ સર્વમળી ૩૪ દીર્ઘ વૈતાઢ્યપર્વતો છે. તે દરેક ઉપર ૯–૯ કૂટ છે, જેથી સર્વ મળી ૩૪×૯=૩૦૬ કૂટ થયાં. એ દરેક કૂટ ૨૫ ગાઉ ઉંચું, ૨૫ ગાઉ ( ૬। યોજન ) મૂળમાં લંબાઈ પહોળાઈવાળું, મધ્યભાગે કંઈક ન્યૂન ૫ યોજન અને ઉપર કંઈક અધિક ૩ યોજન લંબાઈપહોળાઈવાળું ગોળઆકારે ઉંચા કરેલા ગાયના પુચ્છ સરખું અનુક્રમે હીન હીન છે.

ભરતક્ષેત્રના તથા ઐરાવતક્ષેત્રના વૈતાઢ્યઉપર જે ૯ કૂટ છે તેમાં સર્વથી પહેલું પૂર્વ સમુદ્ર પાસે सिद्धायतन कूट, તેની પશ્ચિમે બીજું દક્ષિણભરતાર્ધકૂટ, ત્રીજું ખંડપ્રપાતકૂટ, ચોથું માણિભદ્રકૂટ, ૫ મું વૈતાઢ્યકૂટ, ૬ ઠું પૂર્ણભદ્રકૂટ, ૭ તમિસ્રગુફાકૂટ, ૮ મું ઉત્તરભરતાર્ધકૂટ, ૯ મું વૈશ્રમણકૂટ. એ પ્રમાણે ૯–૯ કૂટ છે.

તથા મહાવિદેહના ૩૨ વૈતાઢ્યમાં પણ પૂર્વદિશિમાં પહેલું સિદ્ધાયતનકૂટ, ત્યારબાદ પશ્ચિમમાં દક્ષિણ........વિજયાર્ધકૂટ, અને આઠમું ઉત્તર........વિજયાર્ધકૂટ, બાકીના ૭ કૂટનાં નામ ભરતવૈતાઢ્યવત્ જાણવાં, કેવળ બીજા કૂટમાં જે વિજય તે વિજયનું નામ દક્ષિણશબ્દ[1]સહિત કહેવું, અને આઠમા કૂટમાં સ્વવિજયનું નામ ઉત્તરશબ્દસહિત કહેવું એ તફાવત છે. શેષસર્વસ્વરૂપ ભરતવૈતાઢ્યના કૂટસરખું જાણવું. તથા દરેક સિદ્ધાયતનકૂટ ઉપર ૧ ગાઉ દીર્ઘ ૦ાા ગાઉ પહોળું અને ૧૪૪૦ ધનુષ્ ઉંચું એકેક जिनभवन છે, તેનું સ્વરૂપ પૂર્વે ૬૮ મી ગાથાના વિસ્તરાર્થમાં કહ્યા પ્રમાણે જાણવું.

તથા એ ૯ કૂટમાં પહેલા કૂટઉપર સિદ્ધાયતન કહ્યું છે, અને શેષ ૮ કૂટમાંથી ત્રીજું અને આઠમું કૂટ ગુફાઓના નામવાળું છે, અને તે અનુક્રમે કૃતમાલદેવ અને નાટ્યમાલદેવનું છે, જેથી શેષ ૭ કૂટના અધિપતિ કૂટના નામે નામવાળા દેવો છે એ આઠે એકપલ્યોપમના આયુષ્યવાળા છે તે સર્વ બીજા જંબૂદ્વીપમાં પોતાની દિશાઓમાં આવેલી ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી રાજધાનીઓમાં રહે છે. અને અહિં તેના આરામમાટેના પ્રાસાદો છે. ॥ ૭૧ ॥

अवतरण:—પૂર્વગાથામાં વૈતાઢ્યપર્વતોઉપરના કૂટમાં જે જિનકૂટ કહ્યા તે ઉપર શાશ્વતજિનભવનોનું પ્રમાણ અને શેષકૂટોઉપર પ્રાસાદનું પ્રમાણ આ ગાથામાં કહે છે—

**ताणुवरिं चेइहरा, दहदेवीभवणतुल्लपरिमाणा ।**
**सेसेसु य पासाया, अद्धेगकोसं पिहुच्चते ॥ ७२ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| ताण उवरिं–તે જિનકૂટોની ઉપર | सेसेसु–શેષકૂટો ઉપર |
| चेइहरा–ચૈત્યઘરો, ચૈત્યો. | पासाया–પ્રાસાદો |
| दहदेवी भवण–દ્રહદેવીઓનાં ભવન | अद्ध इग कोसं–અર્ધ કોશ અને એક કોશ |
| तुल्लपरिमाणा–તુલ્યપ્રમાણવાળાં | पिहु उच्चते–પૃથુત્વ, અને ઉચ્ચાઇમાં |

---

[1] જેમ કચ્છ વિજયમાં રહેલા વૈતાઢ્યનું બીજું કૂટ દક્ષિણકચ્છાર્ધકૂટ અને આઠમું ઉત્તરકચ્છાર્ધકૂટ એ રીતે શેષ ૩૧ વિજયોના વૈતાઢ્યમાં પણ જાણવું.

## સંસ્કૃત અનુવાદ

**तेषामुपरि चैत्यगृहाणि, द्रहदेवीभवनतुल्यप्रमाणा ।**
**शेषेसु च प्रासादा अर्धैकक्रोशं पृथूच्चत्वे ॥ ७२ ॥**

ગાથાર્થ:—તે સિદ્ધકૂટોની ઉપર દ્રહદેવીના ભવનના પ્રમાણસરખા પ્રમાણ વાળાં ચૈત્યો છે, અને શેષકૂટો ઉપર ૦॥ ગાઉ પૃથુ–વિસ્તારવાળા અને ૧ ગાઉ ઉંચા એવા દેવપ્રાસાદો છે ॥ ૭૨ ॥

વિસ્તરાર્થ:—શ્રીદેવી આદિ દ્રહદેવીનાં ભવનો જે સરોવરના મધ્યભાગે મૂળ કમળની કર્ણિકાઉપર રહેલાં છે તે ૧ ગાઉ દીર્ઘ ૦॥ ગાઉ પહોળાં અને ૧૪૪૦ ધનુષ્ ઉંચાં છે, તેમ આ વૈતાઢ્યના જિનકૂટઉપર રહેલાં ભવન પણ એજ પ્રમાણવાળાં છે, તથા દ્રહદેવીભવનનાં દ્વાર ૫૦૦ ધનુષ્ ઉંચાં ૨૫૦ ધનુષ્ વિસ્તૃત અને ૨૫૦ ધનુષ્ પ્રવેશવાળાં છે તેમ આ જિનભવનોનાં દ્વાર પણ એટલા જ પ્રમાણવાળાં છે. તથા એ ૩૪ સિદ્ધકૂટ સિવાયનાં શેષ ૨૭૨ કૂટો ઉપર એકેક દેવપ્રાસાદ છે, તે દરેક ૦॥ ગાઉ લાંબો ૦॥ ગાઉ પહોળો અને ૧ ગાઉ ઉંચો સમચોરસ આકારે છે. તે કૂટના અધિપતિદેવો અને દેવીઓ અસંખ્ય દ્વીપસમુદ્ર વીત્યાબાદ જે બીજો જંબૂદ્વીપ આવે છે ત્યાં દક્ષિણદિશામાં પોતપોતાની રત્નમયરાજધાનીઓમાં રહે છે, તે રાજધાનીઓ ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી વૃત્તઆકારની છે, દરેક દેવનું એકપલ્યોપમ આયુષ્ય છે, અને એ દેવો સર્વે વ્યન્તરનિકાયના છે ॥ ૭૨ ॥

अवतरण:—પૂર્વે કહેલાં સર્વે કૂટોનો વિસ્તાર વિગેરે આ ગાથામાં કહેવાય છે.

**गिरिकरिकूडा उच्च–त्तणाओ समअद्धमूलुवरि रुंदा ।**
**रयणमया णवरि विअ–ड्ढमज्झिमा ति ति कणगरूवा ॥ ७३ ॥**

### શબ્દાર્થ:—

गिरिकरिकूडा–ગિરિકૂટ અને કરિકૂટ
उच्चत्तणाओ–પોતાની ઉંચાઇથી
सम अद्ध–તુલ્ય અને અર્ધ
मूल उवरि–મૂળમાં અને ઉપર
रुंदा–રૂંદ વિસ્તારવાળા
रयणमया–રત્નમય
णवरि–નવરં, પરન્તુ વિશેષ એકે
विअड्ढ मज्झिमा–વૈતાઢ્યના મધ્યવર્તી
ति ति–ત્રણ ત્રણ કૂટ
कणगरूवा–કનકરૂપ, સુવર્ણના

## સંસ્કૃત અનુવાદ

**गिरिकरिकूटानि उच्चत्वात्समार्धमूलोपरिरुन्दाणि ।**
**रत्नमयानि नवरं, वैताढ्यमध्यमानि त्रीणि त्रीणि कनकरूपाणि ॥७३॥**

गाथार्थः—ગિરિકૂટો અને કરિકૂટો પોતાની ઉંચાઈતુલ્ય મૂળવિસ્તારવાળા છે, અને ઉંચાઇથી અર્ધ ઉપરવિસ્તારવાળા છે, એ સર્વે કૂટો રત્નમય છે, પરન્તુ વૈતાઢ્યનાં મધ્યવર્તી ત્રણ ત્રણ કૂટ સુવર્ણનાં છે ॥ ૭૩ ॥

विस्तरार्थः—પૂર્વે જે ૧૬૬ કૂટ કહ્યાં તેમાં ભદ્રશાલવનનાં ૮ હસ્તિકૂટ તે ગિરિકૂટ નથી માટે તે બાદ કરતાં ૧૫૮ કૂટ અને વૈતાઢ્યનાં ૩૦૬ કૂટ મળી ૪૬૪ કૂટ અને ૩ સહસ્રાંક કૂટ મળી ૪૬૭ ગિરિકૂટ છે, અને ૮ કરિકૂટ ( હસ્તિકૂટ ) તે ભૂમિકૂટ છે, તે સર્વ ( ૪૭૫ કૂટ ) પોતાની ઉંચાઈતુલ્ય મૂળવિસ્તારવાળા અને તેથી અર્ધ ઉપરવિસ્તારવાળા હોવાથી તે સર્વના મૂળઉપરના વિસ્તાર આ પ્રમાણે–

૧૫૮ ગિરિકૂટ અને ૮ કરિકૂટની ( ૧૬૬ કૂટની ) ઉંચાઈ ૫૦૦ યોજન છે, તેથી એ સર્વ મૂળમાં ૫૦૦ યોજન વિસ્તારવાળા અને શિખરસ્થાને ૨૫૦ યોજન વિસ્તારવાળા છે. તથા ત્રણ સહસ્રાંકકૂટ ૧૦૦૦ યોજન ઉંચાં છે, તો એ ત્રણેનો મૂળવિસ્તાર ૧૦૦૦ યોજન અને શિખરસ્થાને ૫૦૦ યોજનનો વિસ્તાર છે. તથા વૈતાઢ્યનાં ૩૦૬ કૂટ ૬। યોજન ઉંચાં છે, તો એ સર્વનો મૂળ વિસ્તાર પણ ૬। યોજન છે અને શિખરવિસ્તાર ૩ યોજન ૦॥ ગાઉ છે. એ પ્રમાણે મૂળવિસ્તાર અને શિખરવિસ્તાર કહ્યા.

### ॥ ગિરિકૂટ ૪૬૭ તથા ભૂમિકૂટ ૫૮ ના મધ્યવિસ્તારનું કરણ ॥

મૂળવિસ્તાર તથા શિખરવિસ્તાર તો ગાથામાં દર્શાવ્યો, પરન્તુ એ કૂટોના મધ્યવિસ્તાર કેવી રીતે જાણી શકાય ? તે સંબંધિ કરણ જગતીના વર્ણનની ૧૪ ગાથામાં કહ્યું છે તે પ્રમાણેજ જાણવું, અને તે કરણથી કૂટોના મધ્યવિસ્તાર આ પ્રમાણે—

૧૬૬ કૂટનો મૂળવિસ્તાર ૫૦૦ યોજન છે, અને શિખરવિસ્તાર ૨૫૦ યોજન છે, જેથી ૫૦૦ માંથી ૨૫૦ બાદ કરતાં બાકી ૨૫૦ યોજન રહ્યા તેને ૫૦૦ યોજનની ઉંચાઇવડે ભાગતાં ૦॥ યોજન આવ્યો, જેથી નીચેથી એકેક યોજનાદિ ઉપર ચઢતાં ૦॥ ૦॥ યોજન વિસ્તાર ઘટે અને શિખરથી ઉતરતાં વધે, માટે એ ક્ષયવૃદ્ધિને અનુસારે નીચેથી ઉપર ૨૫૦ યોજન ચઢી અર્ધભાગે આવીએ તો ૨૫૦×૦॥=૧૨૫ યોજનને ૫૦૦ માંથી ઘટાડતાં ૩૭૫ યોજન

વિસ્તાર અતિમધ્યભાગે હોય, અથવા ઉપરથી નીચે ઉતરી મધ્યભાગે આવીએ તો ૨૫૦ માં ૧૨૫ યોજન ઉમેરતાં ૩૭૫ યોજન વિસ્તાર અતિમધ્યભાગે આવે, એમ બન્ને રીતે મધ્યવર્તી કોઈ પણ સ્થાનનો વિસ્તાર જાણી શકાય છે.

તથા એ રીતે ત્રણ સહસ્રાંકકૂટના મૂળવિસ્તાર ૧૦૦૦ યોજનમાંથી શિખરવિસ્તારના ૫૦૦ યોજન બાદ કરતાં આવેલા ૫૦૦ યોજનને ઉંચાઇના ૧૦૦૦ યોજનવડે ભાગતાં દરયોજને ૦॥ ૦॥ યોજન હાનિવૃદ્ધિ જાણવી, જેથી પૂર્વોક્ત રીતિ પ્રમાણે ૫૦૦ યોજન ઉપર ચઢી મધ્યભાગે જઇએ તો (૧૦૦૦ માંથી ૨૫૦ બાદ કરતાં) ૭૫૦ યોજન વિસ્તાર છે.

તથા વૈતાઢ્યનાં ૩૦૬ કૂટ મૂળમાં ૬। યોજન એટલે ૨૫ ગાઉ વિસ્તારવાળાં અને શિખરસ્થાને ૧૨॥ ગાઉ વિસ્તૃત હોવાથી ૨૫ માંથી ૧૨॥ જતાં ૧૨॥ બાકી રહ્યા, તેને ૨૫ ગાઉની ઉંચાઇવડે ભાગતાં દરેક યોજને ૦॥ ૦॥ ગાઉની હાનિવૃદ્ધિ આવી, જેથી ૧૨॥ યોજન ઉંચે ચઢતાં મધ્યભાગ આવે ત્યાં ૨૫ માંથી ૬। ગાઉ બાદ કરતાં ૧૮॥। ગાઉનો વિસ્તાર આવે. શિખરથી ઉતરતાં પણ ૧૨॥ માં ૬। વધારતાં ૧૮॥। ગાઉ નો મધ્યવિસ્તાર આવે.

એ રીતે ત્રણે પ્રકારના કૂટોમાં દરયોજને ૦॥ યોજન હાનિવૃદ્ધિ છે, તથા એ ગિરિકૂટ ને કરિકૂટ રત્નમય છે, પરન્તુ વૈતાઢ્યનાં ૪-૫-૬ એ ત્રણ ત્રણ કૂટો સુવર્ણનાં છે. એ વિશેષ છે. સહસ્રાંકકૂટોને એની ૭૦ મી ગાથામાં કનકમય કહ્યાં છે જ, જેથી ૪૬૭ ગિરિકૂટમાં ૩૦૨ રત્નમય અને ૧૦૫ કૂટ સુવર્ણમય છે. ॥ ૭૩ ॥

अवतरण:—૪૬૭ ગિરિકૂટ અને ૫૮ ભૂમિકૂટ છે, ત્યાં ૪૬૭ ગિરિકૂટ ઉપરાન્ત ૮ કરિકૂટરૂપ ભૂમિકૂટ પણ પૂર્વે કહેવાયાં છે, જેથી હવે ૫૦ ભૂમિકૂટ કહેવાનાં બાકી છે, તેમાં ૧૬ તરૂકૂટ અને ૩૪ ઋષભકૂટ છે, ત્યાં આ ગાથામાં પ્રથમ ૧૬ તરૂકૂટ કહેવાય છે—

**जंबूणय रययमया, जगइसमा जंबु सामलीकूडा ।**
**अट्ठ तेसु दहदेवि-गिहसमा चारु चेइहरा ॥ ७४ ॥**

શબ્દાર્થ:—

जंबूणय—જાંબુનદ સુવર્ણમય
रययमया—રજતમય, રૂપાના
जंबुसामलीकूडा—જંબૂકૂટ અને શાલ્મલી કૂટ.
दहदेविगिहसमा—દ્રહદેવીના ભવન સરખા
चारु—મનોહર
चेइहरा—ચૈત્યગૃહો, સિદ્ધાયતનો

## સંસ્કૃત અનુવાદ.

**जाम्बूनदरजतमयानि जगतीसमानानि जंबूशाल्मलिकूटानि ।**
**अष्टाष्टौ तेषु द्रहदेवीगृहसमानानि चारूणि चैत्यगृहाणि ॥ ७४ ॥**

गाथार्थः—આઠ જંબૂકૂટ જાંબૂનદસુવર્ણમય છે, અને આઠ શાલ્મલિકૂટ રૂપાના છે, તથા જગતીજેટલા પ્રમાણવાળા છે, અને તે સર્વઉપર દ્રહદેવીના ભવનસરખા પ્રમાણવાળાં મનોહર જિનભવનો છે. ॥ ૭૪ ॥

विस्तरार्थः—આગળ ૧૩૬ થી ૧૪૫ મી ગાથા સુધીમાં જંબૂવૃક્ષ અને શાલ્મલિવૃક્ષનું સ્વરૂપ કહેવાશે તે પૃથ્વીપરિણામી જંબૂવૃક્ષના વનમાં અને શાલ્મલિવૃક્ષના વનમાં ચારદિશાએ ચાર દેવભવન અને ચારવિદિશામાં ચાર દેવપ્રાસાદ છે, તે આઠના આઠ આંતરામાં એકેક ભૂમિકૂટ [ શિખરાકૃતિ-વાળા પર્વત ] હોવાથી તે ૮ જંબૂકૂટ અને ૮ શાલ્મલિકૂટ કહેવાય છે, તથા જંબૂ અને શાલ્મલિ એ બે પૃથ્વીકાયિકવૃક્ષો હોવાથી એ ૧૬ तरुकूट( વૃક્ષકૂટ) કહેવાય છે, તેમાં ૮ જંબૂકૂટ જાંબૂનદ સુવર્ણના છે, તેથી કંઇક રક્તવર્ણના છે, અને ૮ શાલ્મલિકૂટ રૂપાના હોવાથી શ્વેતવર્ણના છે.

એ ૧૬ તરૂકૂટ જંબૂદ્વીપની જગતી સરખા છે એટલે મૂળમાં * ૧૨ યોજન અને શિખરે ચાર યોજન વિસ્તારવાળા ગોળ આકારના છે, તથા ૮ યોજન ઉંચા છે, તે ઉપર દ્રહદેવીના ભવનસરખાં એટલે ૧ ગાઉ દીર્ઘ ૦॥ ગાઉ વિસ્તૃત અને ૧૪૪૦ ધનુષ્ ઉંચાં શાશ્વત જિનભવનો છે, અને પશ્ચિમ સિવાયની ત્રણ દિશિનાં ત્રણ દ્વાર પણ દ્રહદેવીના ભવનના દ્વાર સરખાં હોવાથી ૫૦૦ ધનુષ્ ઉંચાં ૨૫૦ ધનુષ્ પહોળાં અને ૨૫૦ ધનુષ્ પ્રવેશવાળાં એ ત્રણે દ્વાર છે. તેમાં પ્રતિમાદિક સર્વસ્વરૂપ પૂર્વે કહેલા જિનભવનના સ્વરૂપ પ્રમાણે [ ૬૮મી ગાથાના વિસ્તરાર્થમાં કહ્યા પ્રમાણે ] જાણવું.

### ॥ તરૂકૂટના મધ્યવિસ્તાર ॥

મૂળમાં ૧૨ યોજન હોવાથી શિખરના ૪ યોજન બાદ કરતાં ૮ યોજન આવ્યા તેને ઉંચાઇના ૮ યોજન વડે ભાગતાં દર યોજનાદિકે એક યોજના-દિકની હાનિ વૃદ્ધિ આવી, માટે ભૂમિથી ઉપર ચાર યોજન ચઢી મધ્યભાગે

* ૧૬ તરૂકૂટને મૂળમાં ૮ યોજન મધ્યમાં ૬ યોજન અને શિખરે ૪ યોજન વિસ્તારવાળા પણ કહ્યાં છે. ઇતિ મતાન્તરમ્.

આવીએ ત્યાં ચાર યોજન ઘટવાથી ૮ યોજન જેટલો મધ્યવિસ્તાર આવે, તેમ-જ ઉપરથી નીચે ઉતરતાં ચાર યોજન ઉમેરીએ તોપણ ૮ યોજનનો મધ્યવિ-સ્તાર આવે, એ પ્રમાણે ચઢતાં ઉતરતાં હાનિવૃદ્ધિ જાણવી.

તથા મતાન્તર પ્રમાણે મૂળમાં ૮ યોજન અને ઉપર ૪ યોજન વિસ્તા-રવાળા ગણીએ તો મધ્યવિસ્તાર એ રીતેજ ૬ યોજન આવે છે. ॥ ૭૪ ॥

अवतरण:—હવે આ ગાથામાં ૩૪ ઋષભકૂટરૂપ ભૂમિકૂટ કહે છે—

**तेसि समोसहकूडा, चउतीसं चुल्लकुंडजुअलंतो ।**
**जंबूणएसु तेसु अ, वेअड्ढेसुं व पासाया ॥ ७५ ॥**

## શબ્દાર્થ:—

तेसि सम–તે તરૂકૂટના સરખા
उसहकूडा–ઋષભકૂટ
चउतीसं–ચોત્રીસ
चुल्लकुंड–લઘુકુંડ
जुअल अंतो–બેની વચ્ચે
जंबूणएसु तेसु–જાંબૂનદ સુવર્ણમય એવા તે ઋષભકૂટો
व–તુલ્ય, સરખા

## સંસ્કૃત અનુવાદ.

**तेषां समानि ऋषभकूटानि चतुस्त्रिंशत् क्षुल्लकुंडयुगलान्तराणि ।**
**जाम्बूनदेषु तेषु च वैताढ्येष्विव प्रासादाः ॥ ७५ ॥**

गाथार्थ:—તે જંબૂશાલ્મલિકૂટોના સરખા ૩૪ ઋષભકૂટ છે, અને તે બે લઘુકુંડની વચ્ચે છે. તથા જાંબૂનદસુવર્ણમય એવા તે કૂટો ઉપર વૈતાઢ્યકૂટો ઉપર જેવા પ્રાસાદ છે તેવા પ્રાસાદ છે ( દરેક ઉપર એકેક પ્રાસાદ છે ) ॥ ૭૫ ॥

विस्तरार्थ:—૧૬ જંબૂશાલ્મલિકૂટ પૂર્વગાથામાં ૧૨ યોજન મૂળવિસ્તાર અને ચારયોજન શિખર વિસ્તારવાળા છે, તથા ૮ યોજન ઉંચા છે, તે પ્રમાણે ૩૪ ઋષભકૂટ પણ એજ પ્રમાણવાળા છે. વળી તે ઋષભકૂટ ભરતક્ષેત્રમાં ઐરા-વતક્ષેત્રમાં અને ૩૨ વિજયમાં જ્યાં બે બે મહાનદીઓના ધોધ જે બે બે પ્રપાતકુંડોમાં પડે છે તે બે બે પ્રપાતકુંડના અંતરાલમાં–આંતરામાં છે. ગાથામાં એ ૬૮ પ્રપાતકુંડોને લઘુકુંડ કહ્યા છે તેનું કારણ કે શેષ રોહિતાપ્રપાત આદિ ૨૨ કુંડની અપેક્ષાએ એ કુંડો સહુથી ન્હાના છે. તેનું પ્રમાણ પૂર્વે ૫૩–૫૪ મી

ગાથામાં કહેવાઈ ગયું છે ત્યાંથી જાણવું. વળી એ ઋષભકૂટ જાંબૂનદ સુવર્ણના હોવાથી કંઇક રક્તવર્ણના છે, અને એ ૩૪ ભૂમિકૂટો ઉપર વૈતાઢ્યકૂટ ઉપરના પ્રાસાદ સરખા પ્રાસાદ છે એટલે ૦ાા ગાઉ દીર્ઘ ૦ાા ગાઉ વિસ્તૃત અને એક ગાઉ ઉંચા સમચોરસ પ્રાસાદો છે, તે દરેકના અધિપતિ ઋષભ નામના વ્યન્તરદેવ એક પલ્યોપમના આયુષ્યવાળા છે, અને તેઓની રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં પોતપોતાની દિશિમાં ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે.

## ॥ ઋષભકૂટ ઉપર ચક્રવર્તિનાં નામ ॥

દરેક ચક્રવર્તી લઘુહિમવંતાદિપર્વતના અધિપતિદેવનો દિગ્વિજય કર્યાબાદ અટ્ઠમતપનું પારણું કરી ઋષભકૂટ પાસે આવી પોતાના રથના અગ્રભાગ વડે ઋષભકૂટને ત્રણવાર સ્પર્શે, ત્યારબાદ પોતાના કાકિણી નામના રત્નવડે ઋષભકૂટના પૂર્વભાગમાં પર્વતને લાગેલી મહાશિલા ઉપર પોતાનું નામ લખે છે, કે હું અમુક નામનો ચક્રવર્તી, છએ ખંડ જીત્યા છે, હવે મારો કોઈ શત્રુ નથી તથા અવસર્પિણી કે ઉત્સર્પિણી જે કાળ હોય તે અને કેટલામો ચક્રવર્તી તે પણ લખે. ત્યારબાદ પોતાના રથને પાછો વાળી જ્યાં છાવણી નાખેલી હોય ત્યાં આવે.

## ॥ ઋષભકૂટના મધ્યવિસ્તારનું કરણ ॥

મૂળમાં ૧૨ યોજન અને ઉપર ૪ યોજન પહોળો હોવાથી ૧૨ માંથી ૪ જતાં ૮ રહે તેને ૮ યોજનની ઉંચાઈ વડે ભાગતાં દર યોજનાદિકે એક યોજનાદિની હાનિવૃદ્ધિ થાય, જેથી નીચેથી ૪ યોજન ઉપર ચઢી મધ્યભાગે આવીએ ત્યાં ૪ યોજન ઘટવાથી ૧૨ માંથી ૪ જતાં ૮ યોજન મધ્યવિસ્તાર આવે. એ રીતે શિખરથી ઉતરતાં ૪ માં ૪ યોજન વધારતાં પણ ૮ યોજન મધ્યવિસ્તાર આવે.

આ ઋષભકૂટો પણ ઉંચા કરેલા ગાયના પુચ્છસરખા અનુક્રમે હીન હીન આકારવાળા છે. અને ગોળ આકારના છે.

## ॥ સર્વકૂટ—૫૨૫ ॥

અહિં સુધીમાં સર્વકૂટ ગણીએ તો પૂર્વે કહ્યા પ્રમાણે ૪૬૭ ગિરિકૂટ અને ૫૮ ભૂમિકૂટ મળી ૫૨૫ કૂટ થયા. અહિં ભૂમિકૂટ એ પર્વતો હોવા છતાં કૂટ શબ્દથી બોલાય છે તે પૂર્વાચાર્યની તથાપ્રકારની વિવક્ષાથીજ, અન્યથા એ પર્વતો છે. ॥ ૭૫ ॥.

अवतरण:—પૂર્વે કહેલાં જંબૂદ્વીપવર્તી સર્વકૂટોનું સંખ્યાપ્રમાણ કહેવાય છે.

**पंचसएपणवीसे, कूडा सव्वेवि जंबुदीवम्मि ।**
**ते पत्तेअं वरवण–जुआहि वेईहिं परिक्खित्ता ॥ ७६ ॥**

### શબ્દાર્થ:—

पंचसए पणवीसे=પાંચસો પચ્ચીસ
ते पत्तेअं=તે કૂટો દરેક
वरवणजुआहि=ઉત્તમ વનયુક્ત
वेईहिं=વેદિકાવડે
परिरिकत्ता=વીટાયલા છે.

### સંસ્કૃત અનુવાદ

**पंचशतानि पंचविंशत्यधिकानि कूटानि सर्वाण्यपि जंबूद्वीपे ।**
**तानि प्रत्येकं वरवनयुक्ताभि–र्वेदिकाभिः परिक्षिप्तानि ॥ ७६ ॥**

गाथार्थः—એ પ્રમાણે જંબૂદ્વીપમાં સર્વકૂટ પાંચસો પચ્ચીસ છે, તે દરેક ઉત્તમવનયુક્તવેદિકાવડે વીટાયલા છે ॥ ૭૬ ॥

विस्तरार्थः—સુગમ છે. વિશેષ એ કે—દરેક કૂટની ચારે બાજુ ફરતું એક વલયાકાર વન ૨ યોજનમાં કંઈક ન્યૂન પ્રમાણનું છે, અને તે વનની ચારે બાજુ ફરતી એક વલયાકાર વેદિકા જંબૂદ્વીપની જગતી ઉપરની વેદિકા સરખી બે ગાઉ ઉંચી અને પાંચસો ધનુષ્ વિસ્તારવાળી છે. ॥ ૭૬ ॥

### ॥ જંબૂદ્વીપમાં ૫૨૫ કૂટનાં નામ ॥

लघुहिमवंतपर्वते ૧૧ કૂટ–૧ સિદ્ધાયતનકૂટ–૨ હિમવંતકૂટ–૩ ભરતકૂટ, ૪. °ઇલાદેવીકૂટ, ૫ °ગંગાવર્તનકૂટ, ૬ °શ્રીકૂટ, ૭ °રોહિતાંશાકૂટ, ૮ °સિંધ્વાવર્તનકૂટ, ૯ °સુરાદેવીકૂટ, ૧૦ હૈમવતકૂટ, ૧૧ વૈશ્રમણકૂટ.

शिखरिपर्वते ૧૧ કૂટ—૧ સિદ્ધાયતનકૂટ, ૨ શિખરીકૂટ, ૩ ઐરણ્યવતકૂટ, ૪ સુવર્ણકૂલા°કૂટ, ૫ શ્રીદેવી°કૂટ, ૬ °રક્તાવર્તનકૂટ, ૭ °લક્ષ્મીકૂટ, ૮ °રક્તવત્યાવર્તનકૂટ, ૯ ગંધાવતી કૂટ, ૧૦ ઐરાવત કૂટ, ૧૧ તિગિચ્છિકૂટ.

महाहिमवंतपर्वते ૮ કૂટ—૧ સિદ્ધાયતનકૂટ, ૨ મહાહિમવંતકૂટ, ૩ હૈમવતકૂટ, ૪ રોહિતા°કૂટ, ૫ હ્રી°કૂટ, ૬ હરિકાન્તા°કૂટ, ૭ હરિવર્ષકૂટ, ૮ વૈડૂર્યકૂટ

° એ શૂન્ય નિશાનીવાળાં કૂટ દેવીઓનાં છે. પહેલું કૂટ જૈન ચૈત્યનું છે, અને શેષ કૂટ દેવનાં છે.

रुक्मीपर्वते ८ कूट—१ સિધ્ધાયતનકૂટ, ૨ રૂક્મિકૂટ, ૩ રમ્યકકૂટ, ૪ °નરકાન્તાકૂટ, ૫ બુધ્ધિ°કૂટ ૬ રૂપ્યકૂલા°કૂટ, ૭ ઐરણ્યવતકૂટ, ૮ મણિકાંચનકૂટ.

निषधपर्वते ९ कूट—૧ સિધ્ધાયતનકૂટ, ૨ નિષધકૂટ, ૩ હરિવર્ષકૂટ, ૪ પૂર્વ વિદેહકૂટ, ૫ હ્રી°કૂટ, ૬ ધૃતિ°કૂટ, ૭ સીતોદા°કૂટ, ૮ અપરવિદેહકૂટ, ૯ રૂચકકૂટ.

नीलवंतपर्वते ९ कूट—૧ સિદ્ધાયતનકૂટ, ૨ નીલવંતકૂટ, ૩ પૂર્વવિદેહકૂટ, ૪ સીતા°કૂટ, ૬ °નારિકાન્તાકૂટ, ૭ અપરવિદેહકૂટ, ૮ રમ્યકકૂટ, ૯ ઉપદર્શનકૂટ.

सोमनसगजदंतगिरिउपर ७ कूट—૧ સિદ્ધાયતનકૂટ, ૨ સોમનસકૂટ, ૩ મંગલાવતીકૂટ, ૪ દેવકુરૂકૂટ, ૫ *વિમળકૂટ, ૬ અંજન*કૂટ, ૭ વિશિષ્ટકૂટ.

गंधमादनगजदंतगिरिउपर ७ कूट—૧ સિધ્ધાયતનકૂટ, ૨ ગંધમાદનકૂટ, ગંધગકૂટ, ૪ ઉત્તરકુરૂકૂટ, ૫ *સ્ફટિકકૂટ ૬ *લોહિતાક્ષકૂટ, ૭ આનન્દકૂટ.

विद्युत्प्रभगजदंतगिरिउपर [ ८-९ ] कूट—૧ સિદ્ધાયતનકૂટ, ૨ વિદ્યુત્પ્રભકૂટ, ૩ દેવકુરૂકૂટ, ૪ બ્રહ્મકૂટ, ૫ *કનકકૂટ, ૬ *સ્વસ્તિકકૂટ, ૭ સીતોદાકૂટ, ૮ સ્વયંજલકૂટ. [ ૯ હરિકૂટ ( સહસ્રાંક ) ].

माल्यवंतगजदंतगिरिउपर ८ (९)कूट—૧ સિદ્ધાયતનકૂટ, ૨ માલ્યવંતકૂટ, ૩ ઉત્તરકુરૂકૂટ, ૪ કચ્છકૂટ, ૫ સાગરકૂટ, ૬ રજતકૂટ, ૭ સીતાકૂટ, ૮ પૂર્ણભદ્રકૂટ, [ ૯ હરિસ્સહકૂટ ( સહસ્રાંક ) ].

नंदनकूट ८ (९)—૧ નંદનકૂટ, ૨ મન્દરકૂટ, ૩ નિષધકૂટ, ૪ હૈમવત કૂટ, ૫ રજતકૂટ, ૬ રૂચકકૂટ, ૭ સાગરચિત્રકૂટ, ૮ વજ્રકૂટ, ( ૯ બલકૂટ સહસ્રાંક ).

करिकूट ( भद्रशालकूट ) ८—૧ પદ્મોત્તરકૂટ, ૨ નીલવંતકૂટ, ૩ સ્વહસ્તિકૂટ, ૪ અંજનગિરિકૂટ, ૫ કુમુદકૂટ, ૬ પલાશકૂટ, ૭ અવતંસગિરિકૂટ, ૮ રોચનગિરિકૂટ.

वैताढ्यपर्वतोनां ९ कुट. सर्व ३०६ कूट—૧ સિદ્ધાયતનકૂટ, ૨ દક્ષિણવિજયાર્ધકૂટ, ૩ ખંડપ્રપાતકૂટ, ૪ માણિભદ્રકૂટ, ૫ વૈતાઢ્યકૂટ, ૬ પૂર્ણભદ્રકૂટ, ૭ તમિસ્રગુફાકૂટ, ૮ ઉત્તરવિજયાર્ધકૂટ, ૯ વૈશ્રમણકૂટ, [ અહિં બીજા અને આઠમાકૂટમાં " વિજય " શબ્દને સ્થાને તે તે વિજયનું નામ જાણવું. જેમ દક્ષિણભરતાર્ધકૂટ, ઉત્તરભરતાર્ધકૂટ ઈત્યાદિ ].

---

* આ નિશાનીવાળાં કૂટ અધોલોકમાં વસનારી આઠ દિશાકુમારીઓનાં છે, તે દેવીઓનાં એ કૂટોની નીચે પોતાનાં બે બે ભવન છે. ત્યાં ગંધમાદનઉપર ભોગંકરા-ભોગવતી ઇત્યાદિ રીતે દક્ષિણાવર્તક્રમે આઠે દિક્કુમારીઓ ૪ ગજદંતગિરિઉપર પ્રાસાદવાળી અને નીચે બે બે ભવનવાળી છે.

૮ जंबूकूट—એ આઠે સિદ્ધાયતનકૂટ છે, માટે જૂદાં જૂદાં નામ નથી.

૮ शाल्मलिकूट—એ આઠે સિદ્ધાયતનકૂટ છે, માટે જૂદાં જૂદાં નામ નથી.

[ ३ सहस्रांककूट—બલકૂટ–હરિસ્સહકૂટ–હરિકૂટ ].

६४ कूट १६ वक्षस्कारनां—૧ પૂર્વવિજયકૂટ, ૨ પશ્ચિમવિજયકૂટ, ૩ સ્વનામકૂટ, ૪ સિદ્ધાયતનકૂટ. અહિં વર્ષધર પાસે પહેલું કૂટ પોતાની પૂર્વે જે વિજય હોય તે નામવાળું, બીજું કૂટ પશ્ચિમે જે વિજય હોય તે નામવાળું, ત્રીજું પોતાનાજ નામવાળું, અને ચોથું સિદ્ધકૂટ છે. જેમ પહેલા ચિત્રનામના વક્ષસ્કારગિરિ ઉપર ૧ સુકચ્છકૂટ, ૨ કચ્છકૂટ, ૩ ચિત્રકૂટ, ૪ સિદ્ધકૂટ.

३४ ऋषभकूट—એ સર્વનું ઋષભકૂટ એવું એકજ નામ છે.

એ પ્રમાણે વર્ષધરોનાં ૫૬, ગજદંતગિરિનાં ૩૨, વનકૂટ ૧૭, વૈતાઢ્યકૂટ ૩૦૬, વૃક્ષકૂટ ૧૬, વક્ષસ્કારકૂટ ૬૪, ઋષભકૂટ ૩૪ મળી ૫૨૫ કૂટ થયાં. ॥૭૬॥

अवतरण:—હવે જંબૂદ્વીપમાં શાશ્વત જિનભવનો કયે કયે સ્થાને છે તે કહેવાય છે—

**छसयरिकूडेसु तहा, चूला चउवणतरूसु जिणभवणा ।**
**भणिया जंबूद्दीवे, सदेवया सेसठाणेसु ॥ ७७ ॥**

**શબ્દાર્થ:—**

छसयरि–છોત્તર
चूला–ચૂલિકા ઉપર
चउवण–ચાર વનમાં
तरूसु–જંબૂવૃક્ષ અને શાલ્મલિવૃક્ષના વનમાં
सदेवया–પોતાના નામવાળા દેવદેવીઓ
सेसठाणेसु–બીજાં સ્થાનોમાં

## સંસ્કૃત અનુવાદ.

**षट्सप्ततिकूटेषु तथा चूला चतुर्वनतरुषु जिनभवनानि ॥**
**भणितानि जंबूद्वीपे, स्वदेवताः शेषस्थानेषु ॥ ७७ ॥**

गाथार्थ:—૭૬ કૂટ ઉપર, ચૂલિકા ઉપર, ચાર વનમાં, બે વૃક્ષ ઉપર, એ સ્થાને જંબૂદ્વીપમાં શાશ્વત જિનભવનો કહ્યાં છે, અને શેષ સ્થાનોમાં પોતપોતાના સ્થાનના નામવાળા દેવદેવીઓ (ના પ્રાસાદો) છે ॥ ૭૭ ॥.

विस्तरार्थः—છ વર્ષધર પર્વતોઉપર પૂર્વદિશિનાં ૬ કૂટ, ચાર ગજદન્તગિરિઉપર મેરૂપર્વત પાસેનાં ૪ કૂટ, ચોત્રીસ વૈતાઢ્યપર્વતો ઉપરનાં પૂર્વસમુદ્રપાસેનાં તથા પૂર્વદિશિતરફનાં ૩૪ કૂટ, સોળ વક્ષસ્કારપર્વતઉપરનાં મહાનદી પાસેનાં ૧૬ કૂટ, અને જંબૂવૃક્ષ તથા શાલ્મલિવૃક્ષના પહેલા વનમાં આઠ આઠ મળીને ૧૬ કૂટ એ [ ૬+૪+૩૪+૧૬+૧૬= ] ૭૬ કૂટ ઉપર એકેક શાશ્વત જિનચૈત્ય છે. જેથી ૭૬ જિનભવનો કૂટ સંબંધિ જાણવાં.

તથા મેરૂપર્વતના શિખરે અતિમધ્યભાગે ૪૦ યોજન ઉંચું જે મધ્યશિખર છે તે ચૂલિકા કહેવાય છે, તે ચૂલિકા ઉપર ૧ શાશ્વત જિનભવન છે.

તથા મેરૂપર્વતનાં ભદ્રશાલ–નંદનવન–સોમનસવન–પંડકવન એ ચાર વનમાં દરેકમાં ચાર ચાર જિનભવન હોવાથી ૪ વન સંબંધિ ૧૬ શાશ્વત જિનભવનો છે. તથા જંબૂવૃક્ષ અને શાલ્મલિવૃક્ષઉપર એકેક જિનભવન હોવાથી ૨ વૃક્ષ સંબંધિજિનભવન છે. એ રીતે સર્વમળી જંબૂદ્વીપમાં [૭૬+૧+૧૬+૨=]૧૦૫ જિનભવનો છે. અને શેષસ્થાનોમાં એટલે શેષકૂટો ઉપર કુંડમાં નદીઓમાં દ્રહોમાં કુરૂક્ષેત્રના કંચનગિરિઓ ઉપર યમકગિરિ ચિત્રવિચિત્રગિરિ વૃત્તવૈતાઢ્ય ચાર વનની ચાર ચાર વિદિશાઓમાં બે વૃક્ષની ત્રણ ત્રણ શાખાઓઉપર ઈત્યાદિ સ્થાનોમાં તે તે નામવાળા દેવદેવીઓના પ્રાસાદ છે, એમાં વિશેષતઃ વ્યન્તરનિકાયના દેવો છે, અને દેવીઓ [1]ભવનપતિનિકાયની છે. તથા જેઓ વ્યન્તરનિકાયના છે તે સર્વની રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં સ્વસ્વદિશિએ છે, અને ભવનપતિદેવીઓની પ્રાયઃ [2]ભવનપતિનિકાયમાં પણ છે. અને રાજધાનીઓ તો બીજા જંબૂદ્વીપમાં છે. ॥ ૭૭ ॥

अवतरणः—જે સ્થાનોમાં જિનભવનો સંબંધિ વિસંવાદ છે ( એટલે જિનભવનો હોવામાં બે મત છે ) તેવાં સ્થાનો આ ગાથામાં કહેવાય છે—

---

૧ ભવનપતિનિકાયની દેવીઓ હોવાનું કારણકે જંબૂદ્વીપમાં સર્વઅધિપતિદેવદેવીઓનું આયુષ્ય ૧ પલ્યોપમથી ન્યૂન છે નહિં, અને વ્યન્તરદેવીઓનું આયુષ્ય ૧ પલ્યોપમ નહિં પરન્તુ ઉત્કૃષ્ટથી ॥ પલ્યોપમ હોય છે, માટે અધિપતિદેવીઓ ભવનપતિનિકાયની જાણવી, અને દેવોમાં તો ભવનપતિ કોઈકજ હોય છે ( શાલ્મલિ વૃક્ષના અધિપતિ દેવ ત્રીજી સુપર્ણભવનપતિનિકાયનો છે. તદ્વત્ ).

૨ અધોલોકવાસી દિશાકુમારીઓનાં બે બે ભવન જેમ ગજદંતની નીચે ભવનપતિ નિકાયમાં છે તદ્વત્.

**करिकूडकुंडणइदह–कुरुकंचणयमलसमविअड्ढेसु ॥**
**जिणभवणविसंवाओ, जो तं जाणंति गीअत्था ॥ ७८ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| करिकूड–કરિકૂટ | जिणभवण–જિનભવનો સંબંધિ |
| कुंडणइदह–કુંડ નદીઓ દ્રહો | विसंवाओ–વિસંવાદ |
| कुरुकंचण–કુરૂક્ષેત્રના કંચનગિરિ | जो–જે ( જે વિસંવાદ )છે. |
| यमल–યમકગિરિ ચાર | तं–તે ( તે વિસંવાદના નિર્ણયને ) |
| समविअड्ढेसु–સમવૈતાઢ્ય ચાર ઉપર | गीअत्था–ગીતાર્થો |

### સંસ્કૃત અનુવાદ.

**करिकूटकुंडनदीद्रह–कुरुकांचनयमलसमवैताढ्येषु ।**
**जिनभवनविसंवादो यस्तं जानन्ति गीतार्थाः ॥ ७८ ॥**

गाथार्थः—વિસ્તરાર્થને અનુસારે સુગમ છે.

विस्तरार्थः—ભદ્રશાલ વનમાંનાં ૮ કરિકૂટ, ગંગાપ્રપાત આદિ ૭૬ [1]કુંડ, ગંગા વિગેરે ૧૪ મહાનદીઓ [ નાં કુંડ ], પદ્મદ્રહઆદિ દ્રહો, દેવકુરૂક્ષેત્રમાંના ૧૦૦ અને ઉત્તરકુરૂક્ષેત્રમાંના ૧૦૦ મળી કુરૂક્ષેત્રના ૨૦૦ કંચનગિરિ, તથા અનુક્રમે સીતા તથા સીતોદા નદીના બે બે પડખે નીલવંત નિષધથી કંઇક દૂર રહેલા બે બે યમલગિરિ કે જે બેનું નામ યમકગિરિ અને બેનું નામ ચિત્ર તથા વિચિત્ર પર્વત છે, તે ઉપર, અને શબ્દાપાતી આદિ ચાર સમવૈતાઢ્ય એટલે વૃત્તવૈતાઢય જે હિમવંત આદિ ચાર યુગલક્ષેત્રોના મધ્યભાગમાં રહ્યા છે, અને જેનો મૂળવિસ્તાર શિખરવિસ્તાર મધ્યવિસ્તાર તથા ઉંચાઈ એ સર્વ ૧૦૦૦–૧૦૦૦ યોજન જેટલા સમાન હોવાથી અહિં समवैताढ्य પણ ગાથામાં કહ્યા છે તે, એ સર્વ સ્થાને કેટલાક આચાર્યો કહે છે કે જિનભવનો છે, અને કેટલાક આચાર્યો કહે છે કે જિનભવનો નથી પરન્તુ દેવદેવીઓના પ્રાસાદ અને ભવનો છે, માટે એ વિસંવાદને ( વિસંવાદના નિર્ણયને ) તો શ્રી બહુશ્રુતોજ જાણે ॥૭૮॥

---

૧ અહિં કુંડ અને નદીઓના ચૈત્યનાં સ્થાન જૂદાં હોય નહિં પરન્તુ કુંડના દ્વીપો ઉપર જ હોય તો પણ પૂર્વાચાર્યોએ કુંડ શબ્દથી ૭૬ કુંડ અને નદી શબ્દથી ૧૪ મહાનદી ગણી છે, જેથી ૧૪ મહાનદીનાં ચૈત્ય જો કે કુંડના દ્વીપમાં ન હોઇને કોઈ જૂદાસ્થાને હોય તો તે માનવાયોગ્ય છે.

અવતરણઃ—હવે ૩૪ દીર્ઘવૈતાઢ્યનું સ્વરૂપ આ ૪ ગાથામાં કહેવાય છે—

**पुव्वावरजलहिंता, दसुच्चदसपिहुलमेहलचउक्का ।**
**पणवीसुच्चा पन्नास तीस दस जोअण पिहुत्ता ॥ ७९ ॥**
**वेईहिं परिक्खित्ता, सखयरपुरपन्नसट्ठिसेणिदुगा ।**
**सदिसिंदलोगपालोवभोगिउवरिल्लमेहलया ॥ ८० ॥**
**दु दु खंड विहिअ भरहे-रवया दु दु गुरुगुहा य रुप्पमया ।**
**दो दीहा वेअड्ढा, तहा दुतीसं च विजएसु ॥ ८१ ॥**
**णवरं ते विजयंता, स खयरपणपन्नपुर दुसेणीआ ।**
**एवं खयरपुराइं, सगतीससयाइं चालाइं ॥ ८२ ॥**

**શબ્દાર્થઃ—**

पुव्व अवर—પૂર્વ અને પશ્ચિમ
जलहि अंता—સમુદ્રના અંતવાળા
दस उच्च—૧૦ યોજન ઉંચી
दसपिहुल—૧૦ યોજન પહોળી
मेहलचउक्का—ચાર મેખલાવાળા

पणवीस उच्चा—પચીસ યોજન ઉંચા
पन्नास—પચાસ યોજન
तीस—ત્રીસ યોજન
दस जोअण—દસ યોજન
पिहुत्ता—પહોળાઇવાળા

परिक्खित्ता—વીંટાયલા
स—સહિત
खयरपुर—ખેચરનાં નગરો; વિદ્યાધરનાં નગર
पन्नसट्ठि—૫૦ અને ૬૦
सेणि दुगा—બે બે શ્રેણિવાળા

सदिसि—પોતપોતાની દિશિના
इंद लोगपाल—ઇન્દ્રના લોકપાળને
उवभोगी—ઉપભોગ યોગ્ય
उवरिल्ल—ઉપરની
मेहलया—મેખલાવાળા

दु दु खंड—બે બે વિભાગ
विहिअ—કરેલા
गुरुगुहा—મોટી ગુફાવાળા

दीहा वेअड्ढा—દીર્ઘ વૈતાઢ્ય
दुतीसं—બત્રીસ વૈતાઢ્ય
विजएसु—બત્રીસ વિજયોમાં

णवरं=પરન્તુ
विजय अंता=વિજયના અંતવાળા
स=સહિત
खयर पणपन्नपुर=વિદ્યાધરનાં ૫૫ નગર
दु सेणिआ=બે શ્રેણિવાળા
एवं=એ પ્રમાણે
खयरपुराइं=વિદ્યાધરનાં નગરો
सगतीससयाइं चालाइं=સાડત્રીસસો ચાલીસ

## સંસ્કૃત અનુવાદ.

पूर्वापरजलध्यन्तौ, दशोच्चदशपृथुलमेखलचतुष्कौ ।
पंचविंशत्युच्चौ, पंचाशत्त्रिंशद्दशयोजनपृथुत्वौ ॥ ७९ ॥
वेदिकाभिः परिक्षिप्तौ, सखचरपुरपंचषष्टिश्रेणिद्विकौ ।
स्वदिगिन्द्रलोकपालोपभोग्युपरितनमेखलकौ ॥ ८० ॥
द्विद्वि खंडविहितभरतैरवतौ द्विद्विगुरुगुहौ च रूप्यमयौ ।
द्वौ दीर्घौ वैताढ्यौ, तथा द्वात्रिंशच्च विजयेषु ॥ ८१ ॥
नवरं ते विजयान्ताः, सखचरपंचपंचाशत्पुरद्विश्रेणीकाः ।
एवं खचरपुराणि सप्तत्रिंशच्छतानि चत्वारिंशदधिकानि ॥ ८२ ॥

गाथार्थः—પૂર્વસમુદ્રે અને પશ્ચિમસમુદ્રે છેડાવાળા, તથા ૧૦ યોજન ઉંચી અને ૧૦ યોજન વિસ્તારવાળી એવી ચાર મેખલાવાળા, ૨૫ યોજન ઉંચા, ૫૦-૩૦-૧૦ યોજન પહોળાઈવાળા, વેદિકાઓવડે વીટાયલા, વિદ્યાધરનાં ૫૦ અને ૬૦ નગરની બે શ્રેણિવાળા, પોતાની દિશિતરફના ઈન્દ્રના લોકપાલોને ઉપભોગ કરવા યોગ્ય એવી ઉપરની બે મેખલાવાળા, તથા ભરત અને ઐરવતક્ષેત્રના બે બે ખંડ-વિભાગ જેણે કર્યા છે એવા, બે બે મોટી ગુફાવાળા અને રૂપાના એવા બે દીર્ઘ વૈતાઢ્યપર્વત છે, વળી વિજયોમાં પણ બત્રીસ દીર્ઘવૈતાઢ્યપર્વતો પણ એવા જ છે, પરન્તુ વિશેષ એ કે—તે ૩૨ વૈતાઢ્ય પર્વતોના છેડા વિજયો તરફ છે, તથા વિદ્યાધરનાં ૫૫-૫૫ નગરની બે શ્રેણિવાળા છે. એ પ્રમાણે [ જંબૂદ્વીપમાં અથવા સર્વવૈતાઢ્યનાં ] વિદ્યાધર નગરો ૩૭૪૦ ( સાડત્રીસસો ચાલીસ ) છે ॥ ૭૯-૮૦-૮૧-૮૨ ॥

विस्तरार्थः—જંબૂદ્વીપમાં ૩૪ વૈતાઢ્યપર્વતો છે. વૈતાઢ્ય નામનો દેવ અધિપતિ હોવાથી એ પર્વતોનું નામ वैताढ्य છે, અથવા એ શાશ્વત નામ છે. તે ૩૪ વૈતાઢ્યનું સ્વરૂપ આ ચાર ગાથાઓ વડે કહ્યું છે, તેમાં પ્રથમ તો

ભરતઐરવતક્ષેત્રના બે દીર્ઘવૈતાઢ્યનું સ્વરૂપ અને ત્યારબાદ મહાવિદેહમાંના ૩૨ વૈતાઢ્યનું સ્વરૂપ કહ્યું છે.

## ॥ ૨ દીર્ઘ વૈતાઢ્યનું સ્વરૂપ ॥

૧ पुव्वावरजलहिंता—ભરત અને ઐરાવતના બે વૈતાઢ્યનો દરેકનો એક છેડો પૂર્વસમુદ્રને સ્પર્શેલો છે, અને બીજો છેડો પશ્ચિમસમુદ્રને સ્પર્શેલો છે, અર્થાત્ પૂર્વથી પશ્ચિમસમુદ્ર સુધી દીર્ઘ છે, અને લંબચોરસ આકારવાળા છે.

૨ दसुच्चदसपिहुलमेहलचउक्का—૧૦ યોજન ઉંચી અને ૧૦ યોજન પહોળી એવી ચાર મેખલાવાળા છે. मेखला એટલે પર્વતઉપર ચઢતાં વચ્ચે જે સીધો અને સપાટ પ્રદેશ આવે તેવા ચઢાવરહિત પ્રદેશનું નામ મેખલા છે. ત્યાં એક વૈતાઢ્યઉપર ચાર મેખલા છે.

## ॥ વૈતાઢ્ય પર્વતોની ૪-૪ મેખલા ॥

વૈતાઢ્યપર્વતની તલહટીથી અથવા નીચેની ભૂમિથી ૧૦ યોજન ઉપર ચઢીએ તો દક્ષિણબાજુએ અને ઉત્તરબાજુએ પણ ૧૦-૧૦ યોજન પહોળો સપાટપ્રદેશ આવે છે, તે સપાટપ્રદેશ પહોળાઈમાં ૧૦ યોજન છે, પરન્તુ લંબાઈમાં તો વૈતાઢ્યની લંબાઈ જેટલો પૂર્વપશ્ચિમસમુદ્રસુધી દીર્ઘ છે. જેથી ૧૦ યોજન ચઢ્યા બાદ પર્વતનો ચઢાવ ન હોવાથી ૧૦ યોજન સુધી પર્વત સન્મુખ સીધા ચાલીએ ત્યારે પર્વત આવે, ત્યાંથી ( એટલે એ પહેલી મેખલાના ૧૦ યોજન ચાલ્યા બાદ ) પર્વત ઉપર પુનઃ ૧૦ યોજન ચઢીએ તો બીજો પણ તેવોજ સપાટપ્રદેશ ૧૦ યોજન પહોળો અને પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્ર સુધીનો દીર્ઘ આવે, તે સપાટપ્રદેશમાં પર્વત સન્મુખ ૧૦ યોજન સીધા ચાલ્યા બાદ પર્વતનો

વૈતાઢ્ય પર્વત.

ચઢાવ ચઢવાનો આવે, તે ચઢાવસ્થાનથી પણ પાંચ યોજનઉપર ચઢી રહીએ તો પર્વતની ટોચે પહોંચ્યા ગણાય. એ રીતે જેમ દક્ષિણબાજુએ એ બે મેખલા

છે, તેવી જ ઉત્તર તરફ પણ સરખા જ સ્વરૂપવાળી બે મેખલા છે, જેથી એક વૈતાઢ્યને ૪ મેખલા છે. ગાથામાં મેખલાને ૧૦ યોજન ઉંચી કહી તેથી સપાટ પ્રદેશ ૧૦ યોજન ઉંચો છે એમ ન જાણવું, પરન્તુ ૧૦ યોજન ઉંચે ચઢતાં મેખલા આવે છે, માટે ૧૦ યોજન ઉંચી કહી છે. પરન્તુ મેખલાની વાસ્તવિક ઉંચાઈ હોય નહિં, કેવળ લંબાઈ પહોળાઈ હોય. એ પ્રમાણે બે વાર ૧૦-૧૦ યોજન ચઢવાથી અને એકવાર ૫ યોજન ઉંચે ચઢવાથી વૈતાઢ્યની ૨૫ યોજનની ઉંચાઈ પૂર્ણ થાય છે, અને વૈતાઢ્ય ૨૫ યોજન જેટલોજ ઉંચો હોય છે, તે કહેવાય છે—

૩ पणवीसूच्चा—દરેક વૈતાઢ્યપર્વત ભૂમિથી ૨૫ યોજન ઉંચો છે, અને ભૂમિની અંદર ૬। યોજન ઉંડો દટાયેલ છે, જેથી ભૂમિના અંદરના મૂળમાંથી ગણીએ તો પર્વત ૩૧। યોજન ઉંચો છે, પરન્તુ શાસ્ત્રોમાં સર્વત્ર ભૂમિઉપરથીજ પર્વતોની ઉંચાઈ ગણાય છે.

૪ पन्नास तीस दस जोअणविहुत्ता—વૈતાઢ્યની પહોળાઈ ૫૦-૩૦-૧૦ યોજન, એમ ત્રણ પ્રકારની છે, કારણકે મેખલાના સ્વરૂપમાં કહ્યા પ્રમાણે ભૂમિથી ૧૦ યોજન ઉપર ચઢી પહેલી મેખલાએ આવીએ ત્યાં સુધી ૫૦ યોજન પહોળો છે, ત્યારબાદ બે બાજુની બે મેખલાના ૧૦-૧૦ યોજન બાદ કરતાં બે મેખલાની વચ્ચે રહેલો પર્વત [ ૫૦ બાદ ૨૦=૩૦ ] ૩૦ યોજન પહોળો જ હોય, તે પણ ૧૦ યોજન ઉપર ચઢી બીજી મેખલાએ આવીએ ત્યાં સુધી ૩૦ યોજન પહોળો છે, પરન્તુ બીજી મેખલાને સ્થાને બે બાજુની બે મેખલાના બીજા ૧૦-૧૦ યોજન બાદ કરતાં બે મેખલાની વચ્ચે રહેલો પર્વત ૧૦ યોજન જ પહોળો હોય. એ ૧૦ યોજન પહોળાઈ પાંચ યોજન ઉપર ચઢી પર્વતની ટોચે શિખરે આવીએ ત્યાં સુધી હોય અને ત્યારબાદ તો પર્વતની જ સમાપ્તિ થઈ. એ પ્રમાણે ૨૫ યોજનની ઉંચાઇમાં પર્વતની ત્રણે પ્રકારની જૂદી જૂદી પહોળાઇ હોય છે. ॥ ૭૯ ॥

वेईहिं परिक्खित्ता—દરેક વૈતાઢ્યની બન્ને બાજુએ [ દક્ષિણે અને ઉત્તરે ] એકેક વન અને વન પછી એકેક વેદિકા હોય છે, ત્યાં પર્વતને લગતું વન બે યોજનમાં કંઇક ન્યૂન પહોળું અને પર્વતની લંબાઇ જેટલું દીર્ઘ-લાંબુ હોય છે અને વનને લગતી વેદિકા પણ તેટલીજ લાંબી, પરન્તુ પહોળી ૫૦૦ ધનુષ્ની છે. વળી એ વન અને વેદિકા પર્વતની નીચે ભૂમિ ઉપર જાણવાં. પરન્તુ મેખલા સ્થાને છે તે નહિં.

શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ-ભાવનગર.

६ सखयरपुर पन्नसट्ठि सेणिदुगा—દરેક વૈતાઢય વિદ્યાધરનાં ૫૦ અને ૬૦ નગરો વાળી બે શ્રેણિ સહિત છે. અર્થાત્ ભૂમિથી ૧૦ યોજન ઉપર જ્યાં પહેલી બે મેખલા બે બાજુએ છે ત્યાં વિદ્યાધરોની વસતી છે અને તેઓનાં ૫૦ તથા ૬૦ નગરો છે તે આ રીતે—ભરતક્ષેત્રના વૈતાઢયની પહેલી બે મેખલામાં દક્ષિણમેખલા સ્થાને વિદ્યાધરોનાં ૫૦ નગર છે, અને ઉત્તરભરતાર્ધતરફની ઉત્તરમેખલામાં ૬૦ નગરો છે. દક્ષિણમેખલાની લંબાઈ જંબૂદ્વીપની ગોળાઇના કારણથી ટુંકી છે માટે ૫૦ નગર છે, અને ઉત્તર મેખલાની લંબાઇ વિશેષ છે માટે ૬૦ નગરો છે. ( વળી અહિં નગર એટલે એક નગર નહિ પરન્તુ અનેક દેશ ગ્રામ સહિત રાજધાનીનું એક શહેર તેજ એક નગર, જેમ વડોદરા એક નગર એટલે વડોદરા તાબાના અનેક કસબા પ્રાન્ત મહાલ સહિત એવું રાજધાનીનું વડોદરા એક નગર ગણાય તેવાં એ ૫૦-૬૦ નગરો રાજધાનીનાં જાણવાં, ) તેનાં દક્ષિણ બાજુએ ગગનવલ્લભઆદિ નગરો છે, અને ઉત્તરબાજુએ રથનુપુરચક્રવાળ આદિ નગરો છે, એ રાજધાનીઓ અને દેશ ગ્રામો મેખલાની લંબાઈ પ્રમાણે દીર્ઘપંક્તિએ શ્રેણિએ હોવાથી विद्याधरश्रेणि ગણાય છે, જેથી ૫૦ નગરો દક્ષિણશ્રેણિમાં અને ૬૦ નગરો ઉત્તરશ્રેણિમાં કહેવાય છે. ઐરાવતના વૈતાઢયમાં પણ એ રીતે છે પરન્તુ વિશેષ એ કે—ઐરાવતક્ષેત્રના વૈતાઢય ઉપરની પહેલી બે મેખલામાં શિખરી પર્વત તરફની દક્ષિણ મેખલામાં ૬૦ નગરોની શ્રેણિ છે, અને સમુદ્રતરફની ઉત્તર મેખલામાં ૫૦ નગરોની શ્રેણિ છે, બીજું સર્વસ્વરૂપ યથાયોગ્ય ભરતવૈતાઢય સરખું છે. એ પ્રમાણે પહેલી બે મેખલામાં બે વિદ્યાધર શ્રેણિઓ કહી ને હવે તે ઉપરની બીજી બે મેખલામાં શું છે તે કહે છે.

७ सदिसिंदलोगपालोवभोगिउवरिल्लमेहलया—પોતપોતાની દિશિના ઇન્દ્રના લોકપાળને ઉપભોગયોગ્ય ઉપરની બે મેખલાવાળા સર્વે વૈતાઢય છે. અર્થાત્ જે વૈતાઢય દક્ષિણ દિશાના છે તેની સર્વોપરિતન મેખલામાં સૌધર્મઇન્દ્રના અને જે વૈતાઢય ઉત્તરદિશિએ હોય તે વૈતાઢયની સર્વોપરિતન બે મેખલામાં ઇશાન ઇન્દ્રના લોકપાળના આભિયોગિકદેવો રહે છે; કારણ કે સૌધર્મઇન્દ્ર દક્ષિણ દિશાનો ઇન્દ્ર છે, અને ઇશાન ઇન્દ્ર ઉત્તરદિશાનો ઇન્દ્ર છે, માટે "સ્વસ્વ દિશિના ઇન્દ્રના" એમ કહ્યું. એ પ્રમાણે હોવાથી ભરતવૈતાઢય મેરૂથી દક્ષિણદિશામાં હોવાથી એ વૈતાઢયની છેલ્લી ઉપરની બે મેખલામાં સૌધર્મેન્દ્રના સોમ યમ વરૂણ અને કુબેર નામના ચારે લોકપાલના આભિયોગિકદેવોના અનેક ભવનોની શ્રેણિ છે, તેમાં તે આભિયોગિકદેવો રહે છે, અને ઐરાવતનો વૈતાઢય મેરૂની ઉત્તરદિશામાં હોવાથી તેની સર્વોપરિતન બે મેખલાઓમાં ઇશાનઇન્દ્રના એજ ચાર નામવાળા

લોકપાળના આભિયોગિકદેવોના ભવનોની શ્રેણિ છે, તેમાં તે આભિયોગિકદેવો રહે છે. અહિં ગાથામાં આભિયોગિક શબ્દ નથી તો પણ અધ્યાહારથી ગ્રહણ કરવો, કારણ કે એ ભવનોમાં લોકપાળ પોતે રહેતા નથી. પરન્તુ કોઈ વખતે અહિં આવે ત્યારે આરામ લેવા માટેના પ્રાસાદો હોય તો સંગત છે, પરન્તુ તે વાત શાસ્ત્રમાં સ્પષ્ટ ન હોવાથી તેમ માની શકાય નહિં. અહિં આભિયોગિક એટલે સેવકદેવો જાણવા, તે પણ સર્વે એક પલ્યોપમના આયુષ્યવાળા છે; શેષ દેવોની માફક એ દેવોની રાજધાનીઓ કહી નથી, કારણ કે પોતે અધિપતિદેવો નથી. વળી એ આભિયોગિકદેવો વૈમાનિક નિકાયના નથી. પરન્તુ વ્યન્તરનિકાયના છે, એમ શ્રી જંબૂ૦ પ્રજ્ઞપ્તિની વૃત્તિમાં કહ્યું છે. आभियोग्याः—' शक्रलोकपालप्रेष्य-कर्मकारिणो व्यन्तरविशेषास्तेषामावासभूते श्रेण्यौ आभियोग्य श्रेण्यौ प्रज्ञप्ते ' ઇતિ વચનાત્.

વળી એ કહેલી વિદ્યાધરની બે બે શ્રેણિ અને આભિયોગ્યદેવની બે બે શ્રેણિ તે દરેક પોતાની બે પડખે એકેક વન અને એકેક વેદિકા વડે વીંટાયેલ છે, જેથી એક શ્રેણિ બે વન અને બે વેદિકાયુક્ત હોવાથી બે શ્રેણિનાં ચાર વન અને ચાર વેદિકા જાણવાં. તેવી રીતે ઉપરની બે આભિયોગ્યશ્રેણિઓનાં પણ ચાર વન અને ચાર વેદિકા જાણવાં. ॥ ૮૦ ॥

## ॥ વૈતાઢ્ય પર્વતોનું શિખરસ્થાન ॥

વૈતાઢ્યપર્વતોના શિખરસ્થાને કોઈની નિયત વસતી મેખલાઓવત્ નથી, પરન્તુ જગતીના વન અને વેદિકાની માફક અનેક વ્યન્તરદેવો આવી ક્રીડા કરે છે, સુખ પૂર્વક બેસે છે, સૂએ છે, અને પૂર્વકૃતપુણ્યનો આનંદ અનુભવે છે. શિખરસ્થાન પણ ઘણું રમણીક રત્નબદ્ધ ભૂમિતલવાળું છે. તેના ઉપર મધ્ય-ભાગમાં લંબચોરસ એક વેદિકા ૫૦૦ ધનુષ્ પહોળી છે, અને બે બાજુ બે વનખંડ છે. તેની લંબાઇ પર્વતની લંબાઈ તુલ્ય છે, અને વનની પહોળાઈ દેશોન બે યોજન દરેકની છે. એ બૃહત્ક્ષેત્રસમાસવૃત્તિનો અભિપ્રાય છે, અને શ્રીજંબૂ૦પ્રજ્ઞપ્તિની વૃત્તિમાં તો જગતી ઉપરની વેદિકા સરખી ચારે દિશિ વિદિશીમાં ફરતી એકજ વેદિકા પર્વતના કિનારે કિનારે દેશોન બે યોજન ખસતી છે, અને વન પણ તેવીજ રીતે વેદિકાની સર્વબાજુએ બાહ્યભાગે વીંટાયલું પર્વતના સર્વાન્ત્ય કિનારા સુધી છે. જેથી સર્વપર્યન્ત ભાગ વનયુક્ત છે. તફા-વત એજ કે જગતીની વેદિકા વલયાકાર છે, તો આ વેદિકા લંબચોરસ આકારે છે, પરન્તુ વૈતાઢ્ય પર્વતની ભૂમિગત વેદિકાવત્ દક્ષિણોત્તરવિભાગરૂપ બે વેદિકા નથી. એમ કહેવાથી શિખરતલ સિવાયની નીચેની સર્વ વેદિકાઓમાં પૂર્વ પશ્ચિમ

દિશામાં વેદિકા નથી, કેવળ ઉત્તરદક્ષિણદિશામાં વેદિકાઓ છે, અને શિખરસ્થાને તો ચારે દિશાએ વેદિકા છે.

૮ दुदुखंडविहिअभरहेरवया=વળી એ બે દીર્ઘવૈતાઢચ કેવા છે ? તે કહે છે—ભરતઐરાવતના જેણે બે બે ખંડ-ભાગ કરેલા છે, અર્થાત્ ભરતના અતિ મધ્યભાગમાં આવેલા વૈતાઢચે ભરતક્ષેત્રના બે ભાગ કર્યા છે, તેમાં સમુદ્ર તરફનો વિભાગ તે दक्षिणभरत અને લઘુહિમવંત તરફનો ભાગ તે उत्तरभरत કહેવાય. એ પ્રમાણે ઐરાવતક્ષેત્રના અતિમધ્યમાં આવેલા વૈતાઢ્યથી સમુદ્ર તરફનો ભાગ તે उत्तरऐरावत અને શિખરીપર્વતતરફનો ભાગ તે दक्षिणऐरावत કહેવાય.

૯ दुदुगुरुगुहा=દરેક વૈતાઢચમાં બે બે મોટી ગુફાઓ છે, જેનું સ્વરૂપ હવે પછી કહેવાશે.

૧૦ रूप्पमया=દરેક વૈતાઢચ રૂપાનો બનેલો છે.

दोदीहावेअड्ढा—એ ઉપર કહેલા ૮ વિશેષણોવાળા દીર્ઘવૈતાઢચ બે છે,

## ॥ ૩૨ દીર્ઘ વૈતાઢચ ॥

तहा इतीसं च विजएसु—તથા મહાવિદેહક્ષેત્રની બત્રીસ વિજયોમાં પણ ઉપર કહેલા સ્વરૂપવાળાજ ૩૨ દીર્ઘવૈતાઢચ છે, णवरं ते=પરન્તુ તે બત્રીસ વૈતાઢચો विजयंता=વિજયના અંતવાળા છે, અર્થાત્ તેઓના બે છેડા બે બાજુની બે વિજયો તરફ પહોંચ્યા છે, અથવા વિજયો [1]તરફ ગયા છે. તથા खयरपणपन्न दुसेणीआ—વિદ્યાધરોનાં ૫૫-૫૫ નગરોની બે શ્રેણિ સહિત છે, અર્થાત્ ભરતવૈતાઢચવત્ એક બાજુ ૫૦ અને બીજી બાજુ ૬૦ નગરો નથી, પરન્તુ બન્ને બાજુ ૫૫-૫૫ નગરો સહિત છે, કારણ કે અહિં ગોળાઈના અભાવે બન્ને મેખલાની લંબાઈ સરખી છે. એ પ્રમાણે દરેક વૈતાઢચમાં ૧૧૦-૧૧૦ વિદ્યાધર નગરો હોવાથી જંબૂદ્વીપમાં વિદ્યાધરનાં સર્વનગર [ ૩૪×૧૧૦= ] ૩૭૪૦ છે. ॥ ૮૧ ॥ ૮૨ ॥

---

૧ અહિં विजयंता એ શબ્દ "સમુદ્રસુધીના અંતવાળા નથી" એમ દર્શાવવાને અર્થે છે, પરન્તુ વિજયસ્પર્શી અંતવાળા વૈતાઢચો છે એમ દર્શાવવાને નથી. જેથી जलहिंता સરખો विजयंता નો અર્થ ન થાય, કારણ કે જેમ બે વૈતાઢચના છેડા સમુદ્રને સ્પર્શ્યા છે તેમ ૩૨ વૈતાઢચોના છેડા વિજયોને સ્પર્શ્યા નથી, પરન્તુ વન વક્ષસ્કાર અને અન્તર્નદીઓને સ્પર્શેલા છે, માટે અહિં विजयंता નો અર્થ વિજયસ્પર્શી અંતવાળા ન કરતાં "વિજય તરફ ગયેલા" એવો અર્થ કરવો. વળી એ અર્થ પણ ૮ વૈતાઢચોને સર્વાંશે સંબંધ કરતો નથી તો પણ ૨૪ વૈતાઢચોની અપેક્ષાએ બાહૂલ્યતાએ विजयंता શબ્દ ઘટી શકે.

अवतरण:—૮૧મી ગાથામાં દરેક વૈતાઢ્યને तमिस्राअने खंडप्रपात નામની બે બે મોટી ગુફાઓ છે એમ કહ્યું તે ગુફાઓનું સ્વરૂપ હવે આ ૮૩ થી ૮૭ મી ગાથા સુધીમાં કહેવાશે, ત્યાં પ્રથમ આ ગાથામાં દરેક મહાગુફાનું પ્રમાણ કહે છે તે આ પ્રમાણે:—

**गिरिवित्थरदीहाओ, अडुच्च चउ पिहुपवेसदाराओ।**
**बारसपिहुला अडुच्चयाउ वेअड्ढदुगुहाओ ॥८३॥**

### શબ્દાર્થ:—

गिरिवित्थर–ગિરિના વિસ્તાર જેટલી
दीहाओ–દીર્ઘ, લાંબી
अडउच्च–આઠ યોજન ઉંચા
चउपिहुपवेस–ચાર યોજન પહોળાં અને ૪ યોજન પ્રવેશવાળાં
दाराओ–એવાં દ્વારવાળી
बारसपिहुलाउ–૧૨ યોજન પહોળી
अडउच्चायाउ–આઠ યોજન ઉંચાં
वेअड्ढ–વૈતાઢ્ય પર્વતની
दुगुहाओ– બે બે ગુફાઓ

### સંસ્કૃત અનુવાદ

**गिरिविस्तरदीर्घे अष्टोच्चचतुःपृथुप्रवेशद्वारे।**
**द्वादशपृथुले अष्टोच्चे वैताढ्यद्विगुहे॥ ८३ ॥**

गाथार्थ:—પર્વતના વિસ્તાર જેટલી લાંબી, તથા આઠયોજન ઉંચાં ચારયોજન પહોળાં અને ચાર (ચારયોજન) પ્રવેશવાળાં દ્વારવાળી, તથા બારયોજન પહોળી અને આઠયોજન ઉંચી એવી વૈતાઢ્યપર્વતની બે બે મહાગુફાઓ છે. ॥ ૮૩ ॥

विस्तरार्थ:— પર્વતનો વિસ્તાર ઉત્તર દક્ષિણ રીતે ૫૦ યોજન છે, માટે વિસ્તારમાં આવેલી એ ગુફાઓ પણ ૫૦ યોજન લાંબી છે. તથા એકેક ગુફાને ઉત્તરતરફ અને દક્ષિણતરફ એમ બે બે દ્વાર છે. તે દરેક દ્વાર આઠ યોજન ઉંચા ૪ યોજન પહોળાઇવાળાં અને ૪ યોજન પ્રવેશવાળાં છે. વળી એ ગુફાની પહોળાઈ અંદરના ભાગમાં ૧૨ યોજન છે અને ગુફાની ઉંચાઇ આઠ યોજન છે, એવા પ્રકારની तमिस्रा અને खंडप्रपाता [1]નામની બે બે ગુફાઓ દરેક વૈતાઢ્ય પર્વતને હોવાથી સર્વ મળી ૬૮ ગુફાઓ છે, અને ગુફાનાં દ્વાર સર્વ મળી

૧. એ બેનાં સ્થાન આગળ ૮૬ મી ગાથામાં કહેશે.

૧૩૬ છે. એ દ્વારોનાં કમાડની પહોળાઇ દ્વારથી અર્ધપ્રમાણની એટલે બે બે યોજનની હોય અને ઉંચાઇ તો ગુફાને અનુસારે ૮ યોજન જ હોય તે સ્વત: વિચારવું. ॥ ૮૩ ॥

अवतरण:—વૈતાઢ્યપર્વતની દરેક ગુફામાં બે બે નદીઓ વિલક્ષણ જળવાળી છે તે આ ગાથામાં કહેવાય છે—

**तम्मज्झ दुजोअण अंतराओ ति ति वित्थराओ दुणईओ ।**
**उम्मग्गणिम्मग्गाओ कडगाओ महाणइगयाओ ॥ ८४ ॥**

## શબ્દાર્થ:—

तम्मज्झ–તે ગુફાના મધ્યભાગે
दुजोअण अंतराओ–બે યોજન આંતરે
ति ति वित्थराओ–ત્રણ ત્રણ યોજન વિસ્તારવાળી
दुणईओ–બે નદીઓ
उम्मग–ઉન્મગ્નિકા નામની
णिम्मगाओ–નિમગ્નિકા નામની
कडगाओ–કટકમાંથી (પહાડની કડાહોમાંથી નિકળીને)
महाणइगयाओ–મહાનદીમાં મળેલી છે

## સંસ્કૃત અનુવાદ

**तन्मध्ये द्वियोजनान्तरे त्रित्रिविस्तरे द्विनद्यौ [ द्वे नद्यौ ] ।**
**उन्मग्निकानिमग्निके कटकान्महानदीगते ॥ ८४ ॥**

गाथार्थ:—તે ગુફાના અતિમધ્યભાગે બે બે યોજનને આંતરે ત્રણ ત્રણ યોજનના વિસ્તારવાળી ઉન્મગ્ના અને નિમગ્ના નામની બે નદીઓ કડાહમાંથી નિકળી મહાનદીઓને મળેલી છે ॥ ૮૪ ॥

विस्तरार्थ:—ગુફાના દક્ષિણ દ્વારથી ગુફાની અંદર ૨૧ યોજન દૂર જઇએ ત્યાં તમિસ્રા ગુફામાં પહેલી उन्मग्ना नदी નામની નદી ત્રણ યોજનના ઉત્તર દક્ષિણ વિસ્તારવાળી અને ગુફાની પહોળાઇ પ્રમાણે ૧૨ યોજન લાંબી છે, તે તમિસ્રા ગુફાની પૂર્વદિશાના કડાહમાંથી ( શિલામય ભિત્તિભાગમાંથી ) નિકળી પશ્ચિમદિશાના કડાહમાં ( ભિત્તિની નીચે ) થઇને સિંધુમહાનદીને મળે છે. આ નદીમાં તૃણ કાષ્ઠ પત્થર આદિ જે કોઇ વસ્તુ પડે તે નીચે ડૂબી જતી નથી, પરન્તુ ઉપર તરતી રહીને પાણીના મોજાથી [1]ત્રણવાર અફળાતી અફળાતી નદીના

[1] तिखुत्तो आहुणिय आहुणिय ઇત્યાદિ વચનાત્

કિનારે સ્થળ ઉપર આવી જાય છે, પરન્તુ નદીમાં તે વસ્તુ રહેતી નથી, માટે એનું નામ [ મગ્ન-ડુબેલી એ અર્થને उत् ઉપસર્ગ પ્રતિપક્ષી અર્થરૂપે લાગવાથી ] उन्मग्न-ઉપર રહેતી વસ્તુવાળી નદી એ નામ સાર્થક છે

એ ઉન્મગ્ના નદીથી પુન: બે યોજન દૂર ઉત્તર તરફ જઈએ ત્યારે એવાજ સ્વરૂપવાળી બીજી નદી ત્રણ યોજન વિસ્તારવાળી ૧૨ યોજન લાંબી અને પૂર્વ કડાહમાંથી નિકળી પશ્ચિમકડાહની નીચે થઈને સિંધુમહાનદીને મળતી निमग्ना નામની નદી છે, આ નદીના જળનો સ્વભાવ એવો છે કે—એમાં તૃણ કાષ્ઠ પત્થર મનુષ્ય આદિ જે કંઈ વસ્તુ પડે તે તરવા જેવી હલકી હોય તોપણ ત્રણવાર હણાઇ હણાઈને નીચે ડુબી જાય છે, એ પ્રમાણે કોઇપણ વસ્તુ એ જળમાં તરતી નથી તેમ જળથી હણાઇને બહાર સ્થળ ઉપર પણ આવતી નથી માટે એનું એ નામ સાર્થક છે. કારણ કે " જેને વિષે પડેલી કોઇપણ વસ્તુ નિમજ્જતિ-ડુબી જાય તે નિમગ્ના એ વ્યુત્પત્તિ છે. એ પ્રમાણે પશ્ચિમદિશામાં આવેલી તમિસ્રા ગુફાની બે નદી કહી.

એ ભરતક્ષેત્રના વૈતાઢ્યમાં પૂર્વદિશાએ खंडप्रपात ગુફામાં પણ દક્ષિણદ્વારથી ૨૧ યોજન દૂર જતાં પહેલી ઉન્મગ્ના અને બે યોજનને અંતરે બીજી નિમગ્ના નદી આવે છે, પરન્તુ તફાવત એ છે કે—આ નદીઓ ગુફાની અંદરના પશ્ચિમ કડાહમાંથી નિકળી ગુફામાં ૧૨ યોજન વહી પૂર્વ કડાહનીચે થઈને ગંગા નામની મહાનદીને મળે છે. એ રીતે ભરતવૈતાઢ્યની ગુફાની ચારનદીઓ સરખી ઐરાવત ક્ષેત્રના વૈતાઢ્યની પણ ચાર નદીઓ જાણવી, પરન્તુ તફાવત એ કે—ક્ષેત્રદિશાને અનુસારે ત્યાં પૂર્વદિશાએ તમિસ્રગુફા છે, અને પશ્ચિમદિશાએ ખંડપ્રપાત ગુફા છે, ત્યાં તમિસ્રાની બે નદીઓ પશ્ચિમકડાહમાંથી નિકળી પૂર્વકડાહમાં નીચે થઈને રક્તવતી મહાનદીને મળે છે, અને ખંડપ્રપાતાની બે નદીઓ પૂર્વ કડાહમાંથી નિકળી પશ્ચિમકડાહમાં રક્તા મહાનદીને મળે છે. એ પ્રમાણે નિર્ગમ વિપર્યય અને સંગમનદીનો વિપર્યય કહેવો, અને પ્રવેશમાં "ઉત્તરદ્વારથી ૨૧ યોજન જતાં " એમ કહેવું.

તથા ૩૨ વિજયના ૩૨ વૈતાઢ્યોમાં પણ જે મેરૂથી દક્ષિણ તરફના વૈતાઢ્ય છે તેની ગુફાની નદીઓનું સ્વરૂપ ભરતવૈતાઢ્યની ગુફાની નદીઓ તુલ્ય અને ઉત્તરતરફના વૈતાઢ્યોની ગુફામાંની નદીઓનું સ્વરૂપ ઐરવતવૈતાઢ્યગુફાની નદીઓ તુલ્ય કહેવું. પરન્તુ સંગમનદીઓમાં બહુ વિપર્યય હોવાથી વિજયનદીઓનાં સ્થાન વિચારીને પોતાની બુદ્ધિથી યથાસંભવ સંગમનદી કહેવી. એ

નદીઓ ઉપર ગમનાગમન કરવાને ચક્રવર્તીનું વાર્ધકીરત્ન (ચક્રીનો સુતાર) પૂલ બાંધે છે. ॥ ૮૪ ॥

अवतरणः—હવે આ ગાથામાં ગુફાની અંદર પ્રકાશમાટે ચક્રવર્ત્તી પ્રકાશમંડળો આલેખે છે, તે વાત કહેવાય છે—

**इह पइभित्तिं गुणवन्न-मंडले लिहइ चक्कि दु दु समुहे ।**
**पणसयधणुहपमाणे, बारेगडजोअणुज्जोए ॥ ८५ ॥**

### શબ્દાર્થઃ—

इह=આ ગુફામાં
पइभित्तिं=પ્રત્યેક ભીંતે
गुणवन्नमंडले=૪૯ મંડળો
लिहइ=લખે છે, ચિતરે છે
समुहे=સન્મુખ, સ્હામાસ્હામી
बार इग अड=૧૨-૧-૮ યોજન
उज्जोए=ઉદ્યોત કરનારાં

### સંસ્કૃત અનુવાદ

**अत्र प्रतिभित्तिमेकोनपंचाशन्मंडलानि लिखति चक्री द्वे द्वे सन्मुखे ।**
**पंचशतधनुःप्रमाणानि, द्वादशैकाष्टयोजनोद्योतानि ॥ ८५ ॥**

गाथार्थः—આ ગુફામાં દરેક ભીંતે ચક્રવર્તી ઓગણપચાસ પ્રકાશમંડળોને બે બે સન્મુખ રહે એવી રીતે આલેખે છે, તે પ્રકાશમંડળો ૫૦૦ ધનુષ પ્રમાણનાં અને ૧૨-૧-૮ યોજન સુધી પ્રકાશકરનારાં હોય છે ॥ ૮૫ ॥

विस्तरार्थः—હવે આ ગુફામાં ચક્રવર્તી ૪૯ પ્રકાશમંડળો ચિતરે છે તે કહેવાય છે.

### ॥ વૈતાઢ્ય ગુફામાં ૪૯-૪૯ પ્રકાશમંડળો ॥

વૈતાઢ્યપર્વતની બે બે ગુફાઓ સદાકાળ બંધ રહે છે, જ્યારે ચક્રવર્તી ઉત્પન્ન થાય અને છ ખંડનો દિગ્વિજય કરવા નિકળે ત્યારે આ મહાઅંધકારમય ગુફાઓમાં થઈને ઉત્તરદિશાના ત્રણ ખંડ સાધવા જાય છે, ત્યારે પહેલી તમિસ્રા નામની ગુફાના કૃતમાળ નામના અધિષ્ઠાયકને ઉદ્દેશી અઠ્ઠમ તપ કરી પોતાના સેનાપતિ પાસે દ્વારને ત્રણ વાર દંડરત્નવડે પ્રહાર કરાવી ગુફાનાં દ્વાર ઉઘડાવે છે, ત્યારબાદ ચક્રવર્તી હસ્તિરત્નઉપર બેસી પોતાના પ્રકાશમાટે હસ્તિના મસ્તકઉપર મણિરત્નસ્થાપીને પ્રથમ તમિસ્રાગુફાની

અંદર પ્રવેશ કરી એક યોજન ગયા બાદ પાછળ આવતા સૈન્યના પ્રકાશને અર્થે ખડી સરખા કાકિણી નામના રત્નવડે પહેલું પ્રકાશમંડળ દક્ષિણ દ્વારના પૂર્વદિશિતરફના કમાડઉપર આલેખે-ચિતરે. બીજું મંડળ પશ્ચિમ કમાડના એક યોજન બાદ પહેલાની બરાબર સન્મુખ આલેખે. ત્યારબાદ ત્રીજું મંડળ પૂર્વકમાડની પાછળના તોટ્ટક[1] ઉપર ઉઘાડેલા કમાડની કિનારી પાસે આલેખે, ચોથું મંડળ પશ્ચિમકમાડના તોટ્ટક ઉપર ઉઘડેલા કમાડની કિનારી પાસે આલેખે. પાંચમું મંડળ પૂર્વ તોટ્ટક ઉપર ત્રીજામંડળથી એક યોજનને અન્તરે આલેખે, ત્યારબાદ છઠ્ઠું મંડળ પશ્ચિમ પણ પશ્ચિમતોટ્ટક ઉપર ચોથાથી એક યોજન દૂર પાંચમાની સન્મુખ આલેખે. ત્યારબાદ સાતમું મંડળ પર્વતની પૂર્વભીંતઉપર અને આઠમું મંડળ પશ્ચિમભીંત ઉપર તોટ્ટકની પાસે આલેખે. એ રીતે એકેએક યોજનને અન્તરે ૪૯ મંડળ પૂર્વદિશિમાં અને ૪૯ મંડળ પશ્ચિમદિશામાં મળી ૯૮ પ્રકાશમંડળો ચિતરે, જેથી પૂર્વદિશામાં દક્ષિણ કમાડઉપર ૧ દક્ષિણતોટ્ટકઉપર ૨, ત્યારબાદ ભિત્તિઉપર ૪૩, ત્યારબાદ ઉત્તરદ્વારના તોટ્ટકઉપર ૨ અને કમાડઉપર ૧ મળી ૪૯ મંડળ થયાં, તેવી જ રીતે પશ્ચિમદિશામાં પણ બરાબર સન્મુખ ૪૯ મંડળ હોય.

## ॥ પ્રકારાન્તરે ૪૯ પ્રકાશમંડળો ॥

ઉપર કહેલી પ્રકાશમંડળોની રીતિ શ્રીમલયગિરિજીકૃત બૃહત્ક્ષેત્રસમાસની વૃત્તિ વિગેરેમાં કહી છે, પરન્તુ શ્રી આવશ્યકજીની બૃહદ્વૃત્તિ વિગેરેમાં આ પ્રમાણે કહ્યું છે કે—

ગુફામાં પ્રવેશ કરતો ભરતચક્રવર્તી પાછળના સૈન્યાદિકને પ્રકાશ કરવાના કારણથી દક્ષિણદ્વારના પૂર્વકમાડઉપર ૧ યોજનવર્જીને બીજા યોજનના પ્રારંભમાં પહેલું મંડળ આલેખે, ત્યારબાદ [2]ગોમૂત્રિકાની રીતે ઉતરતાં પશ્ચિમ-કમાડના તોટ્ટકઉપર ત્રીજા યોજનના પ્રારંભમાં ૨ જું મંડળ આલેખે. પુનઃ ગોમૂત્રિકાપદ્ધતિએ આગળ ખસતાં ત્રીજું મંડળ પૂર્વતોટ્ટકઉપર ચોથા યોજ-

---

૧ બે યોજન પહોળા કમાડની પાછળ ચાર યોજન લાંબો પહોળો કમાડને આગળ વધતાં અટકાવે એવો ભિત્તિભાગ જે મૂળભિત્તિથી જૂદો પણ લાગેલો હોય છે તે તોદક વા તોટ્ટક કહેવાય.

૨ એ ગોમૂત્રિકા આકાર કહેવાય. અર્થાત્ બળદ ચાલતાં ચાલતાં પ્રસ્રવણ કરે ત્યારે જે આકારે ભૂમિ ઉપર પડે તે આકાર.

## ॥ मतान्तरे गोमूत्रिका आकारे ४९ प्रकाशमंडलो ॥

આ પશ્ચિમ ભિતિમાં ૨૪ પ્રકાશમંડલ (૮ છે તોપણ ૨૪ જાણવાં)

૪ યોજન તોદક

કપાટ

દક્ષિણદ્વાર

ઉત્તરદ્વાર

આ પૂર્વભીતિમાં ૨૫ પ્રકાશમંડલ (૧૦ છે તોપણ ૨૫ જાણવાં)

[ વૈતાઢ્ય ગુફામાં ]

## ॥ સ્હામા સ્હામી ૪૯-૪૯ પ્રકાશમંડલો ॥

ઉત્સેધાંગુલી ૫૦૦ ધનુષ વિસ્તારવાળું દરેક પ્રકાશમંડલ નીચ્ચાં ૧૨ યોજન ( પ્રમાણાંગુલી )

ઊર્ધ્વાધઃ ૮ યોજન અને ૫ ચઢ્યે ૧ યોજન જેટલો પ્રકાશ ( સૂર્ય સરખો ) કરે છે

શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ-ભાવનગર

નના પ્રારંભમાં લખે. ત્યારબાદ પશ્ચિમભિત્તિઉપર પાંચમા યોજનના પ્રારંભમાં ચોથું મંડળ લખે, ત્યારબાદ એજ પદ્ધતિએ પૂર્વભિત્તિઉપર છઠ્ઠા યોજનના પ્રારંભમાં પાંચમું મંડળ લખે, એ રીતે યાવત્ ૪૮ મું મંડળ ઉત્તરદ્વારના પશ્ચિમકપાટઉપર પહેલા યોજનના આરંભમાં અને ૪૯ મું મંડળ ઉત્તર-દ્વારના પૂર્વકપાટઉપર બીજા યોજનના આરંભમાં આલેખે. એ પ્રમાણે એક ભિત્તિ ઉપર ૨૫ અને બીજી ભિત્તિઉપર ૨૪ મળીને ૪૯ મંડળ થાય.

## ॥ પ્રકાશમંડળોનું લંબાઇ આદિ પ્રમાણ ॥

એ દરેક પ્રકાશમંડળ ઉત્સેધાંગુલથી ૫૦૦ ધનુષ્ લાંબુ પહોળુ અને વલયાકાર હોય છે, તથા ગુફાની પહોળાઇ જેટલો લાંબો સન્મુખ પ્રકાશ પડવાથી એ મંડળના પ્રકાશની લંબાઈ પ્રમાણાંગુલથી ૧૨ યોજન છે, તથા ગુફાની ઉંચાઇ પ્રમાણે આઠ યોજન પ્રકાશની ઉંચાઈ છે, અને પોતાની બે પડખે ૦॥ ૦॥ યોજન પ્રકાશ ગણવાથી ૧ યોજન પાર્શ્વવર્તી પ્રકાશ છે, અર્થાત્ દરેક મંડળ સન્મુખ દિશાએ પ્રમાણાંગુલી ૧૨ યોજન સુધી પ્રકાશ કરે છે, ઉર્ધ્વાધ: ૮ યોજન અને બે પડખે મળી ૧ યોજન પ્રકાશ કરે છે. મંડળ—જેવો સૂર્ય તેવુંજ દેખાય અને પ્રકાશ પણ સૂર્ય સરખો જ જાણવો.

## ॥ પ્રકાશમંડળો વિગેરેની સ્થિતિ ॥

ચક્રવર્તી જ્યાં સુધી રાજ્ય કરે અથવા જીવે ત્યાં સુધી પ્રકાશમંડળો પ્રકાશ કરતાં રહે છે, તેમજ ગુફાઓમાં થઇને ઉત્તરખંડમાં જવું આવવું પણ ખુલ્લું રહે છે. તેમ જ ગુફામાંની બે નદી ઉપરના વાર્ધકીરત્ને ( ચક્રવર્તીના સુતારે ) બાંધેલા પૂલ પણ કાયમ રહે છે, [ ત્યારબાદ ગુફાનાં દ્વાર બંધ થયે પ્રકાશમંડળો આદિ વિનાશ પામે છે. ]

એ પ્રમાણે ભરતવૈતાઢ્યની બીજી ખંડપ્રપાતગુફામાં પણ પ્રકાશમંડળોનુ સ્વરૂપ તમિસ્રાગુફા સરખું જાણવું. વિશેષ એ કે—ઉત્તરભરતનો દિગ્વિજય કરી ચક્રવર્તી દક્ષિણભરતમાં પાછો વળે ત્યારે એ ગુફાના ઉત્તરદ્વારમાં પ્રવેશ કરી દક્ષિણદ્વારથી બહાર નિકળે છે. માટે તમિસ્રાગુફા ઉત્તરભરતાર્ધમાં જવાને માટે છે, અને ખંડપ્રપાતગુફા ચક્રવર્તીને દક્ષિણભરતમાં પાછા આવવા માટે ઉપયોગી થાય છે.

વળી ઐરવત અને મહાવિદેહના ૩૨ વૈતાઢ્યોની ગુફાઓનાં પ્રકાશમંડળોનું સ્વરૂપ પણ એ રીતેજ જાણવું, પરન્તુ પ્રવેશ નિર્ગમમાં દિશાઓના

ફેરફાર વિગેરે યથાસંભવ પોતાની મેળે વિચારવા યોગ્ય છે. સર્વવર્ણન કરવાથી ગ્રંથ વધી જાય, માટે ઉપર કહેલા દિગ્દર્શન માત્રથીજ શેષ સર્વસ્વરૂપ વિચારવું. ॥ ૮૫ ॥

अवतरणः—હવે આ ગાથામાં વૈતાઢ્યની બે ગુફાઓનાં નામ અને સ્થાન કહે છે—

**सा तमिसगुहा जीए, चक्की पविसेइ मज्झखंडंतो ।**
**उसहं अंकिअ सो जीए, वलइ सा खंडगपवाया ॥ ८६ ॥**

### શબ્દાર્થઃ—

सा–તે
तमिसगुहा–તમિસ્રાગુફા
जीए–જેના વડે, જેમાં થઇને
पविसेइ–પ્રવેશ કરે
मज्झखंडअंतो–મધ્યખંડની અંદર

उसहं–ઋષભકૂટને
अंकिअ–અંકિત કરીને (નામ લખીને)
सो–તે, ચક્રવર્તી
वलइ–પાછો વળે
खंडगपवाया–ખંડપ્રપાતાગુફા.

### સંસ્કૃત અનુવાદ.

**सा तमिस्रगुहा यस्यां चक्री प्रविशति मध्यखंडान्तः ।**
**ऋषभमंकयित्वा यस्यां वलति सा खंडकप्रपाता ॥ ८६ ॥**

गाथार्थः—જે ગુફામાં થઇને ચક્રવર્તી મધ્યખંડની અંદર ( ઉત્તરખંડમાં ) પ્રવેશ કરે છે, તે તમિસ્રગુફા, અને જેમાં થઇને ચક્રવર્તી પાછો વળે છે તે ખંડકપ્રપાતા ગુફા. ॥ ૮૬ ॥

विस्तरार्थः—દક્ષિણભરતના ત્રણે ખંડ જીતીને ચક્રવર્તી ઉત્તરભરતના ત્રણ ખંડ જીતવા જાય છે, ત્યારે દક્ષિણભરતના મધ્યભાગથી પશ્ચિમદિશામાં, પરન્તુ સિંધુ નદીથી પૂર્વદિશામાં આવેલી तमिस्रगुफा નામની ગુફા છે, તેમાં થઇને ચક્રવર્તી ઉત્તરભરતમાં જાય છે, અને ઉત્તરભરતક્ષેત્રના ત્રણે ખંડ જીતાઈ રહ્યા બાદ ભરતના મધ્યભાગથી પૂર્વમાં પરન્તુ ગંગાનદીથી પશ્ચિમદિશામાં જે બીજી खंडकप्रपात નામની ગુફા છે તેમાં થઇને ચક્રવર્તી દક્ષિણભરતમાં પાછો વળે છે. એ વિગત પ્રથમ કહેવાયલી છે.

વળી ઉત્તરભરતના ૩ ખંડ જીત્યાબાદ ઉત્તરભરતના મધ્યભાગમાં લઘુ-

॥ वैताढ्य पर्वतनी बे गुफाओनो देखाव ॥
[ ગા૦ ૮૬ પૃ૦ ૧૫૦ ]
તમિસ્રા ગુફાનું
ઉત્તર દ્વાર
ચક્રી નિર્ગમન.
ખંડપ્રપાત ગુફાનું
ઉત્તર દ્વાર
ચક્રી પ્રવેશ.
નિમ્નગ્ના નદી
ઉન્મગ્ના નદી
નિમગ્ના નદી
ઉન્મગ્ના નદી
તોદક
તોદક
તોદક
તોદક
તમિસ્રા ગુફાનું
દક્ષિણ દ્વાર
ચક્રી પ્રવેશ.
ખંડપ્રપાત ગુફાનું
દક્ષિણ દ્વાર
ચક્રી નિર્ગમન.
સૂચના:—ઉન્મગ્ના નદીને બદલે નિમગ્ના નદી વાંચવું.
શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

હિમવંતપર્વતની તલહટીથી કંઇક દૂર ऋषभकूट નામે ન્હાનો પર્વત છે તે પર્વતની પૂર્વદિશાની કટાહઉપર ચક્રવર્તી પોતાનું નામ કાકિણીરત્નથી લખીને ત્યારબાદ ખંડપ્રપાતગુફામાં થઇને પાછો વળે છે, માટે અહિં સર્વ વૈતાઢ્યોમાં પણ ચક્રવર્તીને પ્રવેશ કરવાની તમિસ્રગુફા તે પશ્ચિમમાં છે, અને પાછા વળવાની ગુફા તે ખંડપ્રપાતગુફા પૂર્વદિશામાં છે. ઋષભકૂટ અને તે ઉપર નામલેખન વિગેરેની વિગત ૭૫ મી ગાથાના વિસ્તરાર્થમાં ઋષભકૂટના વર્ણન પ્રસંગે કહેવાઈ છે, માટે અહિં વિશેષ લખવાનું પ્રયોજન નથી.

ગાથામાં ઉત્તરભરતક્ષેત્રને મધ્યખંડ કહેવાનું કારણ કે દક્ષિણભરત સમુદ્ર તરફ બહાર પડતો હોવાથી બાહ્યખંડ ગણાય, તે અપેક્ષાએ વૈતાઢ્ય અને લઘુહિમવંત એ બે પર્વતના અંતરાળમાં આવેલું ઉત્તરભરત તે મધ્યખંડ અથવા અભ્યન્તર ખંડ પણ કહેવાય.

અહિં સર્વસ્વરૂપ ભરતક્ષેત્રના વૈતાઢ્યને ઉદ્દેશીને કહ્યું છે, તોપણ સર્વે વૈતાઢ્યોની બે બે ગુફાઓ સરખા સ્વરૂપે જાણવી. કેવળ દિશાવિપર્યય વિચારીને કહેવો, અથવા સૂર્યદિશાની અપેક્ષાએ સર્વ રીતે સમાનતાજ જાણવી. ॥ ૮૬ ॥

अवतरण:—હવે આ ગાથામાં વૈતાઢ્યની બે ગુફાના બે અધિપતિદેવ તથા ઉઘાડેલી ગુફા કયાં સુધી ઉઘાડી રહે વિગેરે કહેવાય છે:—

**कयमालनट्टमालय–सुराओ वड्डइणिबद्धसलिलाओ ।**
**जा चक्की ता चिट्ठंति, ताओ उग्घडिअदाराओ ॥ ८७ ॥**

**શબ્દાર્થ:—**

कयमाल–કૃતમાળદેવ
नट्टमाल–નટ્ટમાળદેવ, નૃત્તમાલ
सुराओ–દેવવાળી
वड्डइ–વાર્ધકિરત્ન, સુતારરત્ન
णिबद्ध–બાંધેલી
सलिलाओ–નદીઓવાળી
जा चक्की–જ્યાંસુધી ચક્રવર્તી
चिट्ठंति–રહે, હોય છે
ताओ–તે બે ગુફા
उग्घडिअ दाराओ–ઉઘાડાદ્વારવાળી

**સંસ્કૃત અનુવાદ.**

**कृतमालनृत्तमालकसुरे, वर्धकिनिबद्धसलिले ।**
**यावच्चक्री तावत् तिष्ठति ते उद्घटितद्वारे ॥ ८७ ॥**

गाथार्थ:—કૃતમાળ અને નૃત્તમાળ દેવ ( ના આધિપત્ય ) વાળી, તથા વર્ધકિરત્ને બાંધેલી નદીઓવાળી એવી તે બે ગુફાઓ જ્યાં સુધી ચક્રવર્તી હોય છે, ત્યાં સુધી તે બે ગુફાઓ ઉઘાડા દ્વારવાળી રહે છે. ॥ ૮૭ ॥

विस्तरार्थ:—તમિસ્રા ગુફાનો અધિપતિ कृतमाळ દેવ છે, અને ખંડપ્રપાત ગુફાનો અધિપતિ नृत्तमाल દેવ છે. એ બન્નેનાં બે કૂટ પણ વૈતાઢ્ય ઉપર છે, તેમજ એમની ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં છે. બન્નેનું એક પલ્યોપમ આયુષ્ય છે, અને વિજયદેવ સરખા મહાઋદ્ધિવાળા એ વ્યન્તરદેવ છે. તથા એ બન્ને ગુફાની જે ઉન્મગ્ના અને નિમગ્ના નામની બે બે નદીઓ પૂર્વે કહેવાઈ છે, તે નદીઓઉપર ચક્રવર્તી દિગ્વિજય કરવા જાય છે, ત્યારે વર્ધકિરત્ન ( ચક્રવર્તીનો શ્રેષ્ઠસુતાર ) તે ઉપર ત્રણ ત્રણ યોજન લાંબા પૂલ બાંધે છે, તથા જ્યાં સુધી ચક્રવર્તીનું રાજ્ય રહે છે ત્યાં સુધી એ બન્ને ગુફાઓનાં દ્વાર ઉઘાડાં રહે છે, ત્યારબાદ અધિપતિદેવ બન્ને દ્વારોને બંધ કરે છે, જેથી ગુફાની અંદરના પ્રકાશમંડળો અને બાંધેલા નદીના પૂલ ધીરે ધીરે વિનાશ પામે છે. ઈત્યાદિ કિંચિત્ સ્વરૂપ ૮૫ આદિગાથાના વિસ્તરાર્થમાં પણ કહ્યું છે, ત્યાંથી ગુફા ઉઘાડવાની રીતિ વિગેરે જાણવી.

અહિં કેટલાક આચાર્ય કહે છે કે—જ્યાં સુધી ચક્રવર્તી જીવે ત્યાં સુધી ગુફાનાં દ્વાર ઉઘાડાં રહે, અને કેટલાક કહે છે કે,—રાજ્ય રહે ત્યાં સુધી. અહિં જીવવાનો પક્ષ સ્વીકારીએ તો ચક્રવર્તીએ દીક્ષા લીધા બાદ પણ ઉઘાડી રહે એમ સ્વીકારવું જોઇએ, માટે એ બે મતમાં સત્ય તત્ત્વ શ્રીબહુશ્રુતગમ્ય. ॥૮૭॥

अवतरण:—હવે આ ગાથામાં બાહ્યવર્તી દક્ષિણભરતના મધ્યભાગમાં अयोध्या नगरीનું પ્રમાણ કહે છે—

**बहिखंडंतो बारस–दीहा नववित्थडा अउज्झपुरी ।**
**सा लवणा वेअड्ढा, चउदहिअसयं इगारकला ॥ ८८ ॥**

### શબ્દાર્થ:—

बहिखंड अंतो–બાહ્યખંડની અંદર
बारस दीहा–૧૨ યોજન દીર્ઘ
नव वित्थडा–૯ યોજન વિસ્તારવાળી
अउज्झपुरी–અયોધ્યાપુરી

सा–તે ( અયોધ્યા )
लवणा–લવણસમુદ્રથી
चउदअहिअसयं–ચૌદ અધિક સો, ૧૧૪ યોજન,
च इगारकला–અને ૧૧ કળા,

## સંસ્કૃત અનુવાદ

**बाह्यखंडान्तर्द्वादशदीर्घा नवविस्तरा अयोध्यापुरी ।**
**सा लवणाद् वैताढ्यात् चतुर्दशाधिकशतं चैकादश कलाः ॥ ८८ ॥**

गाथार्थः—બાહ્યખંડની અંદર ૧૨ યોજન દીર્ઘ અને ૯ યોજન વિસ્તારવાળી અયોધ્યાપુરી નામની નગરી છે, તે લવણસમુદ્રથી અને વૈતાઢ્યથી પણ એકસોચૌદ યોજન અને અગિઆર કળા [ ૧૧૪ યો. ૧૧ ક. ] દૂર છે ॥ ૮૮ ॥

विस्तरार्थः—સમુદ્રતરફ બહારના ભાગમાં હોવાથી દક્ષિણભરત તે બાહ્યખંડ કહેવાય, અને વૈતાઢ્ય તથા લઘુહિમવંત એ બે પર્વતની મધ્યે—વચ્ચે આવવાથી ઉત્તરભરત તે મધ્યખંડ કહેવાય, ત્યાં દક્ષિણભરતરૂપ બાહ્યખંડના અતિમધ્યભાગે अयोध्यापुरी નામની નગરી પ્રમાણાંગુલથી ૧૨ યોજન લાંબી અને ૯ યોજન પહોળી છે. એ નગરી આ અવસર્પિણીમાં શ્રીઋષભદેવ પહેલા તીર્થંકર અને પહેલા રાજા થયા તેમની રાજધાની છે. વળી શ્રી ઋષભદેવના રાજ્યાભિષેક પ્રસંગે યુગલીકમનુષ્યોએ પડીઆઓમાં ભરી લાવેલા જળવડે વિનયપૂર્વક પ્રભુના ચરણઉપર અભિષેક કર્યો, તે વિનયથી રાજી થઈ સૌધર્મઇન્દ્રે એ વિનીતયુગલીકોના આશ્રયમાટે વૈશ્રમણ લોકપાળને આજ્ઞા કરી विनीता नगरी નામની જે નગરી બાંધી આપી તેજ વિનીતા નગરી અયોધ્યાપુરીનું બીજું નામ છે. જે વખતે ધનદે ( વૈશ્રમણે ) એ નગરી બાંધી તે વખતે દૈવી શકિતવડે શીઘ્ર સોનાના કોટ સહિત સુવર્ણરત્નાદિમય પ્રાસાદોવાળી બાંધી હતી. તેનો સુવર્ણકિલ્લો ( કોટ ) ૧૨૦૦ ધનુષ્ ઉંચો, ૮૦૦ ધનુષ્ પહોળો રચ્યો. ઇશાનદિશામાં નાભિરાજાનો સાત માળનો સમચોરસ મહેલ સુવર્ણનો રચ્યો, અને પૂર્વદિશામાં ભરતચક્રીનો ગોળ પ્રાસાદ રચ્યો. અગ્નિકોણમાં બાહુબલીનો પ્રાસાદ અને તે બેની વચ્ચે શેષ ૯૮ ભાઈઓના પ્રાસાદ ધનદે રચ્યા. મધ્યભાગમાં શ્રીઋષભદેવનો પ્રાસાદ ૨૧ માળનો રચ્યો, જેનું નામ त्रैलोक्यविभ्रम રાખ્યું. નગરની અંદર હજારો જિનભુવનો મંડલીકરાજાના મહેલો ક્ષત્રિયાદિ ઉત્તમ વર્ણની વસતી માટેના મહેલો વિગેરે અવર્ણનીય રચના નગરમાં રચી, અને નગર બહાર કારૂ નારૂ વિગેરે વર્ણોની વસતી માટે એકથી ત્રણ માળ સુધીનાં ઉંચાં ઘરો હજારો રચ્યાં, ચાર દિશાએ ચાર વન મોટાં અને બીજા નાનાં અનેક વન (બાગ બગીચા) રચ્યા. દરેક વનમાં એકેક જિનભવન રચ્યું. ચાર દિશામાં અષ્ટાપદ આદિ ચાર પર્વતો રચ્યા, ઇત્યાદિ અનેક રચના ધનદે એક અહોરાત્રિમાં રચી.

આ અયોધ્યાનગરી લવણસમુદ્રથી અને વૈતાઢ્યપર્વતથી ૧૧૪ યોજન ૧૧ કળા દૂર ભરતના મધ્યભાગે રચી. ભરતક્ષેત્રની પહોળાઇ ૫૨૬ યોજન ૬ કળા-માંથી વૈતાઢ્યની ૫૦ યોજન પહોળાઈ બાદ કરી તેનું અર્ધ કરતાં ૨૩૮–૩ યોજન જેટલી દક્ષિણભરતની પહોળાઈ છે, તેમાંથી નગરીની ૯ યોજન પહોળાઈ બાદ કરતાં ૨૨૯–૩ આવે, તેનું અર્ધ કરવાથી ૧૧૪ યોજન ૧૧ કળા આવે, જેથી લવણસમુદ્રના જળપ્રારંભથી નગરીનો કોટ એટલો દૂર છે, તેમજ વૈતાઢ્યપર્વતથી પણ નગરીનો કોટ એટલો દૂર છે.

દરેક અવસર્પિણી અને ઉત્સર્પિણીમાં ભરત અને ઐરાવતક્ષેત્રમાં અતિમધ્ય ભાગે એવી [1]મહાનગરીઓ રચાય છે, અને કાળક્રમે પુનઃ વિનાશ પામતી જાય છે, ઉપર કહેલી અયોધ્યા નગરી અહિં ભરતક્ષેત્રની અપેક્ષાએ વર્ણવી છે, તેવીજ અયોધ્યા નગરી ઐરવતક્ષેત્રમાં પણ ધનદે રચી છે, પરન્તુ ત્યાંના પહેલા જિને-શ્વરના નામ વિગેરેમાં યથાસંભવ તફાવત જાણવો. સર્વવર્ણન સર્વાંશે તુલ્ય ન હોય. ॥ ૮૮ ॥

अवतरण:—હવે જંબૂદ્વીપમાં માગધતીર્થ આદિ ૧૦૨ તીર્થ છે તે કહેવાય છે–

**चक्किवसणइपवेसे, तित्थदुगं मागहो पभासो अ ।**
**ताणंतो वरदामो, इह सव्वे बिउत्तरसयंति ॥ ८९ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| चक्किवस–ચક્રવર્તિએ વશ કરેલી | ताण अंतो–તે બે તીર્થની વચ્ચે |
| णइपवेसे–નદીઓના પ્રવેશસ્થાને | वरदामो–વરદામ તીર્થ |
| तित्थदुगं–બે તીર્થ | इह–આ જંબૂદ્વીપમાં |
| मागहो पभासो–માગધ અને પ્રભાસ | बिउ उत्तरसयं–બે અધિક સો ( ૧૦૨ ) |

## સંસ્કૃત અનુવાદ:—

**चक्रिवशनदीप्रवेशे तीर्थद्विकं मागधः प्रभासश्च ।**
**तयोरन्तो वरदामो अत्र सर्वाणि द्व्युत्तरशतमिति ॥ ८९ ॥**

---

૧ આ નગરી પ્રમાણાંગુલથી ૧૨ યોજન–૯ યોજન કહી તો એવડી મોટી નગરી હોવી અસં-ભવિત છે, ઇત્યાદિ અનેક તર્ક વિતર્કના સમાધાન માટે અંગુલસિત્તરિ ગ્રંથ દેખવો. અહિં એ સર્વ વર્ણન લખી શકાય નહિં. તેમજ કૃષ્ણની દ્વારિકા નગરી માટે પણ એજ સ્વરૂપ યથાસંભવ જાણવું.

ગાથાર્થઃ—ચક્રવર્ત્તીને વશવર્તી નદીઓના પ્રવેશસ્થાને માગધતીર્થ અને પ્રભાસતીર્થ છે, અને તે બેની વચ્ચે વરદામતીર્થ છે. એ પ્રમાણે આ જંબૂદ્વીપમાં સર્વમળીને ૧૦૨ તીર્થ છે ॥ ૮૯ ॥

વિસ્તરાર્થઃ—ચક્રવર્તીને વશવર્તી ૩૪ વિજયો હોય છે, માટે તે વિજયમાં બે બે મહાનદીઓ પણ ચક્રવર્તીને વશવર્તી ગણાય, માટે તે દરેક વિજયની બે બે મહાનદી સમુદ્ર વિગેરેમાં જ્યાં પ્રવેશ કરે છે ત્યાં પ્રવેશસ્થાને જળના કિનારાથી ૧૨ યોજન દૂર માગધદેવ અને પ્રભાસદેવોના દ્વીપ અને તે ઉપર દેવપ્રાસાદ છે, તે તીર્થ કહેવાય છે. ત્યાં ભરતક્ષેત્રમાં ગંગાનદી જ્યાં સમુદ્રને મળે છે ત્યાં પૂર્વદિશામાં અગ્નિકોણે માગધતીર્થ છે, અને સિંધુનદી પશ્ચિમમાં સમુદ્રને મળે છે, ત્યાં ૧૨ યોજન દૂર પ્રભાસતીર્થ નૈઋત્યકોણે છે, અને તે બેની વચ્ચે અયોધ્યાની સમશ્રેણિએ દક્ષિણદિશામાં વરદામતીર્થ છે. એ રીતે ઐરાવતક્ષેત્રમાં રક્તવતી નદીના સંગમસ્થાને સૂર્યદિશાની અપેક્ષાએ પૂર્વદિશાતરફ અગ્નિકોણે અને ક્ષેત્રદિશાની અપેક્ષાએ પશ્ચિમદિશાતરફ માગધતીર્થ, રક્તાનદીના સંગમસ્થાને પ્રભાસતીર્થ અને એ બેની વચ્ચે વરદામતીર્થ છે, એ રીતે સમુદ્રમાં ૬ તીર્થ છે.

તથા ૩૨ વિજયોની મહાનદીઓ સીતા તથા સીતોદા નદીમાં પ્રવેશ કરે છે માટે ત્યાં વિજયની રાજધાનીની નગરીથી (સીતા સીતોદા સન્મુખ ઉભા રહેતાં) ડાબી બાજુ સીતા સીતોદામાં **માગધતીર્થ**, જમણી બાજુ **પ્રભાસતીર્થ**, અને નગરીની સન્મુખ તથા એ બે તીર્થની વચ્ચે **વરદામતીર્થ**, છે.

## ॥ તીર્થ શબ્દનો અર્થ ॥

અહિં તીર્થ એટલે ભવથી તારનાર શત્રુંજયાદિતીર્થસરખો અર્થ નથી પરન્તુ તૃ=તર્=તરવું એ ધાતુના અર્થપ્રમાણે જ્યાં તરાય એવું જળસ્થાન તે જ તીર્થ કહેવાય, અને તે જળસ્થાને રહેલ દેવસ્થાન પણ તીર્થ કહેવાય, જેથી એ ત્રણ દેવસ્થાનો જળમાં રહેલાં હોવાથી તેમજ નદીઓના સંગમસ્થાનપાસે રહેલાં હોવાથી લોકવ્યવહારની અપેક્ષાએ તીર્થ કહેવાય છે. લોકમાં બે નદીઓના સંગમસ્થાનો અથવા નદીસમુદ્રનાં સંગમસ્થાનો પણ પવિત્ર તીર્થસ્વરૂપ મનાય છે, અને ત્યાં સ્નાન કરવાથી લોકો મહાપુણ્ય માને છે. જો કે વરદામતીર્થ સંગમસ્થાને નથી તો પણ બે તીર્થોની સદૃશ હોવાથી એ પણ તીર્થ છે.

અથવા તીર્થ એટલે જળમાં અવતરણ ( ઉતરવું ) માર્ગ. અર્થાત્ ચક્ર-

વર્ત્તિઓ જે દેવસ્થાનોને ઉદ્દેશીને રથનાભિપ્રમાણ જળમાં ઉતરે છે તે દેવસ્થાનો તીર્થ ગણાય. એ દેવોને ચક્રવર્ત્તીઓ જીતે છે તે આ પ્રમાણે—

## ॥ માગધાદિ તીર્થોમાં ચક્રવર્તિનો દિગ્વિજય ॥

દરેક ચક્રવર્ત્તી પ્રથમ ચક્રરત્નની પાછળ પાછળ પૂર્વદિશામાં અગ્નિ–કોણતરફ ગંગાનદીના કિનારે કિનારે એકેક યોજનના પ્રયાણપૂર્વક સર્વ લશ્કર સહિત માગધતીર્થની સન્મુખ જઈ માગધદેવને સાધવા માટે વર્ધકિરત્ને બનાવેલી છાવણીમાંની પૌષધશાળામાં અઠ્ઠમતપ સહિત પૌષધ કરી અઠ્ઠમ પૂર્ણ થયે સર્વલશ્કર સહિત સમુદ્રના સીતા સીતોદાના જળકિનારે જઇ રથનાભિ જેટલાં ઉંડા જળમાં રથને ઉતારી ત્યાં રથ ઉભો રાખી પોતાનું બાણ માગધદેવના પ્રાસાદ તરફ ફેંકે, તે બાણ ૧૨ યોજન દૂર જઇ માગધદેવના પ્રાસાદમાં પડે, તે જોઈ અતિક્રોધે ભરાયલો માગધદેવ બાણને ઉપાડી નામ વાંચવાથી શાન્ત થઇને અનેક ભેટણાં સહિત બાણને ગ્રહણ કરી ચક્રવર્ત્તી પાસે આવી " હું તમારી આજ્ઞામાં છું " ઇત્યાદિ નમ્રવચનોથી ચક્રવર્ત્તીને સંતોષ પમાડે, ચક્રવર્ત્તી પણ માગધદેવનો સારીરીતે યોગ્યસત્કાર કરી વિસર્જન કરે, ત્યારબાદ જળમાં ઉતારેલા રથને પાછો વાળી પોતાની છાવણીને સ્થાને આવી [1]અઠ્ઠમનું પારણું કરી માગધવિજયનો મહોત્સવ કરી પુનઃ ચક્રરત્ને બતાવેલા માર્ગ પ્રમાણે ચક્રની પાછળ પાછળ યોજનયોજનના[2] પ્રયાણે વરદામતીર્થસન્મુખ આવી એ જ પદ્ધતિએ વરદામદેવને સાધે, અને ત્યારબાદ પ્રભાસતીર્થની સન્મુખ આવી માગધદેવવત્ પ્રભાસદેવને સાધે. એ રીતે ત્રણે તીર્થદેવોનો દિગ્વિજય કરી ચક્રવર્ત્તી પશ્ચિમદિશાએ રહેલો સિંધુ નદીની પશ્ચિમનો સિંધુનિષ્કૂટખંડ જીતવા માટે જાય.

એ પ્રમાણે ૩૪ વિજયોમાં દરેકમાં ત્રણ ત્રણ તીર્થ ગણવાથી જંબૂદ્વીપમાં ૧૦૨ તીર્થ છે. તેમાં ૬ તીર્થ સમુદ્રમાં ૪૮ તીર્થ સીતા મહાનદીમાં અને ૪૮ તીર્થ સીતોદા મહાનદીમાં છે. ॥ ૮૯ ॥

---

૧ તીર્થંકર ચક્રવર્તીઓ જ્યારે માગધાદિ દેવોને સાધે છે ત્યારે અઠ્ઠમતપ કરતા નથી, અને અહિં પૌષધ કહ્યો તે જો કે આહારપૌષધાદિ ચારે પ્રકારનો પૌષધ કરે છે, દર્ભના સંથારા પર સૂએ છે, તો પણ દેવ સાધવાનો ઉદ્દેશ હોવાથી એ પૌષધ અગિઆરમા શ્રાવકવ્રત રૂપ નહિં, તેમ અઠ્ઠમ અનશન તપરૂપ પણ નહિં. સાધ્ય આ લોક સુખનું હોવાથી.

૨ ભરતચક્રીનુ સૈન્ય પોતાની શક્તિથી એક પ્રમાણાંગુલી યોજનનું પ્રયાણ કરી શકે છે, અને શેષચક્રીનાં સૈન્યો પોતાની શક્તિથી નહિં પણ દિવ્યશક્તિથી પ્રયાણ કરી શકે છે.

अवतरण;—હવે ભરત તથા ઐરવત ક્ષેત્રમાં કાળચક્રનું સ્વરૂપ કહે છે.

**भरहरवए छ छ अर–मयवसप्पिणी उसप्पिणीरूवं ।**
**परिभमइ कालचक्कं, दुवालसारं सयावि कमा ॥ ९० ॥**

### શબ્દાર્થઃ—

भरहेरवए–ભરત તથા ઐરવત ક્ષેત્રમાં
छ छ–છ છ
अरमयवसप्पिणि उसप्पिणीरूवं–આરા મય અવસર્પિણી અને ઉત્સર્પિણી સ્વરૂપ
परिभमइ–પરિભ્રમણ કરે છે
कालचक्कं–કાળચક્ર
दुवालसारं–બાર આરાવાળું
सयावि–હંમેશા–સદાકાળ
कमा –અનુક્રમે

### સંસ્કૃત અનુવાદ.

**भरतैरवतयोः षट्षडारकमयावसर्पिण्युत्सर्पिणीरूपम् ।**
**परिभ्राम्यति कालचक्रं, द्वादशारं सदापि क्रमशः ॥ ९० ॥**

गाथार्थः—ભરત તથા ઐરવત ક્ષેત્રમાં છ છ આરામય અવસર્પિણી અને ઉત્સર્પિણી સ્વરૂપ બાર આરાવાળું કાળચક્ર હંમેશા અનુક્રમે પરિભ્રમણ કરે છે. ॥ ૯૦ ॥

विस्तरार्थः—યુગલિકક્ષેત્રોમાં અથવા મહાવિદેહક્ષેત્રમાં સર્વદા એકસરખો જેમ કાળ છે, એટલે કે દેવકુરૂઉત્તરકુરૂમાં સદા પહેલો આરો યાવત્ મહાવિદેહમાં સદા ચતુર્થ આરો હોય છે તે પ્રમાણે ભરતક્ષેત્ર તથા ઐરવતક્ષેત્રમાં નથી, પરંતુ છએ આરાઓ અનુક્રમે ફરતા ફરતા હોય છે. જેમ ગાડાનું ચક્ર–પૈડું ગાડુ ચાલે છે ત્યારે ફરે છે અને ચક્રમાં રહેલી આરાઓ ઉપર નીચે અનુક્રમે આવ્યા કરે છે, તે પ્રમાણે ભરત ઐરવતમાં કાળ એકસરખો ન રહેતાં ગાડાના ચક્રની માફક છ છ આરાસ્વરૂપે અનુક્રમે ફરતો ફરતો આવતો હોવાથી શાસ્ત્રકારોએ એ ફરતા કાળને ચક્રની ઉપમા આપેલ છે. જેનું વર્ણન આગળની ૯૧ મી ગાથામાં આવવાનું છે તે છ આરાઓ અવસર્પિણીમાં હોય છે અને તેથી વિપરીત ક્રમે છ આરાઓ ઉત્સર્પિણીમાં હોય છે. એટલે અવસર્પિણીનો પ્રથમ આરો એ ઉત્સર્પિણીનો છેલ્લો ( છઠ્ઠો ) આરો, અવસર્પિણીનો બીજો આરો તે ઉત્સર્પિણીનો પાંચમો આરો, યાવત્ અવસર્પિણીનો છઠ્ઠો આરો તે ઉત્સર્પિણીનો પ્રથમ આરો હોય છે. અવસર્પિણી કાળમાં અનુક્રમે આયુષ્ય–

બલ–પૃથ્વી વિગેરેના રસ કસ ઇત્યાદિ દરેક વસ્તુમાં કાળના મહિમાથી ન્યૂનતા આવતી જાય છે. અને ઉત્સર્પિણીમાં એથી ઉલટું દરેક વસ્તુના રસકસમાં ક્રમશઃ વૃદ્ધિ થતી જાય છે. જેમ ગાડાના ચક્ર ( પૈડાં ) માં બાર અથવા ન્યૂનાધિક આરાઓ હોય છે, તે મુજબ આ કાળચક્રમાં ઉત્સર્પિણીના છ અને અવસર્પિણીના છ એમ એકંદર બાર આરાઓ છે અને અનાદિસિદ્ધ નિયમને અનુસારે ભરતક્ષેત્ર તથા ઐરવતક્ષેત્રમાં એ બાર આરાનું અનુક્રમે પરિભ્રમણ થયા કરે છે ॥ ૯૦ ॥

अवतरण:—હવે આ ભરતક્ષેત્ર તથા ઐરાવતક્ષેત્ર એ બેમાં કાળ એક સરખો રહેતો નથી પરંતુ ૬ આરાના રૂપમાં બદલાયા કરે છે તે ૬ આરાનાં નામ આ ગાથામાં કહેવાય છે—

**सुसमसुसमा य सुसमा, सुसमदुसमा य दुसमसुसमा य।**
**दुसमा य दुसमदुसमा, कमुक्कमा दुसुवि अरछक्कं ॥ ९१ ॥**

### શબ્દાર્થ:—

कम उक्कमा–ક્રમે અને ઉત્ક્રમે
दुसुवि=અવસર્પિણી અને ઉત્સર્પિણી એ બેમાં
अरछक्कं–૭ આરા હોય છે.

### સંસ્કૃત અનુવાદ

**सुषमसुषमश्च सुषमः, सुषमदुःषमश्च दुःषमसुषमश्च।**
**दुःषमश्च दुःषमदुःषमः क्रमोत्क्रमाद् द्वयोरपि अरकषट्कम् ॥ ९१ ॥**

गाथार्थः—સુષમસુષમ—સુષમ—સુષમદુઃષમ—દુઃષમસુષમ—દુઃષમ—અને દુઃષમદુઃષમ એ ૭ આરા અવસર્પિણી તથા ઉત્સર્પિણીમાં ક્રમે અને ઉત્ક્રમે હોય છે ॥ ૯૧ ॥

विस्तरार्थः—જે કાળમાં છએ આરા ઉતરતા ( હીન હીન ) ભાવવાળા હોય તે अवसर्पिणि કાળ ૧૦ કોડાકોડી સાગરોપમનો છે, અને જે કાળમાં છએ આરા ચઢતાચઢતા ભાવવાળા હોય તે उत्सर्पिणी કાળ પણ ૧૦ કોડાકોડી સાગરોપમનો છે. ત્યાં અવસર્પિણી કાળમાં ૧ સુષમસુષમ, ૨ સુષમ, ૩ સુષમદુઃષમ, ૪ દુઃષમ-સુષમ, ૫ દુઃષમ, ૬ દુઃષમદુઃષમ એ ૭ આરા ક્રમપૂર્વક હોય છે, અને ઉત્સર્પિણીમાં એજ ૬ આરા ઉલટા ક્રમવાળા હોય છે, જેથી ઉત્સર્પિણીમાં પહેલો દુઃષમદુઃષમ, બીજો દુઃષમ, ત્રીજો દુઃષમસુષમ, ચોથો સુષમદુઃષમ, પાંચમો સુષમ અને છઠ્ઠો સુષમસુષમ આરો હોય છે.

વળી રથના અથવા ગાડાના ચક્રને જેમ બાર આરા ઘડ્યા હોય, અને ગાડું ચાલતી વખતે તે બાર આરાવાળું ચક્ર ફરતાં ૬-૬ આરા ઉલટસુલટ રીતે વારંવાર ઉપર જાય અને નીચે પરિવર્તન પામ્યા કરે—ફર્યા કરે તેમ આ બાર આરાવાળું કાળરૂપી ૧ ચક્ર [ ૧ કાળચક્ર ] પણ ઉલટસુલટ આરાના સ્વરૂપે

વારંવાર ફર્યા કરે છે, જેથી અનંતીવાર ૬ આરાવાળી અવસર્પિણી વ્યતીત થઇ અને અનંતીવાર ૬ આરાવાળી ઉત્સર્પિણી પણ વ્યતીત થઇ, અને હજી અનંતીવાર [ એ બન્ને ] પરિવર્તન પામ્યાજ કરશે.

## ॥ છ આરાનો શબ્દાર્થ ॥

૧ सुषमसुषम—જેમાં સુખ ઘણું ઘણું હોય તે. અહિં દરેકમાં પહેલો શબ્દ અધિકતાવાળો અને બીજો વિપરીતશબ્દ અલ્પવાચક જાણવો. અને બીજો શબ્દ હોયજ નહિં તો પહેલા નામની અપેક્ષાએ ન્યૂનતા જાણવી. જેથી—

૨ सुषम—જેમાં ઘણું સુખ છે, પરન્તુ ઘણું ઘણું સુખ નથી તે.

૩ सुषमदुःषम—જેમાં સુખ ઘણું અને દુઃખ થોડું હોય તેવો કાળ.

૪ दुःषमसुषम—જેમાં દુઃખ ઘણું પરન્તુ સુખ થોડું હોય તેવો કાળ.

૫ दुःषम—જેમાં ઘણું દુઃખ હોય પણ ઘણું ઘણું દુઃખ ન હોય તેવો કાળ.

૬ दुःषमदुःषम—જેમાં ઘણુંજ ઘણું દુઃખ હોય તે. એ આરાઓ સંબંધી હજી વિશેષસ્વરૂપ આગળની ગાથાઓમાં કહેવાશે. ॥ ૯૧ ॥

अवतरण:—પૂર્વગાથામાં કહેલા આરાઓ ચાર કોડાકોડિ सागरोपम ઇત્યાદિ પ્રમાણવાળા છે. તેથી તે સાગરોપમનું પણ કાળપ્રમાણ આ ગાથામાં કહેવાય છે—

**पुव्वुत्तपल्लिसमसय–अणुगहणा णिट्ठिए हवइ पलिओ ।**
**दसकोडिकोडिपलिएहिं, सागरो होइ कालस्स ॥ ९२ ॥**

### શબ્દાર્થ:—

पुव्वउत्त–પૂર્વે કહેલો
पल्लि–પલ્ય
समसय–વર્ષ સો ( સો સો વર્ષે )
अणुगहणा–વારંવાર ગ્રહણ કરવાથી [ ઉદ્ધરવાથી ], બહાર કાઢવાથી
णिट्ठिए–નિષ્ઠિત થતાં, સમાપ્ત થતાં
कालस्स–કાળનો, અદ્ધા નામના બીજા ભેદનો અદ્ધાનો

### સંસ્કૃત અનુવાદ.

**पूर्वोक्तपल्ये समशतानुग्रहणान्निष्ठिते भवति पल्यः ।**
**दशकोटिकोटिपल्यैः, सागरो भवति कालस्य ॥ ९२ ॥**

॥ बार आरानुं कालचक्र ॥

१ दुःषमदुःषम
२१००० वर्ष

२ दुःषम
२१००० वर्ष

३ दुःषमसुषम
१ को.को.सा.मां
(४२००० वर्ष न्यून)

४ सुषमदुःषम
२ को.को. सागर

५ सुषम
३ को.को. सागर

६ सुषमसुषम
४ कोडा कोडि सागर

१ सुषमसुषम
४ कोडाकोडि सागर
आयुः ३ पल्योपम
शरीर ३ गाउ
आहार ३ दिवसे
तुवरप्रमाण
पांसळी २५६
संततिपालन ४९ दिवस

२ सुषम
३ को.को. सागर
आयुः २ पल्य
शरीर २ गाउ
आहार २ दिवसे बोर प्रमाण
पांसळी १२८
पालन ६४ दिवस

३ सुषमदुःषम
२ को.को. सागर
आयु १ पल्य
शरीर १ गाउ
आहार १ दिवसे आमळा प्रमाण
पांसळी ६४
पालन ७९ दिवस

४ दुःषमसुषम
१ को.को. सा.
(४२००० वर्ष न्यून)
आयुः पूर्वक्रोडवर्ष
शरीर ५०० धनुष
आहारनो अनियम

५ दुःषम
२१००० वर्ष
आयुष्य १३० वर्ष
शरीर ७ हाथ

६ दुःषमदुःषम
२१००० वर्ष
आयुष्य २० वर्ष
शरीर २ हाथ

उत्सर्पिणी १० को. को. सागर

अवसर्पिणी १० को. को. सागर

गाथार्थः—સો સો વર્ષે એકેક રોમખંડબહારકાઢવાથી પૂર્વે કહેલો પલ્ય-કૂવો ખાલી થયે છતે કાળનો ૧ પલ્યોપમ થાય છે, અને તેવા ૧૦ કોડાકોડિ પલ્યોપમે કાળનો એક સાગરોપમ [ ૧ અદ્ધા સાગરોપમ ] થાય છે. ॥ ૯૨ ॥

विस्तरार्थः—બીજી ગાથાથી પાંચમીગાથાસુધીમાં ઉદ્ધારપલ્યોપમનું સ્વરૂપ કહેતી વખતે જે ઘનવૃત્ત [ ઉત્સેધાંગુલથી ૧ યોજન લાંબો પહોળો અને ઉંડો ગોળ ] કૂવો કહ્યો, તેમજ તે કૂવામાં જે રીતે અસંખ્યાતા સૂક્ષ્મરોમખંડ સૂક્ષ્મ-ઉદ્ધારપલ્યોપમનું પ્રમાણ જાણવામાટે ભર્યા હતા, *તેવી જ રીતે ભરેલા તે કૂવામાંથી જ્યારે સો સો વર્ષે તે એકેક સૂક્ષ્મરોમખંડ બહાર કાઢતાં જેટલા કાળે કૂવો ખાલી થાય, તેટલા કાળનું નામ કાળનો ૧ પલ્યોપમ એટલે १ सूक्ष्म अद्धापल्योपम કહેવાય, અને તેવા ૧૦ કોડાકોડિ એટલે ૧૦,૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦ આ આંક જેટલા પલ્યોપમે કાળનો ૧ સાગરોપમ એટલે १ सूक्ष्मअद्धासागरोपम થાય. અહિં कालस्स એ પદ ગાથામાં કહ્યું છે તે ઉદ્ધાર અને ક્ષેત્રપલ્યોપમ વા સાગરોપમનો નિષેધ કરી અદ્ધાપલ્યોપમ વા અદ્ધાસાગરોપમ સમજવા માટે છે. વિશેષવર્ણન બીજી ગાથાના વિસ્તરાર્થમાં કહેવાઇ ગયું છે. ॥ ૯૨ ॥

अवतरणः—પૂર્વગાથામાં આરાનું પ્રમાણ દર્શાવવામાટે અદ્ધાપલ્યોપમ અદ્ધાસાગરોપમનું સ્વરૂપ કહ્યું. માટે હવે આ ગાથામાં તેની સાર્થકતામાટે છએ આરાનું પ્રમાણ દરેકનું કેટલું કેટલું છે ? તથા તે વખતના મનુષ્યોનું આયુષ્ય અને ઉંચાઇ કેટલી ? તે દર્શાવાય છે—

**सागरचउतिदुकोडा–कोडिमिए अरतिगे नराण कमा ।**
**आऊ तिदुइगपलिआ, तिदुइगकोसा तणुच्चत्तं ॥ ९३ ॥**

---

* આ ચાલુ ક્ષેત્ર ૧ થી સાતદિવસ સુધીના જન્મેલા ઘેટાના ૧ ઉત્સેધાંગુલપ્રમાણે રોમખંડના સાતવાર આઠ આઠ ખંડ કરવાથી ૨૦૯૭૧૫૦ વાલાગ્ર કરીને તેવા દરેક વાલાગ્રના પુનઃ અસંખ્યઅસંખ્ય સૂક્ષ્મખંડ કરીને સૂક્ષ્મઅદ્ધાપલ્યોપમ કર્યો, અને સિદ્ધાન્તોમાં દેવકુરૂ વા ઉત્તરકુરૂક્ષેત્રના યુગલિકનું શીર્ષમુંડન કર્યા બાદ ૧ થી ૭ દિવસમાં ઉગેલા વાલાગ્રોના અસંખ્યાતઅસંખ્યાત સૂક્ષ્મખંડ કરી સૂક્ષ્મઅદ્ધાપલ્યોપમ અને સાગરોપમ કર્યો છે, તેમાં કેવળ વિવક્ષા ભેદ જ છે, કારણકે ગણત્રી એકસરખી જ છે, કારણકે એક ઉત્સેધાંગુલમાં કુરૂયુગલિકના મુંડનબાદ ૧ થી ૭ દિવસના ઉગેલા વાલાગ્ર પણ ૨૦૯૭૧૫૨ સમાય છે, જેથી આગળની સર્વગણત્રી બાદરપલ્યોપમમાં તથા સૂક્ષ્મપલ્યોપમમાં પણ સરખી જ આવે. અને તે કુરૂ-હરિવર્ષ-હિમવંત-વિદેહ-લીખ-યૂકા અને અંગુલને અનુક્રમે ૮-૮ ગુણા કરવાથી [ સાતવાર ૮ ગુણ થતાં ] ૨૦૯૭૧૫૨ આવે.

### શબ્દાર્થ:—

चउतिदु–ચાર ત્રણ બે
कोडाकोडिमिए–કોડાકોડિ પ્રમાણવાળા
अरतिगे–પહેલા ત્રણ આરામાં
कमा–અનુક્રમે
तणु उच्चतं–શરીરની ઉંચાઇ

### સંસ્કૃત અનુવાદ.

**चतुस्त्रिद्विकोटिकोटिसागरमिते अरत्रिके नराणां क्रमात् ।**
**आयुस्त्रिद्व्येकपल्यानि, त्रिद्व्येकक्रोशास्तनूच्चत्वम् ॥ ९३ ॥**

गाथार्थः—અનુક્રમે ચાર ત્રણ અને બે કોડાકોડિસાગરોપમવાળા પહેલા ત્રણ આરામાં મનુષ્યોનું આયુષ્ય ત્રણ બે અને એક પલ્યોપમ, તથા શરીરની ઉંચાઈ ત્રણ બે એક ગાઉ પ્રમાણની છે ॥ ૯૩ ॥

विस्तरार्थः—અવસર્પિણીનો સુષમસુષમ નામનો પહેલો આરો ૪ કોડાકોડિ સાગરોપમનો ( સૂક્ષ્મઅદ્ધા સાગરોપમનો ) છે, તેમાં મનુષ્યોનું આયુષ્ય ત્રણ પલ્યોપમ અને શરીરની ઉંચાઇ ૩ ગાઉની છે, બીજો સુષમ નામનો આરો બે કોડાકોડિ સાગરોપમનો છે, તેમાં મનુષ્યનું આયુષ્ય બે પલ્યોપમ અને શરીરની ઉંચાઇ બે ગાઉની છે. ત્રીજો સુષમદુષમ નામનો આરો ૧ કોડાકોડિ સાગરોપમનો છે, તેમાં મનુષ્યોનું આયુષ્ય ૧ પલ્યોપમ અને શરીરની ઉંચાઇ ૧ ગાઉની છે. એ સર્વ ઉત્કૃષ્ટઆયુષ્ય તથા ઉંચાઇ કહી, પરન્તુ જઘન્યથી તો એ ત્રણેમાં સ્ત્રીઓનેજ પલ્યોપમનો અસંખ્યાતમોભાગ ન્યૂનઆયુષ્ય, અને દેશોન ૩–૨–૧ ગાઉની ઉંચાઇ કેવળ સ્ત્રીનીજ જાણવી. એ ભરતઐરાવતક્ષેત્રમાં પરાવર્તનપામતા આરાઓમાંપણ એજ પ્રમાણ છે, તેમજ અવસ્થિત એ ત્રણ આરાવાળા યુગલિકક્ષેત્રોમાં પણ એજ પ્રમાણ સદાકાળ જાણવું. તથા અહિં પલ્યોપમ અને સાગરોપમ કહ્યા તે ઉદ્ધાર વા ક્ષેત્ર ભેદવાળા નહિં પરન્તુ અદ્ધાભેદવાળા જાણવા, એટલે અદ્ધાપલ્યોપમ અને અદ્ધાસાગરોપમ જાણવા. ॥ ૯૩ ॥

अवतरणः—હવે આ ગાથામાં એજ ત્રણ આરાના મનુષ્યોના આહારનું પ્રમાણ તથા પૃષ્ઠકરંડકનું ( પાંસળીઓનું ) પ્રમાણ કહે છે—

**तिदुइगादिणेहिं तूवरि–बयरामलमित्तु तेसिमाहारो ।**
**पिट्ठकरंडा दोसय–छप्पन्नं तद्दलं च दलं ॥ ९४ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| बयर आमल–બોર અને આમળું | पिट्ठकरंडा–પૃષ્ઠકરંડ, પાંસળીઓ |
| मित्तु–માત્ર, પ્રમાણનો | तद् दलं–તેનો અર્ધભાગ |

## સંસ્કૃત અનુવાદ.

त्रिद्व्येकदिनैस्तुवरिबदरामलकमात्रं तेषामाहारः ।
पृष्ठकरंडकानि षट्पंचाशदधिके द्वेशते तद्दलं च दलं ॥ ९४ ॥

गाथार्थः—તે પહેલા ત્રણ આરાના મનુષ્યોનો આહાર અનુક્રમે ત્રણ બે એક દિવસને અન્તરે તુવરના દાણાજેટલો બોરજેટલો અને આમળાજેટલો હોય છે, અને તે મનુષ્યોની પીઠની પાંસળીઓ અનુક્રમે ૨૫૬; તેનું અર્ધ ૧૨૮, અને તેનું અર્ધ ૬૪ હોય છે. ॥ ૯૪ ॥

विस्तरार्थः—પહેલા આરાના મનુષ્યો દિવસમાં એકવાર તુવરના દાણા જેટલો આહાર કર્યાબાદ ઉત્કૃષ્ટથી ત્રણ દિવસ પછી પુનઃ તુવર જેટલો આહાર કરે, એટલે ત્રણદિવસ બાદ આહારની ઇચ્છા થાય, પરન્તુ એક દિવસમાં અનેકવાર કે દરરોજ આહાર કરતા નથી. એ મનુષ્યો કલ્પવૃક્ષના પત્ર પુષ્પ ફળ આદિનો આહાર કરે છે, અથવા મૃત્તિકા (માટી) વિગેરેનો પણ આહાર કરે છે, તે પત્રપુષ્પાદિ એવાં મધુર સ્નિગ્ધ અને તૃપ્તિ કરનાર છે કે જેથી તુવરના કણ જેટલા આહારથી પણ ત્રણદિવસ સુધી આહારની ઇચ્છા થતી નથી. તથા એ મનુષ્યોનાં શરીર ત્રણ ગાઉ જેટલાં ઉંચાં હોવાથી બરડાની પાંસ-ળીઓ પણ ૨૫૬ જેટલી હોય છે. એ પ્રમાણે બીજા આરાના મનુષ્યોને બે દિવસને આંતરે આહારની ઇચ્છા થાય છે, અને ઇચ્છા થયે બોર જેટલો આહાર કરે છે, અને બરડાની પાંસળીઓ તેથી અર્ધી ૧૨૮ હોય છે. તથા ત્રીજા આરાના મનુષ્યો એક દિવસને આંતરે આમળા જેટલો આહાર કરે છે, અને પાંસળીઓ ૬૪ હોય છે. અહિં [1]તુવરકણ અલ્પ, તેથી બોર મોટું અને તેથી આમળું મોટું જાણવું. ॥ ૯૪ ॥

अवतरणः—એ પહેલા ત્રણ આરામાં મનુષ્યો કેવા પ્રકારના હોય છે તે આ ગાથામાં કહેવાય છે—

૧ એ તુવરકણ આદિ કયા કાળના લેવા તે જો કે જાણવા દેખવામાં નથી તો પણ મધ્યમ રીતે ચોથા આરાનું લેવું ઠીક સમજાય છે—સત્ય શ્રીબહુશ્રુતગમ્ય.

**गुणवन्नदिणे तह पनरपनरअहिए अवच्चपालणया।**
**अवि सयलजिआजुअला, सुमणसुरूवा य सुरगइआ ॥ ९५॥**

### શબ્દાર્થ—

| | |
|---|---|
| गुणवन्न दिणे—ઓગણપચાસ દિવસ | जुअला—યુગલિક |
| पनरपनर अहिए—પંદર પંદર દિવસ અધિક | सुमण—ઉત્તમ મનવાળા |
| अवच्चपालणया—અપત્ય પાલના | सुरूवा—ઉત્તમ રૂપવાળા |
| अवि सयलजिआ—સર્વે પણ જીવો | सुरगइआ—દેવગતિમાં જનારાં |

### સંસ્કૃત અનુવાદ.

**एकोनपंचाशद्दिनानि तथा पंचदशपंचदशाधिकानि अपत्यपालना ।**
**अपि सकलजीवा युगलिकाः, सुमनसः सुरूपाश्च सुरगतिकाः ॥ ९५ ॥**

गाथार्थः—[ એ ત્રણે આરામાં ] ૪૯ દિવસની તથા ૧૫-૧૫ અધિક દિવસની અપત્યપાલના હોય છે, વળી સર્વે પંચેન્દ્રિય યુગલિકજીવો ઉત્તમ મનવાળા ઉત્તમ રૂપવાળા અને દેવગતિમાંજ જનારા હોય છે. ॥ ૯૫ ॥

विस्तरार्थः—હવે એ અવસર્પિણીના પહેલા ત્રણ આરામાં મનુષ્યોનું સ્વરૂપ કહેવાય છે—

### ॥ અવસ૦ના પહેલા ૩ આરાના યુગલિક મનુષ્યો ॥

પહેલા ત્રણ આરામાં સર્વે પંચેન્દ્રિયજીવો એટલે ગર્ભજમનુષ્યો અને ગર્ભજતિર્યંચપંચેન્દ્રિયો યુગલધર્મી હોય છે. અર્થાત્ સ્ત્રીપુરૂષરૂપે જોડલે જન્મે અને ઉમ્મર લાયક થતાં પતિસ્ત્રીના વ્યવહારવાળા થાય, એટલે લઘુવયમાં જે જોડલું તેજ યુવાવસ્થામાં પતિ પત્ની હોય છે. વળી એ સર્વે ઉત્તમમનવાળા એટલે અલ્પરાગદ્વેષવાળા અલ્પમમત્વવાળા હોય છે, તે વખતના સિંહ-વ્યાઘ્રઆદિ હિંસક તિર્યંચપંચેન્દ્રિયો પણ અહિંસકવૃત્તિવાળા હોઇને પશુશિકાર કરતા નથી, પરન્તુ કલ્પવૃક્ષનાં પત્રપુષ્પાદિ ખાઇનેજ નિર્વાહ ચલાવે છે, જેથી સિંહવ્યાઘ્રાદિ જેવા પ્રાણીઓ પણ યુગલિક હોવાથી અવશ્ય ઇશાનસુધીની દેવગતિમાંજ જાય છે તો મનુષ્ય યુગલિકો દેવગતિમાં જાય તેમાં શું આશ્ચર્ય.

સર્વે યુગલીક મનુષ્યો પહેલા વજ્રર્ષભનારાચ સંઘનનવાળા હોય છે,

સમચતુરસ્ર સંસ્થાનવાળા, અતિમનોહર સ્વરૂપવાળાં, સામુદ્રિકશાસ્ત્રમાં કહેલાં અંગલક્ષણોવાળાં, પુરૂષો કંઇક ઉંચા અને સ્ત્રીઓ કિંચિત્ ન્યૂન પ્રમાણવાળી તથા પુરૂષથી ન્યૂન આયુષ્યવાળી અને સમાન આયુષ્યવાળી સર્વઅંગલક્ષણો યુક્ત સ્ત્રીઓ હોય છે. કોઇ કોઇની સાથે કંઇપણ મમત્વ વિનાના રાગ વિનાના અને નહિં સરખા અલ્પકષાયવાળા હોય છે, હસ્તિ અશ્વ ઇત્યાદિ પશુઓ હોવા છતાં તેને ઉપયોગમાં નહિં લેનારા, પરન્તુ પગે ચાલનારા, જ્વર આદિ વ્યાધિઓ રહિત, અને સ્વામિસેવકભાવરહિત સર્વે अहमिन्द्र છે. શાલિ ( ચોખા–ડાંગર ) ઇત્યાદિ ધાન્યો ભૂમિઉપર પાકેલાં વિદ્યમાન હોવા છતાં તેનો આહાર નહિં કરનારા પરન્તુ કલ્પવૃક્ષનાં ફળફુલ તથા ભૂમિની મૃત્તિકાનો આહાર કરનારા હોય છે. ૧૦ પ્રકારનાં અનેક કલ્પવૃક્ષોથી સર્વ જરૂરીઆતો [ વસ્ત્ર–આહાર–પ્રકાશ–રહેવાનું ગૃહ–નાટક–ચિત્રકારી–આભૂષણો–વાસણ વિગેરેની જરૂરીઆતો ] પૂર્ણ કરનારા હોય છે.

યુગલિકક્ષેત્રની ભૂમિઓ પણ ચક્રવર્તીની ક્ષીરથી અધિક મધુર સ્નિગ્ધ આદિ ગુણવાળી, અતિશય રસકસવાળી, અને વનસ્પતિઓથી ભરપૂર હોય છે. તે ભૂમિઓમાં યુગલિકોના પુન્યપ્રભાવથી અથવા ક્ષેત્રસ્વભાવથીજ ડાંસ મચ્છર માખી બગતરો વીંછી જૂ માકડ આદિ મનુષ્યોને ઉપદ્રવ કરનારા ક્ષુદ્ર જંતુઓ ઉપજતા નથી. તેમ મરકી વિગેરે ઉપદ્રવો તથા સૂર્યગ્રહણ ચંદ્રગ્રહણ ચંદ્ર–પરિવેષ દિગ્દાહ આદિ આકાશસંબંધી ઉપદ્રવનિમિત્તો પણ ત્યાં થતાં નથી. હસ્તિ વ્યાઘ્ર સિંહાદિ પંચેન્દ્રિય તિર્યંચો જો કે હોય છે, પરન્તુ તે પણ યુગલધર્મી હોવાથી હિંસક હોતા નથી, તે કહેવાઇ ગયું છે.

## ॥ યુગલિકોમાં સંતતિપાલનનો કાળ ॥

યુગલિકના માતાપિતા યુગલિકની પ્રતિપાલના ૪૯ દિવસ સુધી પહેલા આરામાં કરે છે, બીજા આરામાં પંદર દિવસ અધિક એટલે ૬૪ દિવસ પ્રતિપાલના કરે છે, અને ત્રીજે આરે ૭૯ દિવસ પ્રતિપાલના કરે છે. અહિં યુગલના માતપિતાનું ૬ માસ આયુષ્ય બાકી રહે ત્યારે [ छम्मासावसेसाउआ जुगलं पसवंति ઇતિ જીવાભિગમાદિ વચનાત્ ] યુગલનો જન્મ આપીને ત્યારબાદ ૭ માસે ખાંસી છીંક બગાસાદિ પૂર્વક પીડારહિત મરણ પામીને દેવગતિમાં જાય છે. અપત્યપાલના સમાપ્ત થયા બાદ તે યુગલિકો ભોગસમર્થ સ્વતંત્રવિહારી થાય છે. માતપિતાઓ વારંવાર તેઓ ક્યાં ફરે છે કે કેમ હશે ? તેવી વિશેષ દરકાર રાખતા નથી. કારણકે પોતાના સંતાનો પ્રત્યે પણ બહુ મમત્ત્વભાવ નથી. એ પ્રમાણે અપત્યપાલના સમાપ્ત થયા બાદ માતપિતા તુર્ત મરણ પામે છે એમ નહિં.

વળી બાળકોનું ઉંધુ પંડવું, પેટ ઘસડીને ખસવું, ઘુંટણીએ ચાલવું, ઉભા થઇ પગ ટેકવવા, અને ચાલતાં શીખવું ઇત્યાદિ અવસ્થાઓ ૪૯–૬૪–વા ૭૯ દિવસમાં અમુક અમુક દિવસો સુધી હોય છે, અને ૪૯ આદિ દિવસો પૂર્ણ થયા બાદ તો સ્વતઃ વિહારી યુવાવસ્થાવાળા થાય છે. ચોથા પાંચમા આરાની માફક કંઇક મહિને બેસતાં શીખે કંઇક મહિને ઘુંટણીએ ચાલે અને કેટલેક વર્ષે [ વીસેક વર્ષે ] ભોગ સમર્થ થાય એમ નહિં, તેમ કાયાની વૃદ્ધિ પણ અહિંની અપેક્ષાએ બહુ શીઘ્ર હોય છે. ॥ ૯૫ ॥

अवतरण:—પહેલા ત્રણ આરામાં યુગલિકોને જે કલ્પવૃક્ષથી જે વસ્તુઓ પ્રાપ્ત થાય છે, તે આ બે ગાથામાં કહેવાય છે—

**तेसि मत्तंग भिंगा, तुडिअंगा जोई दीव चित्तंगा ।**
**चित्तरसा मणिअंगा, गेहागारा अणिअयक्खा ॥ ९६ ॥**

**पाणं भायण पिच्छण, रविपह दीवपह कुसुममाहारो ।**
**भूसण गिह वत्थासण, कप्पदुमा दसविहा दिंति ॥ ९७ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| तेसि–તે યુગલિકોને | अणिअय–અનિયત |
| मत्तंग–મત્તાંગ કલ્પવૃક્ષ | अक्खा–નામના |

| | |
|---|---|
| कप्पदुमा–કલ્પવૃક્ષો | दिंति–આપે છે. |

### સંસ્કૃત અનુવાદ.

**तेभ्यो मत्तंगभृंगतूर्यांगज्योतिर्दीपचित्रांगः ।**
**चित्ररसा मण्यंगा [ मणितांगा ] गृहाकारा अनियताख्याः ॥ ९६ ॥**
**पानं भाजनं प्रेक्षणं रविप्रभां दीपप्रभां कुसुमं आहारं ।**
**भूषणगृहवस्त्रासनं कल्पद्रुमा दशविधा यच्छन्ति ॥ ९७ ॥**

गाथार्थ:—તે યુગલિકોને મત્તાંગ–ભૃંગ–તૂર્યાંગ–જ્યોતિરંગ–દીપાંગ–ચિત્રાંગ–ચિત્રરસાંગ–મણિતાંગ–ગૃહાકાર–અને અનિયત [ અથવા અનગ્ન ] એ દશ નામવાળા કલ્પવૃક્ષો અનુક્રમે પાણી–ભાજન–પ્રેક્ષણ–સૂર્યપ્રભા–દીપપ્રભા–પુષ્પ–આહાર–આભૂષણ–ગૃહ–અને વસ્ત્ર આસન વિગેરે આપે છે. ॥ ૯૭ ॥

विस्तरार्थः—ગાથામાં ૨-૪-૫-૭ કલ્પવૃક્ષનાં નામને " अंग " શબ્દ નથી તો પણ તેની સાથેના નામોમાં અંગ શબ્દ આવેલો છે તે એ નામને પણ અનુસરે છે. હવે કયા કલ્પવૃક્ષ કઇ વસ્તુ આપે છે તે કહેવાય છે.

## ૧૦ કલ્પવૃક્ષોથી યુગલિકોને મળતી ૧૦ વસ્તુઓ

१ मत्तंग [ मद्यांग ] कल्पवृक्ष—मत्त-મદ ઉપજાવવામાં अंग-કારણ રૂપ તે मत्तांग કલ્પવૃક્ષ. આ લોકમાં સર્વશ્રેષ્ઠ ચંદ્રપ્રભા આદિ મદિરાઓ આસવો સરકા વિગેરે સરખા રસ જેવા મધુર સ્નિગ્ધ અને આલ્હાદક હોય છે તેવો રસ આ વૃક્ષોના ફળોમાં સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે, અને તેવાં ફળો ખાવાથી યુગલિકોને પાન ( પીવાના ) આહારની ગરજ સરે છે. જેથી અહિંની કૃત્રિમ પાન વિધિથી જે તૃપ્તિ અને આલ્હાદ થાય છે, તેથી અનેકગુણી તૃપ્તિ ને આલ્હાદ એ સ્વાભાવિક મળે છે.

२ भृतांग [ भृगांग ] कल्पवृक्ष—भृत-ભરવું પૂરવું ઇત્યાદિ ક્રિયામાં अंग-કારણરૂપ કલ્પવૃક્ષો તે भृतांग કલ્પવૃક્ષો અથવા ભૃંગાંગ કલ્પવૃક્ષો. આ વૃક્ષોથી યુગલિકોને ઘટ-કળશ-પાત્રી-ઝારી ઇત્યાદિ અનેક પ્રકારનાં વાસણોની પ્રાપ્તિ થાય છે, અને તે પણ સુવર્ણાદિનાં બનેલાં હોય તેવાં અતિ કારીગરીવાળાં નકસીવાળાં જૂદા જૂદા આકારનાં અને દેખાવમાં અતિ સુંદર હોય છે. અર્થાત્ એ કલ્પવૃક્ષોનાં ફળપત્ર આદિ એવા સ્વાભાવિક આકારવાળાં બનેલાં છે. જો કે અહિંની માફક યુગલિકોને અનાજ પાણી વિગેરે ભરી રાખવાનું નથી તેથી વાસણોની ગરજ નથી, તો પણ કોઇ વખત કારણસર કંઈ અલ્પપ્રયોજન હોય તો આ વૃક્ષથી વાસણની ગરજ સરે છે.

३ तुटितांग कल्पवृक्ष—તુટિત એટલે વાજિંત્રવિધિ, તેનું अंग-કારણરૂપ કલ્પવૃક્ષ તે તુટિતાંગ કલ્પવૃક્ષ. આ વૃક્ષનાં ફળાદિ સ્વભાવથીજ વાજીંત્રોની ગરજ સારે છે. અર્થાત્ વાંસળી-વીણા-મૃદંગ-મુરજ ઇત્યાદિ અનેક વાજીંત્ર આકારવાળાં ફળ સ્વભાવથી જ પારણામ પામેલાં છે.

४ ज्योतिरंग कल्पवृक्ष—જ્યોતિષ્-સૂર્ય સરખી પ્રભાનું અંગ-કારણરૂપ વૃક્ષો તે જ્યોતિરંગ કલ્પવૃક્ષ. આ વૃક્ષના ફળોનો પ્રકાશ સૂર્ય સરખો હોય છે, પરન્તુ સૂર્ય સરખો ઉગ્ર નહિં. અનેક જ્યોતિવૃક્ષો હોવાથી એકની પ્રભા બીજામાં અને બીજાની તેમાં સંક્રાન્ત થયેલી હોય છે, જેથી દ્વીપના બહાર રહેલા સ્થિર જ્યોતિષી સરખાં સ્થિર અને પરસ્પરાક્રાન્ત પ્રકાશવાળાં છે. આકાશી સૂર્ય ઉગેલો હોય તે વખતે દિવસે એ વૃક્ષોની સાર્થકતા નથી, પરન્તુ રાત્રે તો એ

વૃક્ષો એવાં પ્રકાશે છે કે જાણે દિવસ હોય એમ જણાય છે. જેથી રાત્રે પણ પ્રકાશસ્થાનોમાં યુગલિકોનો ગમનાગમન વ્યવહાર સુગમતાથી થઇ શકે છે.

૫ दीपांग कल्पवृक्ष—દીપ એટલે દીવા સરખું તેજ આપવામાં અંગ–કારણ ભૂત એવાં વૃક્ષો તે दीपांग વૃક્ષો કહેવાય. આ વૃક્ષનાં ફળ આદિ સર્વોત્તમ દીવા સરખા તેજવાળાં છે, જેથી ઘરમાં દીવો પ્રકાશ કરે છે, તેમ તે દીપવૃક્ષો ત્યાંના અંધકાર સ્થાનોમાં રાત્રે પ્રકાશે છે. [ જ્યાં જ્યોતિરંગ ન હોય ત્યાં એ દીપાંગ વૃક્ષથી પણ પ્રકાશ થાય છે. ] જેથી યુગલિકક્ષેત્રોમાં કંઇ સ્થાને જ્યોતિરંગથી સૂર્યસરખો તીવ્ર પ્રકાશ હોય છે, અને કંઈ સ્થાને દીપાંગવૃક્ષથી દીપ સરખા પ્રકાશ પણ હોય છે.

૬ चित्रांग कल्पवृक्ष—ચિત્ર એટલે વિચિત્ર પ્રકારની પુષ્પમાળાઓ, તેની પ્રાપ્તિમાં અંગ એટલે કારણ રૂપ એવાં વૃક્ષો તે ચિત્રાંગ કલ્પવૃક્ષો. આ વૃક્ષોનાં ફળાદિ તથા પ્રકારના સ્વભાવથી જ વિવિધ પ્રકારની પુષ્પમાળાઓ રૂપે પરિ-ણામ પામેલાં હોય છે, માટે યુગલિકોને પુષ્પમાળાઓ પહેરવામાં આ વૃક્ષો ઉપયોગી છે.

૭ चित्ररसांग कल्पवृक्ष—ચક્રવર્તી આદિ મહાપુરૂષોના વખતે જેવા પ્રકારની રસવતીઓ ક્ષીર દૂધપાક શીખંડ બાસૂદી મોદક મીઠાઇઓ ભાત દાળ શાક આદિ પાકશાસ્ત્રની વિધિ પ્રમાણે બનતી હતી તેવા પ્રકારની સર્વ રસવતીઓ ભોજનોના [1]સ્વાદવાળાં ફળાદિ આ વૃક્ષનાં હોવાથી चित्र–વિચિત્ર रस–રસવતીઓ ભોજનોનું अंग–કારણ તેचित्ररसांग વૃક્ષો એવું નામ છે. આ વૃક્ષોના ફળાદિકથી યુગલિકોની સર્વપ્રકારના આહારની ઈચ્છા તૃપ્ત થાય છે.

૮ मण्यंग कल्पवृक्ष—અહિં મણિરત્ન સુવર્ણાદિકના હાર અર્ધહાર ઇત્યાદિ આભરણો તે मणि, તેનું अंग–કારણભૂત જે વૃક્ષો તે मण्यंग वृक्ष. અથવા मणि એટલે મણિરત્ન વિગેરેનાં अंग–આભરણ રૂપ અવયવો તે મણ્યંગ. એવો પણ અર્થ છે. આ વૃક્ષનાં ફળાદિ તથાપ્રકારના સ્વભાવથી જ મણિરત્ન સુવર્ણાદિકના હાર અર્ધહાર મુકુટકુંડલ નુપૂર કંકણ બહિરખાં ઈત્યાદિ આભરણો રૂપે

૧ અર્થાત્ કોઇ કલ્પવૃક્ષનું ફળપત્રાદિ ચક્રવર્તીની ખીરસરખા સ્વાદવાળું, કોઇનું ફળ પત્રાદિ શીખંડસરખા સ્વાદવાળું ઈત્યાદિ રીતે ચિત્રરસકલ્પવૃક્ષો પણ ભિન્ન ભિન્ન રસયુક્ત ફળાદિવાળાં છે. એ રીતે યથાસંભવ દશે પ્રકારમાં વિચારવું યુગલિકોને ખેતી નથી, લેખન-વ્યવહાર નથી, શસ્ત્રવ્યવહાર નથી, વિવાહ પરણવું ઇત્યાદિ નથી, પરન્તુ સગપણો છે. ફળોને પકવવાનું પણ નથી, તેમ તે વખતે અગ્નિ પણ હોય નહિં.

પરિણામ પામેલા હોય છે. જેથી યુગલિક સ્ત્રી તથા પુરૂષોને પોતાના સર્વ અંગના આભૂષણોની પ્રાપ્તિમાં આ વૃક્ષો ઉપયોગી છે. અને યુગલિકો એજ આભરણો પહેરે છે.

૯ गृहाकार कल्पवृक्ष—આ વૃક્ષો તથાસ્વભાવથીજ વિવિધપ્રકારના ઘરોના આકારમાં પરિણામ પામેલ હોય છે, અને તે પણ એક માળ બે માળવાળાં ઇત્યાદિ અનેક માળવાળાં ત્રિકોણાદિ અનેકઆકારનાં વિવિધ રચના યુક્ત ગૃહો હોય છે. યુગલિકોને જ્યારે જ્યારે આરામ વા આશ્રય કરવો હોય ત્યારે આ વૃક્ષો ઘર તરીકે રહેવામાં અત્યંત ઉપયોગી છે. અહિં ફળાદિ ગૃહઆકારે નહિં પરન્તુ પૂર્ણ વૃક્ષજ ગૃહ આકારે જાણવું.

१० अनियत [ अनग्न ] कल्पवृक्ष—ઉપર કહેલા નવપ્રકારના પદાર્થોથી अनियत–જૂદા જૂદા પદાર્થો આપવાથી અનિયત એ નામ ક્ષેત્રસમાસની સ્વોપજ્ઞ વૃત્તિમાં કહ્યું છે, અને સિદ્ધાંતોમાં अणिगण એ પદથી अनग्न कल्पवृक्ष એવું નામ કહ્યું છે. ત્યાં એ નવ વૃક્ષોથી પૂરવા યોગ્ય પદાર્થો ઉપરાન્તના વસ્ત્ર આસન આદિ વિવિધપદાર્થો પૂરનાર આ ૧૦ મું કલ્પવૃક્ષ છે. અથવા મુખ્યત્વે જેથી નગ્ન ન રહેવાય તેવાં વસ્ત્રોને પૂરનાર આ ૧૦ મું અનગ્ન વૃક્ષ છે. આ વૃક્ષનાં ફળો આદિ દેવદૂષ્ય વિગેરે ઉત્તમજાતિના વસ્ત્રોરૂપે સ્વભાવથી જ પરિણામ પામેલ હોય છે, તેમજ આસનો વિગેરે પણ સ્વભાવથી જ પરિણમેલાં હોય છે માટે એ ૧૦ મું કલ્પવૃક્ષ યુગલિકોને વસ્ત્રાદિ પહેરવામાં ઉપયોગી છે.

## ॥ કલ્પવૃક્ષો વનસ્પતિ પરિણામી છે ॥

એ પ્રમાણે યુગલિકોની દરેક પ્રકારની જરૂરીયાત પૂર્ણ કરનારાં કલ્પવૃક્ષો પોતે વનસ્પતિ છે, તેમજ દેવાધિષ્ઠિત નહિં પણ સ્વાભાવિકપરિણામવાળાં છે. વળી એ દરેક જાતિનાં વૃક્ષો પગલે પગલે અનેક હોય છે, પરન્તુ એક જાતિનું એક હોય એમ નહિં. તેમજ અનેક પ્રકારનાં પ્રતિભેદવાળાં પણ છે. જેમ ભૃતાંગવૃક્ષ અનેક જાતિનાં છે, અને તે અનેકમાંની એક જાતિનાં પણ અનેક વૃક્ષો છે.

## ॥ કલ્પવૃક્ષ ઉપરાન્ત બીજાં અનેક વૃક્ષ ॥

વળી પહેલા ત્રણઆરામાં કેવળ કલ્પવૃક્ષો જ હોય છે એમ નહિં પરન્તુ આમ્ર ચંપક અશોક આદિ બીજાં પણ વર્તમાનસમયમાં વિદ્યમાન દેખાય છે એવાં અનેકજાતિનાં અનેક અનેક વૃક્ષો–ગુચ્છા–ગુલ્મ–લતાઓ–વલય–તૃણ–જલરૂહ–કુહણા–ઔષધિ–હરિતકી–વલ્લી–અને પર્વ એ બારે પ્રકારની પ્રત્યેક વનસ્પતિઓ તથા અનેક સાધારણવનસ્પતિઓ પણ ક્ષેત્રસ્વભાવથી અને કાળ

સ્વભાવથી અત્યંતરસકસવાળી હોય છે, પરન્તુ તે યુગલિકોના ઉપયોગમાં આવતી નથી. તથા ઉદ્દાલકાદિ ૯ પ્રકારનાં વૃક્ષો વિગેરે ઘણી વનસ્પતિઓનાં નામ સિદ્ધાન્તમાં દર્શાવ્યાં છે ઈત્યાદિ વિશેષ સ્વરૂપ સિદ્ધાન્તોથી જાણવું. ॥ ૯૭ ॥

अवतरण—સર્વઆરાઓમાં તિર્યંચપંચેન્દ્રિયોનું આયુષ્યપ્રમાણ વિશેષતઃ ( પ્રાયઃ ) કેટલું હોય ? તે આ ગાથામાં કહેવાય છે—

**मणुआउसमगयाई, हयाइ चउरंसऽजाइ अट्ठंसा ।**
**गोमहिसुट्टखराई, पणंस साणाइ दसमंसा ॥ ९८ ॥**

## શબ્દાર્થ:—

मणुआउसम–મનુષ્યના આયુષ્યસરખું
गयाई–ગજ આદિનું, હસ્તિ આદિનું
हयाई–હયાદિ, અશ્વ આદિ
चउर अंस–ચોથા ભાગનું
अजाइ–અજા આદિ, બકરાં વિગેરે
अट्ठंसा–આઠમા ભાગે
गो महिस–ગાય પાડા
उट्टखराई–ઊંટ ગર્દભ આદિ
पणंस–પાંચમા ભાગનું
साणाइ–શ્વાન આદિકનું
दसमंसा–દશમા ભાગનું

## સંસ્કૃત અનુવાદ.

**मनुजायुःसमगजादयो हयादयश्चतुरंशा अजादयोऽष्टमांशाः ।**
**गोमहिषोष्ट्रखरादयः पंचमांशाः श्वानादयो दशमांशाः ॥ ९८ ॥**

गाथार्थः—હસ્તિઓ વિગેરે મોટા જીવો મનુષ્યના આયુષ્ય સરખા આયુષ્યવાળા, અશ્વ વિગેરે તિર્યંચો ચોથા ભાગના આયુષ્યવાળા, બકરાં વિગેરે આઠમા ભાગના આયુષ્યવાળા, તથા ગાય પાડા ઊંટ ગર્દભ આદિ તિર્યંચો પાંચમા ભાગના આયુષ્યવાળા, અને શ્વાન આદિ તિર્યંચો પ્રાયઃ મનુષ્યના આયુષ્યથી દશમા ભાગ જેટલા આયુષ્યવાળા હોય છે ॥ ૯૮ ॥

विस्तरार्थः—ગાથાના અર્થપ્રમાણે સુગમ છે. વિશેષ એજ કે—મનુષ્યોની અપેક્ષાએ તિર્યંચોનું એ કહેલું આયુષ્ય પ્રાયઃ જાણવું પરન્તુ એકાન્તે નહિં. વિશેષભાવે એ પ્રમાણે હોય એમ સમજવું. વળી તે પણ છએ આરામાં એ રીતે જ જાણવું. વળી અહિં તિર્યંચોનું આયુષ્ય કહેવાનો પ્રસંગ પહેલા ત્રણ આરાના યુગલિક મનુષ્યોનું આયુષ્ય ૯૩ મી ગાથામાં કહ્યું છે, તો યુગલિક

તિર્યંચોનું કેટલું આયુષ્ય હશે ? તે પ્રસંગોપાત્ત દર્શાવવાને માટે છે, જેથી પહેલા ત્રણઆરાના તિર્યંચોનું પણ આયુષ્ય કહેવાઇ ગયું. ॥ ૯૮ ॥

अवतरणः—હવે ત્રીજો આરો કંઇક બાકી રહે ત્યારે કુલકર નય અને ધર્મ વિગેરેની ઉત્પત્તિ થાય છે તે આ ગાથામાં દર્શાવાય છે—

**इच्चाइ तिरच्छाणवि, पायं सव्वारएसु सारिच्छं ।**
**तइआरसेसि कुलगर–णयजिणधम्माइ उप्पत्ती ॥ ९९ ॥**

**શબ્દાર્થઃ—**

इच्चाइ–ઇત્યાદિ
तिरच्छाण अवि–તિર્યંચોની પણ
पायं–પ્રાયઃ, બહુલતાએ
सव्व आरएसु–સર્વ આરાઓમાં
सारिच्छं–સરખું
तइआरसेसि–ત્રીજોઆરો કંઈક બાકી રહે
कुलगर णय–કુલકર અને નીતિ
जिणधम्मआइ–જિનધર્મઆદિકની
उप्पत्ती–ઉત્પત્તિ થાય છે

**સંસ્કૃત અનુવાદ.**

**इत्यादि–तिरश्चामपि प्रायः सर्वारकेषु सदृशं ।**
**तृतीयारकशेषे कुलकरनयजिनधर्म्माद्युत्पत्तिः ॥ ९९ ॥**

गाथार्थः—પૂર્વ ગાથામાં કહ્યા તે આદિ તિર્યંચોનું પણ એ કહેલું આયુષ્ય પ્રાયઃ સર્વઆરાઓમાં સરખું જ [ મનુષ્યાયુના તે તે ભાગ જેટલું જ ] જાણવું. હવે ત્રીજો આરો કંઇક બાકી રહે ત્યારે કુલકરોની નીતિની અને જિનધર્માદિકની ઉત્પત્તિ થાય છે ॥ ૯૯ ॥

विस्तरार्थः—આ ગાથાના પહેલા અર્ધનો અર્થ પૂર્વગાથાની સાથે સંબંધવાળો છે, અને સુગમ છે, માટે ઉત્તરાર્ધનો અર્થ કિંચિત્ કહેવાય છે—

**॥ ત્રીજા આરાના પર્યન્તે ૧૫–૭ કુલકરની ઉત્પત્તિ ॥**

ત્રીજા આરાના છેલ્લા ત્રીજા ભાગમાં પલ્યોપમનો આઠમો ભાગ બાકી રહે ત્યારે સુમતિ–પ્રતિશ્રુતિ–સીમંકર-સીમંધર-ક્ષેમંકર-ક્ષેમંધર-વિમળવાહન–ચક્ષુષ્માન્-યશસ્વી–અભિચન્દ્ર–ચન્દ્રાભ–પ્રસેનજિત્–મરૂદેવ–નાભિ–અને ઋષભ એ ૧૫ કુલકરની ઉત્પત્તિ થાય છે. कुल–લોકમર્યાદાને कर–કરનાર તે कुलकर એ શબ્દાર્થ

છે, કારણ કે કાળક્રમે યુગલિકોમાં મમત્વ રાગ દ્વેષ આદિ અવગુણ વધવાથી થતા અપરાધોમાટે જે વિશિષ્ટબુદ્ધિવાળા પુરૂષોને યુગલિકો મોટા પદે સ્થાપે છે અને તે લોકમાં અમુકઅમુકવ્યવસ્થાઓ દર્શાવે છે, તે વ્યવસ્થાપ્રમાણે નહિં વર્તનાર અપરાધી યુગલિકને શિક્ષા કરે છે. એવા પ્રકારે લોકમર્યાદા સાચવનારા પુરૂષો કુલકર કહેવાય છે.

વળી શ્રી આવશ્યકજીમાં વિમળવાહન્-ચક્ષુષ્માન-યશસ્વી-અભિચંદ્ર-પ્રસેનજિત્-મરૂદેવ-અને નાભિ એ ૭ કુલકર પણ કહ્યા છે, ઈત્યાદિવિચાર સિદ્ધાન્તથી જાણવો. એ ૧૫ કુલકરોમાં પહેલા વિમળવાહનકુલકરનું આયુષ્ય પલ્યોપમનો દશમો ભાગ, શેષ ૧૨ કુલકરનું આયુષ્ય અસંખ્ય અસંખ્યપૂર્વ (અનુક્રમે હીન હીન ), અને નાભિકુલકરનું સંખ્યાતપૂર્વ આયુષ્ય અને ઋષભકુલકરનું ૮૪ લાખપૂર્વ આયુષ્ય જાણવું.

## ॥ કુલકરોએ પ્રવર્તાવેલી ૩ પ્રકારની દંડ નીતિ. ॥

પહેલા પાંચ કુલકરોએ હા* કાર નીતિ પ્રવર્તાવી, જેથી અપરાધી યુગલિકોને " હા આ શું કર્યું ? " એટલુંજ કહેવામાત્રથી અપરાધી યુગલિકો મરણતુલ્યશિક્ષા થયેલી માનીને પુનઃ તેવો અપરાધ ન કરવામાં સાવચેત રહેતા, ત્યાં સુમતિકુલકરે હા કારની દંડનીતિ ઉત્પન્ન કરી, અને બીજા ચાર કુલકરોએ તેની તેજ દંડનીતિ પ્રમાણે અનુકરણ કર્યું. ત્યારબાદ છઠ્ઠા ક્ષેમંધર કુલકરે મા કાર નામની બીજી દંડનીતિ પ્રવર્તાવી, અને બીજા ચાર કુલકરોએ એજ દંડનીતિનું અનુકરણ કર્યું, જેથી બીજા પાંચ કુલકરોના વખતમાં મા કાર દંડનીતિ પ્રવર્તી. અહિં જે યુગલિકો પહેલી હાકાર દંડનીતિને યોગ્ય હોય તેઓને માટે હાકાર, અને તેની અવગણના કરે એવાને માટે માકાર દંડનીતિ હતી. અર્થાત્ " હવેથી તું આવું કામ ન કરીશ " એ માકારનીતિનું તાત્પર્ય છે. અથવા મોટાઅપરાધમાં મા અને લઘુઅપરાધમાં હા દંડનીતિ હતી એમ પણ કહ્યું છે. શેષ પાંચ કુલકરોએ ધિક્કાર નામની ત્રીજી દંડનીતિ પ્રવર્તાવી. શેષ સ્વરૂપ પૂર્વવત્ [1]વિચારવું.

## ॥ પરિભાષણ આદિ ૪ પ્રકારની દંડનીતિ. ॥

એ ત્રણ નીતિ ઉપરાન્ત परिभाषण-બોલાવીને વિશેષ ઠપકો દેવો, मंडलबंध

* જંબૂ૦ પ્ર૦ મૂળસૂત્રમાં હાકાર મકાર એ નીતિ કહી છે, અને વૃત્તિમાં કેવળ હાકાર કહી છે

[1] ૧-૭ કુલકરોની અપેક્ષાએ ૧-૨માં હા, ૩-૪માં હા અને મા, ૫-૬-૭માં હા મા ધિક્ એ રીતે ૩ દંડનીતિ કહી છે.

અમુક વખત સુધી અમુકસ્થાનમાં છુટો રાખીને રોકી રાખવો, चारक–બંદિખાને નાખવો, અને छविच्छेद–શરીરના અવયવ છેદવા, એ ૪ પ્રકારની દંડનીતિ શ્રીઋષભદેવે અથવા ભરતચક્રવર્તીએ પ્રવર્તાવી, એમ બે અભિપ્રાય છે. આ સર્વ-સ્વરૂપ તથા હજી કહેવાતું સ્વરૂપ ચાલુ અવસર્પિણીના ત્રીજા આરાને અંગે છે, તે પ્રમાણે દરેક અવસર્પિણીના ત્રીજા આરાનું પર્યન્તભાગનું સ્વરૂપ પણ યથાસંભવ જાણવું. કેવળ નામ વિગેરેમાં તફાવત જાણવો, અને શેષ ભાગ અનુક્રમે સરખી રીતે જાણવો.

## ॥ ત્રીજા આરાના પર્યન્તે જિનધર્માદિકની ઉત્પત્તિ ॥

ત્રીજા આરાનાં ૮૪ લાખપૂર્વ અને ૮૯ પખવાડીઆં બાકી રહ્યા ત્યારે શ્રી ઋષભકુલકર ઉત્પન્ન થયા, ૨૦ લાખપૂર્વ કુમારઅવસ્થામાં અને ૬૩ લાખપૂર્વ રાજા તરીકે રહીને ૧ લાખપૂર્વ શ્રમણઅવસ્થામાં રહી ૮૯ પખવાડીઆં ત્રીજા-આરાનાં બાકી રહ્યે સિદ્ધ થયા. રાજ્યઅવસ્થા વખતે બાદરઅગ્નિ ઉત્પન્ન થયો, તેમજ જિનધર્મ એટલે સર્વવિરતિની ઉત્પત્તિ પ્રભુની દીક્ષાવખતે થઇ, પરન્તુ વિશિષ્ટ પ્રકારે તો પ્રભુની પ્રથમદેશનાવખતે સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકારૂપ ચતુર્વિધસંઘની પ્રથમ સ્થાપના વખતેજ ચારે સામાયિકની ઉત્પત્તિ ગણાય, એ વખતે સર્વવિરતિ દેશવિરતિ સમ્યક્ત્વ અને શ્રુતની પ્રથમ ઉત્પત્તિ થઇ, પુનઃ અવધિજ્ઞાન મનઃપર્યવજ્ઞાન કેવળજ્ઞાન આદિ અનેકભાવોની ઉત્પત્તિ પ્રભુના કેવલપર્યાયમાં થઇ. ગૃહસ્થાવાસ વખતે સ્ત્રીની ૬૪ કળાઓ પુરૂષની ૭૨ કળાઓ આદિ તથા સો પ્રકારનાં શિલ્પ ( કારીગરીઓ ) ઉત્પન્ન થઇ, ખેતી વિગેરે મોટાવ્યવહારો ભરતચક્રવર્તીએ પ્રવર્તાવ્યા છે. ઇત્યાદિ હજારો સાંસારિકવ્યવહાર અને ધર્મવ્યવહારોની ઉત્પત્તિ ત્રીજા આરાના પર્યન્તે ૮૪ લાખપૂર્વના કાળમાં થઇ છે.

પુનઃ શ્રીઋષભદેવના વખતમાં પણ યુગલિકધર્મ ચાલુ હતો, પરન્તુ પ્રભુએ ધીરે ધીરે એ ધર્મને નાબુદ કરવા માટે ભિન્નગોત્રીય સાથે લગ્નવિધિ દર્શાવી. ભોગાવલીકર્મ અવશ્ય ભોગવ્યેજ છૂટકો છે, એમ જાણી જન્મથી વીતરાગી છતાં સુનંદા સુમંગલા નામની બે સ્ત્રીઓ પરણ્યા, અનેક ગૃહસ્થવ્યવહારો પ્રવર્તાવ્યા તે પણ મનુષ્યોને વિધિમાર્ગે વાળવા માટે અને ઉલટી વિધિથી દુઃખી ન થવાના કારણથી જ, પરન્તુ સંસારના પ્રેમથી નહિં. ઇત્યાદિ અનેક-વિશેષસ્વરૂપ સિદ્ધાન્તોથી જાણવા યોગ્ય છે.

વળી એ ત્રીજાઆરાના છેલ્લા ત્રીજા ભાગમાં પહેલા તીર્થંકરના કાળમાં છએ સંઘયણ છએ સંસ્થાનોવાળા મનુષ્ય હોય છે, મરણ પામીને પાંચે ગતિમાં

જાય છે. અને એજ પ્રવાહ ચોથા આરામાં પણ ચાલુ હોય છે, તફાવત એજ કે ત્રીજા આરાથી ચોથો આરો વર્ણ–ગંધ–રસ–સ્પર્શ–આયુષ્ય સંઘયણ પરાક્રમ વનસ્પતિના ગુણ ઇત્યાદિમાં ઉતરતા દરજ્જાનો હોય છે. એ રીતે પાંચમો આરો ચોથાથી અને છઠ્ઠો પાંચમાથી પણ ઉતરતો હોય છે. એમ સમયે સમયે ઉત્તમભાવોની હાનિ અવસર્પિણીમાં હોય છે. ॥ ૯૯ ॥

अवतरण:—હવે આ ગાથામાં અવસર્પિણી તથા ઉત્સર્પિણીના કયા કયા આરામાં પહેલા અને છેલ્લા જિનેન્દ્રો જન્મે અને સિદ્ધિપદ પામે તે કહેવાય છે–

**कालदुगे तिचउत्था–रगेसु एगूणनवइपक्खेसु ।**
**सेसि गएसु सिज्झंति, हुंति पढमंतिम जिणंदा ॥१००॥**

**શબ્દાર્થ:—**

कालदुगे–અવસ૦ ઉત્સ૦ એ બે કાળમાં
ति चउत्थ आरगेसु–ત્રીજા ચોથા આરામાં
एगूणनवइ–એક ન્યૂન નેવુ, નેવ્યાસી
पक्खेसु–પક્ષ, પખવાડીયાં
सेसि–બાકી રહેતાં
गएसु–વ્યતીત થયે
सिज्झंति–સિદ્ધ થાય છે
हुंति–જન્મે છે

**સંસ્કૃત અનુવાદ.**

**कालद्विके तृतीयचतुर्थारकयो रेकोननवतिपक्षेषु ॥**
**शेषेसु गतेषु सिध्यन्ति भवन्ति प्रथमान्तिमजिनेन्द्राः ॥ १०० ॥**

गाथार्थ:—અવસર્પિણી અને ઉત્સર્પિણી એ બે કાળના ત્રીજા અને ચોથા આરામાં ૮૯ પક્ષ બાકી રહે અને વ્યતીત થાય, ત્યારે પહેલા અને છેલ્લા જિનેન્દ્રો મોક્ષે જાય છે અને જન્મે છે ॥ ૧૦૦ ॥ એટલેકે,—

૧—અવસર્પિણીનો ત્રીજો આરો ૮૯ પક્ષ બાકી રહે ત્યારે પહેલા જિનેન્દ્ર સિદ્ધ થાય.

૨—અવસર્પિણીનો ચોથો આરો ૮૯ પક્ષ બાકી રહે ત્યારે છેલ્લા જિનેન્દ્ર સિદ્ધ થાય.

૩—ઉત્સર્પિણીનો ત્રીજો આરો ૮૯ પક્ષ વ્યતીત થયે પહેલા જિનેન્દ્ર જન્મે.

૪—ઉત્સર્પિણીનો ચોથો આરો ૮૯ પક્ષ વ્યતીત થયે છેલ્લા જિનેન્દ્ર જન્મે.

કોષ્ટક

| | | | | | |
|---|---|---|---|---|---|
| અવસ૦ | ૩ જો આરો | ૮૯ પક્ષ | શેષે | સિદ્ધ થાય | પહેલા જિનેન્દ્ર |
| ,, | ૪ થો આરો | ,, | ,, | ,, | અન્તિમ જિનેન્દ્ર |
| ઉત્સ૦ | ૩ જો આરો | ,, | વ્યતીતે | જન્મે | પહેલા જિનેન્દ્ર |
| ,, | ૪ થો આરો | ,, | ,, | ,, | અન્તિમ જિનેન્દ્ર |

આ અર્થને અનુસારે ગાથામાંના શબ્દોનો અનુક્રમ યથાયોગ્ય જોડવો ॥૧૦૦॥

अवतरण:—પૂર્વગાથાઓમાં અવસર્પિણીના પહેલા ત્રણઆરાનું સ્વરૂપ કહીને હવે આ ગાથામાં કિંચિત્ ૪ થા આરાનું સ્વરૂપ કહે છે—

**बायालसहसवरसू—णिगकोडाकोडिअयरमाणाए ॥**
**तुरिए णराउ पुव्वाण, कोडितणु कोसचउरंसं ॥ १०१ ॥**

શબ્દાર્થ:—

वायाल सहस वरस–બેંતાલીસ હજાર વર્ષ (૪૨૦૦૦ વર્ષ)
ऊण–ન્યૂન
इग कोडाकोडि–એક કોટાકોટિ
अयरमाणाए–સાગરોપમના પ્રમાણવાળા
तुरिए–ચોથા આરામાં
णर आउ–મનુષ્યોનું આયુષ્ય
पुव्वाण कोडि–પૂર્વક્રોડ વર્ષનું
तणु–શરીરનું પ્રમાણ
कोस चउर अंसं–ગાઉનો ચોથો ભાગ

સંસ્કૃત અનુવાદ.

**द्विचत्वारिंशत्सहस्रवर्षोनैककोटिकोट्यतरमाने ॥**
**तुर्ये नरायुः पूर्वाणां कोटिः तनुः क्रोशचतुरंशम् ॥ १०१ ॥**

गाथार्थ:—બેંતાલીસહજારવર્ષન્યૂન ૧ કોટાકોટિ સાગરોપમપ્રમાણવાળા ચોથા આરામાં મનુષ્યોનું આયુષ્ય એકપૂર્વક્રોડ વર્ષ, અને શરીર એક ગાઉનો ચોથો ભાગ હોય છે ॥ ૧૦૧ ॥

विस्तरार्थ:—હવે ચોથા આરાનું કિંચિત્ સ્વરૂપ કહેવાય છે, તે આ પ્રમાણે-

## ॥ અવસર્પિણીનો ચોથો આરો ॥

૧૦ કોડાકોડિ સાગરોપમપ્રમાણની અવસર્પિણીમાંથી પહેલા ત્રણ આરાના ૯ કોડાકોડિ સાગરોપમ ઉપરાન્ત ૨૧૦૦૦ વર્ષ પાંચમા આરાનાં અને ૨૧૦૦૦ વર્ષ છઠ્ઠા આરાનાં બાદ કરતાં ચોથા આરાનું પ્રમાણ ૪૨૦૦૦ વર્ષન્યૂન ૧ કોડાકોડિ સાગરોપમનું છે, અને એ આરામાં મનુષ્યોનું સર્વોત્કૃષ્ટ આયુષ્ય ૧ પૂર્વક્રોડ વર્ષનું છે. અહિં ૮૪ લાખને ૮૪ લાખે ગુણતાં ૭૦૫૬૦૦૦ વર્ષનું એકપૂર્વ અને તેને એકક્રોડે ગુણતાં ૭૦૫૬૦૦૦,૦૦૦૦૦૦૦ વર્ષની એક પૂર્વકોટિ થાય. તથા જઘન્ય આયુષ્ય ૨૫૬ આવલિકારૂપ ૧ ક્ષુલ્લકભવ જેટલું હોય છે. તથા ઉત્કૃષ્ટથી શરીરપ્રમાણ એક ગાઉનો ચોથો ભાગ એટલે ૨૦૦૦ ધનુષ્નો ૧ ગાઉ હોવાથી ૫૦૦ ધનુષ્ જેટલું છે, અને જઘન્યથી ઉત્પત્તિ વખતે અંગુલના અસંખ્યાતમાભાગ જેટલું હોય છે.

## ॥ ૬૩ શલાકા પુરૂષોની ઉત્પત્તિ ॥

વળી આ ચોથા આરામાં ચોવીશમા સુધીના ૨૩ जिनेन्द्रोની ઉત્પત્તિ થાય છે, તેઓનાં શાસનમાં અસંખ્યમનુષ્યો મોક્ષપામે છે. આ અવસર્પિણીમાં ત્રીજા આરાના પર્યન્તે શ્રી ઋષભદેવને કેવળજ્ઞાન થયાબાદ સૌથી પ્રથમ પ્રભુની જ માતા પ્રભુનું તીર્થ સ્થપાયા પહેલાં અંતકૃતકેવળી થઇ મોક્ષે ગયાં ત્યારથી મોક્ષમાર્ગ શરૂ થયો, તે ચોથા આરામાં શરૂ થયો, તે ચોથા આરામાં સંપૂર્ણ ચાલુ રહે છે. વળી એ જ ચોથા આરામાં [ ૧ ચક્રવર્તી ત્રીજા આરામાં થવાથી ] ११ चक्रवर्ती ઉત્પન્ન થાય છે, તેઓ સંપૂર્ણ ભરતઐરાવતક્ષેત્રનું સામ્રાજ્ય ભોગવે છે, પુનઃ ९ वासुदेव ઉત્પન્ન થાય છે. તે ભરતઐરવતના દક્ષિણાર્ધના સંપૂર્ણ ૩ ખંડનું એટલે અર્ધક્ષેત્રનું સામ્રાજ્ય ભોગવે છે. તથા એકવાસુદેવસાથે તેમના પીતરાઈ ભાઇ એક બળદેવ હોવાથી ए बलदेव ઉત્પન્ન થાય છે, તે વાસુદેવ અને બળદેવ બે મળીને અર્ધક્ષેત્રનું સામ્રાજ્ય ભોગવે છે, પરન્તુ બળદેવનું રાજ્ય જૂદું હોય નહિં. તથા દરેક વાસુદેવપહેલાં એકેક પ્રતિવાસુદેવ પણ વાસુદેવના કાળમાં જ પ્રથમ અર્ધવિજયનું સામ્રાજ્ય ભોગવતા હોય છે, જેથી વાસુદેવો પ્રતિવાસુદેવોને હણીને જ સામ્રાજ્ય લે છે, પરન્તુ જૂદો દિગ્વિજય કરીને નહિં, એ પ્રમાણે ९ प्रतिवासुदेव ઉત્પન્ન થાય છે. તથા દરેક વાસુદેવના કાળમાં કલેશ કરાવવામાં કુતુહલી પરન્તુ બ્રહ્મચર્યના સર્વોત્તમ ગુણવાળા એકેક નારદ નામથી પ્રસિદ્ધ ગૃહસ્થયોગી જેવા નારદ ઉત્પન્ન થતા હોવાથી ९ नारद ઉત્પન્ન થાય છે, તેઓ વાસુદેવ આદિ રાજાઓના અંતઃપુરમાં ( રાણીવાસમાં ) નિઃશંકપણે ગમનાગમન કરનારા અને ગગનગામિની લબ્ધિવાળા હોય છે, અને સર્વત્ર રાજ-

સભાઓમાં રાજાઓ પૂછે ત્યારે ક્ષેત્રની કૌતુકી વાતો સંભળાવે છે, અને એક-બીજાને કલેશ ઉત્પન્ન થવાનું પણ કુતુહલ કરે છે. તથા ૧૧ મહાદેવ પણ ઉત્પન્ન થાય છે. જેઓ ૧૧ રૂદ્રના નામથી પ્રસિદ્ધ છે. તેઓ સમ્યક્ત્વી છતાં તથા પ્રકારના કર્મોદયે અનેક લોકવિરૂદ્ધ આચરણો આચરનારા હોય છે, જેથી વ્યભિચારી પણ હોય છે. એ પ્રમાણે ત્રીજા આરામાં બે અને ચોથામાં ૮૧ એ રીતે નિયમિતપણે ઉત્પન્ન થનારા એ ૮૩ પુરૂષોમાંથી ૯ નારદ અને ૧૧ રૂદ્રને બાદ કરી શેષ ૬૩ શલાકાપુરૂષ [મહાપુરૂષો] તરીકે ઓળખાય છે. ॥૧૦૧॥

अवतरण:—હવે આ ગાથામાં પાંચમા આરાનું સ્વરૂપ કહે છે—

**वरिसिगवीससहस्स—प्पमाणपंचमरए सगकरुच्चा ।**
**तीसाहिअसयाउ णरा, तयंति धम्माइआणंतो ॥ १०२ ॥**

## શબ્દાર્થ:—

वरिस=વર્ષ
इगवीससहस=એકવીસ હજાર
प्पमाण=પ્રમાણવાળા
पंचम अरए=પાંચમા આરામાં
सगकर=સાત હાથ
उच्चा=ઉંચા
तीसअहिअसय=ત્રીસ અધિક સો, એકસોત્રીસ
आउ=આયુષ્યવાળા
णरा=નરો, મનુષ્યો
तय अंति=તેના અન્તે
धम्माइआण=ધર્મ આદિ વસ્તુઓનો
अंतो=અંત, નાશ

## સંસ્કૃત અનુવાદ.

**वर्षैकविंशतिसहस्रप्रमाणे पंचमारके सप्तकरोच्चाः**
**त्रिंशदधिकशतायुषो नराः तदन्ते धर्मादीनामन्तः ॥ १०२ ॥**

गाथार्थ:—એકવીસહજારવર્ષ પ્રમાણના પાંચમા આરામાં સાત હાથ ઉંચા અને એકસોત્રીસ વર્ષના આયુષ્યવાળા મનુષ્યો હોય છે, અને એ આરાના અન્તે ધર્મ વિગેરેનો (જિનધર્મ આદિ વસ્તુઓનો) અંત થાય છે. ॥૧૦૨॥

विस्तरार्थ:—પાંચમો દુઃષમ નામનો આરો ૨૧૦૦૦ વર્ષ પ્રમાણનો છે, તેમાં મનુષ્યો જઘન્યથી અંગુલના અસંખ્યાતમાભાગના અને ઉત્કૃષ્ટથી સાત હાથના શરીરવાળા હોય છે, તથા જઘન્યઆયુષ્ય અન્તર્મુહૂર્ત્તનું અને ઉત્કૃષ્ટ આયુષ્ય* ૧૩૦ વર્ષનું હોય છે.

* એ આયુષ્ય બાહુલ્યતાએ જાણવું જેથી કંઈક અધિક હોય તો પણ વિસંવાદ નહિં.

## પાંચમા આરાના અન્તે ધર્મ વિગેરેનો અન્ત

આ આરાના મનુષ્યો યથાયોગ્ય ચારે ગતિમાં ઉત્પન્ન થનારા હોય છે, યાવત ચોથા આરાના જન્મેલા આ આરામાં મોક્ષમાં પણ જઈ શકે છે. તથા આ આરાના પર્યન્ત ભાગે જિનધર્મ–ગણ–અન્ય દર્શનના ધર્મ–રાજ્યનીતિ–બાદર અગ્નિ –રાંધવું વિગેરે પાક વ્યવહાર–ચારિત્રધર્મ—એ સર્વ વિચ્છેદ પામશે. કદાચિત્ કોઈકને સમ્યકત્વધર્મ હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—

**सुअ सूरि संघ धम्मो, पुव्वन्हे छिज्जही अगणि सायं।**
**निवविमलवाहणो सुहममंति तद्धम्म मज्झन्हे ॥ १ ॥**

પાંચમા આરાના *પર્યન્તે શ્રુતધર્મ આચાર્ય–સંઘ–અને જિનધર્મનો પૂર્વાન્હે (પહેલા પ્રહરે) વિચ્છેદ થશે, બાદર અગ્નિ સંધ્યાકાળે વિચ્છેદ પામશે, વિમલવાહન રાજા, સુધર્મમંત્રી, અને તેનો રાજધર્મ મધ્યાન્હકાળે વિચ્છેદ પામશે. એ પ્રમાણે પ્રાયઃ સર્વઅવસર્પિણીઓના પાંચમા આરામાં સરખુંજ જાણવું.

વિશેષમાં આ અવસર્પિણીના પાંચમા આરાના અંતે શ્રી દુઃપ્પસહસૂરિ નામના આચાર્ય, ફલ્ગુશ્રી નામે સાધ્વી, નાગિલ નામે શ્રાવક અને સત્યશ્રી શ્રાવિકા થશે, એજ ચતુર્વિધ સંઘનો કાળધર્મ થતાં પહેલા પ્રહરે સંઘનો વિચ્છેદ થશે. શ્રી દુઃપ્રસહસૂરિના કાળધર્મથી ચારિત્રધર્મનો પણ પહેલા પ્રહરે વિચ્છેદ થશે. ઈત્યાદિ.

अवतरण:—એ પ્રમાણે ધર્માદિકનો અન્ત થયા બાદ શું થશે તે કહે છે:—

**खारग्गिविसाईहिं, हा हा भूआकयाइ पुहवीए।**
**खगबीय वियड्ढाइसु, णराइबीयं बिलाईसु ॥ १०३ ॥**

---

* અહિં પર્યન્તે એટલે કયો વિચ્છેદ કેટલા દિવસાદિ બાકી રહે થશે તેનો નિયતકાળ કહ્યો નથી, માત્ર પાચમાં આરાના છેલ્લા ત્રીજા ભાગરૂપ ૭૦૦૦ વર્ષ પૂર્ણ થયે કહ્યું છે, તે ઉપરથી પાંચમા આરાના છેલ્લા દિવસે સંભવે, અને શ્રીવીરપ્રભુનું ૨૧૦૦૦ વર્ષનું શાસન કહ્યું છે એ હેતુ વિચારતાં ૩ વર્ષ ૧૭ પક્ષ પહેલાં શાસન વિચ્છેદ થાય, માટે નિશ્ચિતકાળ શ્રીબહુશ્રુતગમ્ય. અપેક્ષાથી બન્ને રીતે માનતાં પણ કોઈ વિસંવાદ નથી. પુનઃ જો છેલ્લા દિવસે માનીએ તો આગળ કહેવાતી ૧૦૩મી ગાથામાં કહેવાતા ક્ષારવૃષ્ટયાદિ ભાવોનો પણ ૧૦૦ વર્ષનો શેષ કાળ પાંચમા આરામાં હોવો જોઇએ એમ કહ્યું છે ઇત્યાદિ યથાસંભવ વિચારવું.

## શબ્દાર્થઃ—

खार अग्गि–ક્ષારવૃષ્ટિ અગ્નિવૃષ્ટિ
विस आईहिं–વિષ આદિકની વૃષ્ટિઓ વડે
हा हा भूआ कयाइ–હાહાકાર કરાયલી
पूहवीए–પૃથ્વીમાં,
खगबीय–પક્ષીઓનાંબીજ
वियड्डाइसु–વૈતાઢ્ય આદિ પર્વતોમાં
णराइबीयं–મનુષ્ય વિગેરેનાં બીજ
बिलाईसु–બિલોમાં

## સંસ્કૃત અનુવાદ

**क्षाराग्निविषादिभिर्हाहाभूतकृतायां पृथिव्यां ।**
**खगबीजं वैताढ्यादिषु, नरादिबीजं पृथिव्यां ॥ १०३ ॥**

गाथार्थः—ક્ષારવૃષ્ટિ અગ્નિવૃષ્ટિ અને વિષઆદિકની વૃષ્ટિઓવડે હાહાકાર વાળી થયેલી આ પૃથ્વીમાં પક્ષીઓનાં બીજ વૈતાઢ્યવિગેરે સ્થાનોમાં અને મનુષ્ય વિગેરેનાં બીજ બિલો વિગેરેમાં રહેશે ॥ ૧૦૩ ॥

विस्तरार्थः—હવે પાંચમા દુઃષમઆરાના પર્યન્તે ધર્માદિકનો અન્ત થયા બાદ આ પૃથ્વીમાં કેવા કેવા પ્રકારના દુઃખકારી ભાવો ઉત્પન્ન થશે તે કહેવાય છે.

## ॥ પાંચમા આરાના પર્યન્તે અનેક કુવૃષ્ટિઓ ॥

પાંચમા આરાનાં છેલ્લાં *૧૦૦ વર્ષ બાકી રહે તે વખતે ક્ષારવૃષ્ટિ એટલે લવણસરખા ખારાજળની વૃષ્ટિઓ, અગ્નિવૃષ્ટિ એટલે શરીરે દાહ ઉપજે એવા જળની વૃષ્ટિઓ, વિષવૃષ્ટિ એટલે લોકમાં મરકી ફેલાય એવા ઝેરીજળની વૃષ્ટિઓ થાય છે, તથા ગાથામાં કહેલા आइ–આદિ શબ્દથી બીજી પણ અનેક કુવૃષ્ટિઓ થાય છે. તે આ પ્રમાણે—જળના ઉત્તમસ્વાદરહિત જળવૃષ્ટિ તે અરસવૃષ્ટિ, વિલક્ષણસ્વાદવાળા જળનીવૃષ્ટિ તે વિરસવૃષ્ટિ, છાણસરખા મોળા જળનીવૃષ્ટિ તે ખાત્રવૃષ્ટિ, ઘણી વિજળીઓ પડે એવા મેઘની વૃષ્ટિ તે વિદ્યુત્ વૃષ્ટિ, પર્વતોને પણ ભેદી નાખે એવા ઉગ્રજળની વૃષ્ટિ તે વજ્રવૃષ્ટિ, પીવાના

* શ્રી જંબૂ૦ પ્ર૦ની વૃત્તિમાં દર્શાવેલા મતાન્તર પ્રમાણે ૧૦૦ વર્ષ. અને આ ક્ષેત્રસમાસમાં આ ગાથા પાંચમા આરાના સંબંધમાં આવવાથી એ મતાંતર પણ અહિંજ સંબંધવાળો થાય છે. કારણકે સિદ્ધાન્તોમાં તો એ સર્વભાવ છઠ્ઠાઆરાની ઉત્કૃષ્ટતા વખતે પ્રવર્તતા કહ્યા છે. તો પણ પાંચમા આરાના ૧૦૦ વર્ષશેષથી એ ભાવો ધીરે ધીરે શરૂ થતા હોય અને ત્યારબાદ છઠ્ઠા આરામાં અતિ ઉત્કૃષ્ટ હદે આવે તો બંને મન્તવ્યો અપેક્ષાથી અવિસંવાદી સમજાય છે, વળી સૂત્રકર્તાઓની વિચિત્રવિવક્ષાઓ હોવાથી કોઈ કંઈ રીતે કહે અને કોઈ કંઈ રીતે કહે તો તે વિસંવાદ નહિં પરન્તુ અપેક્ષાવાદ વા નયવાદ કહેવાય.

ઉપયોગમાં ન આવે એવી અપેયવૃષ્ટિ, રોગઉત્પન્ન કરનારી વ્યાધિવૃષ્ટિ, ઉગ્ર-વાયુસહિત તીક્ષ્ણ અને વેગવંત ધારાઓયુક્ત જળની વૃષ્ટિ તે ચંડવૃષ્ટિ ઈત્યાદિ દુઃખકારી વૃષ્ટિઓ થાય છે.

## ॥ પાંચમા આરાના પર્યન્તે પૃથ્વીમાં હાહાકાર ॥

પૂર્વે કહેલી અનેક કુવૃષ્ટિઓ અને આગળ કહેવાતા (આ વિસ્તરાર્થમાં કહેવાતા પરન્તુ ગાથામાં નહિં) ભાવોવડે ભરત તથા ઐરાવતક્ષેત્રની પૃથ્વીમાં હાહાકાર પ્રવર્તે છે, સ્થાને સ્થાને મનુષ્યો પશુઓ અને પક્ષીઓ અત્યંત કરૂણ સ્વરે આક્રંદ કરે છે, વલવલે છે. ઈત્યાદિ.

## ॥ પાંચમા આરાના પર્યન્તે અનેક કુવાયુના સુસવાટ વિગેરે ॥

એ વખતે અતિ કઠોરસ્પર્શવાળા અને ધૂળ ઉડાડતાં મલિન વાયુઓ વાય છે, તે મનુષ્યોને અતિદુઃસહ અને ભયંકર હોય છે. વળી મોટા સંવર્તક વાયુઓ પણ ઘણા ઉગ્રસ્વરૂપમાં વાય છે, વનસ્પતિઓ મકાનો આદિ ઉખેડી ઉખેડી ફેંકી દે છે, વળી દશે દિશાઓ જાણે ધૂમવડે વ્યાપ્ત થઈ હોય તેવી દેખાય છે, ઘણી ઉડતી રજવડે પણ અંધકારમય થાય છે, તેમજ દિવસે પણ સ્વાભાવિક અંધકાર ફેલાય છે. તથા કાળની રૂક્ષતાથી ચંદ્ર અતિશય શીતળતેજથી અને અહિતકર પ્રકાશે છે, અને સૂર્યના તાપપણ જાણે અગ્નિ વર્ષતો હોય એવા ઉગ્ર લાગે છે. પુનઃ કાળની રૂક્ષતાથી શરીરોપણ રૂક્ષ થવાથી તે ચંદ્રતેજ અતિ શીત લાગે છે અને સૂર્યતેજ અતિદુઃસહ થાય છે.

## ॥ કુવૃષ્ટિ અને કુવાયુઓથી થતું પરિણામ ॥

પૂર્વોક્ત કુવૃષ્ટિઓ કુવાયુઓ દુષ્ટપ્રકાશ ઇત્યાદિથી અનેક દેશ નગર ગામ મનુષ્યો પશુઓ પક્ષીઓ અને વનસ્પતિઓના વિનાશ થાય છે, વૈતાઢ્યપર્વત તથા શત્રુંજયપર્વત અને ઋષભકૂટ સિવાયના સર્વ નાનામોટાપર્વતો વિનાશ પામે છે, ગંગામહાનદી અને સિંધુમહાનદીઓના જળપ્રવાહ અત્યંત ઘટતા જાય છે, અને એ સિવાયની શેષ નદીઓ સરોવરો દ્રહ કુંડ ઈત્યાદિ જળાશયો સૂકાઈ જાય છે, ભૂમિ બહુ ખાડાવાળી ઘણી કાંટાવાળી ઉંચી નીચી અને બહુ ધૂળવાળી તથા બહુ રેતીવાળી બહુ કાદવકીચડવાળી, અગ્નિસરખી ગરમ અને મનુષ્યાદિને સુખે ન બેસાય ન સૂવાય અને ન ચલાય એવી થાય છે.

## ॥ પાંચમા આરાના પર્યન્તે બીજ મનુષ્યાદિકનાં સ્થાન ॥

પૂર્વોક્ત પ્રકારે ભરત તથા ઐરવતક્ષેત્રમાં પ્રવર્તતા પ્રલયકાળ સરખા કાળમાં અતિશીત અને ઊષ્ણતાથી વ્યાકુળ થયેલા ઘણા મનુષ્યો તો મરણ પામે છે, અને

કંઇક શેષ રહ્યા હોય છે તો તેઓ વૈતાઢ્યપર્વતની દક્ષિણદિશાએ ગંગાનદી તથા સિંધુનદીને કાંઠે નવ નવ બિલ ( મોટી ગુફાઓ સરખાં ) છે તેમાં રહે છે. એ પ્રમાણે દક્ષિણભરતાર્ધના મનુષ્યો એ ૩૬ બિલોમાં રહે છે, અને ઉત્તરભરતના મનુષ્યો વૈતાઢ્યપર્વતની ઉત્તરમાં વહેતી ગંગા સિંધુના કાંઠાઉપરનાં ૩૬ બિલોમાં રહે છે, જેથી એ ૭૨ *બિલોમાં ભરતક્ષેત્રના મનુષ્યો રહે છે, અને એજ રીતે ઐરવતક્ષેત્રના મનુષ્યો રક્તા રક્તવતી નદીના કાંઠા ઉપરનાં ૭૨ બિલોમાં રહે છે.

તથા પક્ષીઓ વૈતાઢ્યપર્વત ઋષભકૂટપર્વતઆદિ સ્થાનોમાં રહે છે. એ શેષ બચેલા મનુષ્ય તથા પક્ષીઓથી પુનઃ નવિ સૃષ્ટિપરંપરા ઉત્સર્પિણીમાં વધતી જાય છે, માટે એ શેષ રહેલામનુષ્યો અને પક્ષીઓ તે बीजमनुष्यो અને [1]बीजपक्षिओ કહેવાય ॥ ૧૦૩ ॥

अवतरण:—પૂર્વગાથામાં બીજમનુષ્યોનો જે બિલવાસ કહ્યો તે બિલનું સ્વરૂપ કહે છે—

**बहुमच्छचक्कवहणइ—चउक्क पासेसु णव णव बिलाइं ।**
**वेअड्ढोभयपासे, चउआलसयं बिलाणेवं ॥ १०४ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| बहुमच्छ—ઘણા મચ્છવાળી | वेअड्ढ उभयपासे—વૈતાઢ્યની બે બાજુએ |
| चक्कवह—ચક્ર જેટલા પ્રવાહવાળી | चोआलसयं—એકસો ચુમાળીશ |
| णइचक्क—ચાર નદીઓના | बिलाण—બિલો |
| पासेसु—પડખે | एवं—એ પ્રમાણે |

### સંસ્કૃત અનુવાદ.

**बहुमत्स्यचक्रवहनदीचतुष्कपार्श्वेषु नव नव बिलानि ।**
**वैताढ्योभयपार्श्वयोश्चतुश्चत्वारिंशदधिकशतं बिलानामेवम् ॥ १०४ ॥**

*ગાથામાં बिलाईमुमां આદિ શબ્દ હોવાથી બિલોમાં તેમજ નદી કિનારે તેવા પ્રકારનાં રહેવા યોગ્ય બિલ સરખાં બીજાં સ્થાનોમાં ઇત્યાદિ યથાસંભવ વિચારવું. અહિં બિલ તે નદીઓની ભેખડોમાં ગુફાઓ સરખાં પોકળ સ્થાનો એવો અર્થ જાણવો, પરન્તુ એ બિલ એટલે વૈતાઢ્યપર્વતમાંની ગુફા ન જાણવી, કારણ કે વૈતાઢ્યની પાસે વનખંડ અને શાશ્વતવેદિકા હોવાથી વૈતાઢ્યગુફામાં રહેવાનું હોય નહિં.

૧ જેવી રીતે બીજમનુષ્યો અને બીજપક્ષીઓ કહ્યા તેવી રીતે બીજપશુઓની વાત શાસ્ત્રમાં દેખાતી નથી, માટે બીજપશુઓનો સંબંધ યથાસંભવ શ્રી બહુશ્રુતથી વિચારવો.

ગાથાર્થ:—ઘણા મત્સ્યવાળી અને ચક્ર જેટલા પ્રવાહવાળી ચાર નદીઓને પડખે પડખે વૈતાઢ્યપર્વતની બન્ને બાજુએ ૯–૯ બિલ છે, એ પ્રમાણે ૧૪૪ બિલ જંબૂદ્વીપમાં છે ॥ ૧૦૪ ॥.

विस्तरार्थः—પાંચમા આરાના પ્રાન્તભાગે ભરતક્ષેત્રની ગંગા સિંધુનદી અને ઐરવતક્ષેત્રની રક્તા રક્તવતીનદી, એ ચારે નદીઓના પ્રવાહ–પટ ગાડાના બે ચક્રના અંતર જેટલો એટલે ગાડાના ચીલા [1]જેટલો અતિટુંકો રહે છે, અને તેમાં જળ ઘણું છાછરૂં એટલે પગલાં ડુબે એટલુંજ અલ્પ રહે છે, પરન્તુ માછલાં બહુ ઉત્પન્ન થાય છે, તે નદીનું જળ જાણે માછલાંથીજ ભરેલું હોય એવું દેખાય છે. એવા પ્રકારની એ ચારે નદીઓના આઠ કાંઠે અને તે પણ વૈતાઢ્યની દક્ષિણતરફના અને ઉત્તરતરફના એમ બન્ને પ્રવાહ ગણતાં ૧૬ કાંઠા થાય, તે પ્રત્યેક કાંઠે ૯–૯ બિલ છે, જેથી ( ૧૬×૯= )૧૪૪ બિલ આ જંબૂદ્વીપમાં છે, તેમાંજ પૂર્વગાથામાં કહેલા બીજમનુષ્યો રહે છે. ॥ ૧૦૪ ॥

अवतरणः—હવે આ બે ગાથાઓમાં છઠ્ઠા આરાનું સ્વરૂપ કહેવાય છે—

**पंचमसमछट्ठारे, दुकरुच्चा वीसवरिसआउणरा ।**
**मच्छासिणो कुरूवा, कूरा बिलवासि कुगइगमा ॥१०५॥**

## શબ્દાર્થ:—

पंचमसम–પાંચમા આરાના સરખા પ્રમાણવાળા
छट्ठआरे–છઠ્ઠા આરામાં
दुकर उच्चा–બે હાથ ઉંચા
वीसवरिसआउ–૨૦ વર્ષના આયુષ્યવાળા
णरा–મનુષ્યો
मच्छ आसिणो–મચ્છનું ભક્ષણ કરનારા
कुरूवा–કદ્રૂપા
कूरा–ક્રૂર હૃદયવાળા
बिलवासि–બિલોમાં વસનારા
कुगइगमा–દુર્ગતિમાં જનારા

## સંસ્કૃત અનુવાદ.

**पंचमसमषष्ठारके द्विकरोच्चा विंशतिवर्षायुषो नराः ।**
**मत्स्याशिनः कुरूपाः क्रूरा बिलवासिनः कुगतिगामिनः ॥ १०५ ॥**

[1] પદ્મદ્રહ તથા પુંડરીકદ્રહમાંથી ૬। યોજન જેટલા મોટા પ્રવાહથી નિકળતી એ નદીઓના પ્રવાહ એટલા અતિઅલ્પ કેમ થઇ શકે? ઉત્તર, કુંડમાંથી નિકળતી વખતે ૬। યોજનનો પ્રવાહ છે પરન્તુ ક્ષેત્રના તે વખતના અતિશય તાપ આદિકથી અને ભૂમિના પણ અતિ શોષણ સ્વભાવથી તે પ્રવાહ શોષાતો શોષાતો અત્યંત અલ્પ થઈ જાય છે, એમ કહ્યું છે.

ગાથાર્થ:—પાંચમા આરાસરખા પ્રમાણવાળા છઠ્ઠા આરામાં મનુષ્યો બે હાથ ઉંચા, વીશ વર્ષના આયુષ્યવાળા, મત્સ્યભક્ષણ કરનારા, કુરૂપવાળા, ક્રૂરચિત્તવાળા, બિલોમાં વસનારા અને મરીને દુર્ગતિમાં જનારા હોય છે ॥ ૧૦૫ ॥

વિસ્તરાર્થઃ—પૂર્વની ગાથાઓમાં પાંચે આરાઓનું સ્વરૂપ કહીને હવે અવસર્પિણીનો છઠ્ઠો આરો કેવો છે ? તે કહેવાય છે—

## ॥ છઠ્ઠા આરાના મનુષ્યો ॥

પાંચમા આરાના પર્યન્તભાગનું જે સ્વરૂપ કહ્યું તેમાંનું કેટલુંક દુઃખદ-સ્વરૂપ આ છઠ્ઠા આરામાં પણ ચાલુજ હોય છે, તે ઉપરાન્ત મનુષ્યોના સ્વરૂપમાં જે તફાવત છે તે દર્શાવે છે–આ છઠ્ઠો આરો પણ ૨૧૦૦૦ વર્ષ પ્રમાણનો એટલે પાંચમા આરા જેટલો હોય છે, એમાં મનુષ્યોનું શરીર ઉત્કૃષ્ટથી બે હાથ ઉંચું અને જઘન્યથી અંગુલના અસંખ્યાતમાભાગનું હોય છે, તથા આયુષ્ય પુરૂષોનું ૨૦ વર્ષનું અને સ્ત્રીઓનું ૧૬ વર્ષનું હોય છે. તથા ગંગાઆદિ મહાનદીઓને કાંઠે બિલોમાં વસનારા હોય છે, તે બિલોમાંથી પ્રભાતે ૧ મુહૂર્ત અને સંધ્યાકાળે ૧ મુહૂર્ત્તમાં બિલમાંથી શીઘ્ર બહાર નીકળી દોડીને નદીમાંથી માછલાં પકડીને કિનારાઉપર લાવીને નાખે, અને તે પ્રમાણે કરીને ૧ મુહૂર્ત પૂર્ણ થયે પુનઃ શીઘ્રગતિએ બિલોમાં આવી જાય છે, મુહૂર્ત્ત ઉપરાન્ત પ્રભાતે અતિશય સૂર્યતાપ અને રાત્રે અતિશય શીત પડવાથી બિલબહાર રહી શકાતું નથી. ત્યારબાદ કિનારાની રેતીમાં નાખેલા ( વા દાટેલા ) મત્સ્યો દિવસના આકરા તાપથી અને રાત્રિની અતિશય ઠંડીથી શોષાઇને તેના કલેવરો રસરહિત થયે તેવા સૂકામત્સ્યોનું ભક્ષણ કરે છે, જીવતા અથવા નહિં શોષાયલા રસવાળા મત્સ્યો પચી શકે એવી તે મનુષ્યોની જઠરશક્તિ નથી, એ પ્રમાણે શુષ્કમત્સ્ય કાચબાના ભક્ષણવડે સંપૂર્ણ ૨૧૦૦૦ વર્ષપર્યન્ત પોતાની આજીવિકા ચલાવે છે.

વળી એ મનુષ્યોના શરીરના આકાર ઘણા કદરૂપા હોય છે, વળી આચાર-વિચારરહિત, માતા સ્ત્રી બેન આદિના વિવેકરહિત તિર્યંચ સરખા વ્યભિચારવૃત્તિવાળા, મોટા નાનાની મર્યાદાવિનાના, વ્રતપ્રત્યાખ્યાનરહિત તેમજ *પ્રાયઃ ધર્મસંજ્ઞારહિત, મનુષ્યના મડદાંનો પણ આહાર કરનારા, અતિક્રૂર ચિત્તવાળા એવા એ બિલવાસી મનુષ્યો મરણપામીને [1]વિશેષતઃ દુર્ગતિમાં

* પ્રાયઃ કહેવાનું કારણકે છઠ્ઠા આરાના બિલવાસી મનુષ્યોમાં કોઇક સમ્યગ્દૃષ્ટિ પણ હોય છે, માટે સમ્યક્ત્વ પૂરતી ધર્મસંજ્ઞા વર્તે છે. વિરતિધર્મસંજ્ઞાનો સર્વથા અભાવ છે.

૧ વિશેષતઃ કહેવાનું કારણકે કોઇક બિલવાસી તુચ્છ ધાન્યાદિક જેવા ક્ષુદ્ર આહારને કરનાર અક્લિષ્ટ અધ્યવસાયી હોય છે, તે દેવગતિમાં પણ જાય છે, તેમજ ઉપલક્ષણથી મનુષ્યગતિમાં પણ જાય છે, તુચ્છધાન્યાદિનો સંભવ નદીની તટભૂમિઉપર હોવો સર્વથા અસંભવિત નથી.

( નરકગતિમાં અને તિર્યંચગતિમાં ) જાય છે. ઇત્યાદિ ઘણુંવર્ણન સિદ્ધાન્તથી જાણવા યોગ્ય છે. ॥ ૧૦૫ ॥

अवतरण:—આ ગાથામાં પણ એ મનુષ્યોનુંજ અવશેષ રહેલું સ્વરૂપ કહે છે.

**णिल्लज्जा णिव्वसणा, खरवयणा पिअसुआइठिइरहिआ ।**
**थीओ छवरिसगब्भा, अइदुहपसवा बहुसुआ अ ॥ १०६ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| णिल्लज्जा—નિર્લજ્જ | थीओ—સ્ત્રીઓ |
| णिव्वसणा—વસ્ત્ર રહિત | छ वरिसगब्भा—છ વર્ષમાં ગર્ભધરનારી |
| खरवयणा—કર્કશ વચનવાળા | अइदुह—અતિદુઃખે |
| पिअसुआइ—પિતાપુત્રાદિકની | पसवा—પ્રસવકરનારી, જન્મઆપનારી |
| ठिइ रहिआ—સ્થિતિરહિત | बहु सुआ—બહુપુત્રવાળી |

### સંસ્કૃત અનુવાદ.

**निर्लज्जा निर्वसनाः, खरवचनाः पितृसुतादिस्थितिरहिताः ।**
**स्त्रियः षड्वर्षगर्भा अतिदुःखप्रसवा बहुसुताश्च ॥ १०६ ॥**

ગાથાર્થ:—[એ છઠ્ઠાઆરાના મનુષ્યો] નિર્લજ્જ, વસ્ત્રરહિત, કર્કશવચનવાળા, પિતાપુત્ર વિગેરેની મર્યાદા રહિત હોય છે. તથા સ્ત્રીઓ છવર્ષની વયે ગર્ભધારણ કરનારી, અતિદુઃખે પ્રસવકરનારી, અને બહુ સંતાનવાળી હોય છે ॥ ૧૦૬ ॥

विस्तरार्थ:—આ પિતા આ પુત્ર આ સ્ત્રી આ માતા ઇત્યાદિ વિવેકમર્યાદા રહિત હોવાથી એક બીજાની લજ્જા નહિં રાખનારા, વણાટશિલ્પના અભાવે વસ્ત્રનો પણ અભાવ હોવાથી નગ્ન ફરનારા, કર્કશવચન બોલનારા, અતિકષાયવાળા એવા એ છઠ્ઠાઆરાના [1]મનુષ્યો હોય છે. તેમાં પણ સ્ત્રીઓ શીઘ્રયૌવનવાળી અને બહુવિષયવાળી હોવાથી આયુષ્ય ૧૬ ( વા ૨૦ ) વર્ષનું હોવા છતાં પણ ઘણા પુત્રપુત્રીઓ વાળી હોય છે. શૂ(ડુ)કરીની પેઠે ઘણાં બાળકોને સાથે લઇ ફર-

---

૧ એ સર્વસ્વરૂપ ઉત્કૃષ્ટદશાએ પહોંચેલા છઠ્ઠાઆરામાં ઉત્કૃષ્ટદશાવાળું હોય, અને મધ્યમભાગમાં મધ્યમદશાવાળું હોય, અને પ્રારંભમાં ન્યૂનદશાવાળું હોય. એ પ્રમાણે કાળક્રમ પ્રમાણે હીનાધિક જાણવું પરન્તુ ૨૧૦૦૦ વર્ષ સર્વે સર્વથા એકસરખાં નહિં, ક્રમશઃ હીન હીન દશાએ હોય.

નારી હોય છે. વળી બાળકના જન્મવખતે પણ મહાકષ્ટ હોય છે, એવા પ્રકારના સ્ત્રી પુરૂષોના સ્વરૂપથી ૨૧૦૦૦ વર્ષનો છટ્ઠો દુઃષમદુઃષમ નામનો આરો સમાપ્ત થાય છે. ॥ ૧૦૬ ॥

अवतरण:—એ પ્રમાણે અવસર્પિણીના છએ આરાનું સ્વરૂપ કહીને હવે આ ગાથામાં તેથી ઉલટા ક્રમવાળી ઉત્સર્પિણી તથા એ બે મળીને કાળચક્ર થાય તે કહે છે—

**इअ अरछक्केण वस–प्पिणि त्ति उस्सप्पिणी वि विवरीआ ।**
**वीसं सागरकोडा–कोडीओ कालचक्कम्मि ॥ १०७ ॥**

## શબ્દાર્થ:—

इअ–એ પ્રમાણે
अरछक्केण–છ આરાવડે
अवसप्पिणि–અવસર્પિણી
त्ति–[ સમાપ્તિસૂચક શબ્દ ].
उस्सप्पिणी वि–ઉત્સર્પિણી પણ
विवरीआ–વિપરીત સ્વરૂપવાળી
कालचक्कम्मि–એક કાળચક્રમાં

## સંસ્કૃત અનુવાદ

**इत्यरकषट्केनावसर्प्पिणीति उत्सर्प्पिण्यपि विपरीता ।**
**विंशतिः सागरकोटिकोट्यः कालचक्रे ॥ १०७ ॥**

गाथार्थ:—એ પ્રમાણે છ આરાની ૧ અવસર્પિણી, અને તેથી વિપરીત સ્વરૂપવાળી છ આરાની ૧ ઉત્સર્પિણી પણ થાય છે, જેથી એક કાળચક્રમાં ૨૦ કોડાકોડિ સાગરોપમ જેટલો કાળ વ્યતીત થાય છે ॥ ૧૦૭ ॥

विस्तरार्थ:—પૂર્વે જે રીતે છ આરાનું સ્વરૂપ કહ્યું તે સર્વસ્વરૂપ ૧૦ કો૦ કો૦ સા૦ પ્રમાણની અવસર્પિણીના છ આરાનું જાણવું, અને એથી વિપરીત સ્વરૂપવાળી ઉત્સર્પિણી પણ ૧૦ કોડાકોડિ સાગરોપમ પ્રમાણની હોય છે, અને એક અવસ૦ તથા ૧ ઉત્સ૦ મળીને ૧ कालचक्र થાય છે, માટે ૧ કાળચક્ર ૨૦ કોડાકોડિ સાગરોપમ પ્રમાણનું હોય છે. હવે વિપરીત સ્વરૂપવાળી ઉત્સર્પિણી આ રીતે.

## ॥ અવસર્પિણીથી વિપરીત ઉત્સર્પિણીના ૬ આરા ॥

૧ दु:षमदु:षम आरो—આ પહેલો આરો અવસર્પિણીના છટ્ઠાઆરા સરખો ૨૧૦૦૦ વર્ષ પ્રમાણનો અને સર્વરીતે સરખાસ્વરૂપવાળો હોય છે, પરન્તુ પ્રારંભથી

સમાપ્તિ સુધીમાં પ્રતિસમય વર્ણ ગંધ રસ સ્પર્શ સંસ્થાન સંઘયણ બળ આયુષ્ય વિગેરે ભાવોમાં શુભતાની વૃદ્ધિ થતી જાય છે, અને પ્રાવૃડૠતુમાં, સૂર્યસંવત્સરમાં, દક્ષિણાયનમાં, અભિજીત્‌નક્ષત્રમાં, બવકરણમાં, શ્રાવણવદિ પડવાને દિવસે પહેલા મુહૂર્ત્તના પહેલાસમયે આ આરો પ્રારંભાય છે, અર્થાત્ એ સર્વ કાળભેદના પહેલા જ સમયે પ્રારંભાય છે.

૨ दु:षम आरो—પૂર્વે અવસર્પિણીનો પાંચમો આરો દુઃષમ નામનો વર્ણવ્યો તેવાજ સ્વરૂપવાળો આ બીજો આરો હોય છે, પરન્તુ તફાવત એ છે કે—આ બીજા આરાના પ્રારંભમાં ભરતક્ષેત્રના યો. ૫૨૬ ક. ૬ જેટલા વિસ્તારવાળું અને ૧૪૪૭૧ યોજન જેટલું દીર્ઘ પુષ્કલાવર્તનામના મહામેઘનું વાદળ પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્રસુધીનું પ્રગટ થાય છે, તે पुष्कलावर्त महामेघ ગાજવીજ સહિત સાતદિવસ સુધી અખંડ મુશળધારાએ વર્ષે છે, એ મહામેઘથી ભૂમિ ઊષ્ણ હતી તે અતિશાન્ત થાય છે. એ મેઘ ૭ દિવસ વર્ષી રહ્યાબાદ क्षीरमहामेघ નામનો મેઘ આકાશમાં ભરતક્ષેત્ર જેટલો સંપૂર્ણ વ્યાપ્ત થઇને સાતદિવસસુધી મુશળ સરખી મહાધારાથી અખંડ વર્ષે છે તેથી ભૂમિમાં શુભ વર્ણ ગંધ રસ સ્પર્શ ઉત્પન્ન થાય છે. તે ક્ષીરમેઘ ૭ દિવસ સુધી વર્ષી રહ્યા બાદ घृतमेघ નામનો મહામેઘ ૭ દિવસ સુધી વર્ષતાં ભૂમિમાં સ્નેહ ( સ્નિગ્ધતા ) ઉત્પન્ન થાય છે. ત્યારબાદ अमृतमेघ નામનો મહામેઘ પણ ૭ દિવસ સુધી ગાજવીજસહિત વર્ષતાં વૃક્ષ ગુચ્છ ગુલ્મ લતા આદિ અનેક પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન કરે છે. ત્યારબાદ रसमेघ નામનો મહામેઘ ગાજવીજ સહિત ૭ દિવસસુધી વર્ષીને વનસ્પતિઓમાં પાંચે પ્રકારના રસ ઉત્પન્ન કરે છે, એ પ્રમાણે પાંચપ્રકારના મેઘથી ભૂમિ વનસ્પતિયુક્ત અને બિલવાસીઓને હરવા ફરવા યોગ્ય થાય છે, ત્યારબાદ બિલવાસી મનુષ્યો [ મેઘવર્ષા સમાપ્ત થયે ] બહાર નિકળી સૃષ્ટિની અતિસુંદરતા દેખી અતિહર્ષ પામીને એક બીજાને બોલાવી સર્વ ભેગા થાય છે, અને સર્વ એકત્ર થઇને વનસ્પતિઓ પ્રગટ થયેલી હોવાથી હવે વનસ્પતિનો આહાર કરવો પરંતુ માંસાહાર ન કરવો એવો નિર્ણય કરે છે, અને માંસાહાર કરે તેને પોતાના સમુદાયથી બહાર [ જ્ઞાતિ બહાર ] કરી તેની છાયામાં પણ ઉભા ન રહેવું એવો સામુદાયિક નિર્ણય કરે છે, એ પ્રમાણે બિલવાસીઓ હવે વનસ્પતિના આહારી થાય છે, ધીરે ધીરે છ એ સંઘયણ છ સંસ્થાન ઉત્પન્ન થાય છે, આયુષ્ય પણ વધતું વધતું ૧૩૦ વર્ષ જેટલું પર્યન્તે થાય છે. અને શરીરની ઉંચાઈ ૭ હાથ જેટલી થાય છે.

३ दु:षम सुषम आरो:—બીજાઆરાનાં ૨૧૦૦૦ વર્ષ વીત્યાબાદ ત્રીજો આરો પ્રવર્તે છે, તે વખતે વિશેષતામાં એજ કે—આયુષ્ય વધતું વધતું ક્રોડપૂર્વવર્ષનું થાય છે, શરીરની ઉંચાઈ ૫૦૦ ધનુષ્ પ્રમાણની થાય છે, અને મરણપામીને સિદ્ધગતિમાં પણ જાય છે. યાવત્ અવસર્પિણીના ચોથા આરા સરખા સર્વભાવ પ્રગટ થાય છે. જેથી ૨૩ *તીર્થંકર–૧૧ ચક્રવર્ત્તી–૯ બળદેવ–૯ વાસુદેવ–૯ પ્રતિવાસુદેવ–૯ નારદ ઉત્પન્ન થાય છે.

४ सुषम दु:षम आरो:—અવસર્પિણીના ત્રીજાઆરા સરખો જાણવો. વિશેષ એ કે–બે કોડાકોડિ સાગરોપમના ત્રણ ભાગ કરતાં ૬૬૬૬૬૬૬૬૬૬૬૬૬૬૬⅔ સાગરોપમ પ્રમાણના પહેલા ત્રિભાગમાં રાજધર્મ–ચારિત્રધર્મ–અન્યદર્શનીયધર્મ–બાદર અગ્નિ (એ બધું) વિચ્છેદ પામશે, તથા આ પહેલાત્રિભાગમાં ૧૫ કુલકર સિવાયની સર્વવ્યવસ્થા અવસ૦ ના ચોથા આરાના છેલ્લા ત્રિભાગ સરખી પરન્તુ ઉલટા ક્રમથી યથાસંભવ વિચારીને જાણવી, કારણકે આ વખતે કુલકરોનું પ્રયોજન નથી. [ અન્ય આચાર્યો ૧૫ કુલકરો પણ [1]માને છે, અને ત્રણે દંડનીતિઓ વિપરીત અનુક્રમથી પ્રવર્તતી કહે છે. ] વળી આ આરાનાં પહેલાં ૮૯ પખવાડીઆં વ્યતીત થયે ૨૪ મા તીર્થંકર ઉત્પન્ન થાય છે. એક ચક્રવર્તી પણ ઉત્પન્ન થાય છે. બીજા અને ત્રીજા ભાગમાં પુન: યુગલિકધર્મ પ્રવર્તે છે.

५ सुषम आरो:—અવસર્પિણીના બીજાઆરા સરખો, પરન્તુ ઉલટા ક્રમવાળો છે.

६ सुषम सुषम आरो:—અવસર્પિણીના પહેલા આરા સરખો, પરન્તુ ક્રમ

---

* આ ત્રીજા આરામાં ગ્રામ નગર દેશ ઇત્યાદિની ઉત્પત્તિમાટેનાં તથા લોકવ્યવહાર માટેનાં શિલ્પ અને કર્મોની ઉત્પત્તિ પહેલા જિનેશ્વર પ્રવર્તાવતા નથી, પરન્તુ ક્ષેત્રસ્વભાવે વ્યુત્પન્નબુદ્ધિવાળા લોકથી અથવા ક્ષેત્રાધિષ્ઠાતા દેવથી અથવા પૂર્વના જાતિસ્મરણાદિકવાળા પુરૂષોથી પ્રથમથીજ પ્રવર્તેલાં હોય છે, પુન: રાજનીતિ આદિકની પ્રવૃત્તિ પણ એ પ્રમાણેજ જાણવી, પરન્તુ કુલકરોથી નહિં. કારણકે કુલકરનો કાળ ચોથાઆરાના પહેલા ત્રિભાગમાં પ્રાપ્ત થાય છે, અને તે કાળમાં કુલકરોનું પ્રયોજન નથી, એમ કહ્યું છે. વળી આ ઉત્સર્પિણીના પહેલા પદ્મનાભતીર્થંકર તે ૨૪મા તીર્થંકર સરખા છે. એ રીતે તીર્થંકરાદિકની સર્વની પરિપાટી વિપરીત અનુક્રમે યથાસંભવ જાણવી.

૧ ઉપર કહ્યા પ્રમાણે જો કે અવસ૦ના ત્રીજા આરાના પર્યન્ત પ્રમાણે ચોથા આરાના પ્રારંભનો ત્રિભાગ વિચારતાં છેલ્લા તીર્થંકરને કુલકરપણું હોય નહિં, પરન્તુ તે સિવાયના ૧૫ કુલકરો હોય તો ઉલટક્રમે પ્રથમ ધિક્ આદિ ત્રણ દંડનીતિને અવકાશ છે, અને જો કુલકર ન માનીએ તો સંપૂર્ણ ઉત્સર્પિણી કુલકર રહિત ગણાય છે, જેથી કુલકરો કેવળ અવસર્પિણીમાંજ થતા હશે એમ પ્રાપ્ત થાય છે, માટે અન્યમતે કુલકરોની ઉત્પત્તિ પણ વાસ્તવિક સમજાય છે.

વિપરીત. એ બન્ને આરામાં યુગલિક મનુષ્યો ( ૬ પ્રકારના ) અને યુગલતિર્યંચો જાણુવા ॥ ૧૦૭ ॥ इत्युत्सर्पिणी स्वरूपम् ॥

अवतरण:—પૂર્વગાથામાં કાળચક્રનું સ્વરૂપપ્રતિપાદન કરીને હવે આ ગાથામાં સાતક્ષેત્રમાં પ્રત્યેકમાં અમુક અમુક આરાના ભાવ સદાકાળ પ્રવર્તે છે તે કહેવાય છે—

**कुरुदुगि हरिरम्मयदुगि,हेमवएरण्णवइदुगि विदेहे ।**
**कमसो सयावसप्पिणि, अरयचउक्काइसमकालो ॥१०८॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| सया—સદાકાળ | अरयचउक्काइसम-ચારઆરાનાપ્રારંભસરખો |
| अवसप्पिणि—અવસર્પિણીના | कालो—કાળ |

### સંસ્કૃત અનુવાદ.

**कुरुद्विके हरिवर्षरम्यगद्विके, हैमवतैरण्यवतद्विके विदेहे ।**
**क्रमशः सदा अवसर्पिण्यरकचतुष्कादिसमकालः ॥ १०८ ॥**

गाथार्थ:—એ કુરૂક્ષેત્રમાં, હરિવર્ષ રમ્યક્ એ બેમાં, હૈમવત ઐરણ્યવત એ બેમાં અને મહાવિદેહમાં સદાકાળ અનુક્રમે અવસર્પિણીના ચાર આરાના પ્રારંભ સરખો કાળ હોય છે ॥ ૧૦૮ ॥

विस्तरार्थ:—ભરત અને ઐરાવત એ બે ક્ષેત્રમાં અવસર્પિણીના અને ઉત્સર્પિણીના છ છ આરા પ્રમાણે ભિન્નભિન્નકાળ પરાવર્તન થયા કરે છે, અને આ કહેવાતા સાતક્ષેત્રમાં સદાકાળ સરખો કાળ રહે છે તે આ પ્રમાણે:-

### ॥ સાતક્ષેત્રમાં એક સરખો કાળ ॥

देवकुरु અને उत्तरकुरु-એ બેક્ષેત્રમાં સદાકાળ અવસર્પિણીના પહેલાઆરા સરખો [1]કાળ છે.

---

૧ અર્થાત્ એ કુરૂમાં સુષમસુષમ નામનો પહેલો આરો છે, તેથી ત્યાંના યુગલીક મનુષ્યોનું અને તિર્યંચોનું આયુષ્ય ૩ પલ્યોપમ છે, મનુષ્યોનું ૩ ગાઉનું શરીર છે, ૪૯ દિવસ અપત્યપાલના છે, ત્રણ દિવસને અન્તરે આહાર છે, ૨૫૬ પૃષ્ઠકરંડક ( પાંસળીઓ ) છે, અને તિર્યંચપંચેન્દ્રિયના આહારનું અન્તર બે દિવસનું છે.

हरिवर्ष–रम्यक्‌માં–એ બેક્ષેત્રમાં સદાકાળઅવસર્પિણીના બીજાઆરા સરખો [૨]કાળ છે.

हैमवत–हैरण्यवत–એ બેક્ષેત્રમાં સદાકાળ અવસર્પિણીના ત્રીજાઆરા સરખો [૩]કાળ છે.

महाविदेहમાં–સદાકાળ અવસર્પિણીના ચોથાઆરા[૪]સરખોકાળ છે.

એ પ્રમાણે એક સરખા કાળવાળા ક્ષેત્રમાં ભૂમિસ્વરૂપ–મનુષ્યસ્વરૂપ–આયુષ્ય સંઘયણ–સંસ્થાન–ગતિ આદિ તે તે આરાના પ્રારંભકાળપ્રમાણે ઉત્કૃષ્ટભાવે જાણવાં ॥ ૧૦૮ ॥

अवतरण:—હવે આ બે ગાથામાં ચાર वृत्तवैताढ्यનું સ્વરૂપ કહેવાય છે—

**हेमवएरण्णवए, हरिवासे रम्मए अ रयणमया ।**
**सद्दावइ वियडावइ, गंधावइ मालवंतक्खा ॥ १०९ ॥**
**चउ वट्टविअड्ढा साइ–अरुण पउमप्पभास सुरवासा ।**
**मूलुवरि पिहुत्ते तह, उच्चत्ते जोयणसहस्सं ॥ ११० ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| सद्दावइ–શબ્દાપાતી | गंधावइ–ગંધાપાતી |
| वियडावइ–વિકટાપાતી | मालवंत अक्खा–માલ્યવંત નામના |

૨ અર્થાત્–હરિવર્ષરમ્યક્‌માં બન્ને યુગલિકોનું ૨ પલ્યોપમઆયુષ્ય, અને મનુષ્યનું બે ગાઉનું શરીર છે. મનુષ્યોમાં ૬૪ દિવસ અપત્યપાલના અને બે દિવસને અન્તરે આહાર છે. ૧૨૮ પૃષ્ઠકરંડક છે.

૩ અર્થાત્–હેમવંત હિરણ્યવંતમાં યુગલિકોનું ૧ પલ્યોપમ આયુષ્ય, એક ગાઉનું શરીર, ૭૯ દિવસ ( મનુષ્યોમાં ) અપત્યપાલના, એક દિવસને અન્તરે આહાર, અને ૬૪ પૃષ્ઠકરંડક છે.

તથા એ છએ ક્ષેત્રમાં યુગલિકોને પહેલુંસંઘયણ પહેલું સંસ્થાન છે, મરીને અવશ્ય ઈશાન સુધીના દેવોમાંજ પોતાના આયુષ્યથી સમાન વા હીનઆયુષ્યવાળામાં ઉત્પન્ન થાય છે.

૪ અર્થાત્–મહાવિદેહમાં મનુષ્યો સદાકાળ ઉત્કૃષ્ટથી પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા, ૫૦૦ ધનુષ્યના શરીરવાળા વર્ષો સુધી અપત્યપાલના, આહારના અન્તર રહિત, અને અનિયત પૃષ્ઠકરંડકવાળા, છએ સંઘયણ અને ૭ સંસ્થાનવાળા, તથા મરણપામીને પાંચે ગતિમાં ઉત્પન્ન થાય છે.

वट्टवियड्ढा–વૃત્તવૈતાઢ્યપર્વત
साइ–સ્વાતીદેવ
अरुण–અરૂણદેવ
पउम–પદ્મદેવ
प्पभास–પ્રભાસદેવ
सुरवासा–એ દેવોના વાસવાળા
मूल उवरि पिहुत्ते–મૂળમાં અને ઉપર પહોળાઇમાં
उच्चत्ते–ઉંચાઇમાં

हैमवते ऐरण्यवते हरिवर्षे रम्यके च रत्नमयाः ।
शब्दापातीविकटापातीगन्धापातीमाल्यवंताख्याः ॥ १०९ ॥
चत्वारो वृत्तवैताढ्याः स्वात्यरुणपद्मप्रभाससुरवासाः ।
मूलोपरि पृथुत्वे तथोच्चत्वे योजनसहस्रम् ॥ ११० ॥

गाथार्थः—હેમવંત હિરણ્યવંત હરિવર્ષ રમ્યક એ ચાર યુગલિકક્ષેત્રોમાં અનુક્રમે શબ્દાપાતી વિકટાપાતી ગન્ધાપાતી અને માલ્યવંત નામના ૪ વૃત્ત-વૈતાઢ્યપર્વતો રત્નના છે, તે ચારે ઉપર અનુક્રમે સ્વાતીદેવ–અરૂણદેવ–પદ્મદેવ અને પ્રભાસદેવના આવાસ (પ્રાસાદ)છે, એ ચાર પર્વતો મૂળમાં ૧૦૦૦ યોજન, શિખર ઉપર ૧૦૦૦ યોજન અને ઉંચાઇમાં પણ ૧૦૦૦ યોજન પ્રમાણવાળા છે, [ માટે સમવૈતાઢ્ય નામ છે, અને ગોળઆકારના હોવાથી વૃત્તવૈતાઢ્ય નામ છે ].

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એજ કે એ પર્વતો ક્ષેત્રના અતિ મધ્યભાગમાં રહેલા છે, અને એ ઉપરના અધિપતિ વ્યન્તરદેવોની રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં ૧૨૦૦૦ યોજન પ્રમાણની છે ॥ ૧૧૦ ॥

अवतरणः—હવે જંબૂદ્વીપના અતિમધ્યભાગમાં મહાવિદેહક્ષેત્રને વિષે રહેલા मेरुपर्वतનું સ્વરૂપ આ ગાથાથી પ્રારંભીને કહેવાય છે—

मेरू वट्टो सहस्स–कंदो लक्खूसिओ सहस्सुवरिं ।
दसगुण भुवि तं सणवइ–दसिगारंसं पिहुलमूले ॥ १११ ॥

શબ્દાર્થ:—

वट्टो–વૃત્તઆકારવાળો
कंदो–કંદવાળો
लक्खउसिओ–લાખયોજન ઉંચો
उवरिं–ઉપર, શિખરસ્થાને
भुवि–ભૂમિસ્થાને
सणवइ–નેવુ યોજનસહિત
तं–તે દશગુણ ઉપરાન્ત
दस इगारअंसं–અગિઆરીઆ ભાગ દશ

## સંસ્કૃત અનુવાદ.

**मेरुर्वृत्तः सहस्रकंदो लक्षोच्छ्रितः सहस्रमुपरि ।**
**दशगुणो भुवि तं सनवतिदशैकादशांशं पृथुलो मूले ॥ १११ ॥**

गाथार्थः—મેરૂપર્વત વૃત્તઆકારનો, એકહજારયોજન કંદવાળો, લાખ યોજન ઉંચો, ઉપર શિખરસ્થાને ૧૦૦૦ યોજન વિસ્તારવાળો, ભૂમિસ્થાને તેથી દશ-ગુણો, અને મૂળમાં નેવુ યોજન અને અગિઆરીઆ દશ ભાગ સહિત તેટલા પ્રમાણવાળો ( દશગુણો ) છે ॥ ૧૧૧ ॥

विस्तरार्थः—સાત મહાક્ષેત્રોમાં પર્વતો કહેવાના પ્રસંગમાં ભરતઐરવતમાં બે દીર્ઘવૈતાઢ્યનું સ્વરૂપ પૂર્વે કહ્યું, અને હૈમવંત આદિ ચારયુગલિકક્ષેત્રોના મધ્યગિરિ ચાર વૃત્તવૈતાઢ્યનું સ્વરૂપ હમણાંજ ૧૦૯-૧૧૦ મી ગાથામાં કહ્યું, અને હવે મહાવિદેહના મધ્યગિરિનું સ્વરૂપ કહેવાય છે.

## ॥ મહાવિદેહમાં મેરૂપર્વત ॥

મેરૂપર્વત એ મહાવિદેહક્ષેત્રનો મધ્યગિરિ તે વૃત્તઆકારનો છે. ઉંચાઈ મૂળમાંથી પ્રારંભીને ૧ લાખ યોજન છે, અને કંદથી ( ભૂમિથી ) પ્રારંભીને ૯૯૦૦૦ યોજન છે જેથી ૧૦૦૦ જેટલો ભૂમિમાં ઉંડો દટાયલો છે. તથા એનો વિસ્તાર ઉપરના ભાગમાં ચૂલિકાના સ્થાને ( શિખરતલે ) ૧૦૦૦ યોજન છે, ભૂમિની સપાટીસ્થાને તેથી દશગુણો એટલે દશહજાર ૧૦૦૦૦ યોજન વિસ્તાર છે, અને ભૂમિનીચે મૂળમાં તે ૧૦ હજાર યોજન ઉપરાન્ત ૯૦ યોજન અને એક યોજનના અગિઆર ભાગ કરીએ તેવા ૧૦ ભાગ એટલે ૧૦૦૯૦ $\frac{10}{11}$ યોજન છે. અગિઆરીઆ ભાગની ઉત્પત્તિ આગળ દર્શાવાશે ॥ ૧૧૧ ॥

अवतरणः—હવે આ ગાથામાં મેરૂપર્વતના ૩ कांड છે તે કહેવાય છે—

**पुढवुवलवयरसक्कर–मयकंदो उवरि जाव सोमणसं ।**
**फलिहंकरययकंचण–मओअ जंबूणओ सेसो ॥ ११२ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| पुढवि=પૃથ્વી, માટી | फलिह=સ્ફટિકરત્ન |
| उवल=ઉપલ, પત્થર | अंक=અંકરત્ન |
| वयर=વજ્રરત્ન | रयय=રજત, રૂપું |
| सक्करमय=શર્કરમય, કાંકરામય | कंचणमओ=કંચનમય, સુવર્ણરૂપ |
| जाव=યાવત્, સુધી | जंबूणओ=જાંબૂનદ સુવર્ણમય |
| सोमणसं=સોમનસવન | सेसो=શેષભાગ |

## સંસ્કૃત અનુવાદ.

**पृथ्व्युपलवज्रशर्करमयकंद उपरि यावत्सौमनसं ।**
**स्फटिकांकरजतकांचनमयश्च जाम्बूनदः शेषः ॥ ११२ ॥**

गाथार्थ:—મેરૂપર્વતની ઉપર ચઢતાં યાવત્ ભૂમિતલ સુધી માટી–પત્થર–વજ્ર અને કાંકરાવાળો ૧લો કંદ છે, બીજો કાંડ સૌમનસ સુધીનો સ્ફટિકરત્ન અંકરત્ન રૂપું અને સુવર્ણનો મિશ્ર છે, અને શેષભાગ [ત્રીજો કંદ] જાંબૂનદ સુવર્ણનો છે ॥૧૧૨॥

विस्तरार्थ:—વિભાગ તે કાંડ કહેવાય, તેવા ત્રણ કાંડ (ત્રણ વિભાગ) મેરૂપર્વતના છે તે આ પ્રમાણે—

### ॥ મેરૂપર્વતના ૩ કાંડ ॥

મેરૂપર્વતના સર્વથા નીચેના મૂળભાગથી ઉપર ચઢતાં ભૂમિ ( સમભૂતલ ) સુધી આવીએ ત્યાં સુધીમાં ૧૦૦૦ યોજન થાય છે, તે હજારયોજન જેટલો વિભાગ ભૂમિમાં દટાયલો હોવાથી कंद કહેવાય, તે કંદરૂપ પહેલો કાંડ માટી પત્થર વજ્રરત્ન અને કાંકરા એ ચાર વસ્તુઓથી મિશ્ર બનેલો છે, એટલે એ ચાર વસ્તુઓ ઘણા પ્રમાણમાં છે. ॥ इति प्रथम कांड ॥

ત્યારબાદ સમભૂતલથી ૬૩૦૦૦ યોજન ઉપર સોમનસ નામનું વન છે. ત્યાં સુધીના બીજા કાંડમાં સ્થાને સ્થાને ઘણા પ્રમાણમાં સ્ફટિકરત્ન અંકરત્ન-રૂપું અને સુવર્ણ હોવાથી એ બીજો કાંડ સ્ફટિકાદિ ચાર વસ્તુઓથી મિશ્ર છે. ॥ इति द्वितीय कांड ॥

ત્યારબાદ સૌમનસવનથી ઉપર ૩૬૦૦૦ યોજન ચઢતાં શિખરઉપર પંડકવન નામનું વન આવે છે, ત્યાં સુધીનો એ ત્રીજો કાંડ કેવળ જાંબૂનદ સુવર્ણનો છે, જેથી કંઈક રક્તવર્ણનો છે. અર્થાત્ એ વિભાગમાં જાંબૂનદસુવર્ણ ઘણા પ્રમાણમાં છે. ॥ इति [1]तृतीय कांड ॥.

---

૧ એ પ્રમાણે ત્રણ વિભાગમાં ભિન્ન ભિન્ન વસ્તુઓનો બનેલો હોવા છતાં મેરૂપર્વત સુવર્ણનો ગણાય છે, તે સમભૂતલથી ઉપરનો ૬૩૦૦૦ યોજન સુધીમાં પીતસુવર્ણ ( સ્ફટિકાદિ ત્રણથી ) વિશેષ પ્રમાણમાં હોવાથી અને ૩૬૦૦૦ યોજન સુધીમાં કંઈક રક્ત જાંબૂનદ સુવર્ણ ઘણાવિશેષપ્રમાણમાં હોવાથી સુવર્ણનો કહી શકાય.

પુનઃ દરેક કાંડમાં જે ચાર ચાર ને એક પદાર્થ કહ્યા તે સિવાય બીજું કંઈજ નથી એમ સર્વથા નહિં, પરન્તુ પહેલા કાંડમાં પણ સ્ફટિકાદિ પાંચે પદાર્થ અતિઅલ્પપ્રમાણમાં

## ॥ मेरु पर्वतनो आकार ॥

चूलिका ४० योजन
पंडक वन
१००० योजन
३६००० योजन
सोमनस वन
बीजी मेखला
१००० योजन
सर्व ऊंचाई १०
६२५०० योजन
नंदन वन
नं० वन
पहेली मेखला
५०० योजन
भद्रशाल
भद्रशालवन
अहिं भूमि स्थाने १०००० योजन विस्तृत
१००० योजन ऊंचाई
कंद विभाग
१००९० यो. १० भाग.

એ પ્રમાણે ૧૦૦૦ યોજનનો પહેલો, ૬૩૦૦૦ યોજનનો બીજો અને ૩૬૦૦૦ યોજનનો ત્રીજો કાંડ મળી મેરૂપર્વતની ઉંચાઇના લાખ યોજન સંપૂર્ણ થયા. ॥ ૧૧૨ ॥

अवतरण:—મેરૂપર્વતના શિખર ઉપર એક चूलिका છે, તે કહેવાય છે—

**तदुवरि चालीसुच्चा, वट्टा मूलुवरि बार चउ पिहुला ।**
**वेरुलिया वरचूला सिरिभवणपमाणचेइहरा ॥ ११३ ॥**

શબ્દાર્થ:—

तद् उवरि–તે મેરૂપર્વત ઉપર
चालीस उच्चा–૪૦ યોજન ઉંચી
वट्टा–વૃત્તઆકારની
मूल उवरि–મૂળમાં અને ઉપર
वेरुलिया–વૈડૂર્ય રત્નની
वर चूला–ઉત્તમ ચૂલિકા
सिरिभवणपमाण–શ્રીદેવીના ભવનપ્રમાણવાળા
चेइहरा–ચૈત્યવાળી

સંસ્કૃત અનુવાદ.

**तदुपरि चत्वारिंशदुच्चा वृत्ता मूलोपरि द्वादशचतुष्पृथुला ।**
**वैडूर्या वरचूला श्रीभवनप्रमाणचैत्यगृहा ॥ ११३ ॥**

गाथार्थ:—તે મેરૂપર્વતઉપર ચાલીશયોજન ઉંચી, વૃત્તઆકારની, મૂળમાં ૧૨ યોજન અને ઉપર ૪ યોજન પહોળી, વૈડૂર્યરત્નની, અને શ્રીદેવીના ભવનસરખા પ્રમાણુયુક્ત ચૈત્યવાળી એવી ઉત્તમ ચૂલિકા ( મધ્યશિખર ) છે ॥૧૧૩॥

विस्तरार्थ:—મેરૂપર્વતના શિખરતલઉપર પાંડુકવન નામના વનમાં અતિ મધ્યભાગે ઉત્તમ વૈડૂર્યરત્નની હોવાથી લીલા વર્ણવાળી, ઉંચા કરેલા ગાયના પુચ્છના આકારે મૂળમાં ૧૨ યોજન વિસ્તારવાળી, અને ત્યારબાદ ઉપર ઉપર જતાં અનુક્રમે વિસ્તાર ઘટતો જવાથી હીન હીન વિસ્તારવાળી, અને તેથી સર્વાગ્રભાગે ૪ યોજન માત્ર વિસ્તારવાળી, તથા સર્વ બાજુએ ગોળ આકારવાળી ઉંચા શિખર સરખી એક ઉત્તમ ચૂલિકા છે. અહિં ચૂલિકા એટલે શિખર

હોઇ શકે છે, પરન્તુ તે ગણત્રીમાં ગણાય નહિં તેમજ ત્રીજા કાંડમાં પણ એજ રીતે માટી પથરાદિ બહુ અલ્પપ્રમાણમાં હોય, અથવા જાંબૂનદસુવર્ણની મુખ્યતા ગણી હોય તો જાંબૂનંદનોજ કાંડ કહેવાય. ઇત્યાદિ યથાસંભવ વ્યવહારૂ રીતે વિચારવાથી કોઇપણ વિરોધ રહી શકતો નથી.

જાણવું, છતાં એને શિખરોની ગણત્રીમાં ગણેલ નથી, કારણ કે મનુષ્યના મસ્તક ઉપરની चूला-ચોટલી સરખી અને તેથી ગણત્રીમાં ન લેવા યોગ્ય હોવાથી એનુ *चूलिका એવું વિશેષ નામ છે.

## ॥ ચૂલિકા ઉપર શાશ્વત ચૈત્યગૃહ ॥

એ ચૂલિકાના અગ્રભાગે [ શીર્ષ ભાગે ] શ્રીદેવીના ભવનસરખા પ્રમાણ-વાળું એટલે ૧ ગાઉ દીર્ઘ, ૦ાા ગાઉ વિસ્તારવાળું ૧૪૪૦ ધનુષ્ ઉંચું અને લંબચોરસ આકારનું એક શાશ્વત જિનભુવન છે. તેમાં ૧૦૮ જિનપ્રતિમા છે, ઇત્યાદિ સર્વસ્વરૂપ પૂર્વે કહેવાયલા જિનભવનતુલ્ય જાણવું, અહિં કેવળ દેવ દેવીઓજ શ્રી જિનપ્રતિમાદર્શનનો લાભ લે છે, અને વિદ્યાચારણ તથા જંઘા-ચારણમુનિઓ તો પંડકવન સુધી આવીનેજ ઉપર ચઢવાની શક્તિના અભાવે ત્યાંથી પાછા વળી જાય છે.

## ॥ ચૂલિકાના મધ્ય વિસ્તારનું કરણ ॥

આ કરણ જગતીના વર્ણનની ગાથાઓના વિસ્તરાર્થમાં દર્શાવ્યું છે, ત્યાંથી જાણવું, અને તે રીતિ પ્રમાણે અહિં દર યોજને ⅕ યોજન ઘટતો વધતો હોવાથી જ્યારે ૨૦ યોજન ઉપર ચઢી મધ્યભાગે જઇએ તે સ્થાને વીસનો પાંચમો ભાગ ચાર યોજન બાર યોજનમાંથી ઘટાડતાં ૮ યોજન વિસ્તાર પ્રાપ્ત થાય છે. એ રીતે શીર્ષભાગથી ઉતરતાં ચાર યોજનના શિર્ષવિસ્તારમાં ચાર યોજન વધારતાં પણ ૮ યોજન જેટલો મધ્યવિસ્તાર પ્રાપ્ત થાય છે. આ ચૂલિકા પણ પંડકવનમાં ભૂમિસ્થાને ૧ વનખંડ અને ૧ વેદિકાવડે વીટાયલી છે. ચૂલિકા ઉપર મનોહરસ્થાનોમાં અનેક દેવદેવીઓ ફરે છે, બેસે છે, સૂવે છે, ક્રીડા કરે છે. યાવત્ પૂર્વનું પુણ્ય અનુભવે છે.

સૌધર્મઇન્દ્રે શ્રીવીરસ્વામીને અતિઘોરઉપસર્ગકરનાર સંગમદેવને દેવલોક બહાર કાઢેલો છે તે સંગમદેવ પોતાની દેવાંગનાઓ સહિત આ ચૂલિકા ઉપર રહે છે. ॥ ૧૧૩ ॥

अवतरणः—મેરૂપર્વત ઉપર શિખરસ્થાને જે पंडकवन નામનું વન છે તે કહેવાય છે.

---

* યદ્યપિ પૂર્વે ગણાવેલાં ૪૬૭ ગિરિશિખરો પણ પર્વતની ઉંચાઇમાં ગણ્યાં નથી, પરન્તુ चूला-શિખા તુલ્ય ન હોવાથી તે શિખરોને ચૂલિકા ન કહેવાય.

## चूलातलाउ चउसय, चउणवई वलयरूवविक्खंभं ।
## बहुजलकुंडं पंडग–वणं च सिहरे सवेईअं ॥ ११४ ॥

### શબ્દાર્થ:—

चूलातलाउ-ચૂલિકાતલથી, ચૂલિકાનામૂળથી
चउसय चउणवइ–ચારસો ચોરાણુ યોજન
वलयरूवविक्खंभं–વલયવિષ્કંભવાળું
बहुजलकुंडं–ઘણા જળયુક્ત કુંડવાળું
पंडगवणं–પંડકવન
सवेईअं–વેદિકા સહિત

### સંસ્કૃત અનુવાદ.

**चूलातलाच्चतुःशतचतुर्नवतिवलयरूपविष्कंभं ।**
**बहुजलकुंडं पंडकवनं च शिखरे सवेदिकम् ॥ ११४ ॥**

गाथार्थ:—ચૂલિકાના મૂળથી ૪૯૪ યોજન જેટલા વલયવિષ્કંભવાળું અને ઘણા જળસહિત કુંડોવાળું એવું, શિખરઉપર વેદિકા સહિત પંડકવન છે, ॥૧૧૪॥

विस्तरार्थ:—શિખરસ્થાને મેરૂપર્વતનો વિસ્તાર–વ્યાસ ૧૦૦૦ યોજન પ્રથમ કહેલો છે, અને ચૂલિકાના મૂળનો વિસ્તાર ૧૨ યોજન છે તે પણ પ્રથમ કહેવાઈ ગયો છે, અને ચૂલિકા પંડકવનના અતિમધ્યભાગમાં છે, માટે ૧૦૦૦ માંથી ૧૨ બાદ કરતાં ૯૮૮ યોજન રહ્યા, તેમાંનો એક અર્ધભાગ ૪૯૪ યોજન જેટલો પૂર્વ તરફ [ વા ઉત્તર તરફ ] અને બીજો ૪૯૪ યોજન જેટલો અર્ધભાગ પશ્ચિમ [ વા દક્ષિણ ] તરફ આવ્યો, જેથી મેરૂચૂલિકાના મૂળથી કોઇ પણ દિશાએ ૪૯૪ યોજન જેટલી પહોળાઈવાળું વન છે. અર્થાત્ મેરૂચૂલિકાના મૂળથી ૪૯૪ યોજન જતાં વનનો અંત આવે અથવા વનના પર્યન્ત કિનારાથી ૪૯૪ યોજન સીધા અંદર આવીએ ત્યારે મેરૂની ચૂલિકા આવે. વળી, એ પંડકવન વચ્ચે ચૂલિકા આવવાથી વલય ( પરિમંડળ ) આકારનું છે, પરન્તુ થાળી સરખા વૃત્તઆકારનું નથી જેથી તેનો કોઈ પણ એક બાજુનો વિષ્કંભ તે वलयविष्कंभ કહેવાય. અને બે બાજુના વલયવિષ્કંભ અને વચ્ચેની ચૂલિકા એ સર્વ ગણતાં ૧૦૦૦ યોજન બાહ્યમેરૂપર્વતના ગણાય. અર્થાત્ વનના એક બાજુના પર્યન્તભાગથી બીજી સ્હામી બાજુનો પર્યન્તભાગ ૧૦૦૦ યોજન દૂર છે, એ પ્રમાણે વલયવિષ્કંભ મેરૂચૂલિકાના મૂળથી ૪૯૪ યોજન જેટલો પ્રાપ્ત થાય છે.

એ પંડકવનમાં નિર્મળજળવાળા અનેક કુંડ છે, અને વન ચારે બાજુ

વલયાકારે ફરતી વેદિકાસહિત છે. અહિં વન અને વેદિકા એ બે કહેવાનું પ્રયોજન નથી. વળી આ વનમાં બીજા જે જે પદાર્થો છે તે ગ્રંથકાર પોતેજ ગાથા તરીકે આગળ કહે છે, માટે અહિં તે વર્ણવવાનું પ્રયોજન નથી. અહિં बहुजलकुंड એ વિશેષણથી એ વનમાં જ કુંડ છે અને બીજાં આગળ કહેવાતાં સૌમનસઆદિ વનોમાં કુંડ નથી એમ ન જાણવું, પરન્તુ સૌમનસઆદિ વનોના કુંડોથી આ વનમાં ઘણા કુંડ છે. વૈમાનિક દેવદેવીઓ પણ આ કુંડોમાં જળક્રીડા કરે છે. ॥૧૧૪॥

अवतरण:—પંડકવનમાં શાશ્વત જિનભવનો તથા દેવપ્રાસાદો છે તે કહેવાય છે—

**पण्णासजोअणेहिं, चूलाओ चउदिसासु जिणभवणा ।**
**सविदिसिसक्कीसाणं, चउ वाविजुआ य पासाया ॥११५॥**

**શબ્દાર્થ:—**

पण्णासजोअणेहिं=પચાસ યોજન દૂર
चूलाओ=ચૂલિકાથી
सविदिसि=પોતપોતાની વિદિશિમાં
सक्कईसाणं=શક્રેન્દ્રના અને ઈશાનેન્દ્રના
वाविजुआ=વાપિકાઓ યુક્ત
पासाया=પ્રાસાદો

**સંસ્કૃત અનુવાદ.**

**पंचाशद्योजनैश्चूलातः ( चूलायाः ) चतुर्दिक्षु जिनभवनानि ।**
**स्वविदिशिशक्रेशानयोश्चतुर्वापिकायुताश्च प्रासादाः ॥ ११५ ॥**

गाथार्थ:—ચૂલિકાથી પચાસ યોજન દૂર ચાર દિશામાં ચાર જિનભવનો છે, અને પોતપોતાની વિદિશિમાં રહેલા શક્રઈન્દ્રના અને ઈશાનેન્દ્રના ચાર ચાર વાપિકાઓ યુક્ત ચાર પ્રાસાદ ( વિદિશિમાં ) છે ॥ ૧૧૫ ॥

विस्तरार्थ:—ચૂલિકાથી પૂર્વદિશામાં ૫૦ યોજન દૂર એક જિનભવન છે, તેવી રીતે બીજી ત્રણ દિશામાં પણ ૫૦-૫૦ યોજન દૂર જિનભવન છે, તથા ચાર વિદિશાઓમાં ચાર પ્રાસાદ છે તે પણ ચૂલિકાથી ૫૦ યોજન દૂર છે. ત્યાં અગ્નિકોણ અને નૈઋત્યકોણના બે પ્રાસાદ દક્ષિણદિશાતરફના હોવાથી દક્ષિણ-દિશિના અધિપતિ [૧]સૌધર્મઈન્દ્રના છે, અને વાયવ્યકોણ તથા ઈશાનકોણના બે પ્રાસાદો ઉત્તરદિશિતરફના હોવાથી ઉત્તરદિશિના અધિપતિ ઈશાનઈન્દ્રના છે. એ ચૈત્યો અને પ્રાસાદોનું લંબાઈ આદિ પ્રમાણ અનન્તર (૧૧૬ મી) ગાથામાં કહેવાશે.

---

૧ જિનજન્માદિપ્રસંગે મેરૂપર્વતઉપર આવેલા સૌધર્મઇન્દ્રને ઇચ્છા થાય તો આરામ કરવામાટે એ પ્રાસાદ ઉપયોગી છે. તેવી રીતે ઇશાનેન્દ્રને પોતાના બે પ્રાસાદ પણ ઉપયોગી છે.

વળી એ દેવપ્રાસાદો દરેક ચારદિશાએ ચારવાપિકાઓ સહિત છે, અર્થાત્ અગ્નિકોણના પ્રાસાદની ચારદિશાએ ચાર વાવડી અને વચ્ચે પ્રાસાદ, આવી રીતે એ ચારે પ્રાસાદ છે. વાવડીઓનું પ્રમાણ પણ અનંતર ગાથામાં કહેવાશે. એ પ્રમાણે પંડકવનમાં ચાર શાશ્વતજિનભવનો ચાર ઇન્દ્રપ્રાસાદ અને ૧૬ વાપિકાઓ છે. વાપિકાઓનાં નામો જો કે શાસ્ત્રમાં કહ્યાં છે, પરન્તુ તે નામોનું અહિં કોઈ વિશિષ્ટપ્રયોજન ન હોવાથી કહ્યાં નથી, માટે જીજ્ઞાસુએ અન્યગ્રંથોથી તે નામો જાણવાં ॥ ૧૧૫ ॥

अवतरण:—પૂર્વગાથામાં કહેલા પંડકવનમાંના ચૈત્યો અને પ્રાસાદોનું પ્રમાણ કહેવાય છે—

**कुलगिरिचेइहराणं, पासायाणं चिमे समट्ठगुणा ।**
**पणवीसरुंददुगुणा–यामा उ इमा उ वावीओ ॥ ११६ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| च इमे–વળી આ | पणवीस रुंद–પચીસ યોજન વિસ્તારવાળી |
| समअट्ठगुणा–સરખા અને આઠગુણા | दुगुण आयामा–(વિસ્તારથી) દ્વિગુણ લાંબી |

### સંસ્કૃત અનુવાદ.

**कुलगिरिचैत्यगृहेभ्यः प्रासादेभ्यश्चेमाः समाष्टगुणाः ।**
**पंचविंशतिरुंदद्विगुणायामास्त्विमा वापिकाः ॥ ११६ ॥**

गाथार्थ:—કુલગિરિઉપરનાં ચૈત્યોથી આ ચૈત્યો સરખાપ્રમાણવાળાં છે, અને ત્યાંના પ્રાસાદોથી આ પ્રાસાદો આઠગુણા પ્રમાણવાળા છે, તથા આ વાપિકાઓ પચીસ યોજન વિસ્તારવાળી અને તેથી બમણી એટલે પચાસ યોજન લાંબી છે ॥ ૧૧૬ ॥

विस्तरार्थ:—છ [૧]વર્ષધરપર્વતોઉપર પૂર્વદિશામાં સમુદ્રપાસે આવેલા સિદ્ધાયતનકૂટો ઉપર જે શાશ્વતજિનભવનો ૫૦ યોજન દીર્ઘ ૨૫ યોજન વિસ્તૃત અને ૩૬ યોજન ઉંચાં છે, તેના સરખાંજ આ ચૈત્યો પણ એટલાજ સમાન પ્રમાણવાળાં લંબચોરસ આકારનાં છે, તથા તે છ વર્ષધરોઉપર આવેલા શેષ કૂટો ( શિખરો ) ઉપર જે કૂટાધિપતિદેવના પ્રાસાદો છે, તે પ્રાસાદોથી આઠગુણા પ્રમાણવાળા આ વનમાંના પ્રાસાદો છે, તે આ પ્રમાણે—

૧ વર્ષધર અથવા કુલગિરિ એ બે એકાર્થવાચક શબ્દ છે.

કુલગિરિપ્રાસાદ ૧૨૫ ગાઉ સમચોરસવિસ્તારવાળા અને બમણા એટલે ૨૫૦ ગાઉ ઉંચા છે, તેથી તેને આઠે ગુણતાં પંડકવનના ઇંદ્રપ્રાસાદો ૧૦૦૦ ગાઉ એટલે ૨૫૦ યોજન સમચોરસ વિસ્તારવાળા છે, અને ૫૦૦ યોજન ઉંચા છે.

તથા પ્રાસાદોની ચારે દિશાની ૧૬ [1]વાપિકાઓ દરેક ૨૫ યોજન પહોળી અને ૫૦ યોજન લાંબી છે. જેથી લંબચોરસ આકારવાળી છે ॥ ૧૧૬ ॥

अवतरणः—મેરૂપર્વતના પંડકવનમાં શ્રીજિનેન્દ્રોના જન્માભિષેકકરવા યોગ્ય ચાર શિલાઓ છે, તે શિલાઓનું સ્વરૂપ ( ત્રણ ગાથામાં ) કહેવાય છે.

## जिणहरबहिदिसिजोअण–पणसयदीहद्धपिहुल चउउच्चा ।
## अद्धससिसमा चउरो, सियकणयसिला सवेइआ ॥ ११७ ॥

### શબ્દાર્થઃ—

जिणहर–જિનભુવનથી
बहिदिसि–બહારની દિશાએ
अध्ध पिहुल–તેથી અર્ધ વિસ્તારવાળી
अध्धससिसमा–અર્ધ ચંદ્રસરખી
सियकणयसिला–શ્વેત કનકની ( અર્જુન સુવર્ણની ) શિલાઓ

### સંસ્કૃત અનુવાદ.

**जिनगृहबहिर्दिशि पंचशतयोजनदीर्घार्धपृथुलाश्चतुरुच्चाः ।**
**अर्धशशिसमाश्चतस्रः श्वेतकनकशिलाः सवेदिकाः ॥ ११७ ॥**

गाथार्थः—જિનભવનથી બહારની દિશામાં પાંચસો યોજન દીર્ઘ, તેથી અર્ધવિસ્તારવાળી, ચાર યોજન ઉંચી, અને અર્ધચંદ્રસરખા આકારવાળી શ્વેત-સુવર્ણની ચાર શિલાઓ વેદિકા સહિત છે [ વેદિકા અને વન સહિત છે. ] ॥ ૧૧૭ ॥

विस्तरार्थः—ચાર દિશામાં ચાર જિનભવનો ચૂલિકાથી ૫૦ યોજન દૂર છે, તે જિનભવનોથી બહારની દિશાએ એટલે ભરતાદિક્ષેત્રોની સન્મુખ તથા જિન-ભવન અને વનનો અન્તભાગ એ બેની મધ્યમાં ૪૧૯ યોજન જેટલા બાકીના વિષ્કંભમાં મધ્યભાગે ચાર દિશામાં ચાર શિલાઓ છે, તે દરેક ૫૦૦ યોજન દીર્ઘ અને ૨૫૦ યોજન વિસ્તારવાળી તથા ૪ યોજન ઉંચી અથવા જાડી છે,

---

૧ એ ચૈત્યો પ્રાસાદો તથા વાપિકાઓ સર્વે રત્નમય અને શાશ્વતીજ છે. વાપિકા ૧૦ યોજન ઉંડી છે.

તેનો આકાર અષ્ટમીના અર્ધચંદ્રસરખો છે. એ ચારે શિલાઓ શ્વેતવર્ણના સુવર્ણની એટલે [1]અર્જુનસુવર્ણની છે, અને દરેક શિલાની ચારે બાજુ વન અને વનને ફરતી વેદિકા છે. એ વન અને વેદિકાનું સ્વરૂપપણ જંબૂદ્વીપની જગતીની વેદિકાસરખું જાણવું.

વળી આ ચારે શિલાઓ અર્ધચંદ્ર આકારની હોવાથી દરેક શિલાનો વક્રભાગ (અર્ધવૃત્તભાગ અથવા વક્રપરિધિ) ચૂલિકા સન્મુખ છે, અને ઋજુતા (સીધો છેડો) પોતપોતાના ક્ષેત્રસન્મુખ બાહ્યદિશિએ છે. ચારે દિશાએ ચાર તોરણ [ શિલા ઉપર ચઢવાના દ્વાર સરખા ભાગ ] છે, દરેક તોરણ ત્રિસોપાન (ત્રણ ત્રણ પગથીઆંના ચઢાવ) સહિત છે. વળી અર્ધચંદ્રઆકારે હોવાથી મધ્યભાગમાંજ ૨૫૦ યોજન વિસ્તારવળી છે, અને ત્યારબાદ બન્ને બાજુએ ન્યૂન ન્યૂન વિસ્તારવાળી થતી પર્યન્ત ભાગે અતિસંકીર્ણ (સાંકડી) છે. અથવા શિલાઓ ધનુષ્આકારે પણ ગણાય, તેથી શિલાઓનું ધનુઃપૃષ્ઠ (કામઠી ભાગ) ચૂલિકાતરફ અને જીવા (દોરી) ક્ષેત્રો તરફ છે. તથા મધ્ય ભાગનો ઇષુ વિષ્કંભ ૨૫૦ યોજન છે.

એ ચારે શિલાઓનો ઉપરનો ભાગ બહુ રમણીય સપાટભૂમિવાળો છે, તે ઉપર અનેક (ચારે નિકાયના) દેવદેવીઓ બેસે છે, સૂએ છે, ક્રીડા કરે છે, ઇત્યાદિ અનેક રીતે આનંદ કરી પોતાના પૂર્વનું પુણ્ય અનુભવે છે ॥ ૧૧૭ ॥

अवतरण:—હવે આ બે ગાથાઓમાં એ ચારે શિલાઓનાં નામ તથા તે ઉપરનાં સિંહાસનો વિગેરેનું સ્વરૂપ કહેવાય છે—

**सिलमाणट्ठसहस्सं—समाण सिंहासणेहिं दोहि जुआ ।**
**सिल पंडुकंबला रत्त—कंबला पुव्वपच्छिमओ ॥ ११८ ॥**

**जामुत्तराओ ताओ, इगेगसीहासणाओ अइपुव्वा ।**
**चउसुवि तासु निआसण—दिसिभवजिणमज्जणं होइ ॥ ११९ ॥**

---

[1] ઘણા ગ્રંથોમાં ચાર શિલાઓ ચાર વર્ણની જૂદી જૂદી કહી છે, ત્યાં પૂર્વદિશામાં અર્જુનસુવર્ણની સર્વથા શ્વેતવર્ણની, દક્ષિણ શિલાપણ અર્જુનસુવર્ણની, તોપણ કિંચિત્ કમળગર્ભસરખા શ્વેતવર્ણની, પશ્ચિમદિશામાં તપનીયસુવર્ણની રક્તવર્ણની, અને ઉત્તરે રક્તસુવર્ણની રક્તવર્ણની, જેથી બે શ્વેતવર્ણે અને બે રક્તવર્ણે છે.

## શબ્દાર્થઃ—

सिलमाण–શિલાના પ્રમાણથી
अट्ठ सहस्स अंसमाण–આઠ હજારમા ભાગ પ્રમાણ
सिंहासणेहिं दोहि–બે સિંહાસનોએ
जुआ–યુક્ત
सिला–શિલા
पंडुकंबला–પાંડુકંબલા નામની
रत्तकंबला–રક્તકંબલા નામની
पुव्व पच्छिमओ–પૂર્વમાં અને પશ્ચિમમાં,

---

जामउत्तराओ–દક્ષિણ અને ઉત્તરની
ताओ–તે બે શિલાઓ
इगेगसीहासणाओ–એકેક સિંહાસનવાળી
अइपुव्वा–" અતિ " શબ્દપૂર્વક
चउसुवि तासु–તે ચારે શિલાઓ ઉપર
निअआसणदिसिभव–પોતાના આસન તરફની દિશિમાં ઉત્પન્ન થયેલા
जिणमज्जणं–જિનેન્દ્રોનું મજ્જનસ્નાત્ર.

## સંસ્કૃત અનુવાદ.

**शिलामानाष्टसहस्रांशमानसिंहासनाभ्यां द्वाभ्यां युक्ता ।**
**शिला पांडुकंबला रक्तकम्बला पूर्वपश्चिमयोः ॥ ११८ ॥**
**यामोत्तरे ते एकैकसिंहासने अतिपूर्वे**
**चतसृषु अपि तासु निजासनदिशिभवजिनमज्जनं भवति ॥ ११९ ॥**

गाथार्थः—શિલાના પ્રમાણથી આઠ હજારમા ભાગના પ્રમાણવાળાં બે બે સિંહાસનો સહિત પૂર્વદિશાની પાંડુકંબલા શિલા, અને પશ્ચિમદિશાની રક્ત-કંબલા શિલા છે ॥ ૧૧૮ ॥

દક્ષિણદિશાની ઉત્તરદિશાની તેવીજ શિલાઓ એકેક સિંહાસનવાળી અને " અતિ " પૂર્વક નામવાળી છે ( જેથી પૂર્વે અતિ જોડતાં અતિપાંડુકંબલા અને અતિરક્તકંબલા એવા નામવાળી છે ) તે ચારે શિલાઓ ઉપર પોતપોતાના આસનની ( સિંહાસનની ) દિશિ તરફના ક્ષેત્રોમાં ઉત્પન્ન થયેલા જિનેશ્વરોનો જન્માભિષેક થાય છે ॥ ૧૧૯ ॥

विस्तरार्थः—હવે એ ચારે શિલાઓ ઉપરનાં સિંહાસનઆદિ સ્વરૂપ આ પ્રમાણે

### ॥ પંડકવનની ૪ અભિષેક શિલા ઉપર ૬ સિંહાસન ॥

મેરૂની ચૂલિકાથી પૂર્વદિશામાં पांडुकंबला નામની અર્જુનસુવર્ણની શ્વેતવર્ણી શિલા છે, અને પશ્ચિમદિશામાં रत्तकंबला નામની શિલા છે. તે બન્ને શિલાઓ ૫૦૦

યોજન દીર્ઘ અને ૨૫૦ યોજન મધ્યવિસ્તારવાળી અને ૪ યોજન ઉંચી છે, માટે તેના ૮૦૦૦મા ભાગે ૫૦૦ ધનુષ્ દીર્ઘ અને ૨૫૦ ધનુષ્ વિસ્તારવાળાં અને ૪ ધનુષ્ ઉંચાં બે બે સિંહાસનો છે, જેમાં એક સિંહાસન ઉત્તરતરફ અને બીજું સિંહાસન દક્ષિણતરફ હોય છે, પરન્તુ સિંહાસનનાં મુખ વિજયો તરફ હોય છે.

તથા દક્ષિણદિશામાં अतिपांडुकम्बला નામની અને ઉત્તરદિશામાં अतिरक्तकंबला નામની શિલા છે, તે બે શિલાઓઉપર પૂર્વોક્ત પ્રમાણવાળું એક એક સિંહાસન છે તે શિલાના મધ્યભાગમાં છે. તથા દક્ષિણશિલા ઉપરના સિંહાસનનું મુખ ભરતક્ષેત્રતરફ અને ઉત્તરશિલા ઉપરના સિંહાસનનું મુખ ઐરાવતક્ષેત્રતરફ છે.

## ॥ સિંહાસનો ઉપર સ્વદિશિના જિનનો જન્માભિષેક ॥

એ દરેક સિંહાસનઉપર સ્વસ્વદિશિતરફના જિનેશ્વરોનો જન્માભિષેક થાય છે તે આ પ્રમાણે—પૂર્વદિશિની શિલાઉપરનાં બે સિંહાસનોમાં જે એક સિંહાસન શિલાઉપર ઉત્તરદિશામાં છે તે ઉપર પૂર્વમહાવિદેહક્ષેત્રની સીતા મહાનદીના ઉત્તર કીનારે આવેલી ૮ વિજયોમાં જન્મેલા જિનેશ્વરોનો ( એક સમયે એકજ જિનેશ્વરનો ) જન્માભિષેક થાય છે, અને દક્ષિણદિશિમાં રહેલા સિંહાસનઉપર સીતામહાનદીના દક્ષિણ કિનારાની ૮ વિજયોમાં જન્મેલા જિનેશ્વરનો જન્માભિષેક થાય છે. એ પ્રમાણે પશ્ચિમશિલાઉપરનાં બે સિંહાસનોમાં પણ જે એક સિંહાસન શિલાઉપર ઉત્તરદિશામાં છે તે ઉપર પશ્ચિમમહાવિદેહમાંની સીતોદા મહાનદીના ઉત્તરકિનારે આવેલી આઠ વિજયોમાં જન્મેલા જિનેશ્વરોનો જન્માભિષેક થાય છે. અને દક્ષિણતરફના સિંહાસન ઉપર સીતોદાના દક્ષિણ કિનારાપરની ૮ વિજયોમાં જન્મેલા જિનેશ્વરોનો જન્માભિષેક થાય છે.

તથા દક્ષિણદિશાની શિલાઉપરના દક્ષિણમુખી સિંહાસનઉપર ભરતક્ષેત્રમાં જન્મેલા જિનેશ્વરોનો, અને ઉત્તરદિશાની શિલાઉપરના ઉત્તરાભિમુખી સિંહાસનઉપર ઐરાવતક્ષેત્રમાં જન્મતા જિનેશ્વરોના જન્માભિષેક થાય છે.

વળી જંબૂદ્વીપમાં સમકાળે ૨ અને ૪ જિનેશ્વરોથી અધિકજિનેશ્વરોનો જન્મ થતો નથી, તેથી ૬ સિંહાસનોથી વધુ સિંહાસનો ઉપયોગી પણ ન હોય. ત્યાં એક સમયે ૨ જિનેશ્વર જન્મે ત્યારે ભરતમાં અને ઐરાવતમાં, તથા એક સમયે ૪ જિનેશ્વર જન્મે ત્યારે મહાવિદેહમાંજ જન્મે. પુનઃ મહાવિદેહમાં જન્મે ત્યારે ભરતઐરાવતમાં નહિં, અને ભરતઐરાવતમાં જન્મે ત્યારે મહાવિદેહમાં જિનજન્મ હોય નહિં, કારણ કે જિનેશ્વરોના જન્મ મધ્યરાત્રે હોય છે, તેથી ભરતઐરાવતમાં મધ્યરાત્ર હોય ત્યારે મહાવિદેહમાં દિવસ હોય છે, અને

મહાવિદેહમાં મધ્યરાત્ર હોય ત્યારે ભરતઐરાવતમાં દિવસ હોય, એ રીતે કાળ-વિપર્યય છે, માટે જન્મવિપર્યય પણ છે.

એ છએ સિંહાસનોનું સ્વરૂપ સિદ્ધાન્તમાં કહ્યા પ્રમાણે તોરણ આદિ સહિત દેવસિંહાસનતુલ્ય જાણવું, પરન્તુ ઉપરના ભાગમાં ખુલ્લું આકાશ હોવાથી વિયજ્દૂષ્ય [ ચંદ્રવો ] નથી.

अवतरण:—હવે મેરૂપર્વતના सोमनसवनનું સ્વરૂપ કહેવાય છે—

**सिहरा छत्तीसेहिं सहसेहिं मेहलाइ पंचसए ।**
**पिहुलं सोमणसवणं, सिलविणु पंडगवणसरिच्छं ॥१२०॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| सिहरा–મેરૂ શિખરથી | पिहुलं–પહોળાઇવાળું |
| छत्तिसेहिं सहसेहिं–૩૬૦૦૦ યોજન નીચે | सोमणसवणं–સોમનસવન |
| मेहलाइ–મેખલા સ્થાને, મેખલામાં | सिलविणु–ચાર શિલા વિના |
| पंचसए–પાંચસો યોજન વિસ્તારવાળી | पंडगवण सरिच्छं–પંડકવન સરખું |

**સંસ્કૃત અનુવાદ.**

**शिखरात् षट्त्रिंशत्सहस्रै मेखलायां पंचशतिकायाम् ।**
**पृथुलं सौमनसवनं शिलावर्जपंडकवनसदृशम् ॥ १२० ॥**

गाथार्थ:—મેરૂપર્વતના ઉપરના શિખરતલથી નીચે છત્રીસહજાર યોજન દૂર ઉતરીએ ત્યાં પાંચસો યોજન પ્રમાણની મેખલામાં પાંચસો યોજન પહોળું સોમનસ નામનું વન છે, તે શિલારહિત સર્વ રીતે પંડુકવન સરખું છે [ અર્થાત્ અહિં ચાર શિલા નથી ] ॥ ૧૨૦ ॥

विस्तरार्थ:—હવે આ ગાથામાં ઉપરથી બીજું અને નીચેથી ત્રીજું સોમ-નસવન કહેવાય છે—

**॥ પંડકવનથી ૩૬૦૦૦ યોજન નીચે सौमनसवन ॥**

પંડકવનથી એટલે મેરૂપર્વતના શિખરતલથી નીચે ૩૬૦૦૦ યોજન ઉત-રીએ ત્યાં એક મેખલા પાંચસો યોજનના ચક્રવાલ વિષ્કંભવાળી આવે છે, એ મેખલાનો એક બાજુનો વલયવિષ્કંભ પાંચસો યોજન સંપૂર્ણ છે, તેવોજ સ્હામી બાજુનો બીજો વલયવિષ્કંભ પણ ૫૦૦ યોજન છે, અને એ બે વલયવિષ્કંભના

વચ્ચે ૩૨૭૨$\frac{૮}{૧૧}$ યોજન વિષ્કંભવાળો મેરૂપર્વત છે, જેથી મેખલાના એક છેડાથી બીજા છેડાસુધીમાં બાહ્ય મેરૂપર્વત ૪૨૭૨$\frac{૮}{૧૧}$ વિષ્કંભનો છે. એ મેખલા તેજ સોમનસ વનરૂપ છે, એનું સ્વરૂપ શિલારહિત પંડકવન સરખું છે. એટલે ચાર દિશીએ ચાર જિનભવનો અભ્યન્તરમેરૂથી ૫૦ યોજન દૂર છે, અને ચાર વિદિશામાં ઈંદ્રપ્રાસાદો પણ તેટલેજ દૂર છે, દરેક ઈંદ્રપ્રાસાદ ચાર દિશિમાં ચાર વાપિકાયુક્ત છે, ઇત્યાદિ સર્વસ્વરૂપ પંડકવનસરખું કહેવું, પરન્તુ વિશેષ એ કે–આ વનમાં પંડકવન જેવી ચાર શિલાઓ નથી.

अवतरण:—હવે એ સોમનસવનની મેખલાસ્થાને અભ્યન્તરમેરૂપર્વતનો અને બાહ્યમેરૂપર્વતનો વિષ્કંભ કેટલો? તે આ ગાથામાં કહેવાય છે:—

**तब्बाहिरिविक्खंभो, बायालसयाइं दुसयरिजुआइं ।**
**अट्ठेगारसभागा, मज्झे तं चेव सहसूणं ॥ १२१ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| तद् बाहिरि–તે વનનો બહારનો | अट्ठ इगारसभागा–અગિઆરીઆ આઠભાગ |
| बायालसयाइं–બેંતાલીસ સો | तं–તે બાહ્યવિષ્કંભ |
| दुसयरि जुआइं–બ્હોતર યુક્ત | सहसऊणं–હજારયોજન ન્યૂન |

**સંસ્કૃત અનુવાદ.**

**तद्बाह्यविष्कंभो द्विचत्वारिंशच्छतानि द्विसप्ततियुक्तानि ।**
**अष्टौ एकादशभागा मध्ये सैव सहस्रोनः ॥ १२१ ॥**

गाथार्थ:—તે સૌમનસવનનો બાહ્યવિષ્કંભ બેંતાલીસસો બ્હોત્તર યોજન અને અગીઆરિઆ આઠભાગ જેટલો છે, અને મધ્યમાંનો–અભ્યન્તર વિષ્કંભ એજ બાહ્યવિષ્કંભમાંથી હજારયોજન ન્યૂન કરીએ તેટલો છે. ( ૩૨૭૨$\frac{૮}{૧૧}$ યોજન છે. ] ॥ ૧૨૧ ॥

विस्तरार्थ:— એ સોમનસવનની મેખલામાં અતિમધ્યભાગે મેરૂપર્વત છે, તે अभ्यन्तरमेरु કહેવાય, અને એ અભ્યન્તરમેરૂની ચારે બાજુ વલયાકારે ફરતું સોમનસવન છે, તે ૫૦૦ યોજન વલયવિષ્કંભવાળું છે. અથવા અભ્યન્તરમેરૂની સર્વબાજુ વલયાકારે વીંટાયલી ૫૦૦ યોજન પહોળી મેખલા છે, અને તે મેખલામાં સોમનસવન સંપૂર્ણવ્યાપ્ત હોવાથી વન પણ ૫૦૦ યોજન પહોળું છે.

વળી એ મેખલા તે પણ નીચેથી ઉપર આવતો મેરૂપર્વતનોજ એક સપાટભૂમિભાગ છે, જેથી વનનો બન્ને પર્યન્તભાગ સુધીમાંનો જે મેરૂ તે બાહ્યમેરુ કહેવાય, માટે અહિં અભ્યન્તરમેરૂનો જે વિષ્કંભ હોય તેમાં વનનો બે બાજુનો વિષ્કંભ ઉમેરતાં બાહ્યમેરૂનો પણ વિષ્કંભ પ્રાપ્ત થાય છે, જેથી અહિં સોમનસવનની મેખલામાં અભ્યન્તરમેરૂ ૩૨૭૨$\frac{૮}{૧૧}$ યોજન છે, અને વનના બે બાજુના ૫૦૦–૫૦૦ યોજન ઉમેરીએ તો ૪૨૭૨$\frac{૮}{૧૧}$ યોજન બાહ્યમેરૂનો વિષ્કંભ આવે અથવા બાહ્યમેરૂના ૪૨૭૨$\frac{૮}{૧૧}$ વિષ્કંભમાંથી વનના ૧૦૦૦ યોજન બાદ કરીએ તો અભ્યન્તરમેરૂનો ૩૨૭૨$\frac{૮}{૧૧}$ વિષ્કંભ આવે.

## ॥ મેરૂપર્વતની $\frac{૧}{૧૧}$ ભાગની હાનિવૃદ્ધિ. ॥

અહિં સોમનસવનની મેખલામાંનો મધ્યવર્તી મેરૂ ૩૨૭૨$\frac{૮}{૧૧}$ કહ્યો તે મેરૂની $\frac{૧}{૧૧}$ ભાગની હાનિવૃદ્ધિના કારણથી છે, તે હાનિવૃદ્ધિ આ પ્રમાણે:—

મેરૂપર્વત સમભૂતલસ્થાને ૧૦૦૦૦ (દશહજાર) યોજન વિસ્તારવાળો છે, અને શિખરસ્થાને ૧૦૦૦ યોજન વિસ્તારવાળો છે, જેથી ૧૦૦૦૦માંથી ૧૦૦૦ બાદ કરતાં શેષ ૯૦૦૦ યોજન રહ્યા તેને મેરૂની [ સમભૂતલથી શિખર સુધીની ] ૯૯૦૦૦ યોજનવડે ભાગતાં પ્રથમ બન્ને રકમની ત્રણ ત્રણ શૂન્ય અપવર્તતાં $\frac{૯}{૯૯}=\frac{૯}{૯૯}$ યોજન તેને ૯થી છેદાપવર્તન કરતાં $\frac{૧}{૧૧}=\frac{૧}{૧૧}$ આવ્યા. જેથી એક અંગુલાદિક ઉપર ચઢતાં $\frac{૧}{૧૧}$ અંગુલાદિક ઘટે, અને ઉપરથી ઉતરતાં એટલુંજ વધે. એ પ્રમાણે સોમનસવન સમભૂમિથી ૬૩૦૦૦ યોજન ઉપર ચઢતાં આવે છે માટે ૬૩૦૦૦ ને ૧૧ વડે ભાગતાં એ આવેલા ૫૭૨૭ યો. અને અગિઆરીઆ ૩ ભાગને સમભૂમિ સ્થાનવર્તી મેરૂના ૧૦૦૦૦ યોજનમાંથી બાદ કરતાં ૪૨૭૨ યોજન અને અગિઆરીઆ ૮ ભાગ આવ્યા. અને તેમાંથી ૧૦૦૦ યોજન બે બાજુના મળીને સોમનસવનના બાદ કરતાં ૩૨૭૨–૮ અભ્યન્તરમેરૂનો વિસ્તાર પ્રાપ્ત થયો એ રીતે નંદનવનમાં પણ બે વિષ્કંભ ગણાશે.

૧૧ ) ૬૩૦૦૦ ( ૫૭૨૭ યોજન
૫૫
૦૮૦
૭૭
૩૦ =૫૭૨૭$\frac{૩}{૧૧}$ યોજન
૨૨
૮૦
૭૭
૦૩ યોજન શેષ.

૧૦૦૦૦
બાદ ૫૭૨૭–૩
યો. ૪૨૭૨–૮ બાહ્યમેરૂ સૌમનસમેખલાએ
યો. ૧૦૦૦ વનનો બે બાજુનો વિસ્તાર બાદ
૩૨૭૨–૮ અભ્યન્તરમેરૂનો વિષ્કંભ

અથવા શિખરથી નીચે ૩૬૦૦૦ યોજન ઉતરતાં સોમનસ વન આવે છે માટે ૩૬૦૦૦ને ૧૧વડે ભાગતાં ૩૨૭૨ યોજન ૮ ભાગ આવે એજ અભ્યન્તરમેરૂનો વિષ્કંભ જાણવો. અને તેમાં બે બાજુનો વનવિષ્કંભ ૧૦૦૦ યોજન ઉમેરતાં યો.૪૨૭૨ ભા. $\frac{8}{11}$ તે બાહ્યમેરૂનો વિષ્કંભ જાણવો. એ રીતે આગળ કહેવાતા નંદનવનમાં પણ બે વિષ્કંભ ગણવા. એ રીતે દરેક યોજન $\frac{1}{11}$ ( એક અગિઆરાંશ યોજન એટલે એક યોજનના અગિઆર ભાગ કરીએ તેમાંના ૧ભાગ જેટલી હાનિવૃદ્ધિ મેરૂપર્વતની જાણવી.

## ॥ મેરૂની હાનિવૃદ્ધિ कर्णगतिने અનુસારે. ॥

ઉપર કહેલી $\frac{1}{11}$ની હાનિ અથવા વૃદ્ધિ તે કર્ણગતિએ વિચારવી એટલે સમભૂતલથી શિખરસુધી દોરીલગાડીને ગણવી, જેથી એ દોરીની સપાટીથી જ્યાં જ્યાં ન્યૂન મેરૂ હોય એટલે આકાશ માત્ર હોય તોપણ તે આકાશને મેરૂપર્વત તરીકે ગણવું, અને અધિક નિકળેલો ભાગ આકાશતરીકે ગણવો, જેથી વનની મેખલાઓમાં થતી એકસામટી ઘણી હાનિ હોવા છતાં પણ વિરોધ ગણાય નહિં. કેવળ મેરૂપર્વતને અંગેજ નહિં પરન્તુ દરેક પર્વતકૂટ આદિકની હાનિવૃદ્ધિઓ સર્વત્ર કર્ણગતિ પ્રમાણેજ વિચારવી ॥ ૧૨૧ ॥

अवतरण:—હવે આ ગાથામાં સોમનસવનની નીચે આવેલા नंदनवननुं સ્વરૂપ કહે છે:—

**तत्तो सड्ढदुसट्ठी—सहसेहिं णंदणंपि तह चेव ।**
**णवरि भवणपासायं—तरट्ठदिसिकुमरिकूडा वि ॥१२२॥**

### શબ્દાર્થ:—

तत्तो-તે સોમનસવનથી
सड्ढदुसट्ठीसहस्सेहिं—સાડી બાસઠ હજાર યોજન નીચે
णंदणं अपि—નંદનવન પણ
तह चेव—તેવાજ પ્રકારનું છે.
णवरि—પરન્તુ વિશેષ એ કે
भवणपासायअंतर—જિનભવન અને પ્રાસાદના આંતરામાં
अट्ठ—આઠ
दिसिकुमरि—દિશાકુમારીઓનાં
कूडा अवि—કૂટ પણ છે.

### સંસ્કૃત અનુવાદ.

**ततः सार्धद्विषष्टिसहस्रैर्नन्दनमपि तथा चैव [ तथैव ] ।**
**नवरं भवनप्रासादान्तराष्टदिग्कुमारीकूटान्यपि ॥ १२२ ॥**

ગાથાર્થ:—ત્યારબાદ તે સૌમનસવનથી સાડીબાસઠહજાર યોજન નીચે નન્દનવન છે, તે પણ તેવાજ પ્રકારનું છે, પરન્તુ વિશેષ એ છે કે-જિનભવન અને પ્રાસાદ એ બેના આંતરે આંતરે એકેક મળી દિશાકુમારીઓનાં આઠ ગિરિકૂટ છે. ॥ ૧૨૨ ॥

विस्तरार्थ:—હવે મેરૂપર્વતઉપરના નંદનવનનુંસ્વરૂપ કહેવાય છે તે આ પ્રમાણે

## ॥ સમભૂમિથી ૫૦૦ યોજન ઉપર મેરૂપર્વતમાં નન્દનવન ॥

સોમનસવનથી નીચે ૬૨૫૦૦ યોજન ઉતરીએ ત્યાં અથવા મેરૂની સમભૂતલ પૃથ્વીથી ( નીચેના ભૂમિતલથી ) ઉપર ૫૦૦ યોજન ચઢીએ ત્યાં નન્દનવન નામનું સુંદર વન આવે છે,તે પણ સૌમનસવન સરખું છે, એટલે નંદનવનમાં અભ્યન્તરમેરૂથી ૫૦ યોજન દૂર ચારે દિશામાં ચાર જિનભુવન છે, અને ચાર વિદિશાઓમાં સ્વદિશિઈન્દ્રના ચાર દેવપ્રાસાદ ચાર દિશાએ ચાર ચાર વાવડી સહિત છે, ( જેમાં દક્ષિણતરફના બે પ્રાસાદ સૌધર્મઈન્દ્રના અને ઉત્તરતરફની બે વિદિશાના બે પ્રાસાદ ઇશાનઇન્દ્રના છે. ) એ પ્રાસાદો તથા જિનભવનોનું પ્રમાણ પંડકવનમાં કહેલા જિનભવન અને પ્રાસાદોસરખું-તુલ્ય જાણવું. તથા નન્દનવનનો કોઇપણ બાજુનો વલયવિષ્કંભ ( વનવિસ્તાર ) સંપૂર્ણ ૫૦૦ યોજન છે, વળી આ નન્દનવન તે મેરૂપર્વતની पहेली मेखला કહેવાય.

## ॥ નંદનવનમાં ઊર્ધ્વલોકની ૮ દિશાકુમારીઓ ॥

આ નંદનવનમાંના ૪ જિનભવન અને ૪ ઈન્દ્રપ્રાસાદોના આઠ આંતરામાં એકેક કૂટ ૫૦૦-૫૦૦ યોજન ઉંચું ૫૦૦ યોજન મૂળવિસ્તાર અને ૨૫૦ યોજન શિખર વિસ્તારવાળું છે, તે દરેક [1]કૂટ ઉપર એકેક દિશાકુમારીનો નિવાસ છે, જેથી આઠ આંતરામાં આઠ દિશાકુમારીઓ રહે છે. તેનો અનુક્રમ આ પ્રમાણે-

૧ પૂર્વદિશાનું જિનભવન અને ઈશાનવિદિશાનો પ્રાસાદ એ બેની વચ્ચે નન્દન નામના કૂટ ઉપર मेघंकरा देवी નામની દિશાકુમારી રહે છે. ૨ પૂર્વ જિનભવન અને અગ્નિકોણનો પ્રાસાદ, એ બેની વચ્ચે મંદરકૂટ ઉપર मेघवती देवी, ૩ અગ્નિકોણપ્રાસાદ અને દક્ષિણનું જિનભવન એ બેની વચ્ચે નિષધકૂટ ઉપર सुमेघा देवी, ૪ દક્ષિણજિનભવન અને નૈઋતીપ્રાસાદની વચ્ચે હેમવતકૂટ ઉપર मेघमालिनी देवी, ૫ નૈઋતીપ્રાસાદ અને પશ્ચિમજિનભવનની વચ્ચે રજતકૂટ

૧ ચારસો સડસઠ ગિરિકૂટમાં મેરૂકૂટ અથવા નંદનકૂટના નામથી ગણાય છે તેજ આ આઠ કૂટ છે.

ઉપર सुवत्सा देवी, ૬ પશ્ચિમજિનભવન અને વાયુકોણનો પ્રાસાદ એ બે વચ્ચે રૂચકકૂટ ઉપર वत्समित्रा देवी, ૭ વાયવીપ્રાસાદ અને ઉત્તરજિનભવનની વચ્ચે સાગરચિત્રકૂટ ઉપર बलाहका देवी, અને ૮ ઉત્તરજિનભવન તથા ઇશાનીપ્રાસાદ એ બેની વચ્ચે વજ્રકૂટ ઉપર वारिषेणा અથવા वज्रसेना देवी રહે છે, એ આઠે દેવીઓ દિશાઓની અધિષ્ઠાત્રી હોવાથી, અને કુમારવત્ ક્રીડાપ્રિય તથા કુમાર સરખા લાવણ્યવાળી હોવાથી दिशाकुमारी કહેવાય છે. વળી સમભૂતલથી ૯૦૦ યોજનઉપર સુધી તીર્ચ્છાલોક અને તેથી ઉપરાન્ત ઊર્ધ્વલોક કહેવાય છે, જેથી આ દેવીઓનો કૂટઉપરનો નિવાસ ૧૦૦૦ યોજન ઉંચો હોવાથી [ ૫૦૦ યોજન ચઢતાં નંદનવન છે, અને તે ઉપર ૫૦૦ યોજનનાં કૂટ છે માટે ૧૦૦૦ યોજન ઉપર રહેવાથી ] ऊर्ध्वलोकवासिनी ગણાય છે, એ આઠે દિશાકુમારીઓ અને બીજી ૪૮ દેવીઓ હજી આગળ કહેવાશે તે સર્વમળી ૫૬ દિશાકુમારીદેવીઓ ભવનપતિનિકાયની છે, દરેકનું પલ્યોપમ સંપૂર્ણ આયુષ્ય છે, અને રાજધાનીઓ પોતપોતાની દિશામાં બીજા જંબૂદ્વીપને વિષે છે. તે સર્વ રાજધાનીઓ વિજયરાજધાની સરખી ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે. શ્રી જિનેન્દ્રોના જન્મસમયે ચલાયમાન થયેલા આસનથી જન્મજાણીને ત્યાં આવી જળ તથા પુષ્પોના મેઘ પ્રસૂતિગૃહ રચવાને સ્થાને વર્ષાવે છે.

## ॥ નંદનવનમાં ૯ મું [1]બલકૂટ નામનું સહસ્રાંકકૂટ ॥

વળી આ વનમાં ઇશાનીપ્રાસાદથી પણ ઇશાનદિશામાં बलकूट નામનું નવમું કૂટ છે, તે ૧૦૦૦ યોજન ઉંચુ, ૧૦૦૦ યોજન મૂળવિસ્તાર તથા ૫૦૦ યોજન શિખરવિસ્તારવાળું તથા बल નામના દેવના આધિપત્યવાળું છે, અને હજાર યોજન ઉંચું હોવાથી सहस्रांक કહેવાય છે. વિશેષ સ્વરૂપ ૪૬૭ ગિરિકૂટના પ્રસંગે ૭૦ મી ગાથામાં ૩ સહસ્રાંકકૂટ કહ્યા છે, ત્યાંથી જાણવું. અહિં ઇશાનીપ્રાસાદ અને ઉત્તરજિનભવનની વચ્ચે એક દિશાકુમારીકૂટ અને એક સહસ્રાંકકૂટ મળી બે કૂટ આવ્યાં છે, તેમાં પહેલું સહસ્રાંકકૂટ ( બલકૂટ ), ત્યારબાદ દિશાકુમારીકૂટ ત્યારબાદ ઉત્તરજિનભવન, એ અનુક્રમે છે.

## ॥ ૯ નંદનકૂટોનો કંઇક ભાગ આકાશમાં નિરાધાર ॥

દિશાકુમારીનાં ૮ કૂટ અભ્યન્તરમેરૂથી ૫૦ યોજન દૂર છે, અને ૫૦૦ યોજન મૂળવિસ્તારવાળાં છે. અને નન્દનવન કેવળ ૫૦૦ યોજન વિસ્તારવાળુંજ છે, જેથી ૫૦ યોજન જેટલો ભાગ વનથી બહાર આકાશમાં નિકળીને નિરાધાર

૧ સહસ્રાંકકૂટ પ્રસંગે સ્વરૂપ કહ્યું છે તો પણ સ્થાનની અશૂન્યતાર્થે અહિં કિંચિત્ સ્વરૂપ કહ્યું.

રહેલો છે. અને ૧૦૦૦ યોજન મૂળવિસ્તારવાળું બલકૂટ ૫૦૦ યોજનજેટલું વનથી બહાર નિકળી આકાશમાં અધર રહ્યું છે.

अवतरण:—હવે નન્દનવન રૂપ પહેલી મેખલાને સ્થાને મેરૂપર્વતનો અભ્યન્તરવિસ્તાર તથા બાહ્યવિસ્તાર ( અથવા અભ્યન્તરમેરૂનો અને બાહ્યમેરૂનો વિસ્તાર ) કહે છે—

**णवसहस्सणवसयाइं, चउपन्ना छच्चिगारभागा य ।**
**णंदणबहिविक्खंभो, सहसूणो होइ मज्झंमि ॥ १२३ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| णवसहस्सणवसयाइं—નવહજાર નવસો | णंदणबहि—નંદનવનનો બહારનો |
| चउपन्ना—ચોપન | विक्खंभो—વિસ્તાર |
| छ च—અને છ | सहस ऊणो—હજાર યોજન ન્યૂન |
| इगारभागा—અગિઆરીઆ ભાગ | मज्झंमि—વનની અંદરના મેરૂનો |

**સંસ્કૃત અનુવાદ.**

**नवसहस्रनवशतानि चतुष्पंचाशत् च, षट्चैकादशभागाश्च ।**
**नंदनबहिर्विष्कंभः सहस्रोनो भवति मध्ये ॥ १२३ ॥**

गाथार्थ:—નંદનવનસ્થાને મેરૂપર્વતનો બહારનો વિસ્તાર નવહજાર નવસો ચોપન યોજન અને અગિઆરિઆ ૬ ભાગ જેટલો છે, અને વનની અંદરના મેરૂનો વિષ્કંભ હજારયોજન ન્યૂન છે ॥ ૧૨૩ ॥

विस्तरार्थ:—નંદનવન સમભૂમિથી ૫૦૦ યોજન ઉપર છે, અને દર યોજને $\frac{૧}{૧૧}$ ભાગ ઘટતો હોવાથી [ $૫૦૦\times\frac{૧}{૧૧}=\frac{૫૦૦}{૧૧}=$ ] ૪૫$\frac{૫}{૧૧}$ યોજનને સમભૂમિસ્થાને રહેલા મેરૂના ૧૦૦૦૦ વિસ્તારમાંથી બાદ કરતાં ૯૯૫૪ યોજન અને અગિઆરીઆ ૬ ભાગ જેટલો બાહ્યમેરૂનો વિષ્કંભ—

| | | | |
|---|---|---|---|
| | ૧૦૦૦૦ | | ૯૯૫૪–૬ બાહ્યવિસ્તારમાંથી |
| બાદ | ૪૫–૫ | બાદ | ૧૦૦૦ વનનો ઉભયવિસ્તાર |
| | ૯૯૫૪–૬ બાહ્યવિસ્તાર | | ૮૯૫૪–૬ અભ્યન્તર વિસ્તાર |

આવ્યો, અને તેમાંથી વનનો બન્ને બાજુનો ૫૦૦–૫૦૦ યોજન વિસ્તાર બાદ કરતાં નંદનવનની અંદરના મેરૂપર્વતનો વિસ્તાર ૮૯૫૪ યોજન અને અગિઆરીઆ ૬ ભાગ જેટલો આવ્યો.

અથવા સૌમનસવનના વર્ણનપ્રસંગે દર્શાવ્યા પ્રમાણે શિખરથી ૯૮૫૦૦ યોજન નીચે ઉતરતાં નંદનવન આવે છે માટે ૯૮૫૦૦ યોજનને ૧૧ વડે ભાગતાં ૮૯૫૪ યોજન-૬ ભાગ અભ્યન્તરમેરૂનો વિસ્તાર આવે, તેમાં વનના ૧૦૦૦ યો. ઉમેરતાં યો. ૯૯૫૪-૬ ભા. બાહ્યમેરૂનો વિસ્તાર આવે ॥ ૧૨૩ ॥

अवतरण:—હવે મેરૂપર્વતની સમભૂમિસ્થાને રહેલું भद्रशाल વન કહેવાય છે-

**तदहो पंचसएहिं, महिअलि तह चेव भद्दसालवणं ।**
**नवरमिह दिग्गय च्चिअ, कूडा वणवित्थरं तु इमं ॥ १२४ ॥**

**શબ્દાર્થ:—**

तद् अहो—તે નંદનવનની નીચે
पंचसएहिं—પાંચસો યોજન ઉતરતાં
महिअलि—મહિતલ ઉપર, ભૂમિ ઉપર
तहचेव—તેવાજ પ્રકારનું
भद्दसालवणं—ભદ્રશાલવન
नवरं इह—પરન્તુ અહિં વિશેષમાં
दिग्गय कूडा—દિગ્ગજકૂટ, કરિકૂટ, હસ્તિકૂટ
वण वित्थरं—વનનો વિસ્તાર
इमं—આ ( ૧૨૫ મી ગાથા ) પ્રમાણે.

**સંસ્કૃત અનુવાદ.**

**तदधः पंचशतैर्महीतले तथैव भद्रशालवनम् ।**
**नवरमत्र दिग्गजा एव कूटानि वनविस्तारस्त्वयम् ॥ १२४ ॥**

गाथार्थ:—તે નંદનવનની નીચે ૫૦૦ યોજન ઉતરતાં ભૂમિઉપર ભદ્રશાલ નામનું વન છે, તે પણ તેવાજ પ્રકારનું ( નન્દનવન સરખું ) છે. પરન્તુ વિશેષ એ છે કે અહિં ( દિશાકુમારીનાં કૂટોને બદલે ) દિગ્ગજ કૂટો છે, અને વનનો વિસ્તાર આ ( ૧૨૫ મી ગાથામાં કહેવાશે તે ) પ્રમાણે ॥ ૧૨૪ ॥

विस्तरार्थ:—હવે ભદ્રશાલ નામના વનનું સ્વરૂપ આ પ્રમાણે—

## ॥ ભૂમિ ઉપર મેરૂપર્વતનું भद्रशालवन ॥

મેરૂપર્વતની તલહટીસ્થાને ભૂમિઉપર ભદ્રશાલ નામનું વન નંદનવનથી ૫૦૦ યોજન નીચે છે. તેનું સ્વરૂપ પૂર્વે કહેલા નંદનવન સરખું છે, પરન્તુ નંદનવનમાં દિશાકુમારીનાં કૂટ છે, તો આ ભદ્રશાલવનમાં દિગ્ગજ નામનાં આઠ કૂટ કરિકૂટના નામથી પ્રસિદ્ધ છે, તથા નવમું બલકૂટ જેવું સહસ્રાંકકૂટ આ વનમાં નથી, એ તફાવત છે. તથા અહિં મેરૂની ચારે દિશાઓમાં સીતા તથા સીતોદા મહાનદીઓના પ્રવાહ મધ્યભાગમાં આવવાથી જિનભવનો બરાબર દિશામાં નથી,

પરન્તુ નદીઓના કિનારા ઉપર છે, અને વિદિશાઓમાં ચાર ગજદંતગિરિ આવવાથી પ્રાસાદો બરાબર વિદિશામાં નથી, પરન્તુ ગજદંતાગિરિની કિનારીઓ પાસે છે, માટે તે આઠે કરિકૂટ ચાર જિનભવન અને ચાર પ્રાસાદનું નિયતસ્થાન આ પ્રમાણે—

## ॥ ભદ્રશાલવનમાં કરિકૂટ જિનભવન અને પ્રાસાદોનાં સ્થાન ॥

ભદ્રશાલવન એ નદીઓના ચાર પ્રવાહવડે ચાર વિભાગવાળું થયું છે, પુનઃ દરેક વિભાગમાં એકેક ગજદંતગિરિનો દેશ–ભાગ આવવાથી ૮ વિભાગવાળું થયું છે, તેમાં પહેલો વિભાગ મેરૂથી ઈશાનકોણમાં માલ્યવંત ગજદંતગિરિ અને સીતાનદીનો પૂર્વસન્મુખ વહેતો પ્રવાહ એ બેની વચ્ચે છે, ત્યારબાદ દક્ષિણાવર્તના અનુક્રમપૂર્વક બીજો ત્રીજો આદિ આઠે વિભાગ યથાસંભવ જાણવા. એ પ્રમાણે એ આઠભાગમાં ચાર દિશિતરફના ચારભાગમાં મેરૂથી ૫૦ યોજન દૂર ચાર શાશ્વતજિનભવનો નદીના કિનારા ઉપર છે. અને કુરૂક્ષેત્ર તથા ગજદંતથી બહાર ચાર વિદિશિવિભાગમાં ચાર ઈન્દ્રપ્રાસાદ દરેક ચાર દિશાએ ચાર ચાર વાપિકા-યુક્ત છે. એ પ્રમાણે ચાર જિનભવનો અને ૪ પ્રાસાદો એ આઠના આઠ આંતરામાં હાથીના આકાર સરખાં આઠ ભૂમિકૂટ–પર્વતો છે, તે પણ મેરૂથી ૫૦ યોજન દૂર છે. તે આ પ્રમાણે—

ઉત્તરકુરૂની બહાર મેરૂથી ઈશાનકોણમાં સીતાનદીની ઉત્તરદિશિમાં પહેલો ઈશાન ઈંદ્રનો प्रासाद છે. ત્યારબાદ મેરૂથી પૂર્વે સીતાનદીની દક્ષિણદિશાએ जिनभवन છે, અને આ જિનભવનની બે બાજુએ ઉત્તરદક્ષિણમાં पद्मोत्तरकूट અને नीलवंतकूट છે, તથા દેવકુરૂની બહાર મેરૂના અગ્નિકોણમાં સીતાનદીની દક્ષિણ-દિશાએ સૌધર્મઈન્દ્રનો प्रासाद છે, તથા દેવકુરૂની અંદર સીતોદાના પ્રવાહથી પૂર્વે અને મેરૂની દક્ષિણદિશામાં जिनभवन છે, અને એ જિનભવનની બન્ને બાજુ ત્રીજો सुहस्ति करिकूट અને ચોથો अंजनगिरि करिकूट છે. તથા સીતોદાની દક્ષિણે અને મેરૂની ઉત્તરે દેવકુરૂથી બહાર સૌધર્મઈન્દ્રનો પ્રાસાદ છે, ત્યારબાદ સીતોદાની ઉત્તરે અને મેરૂની પશ્ચિમે जिनभवन છે, અને તેની બન્ને બાજુ પાંચમો कुमुद करिकूट તથા છઠ્ઠો पलाश करिकूट છે. તથા સીતોદાની ઉત્તરે અને મેરૂથી વાય-વ્યકોણમાં ઉત્તરકુરૂની બહાર ઈશાન ઇન્દ્રનો प्रासाद છે, ત્યારબાદ સીતાનદીના પૂર્વે અને મેરૂની ઉત્તરે તથા ઉત્તરકુરૂની અંદર जिनभवन છે. અને તેની બે બાજુએ સાતમો वतंसक करिकूट અને ૮ મો रोचनगिरि નામનો કરિકૂટ છે. એ આઠે ભૂમિકૂટ હસ્તિના આકારવાળા હોવાથી કરિકૂટ–દિગ્ગજકૂટ–હસ્તિકૂટ–ગજકૂટ ઈત્યાદિ નામથી ઓળખી શકાય છે. એ કરિકૂટો ઉપર તે તે નામવાળા એક પલ્યોપમના આયુષ્યવાળા દેવોના પ્રાસાદ છે, તેઓની રાજધાની બીજા જંબૂદ્વીપમાં વિજયદેવ સરખી ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે ॥ ૧૨૪ ॥

# ॥ भद्रशाल वननुं चित्र ॥

[ गा० १२४ १२५, पृ० २०८ ]

આ ભદ્રશાલ વનમાં મેરૂથી ૫૦ યોજન દૂર ચાર દિશાએ ૪ ચૈત્ય નદી પાસે છે, ૪ ઇન્દ્રપ્રાસાદ પર્વતોની પાસે છે, એ આઠના આઠ આંતરામાં ૮ કરિકૂટ છે, જેનો કેટલોક ભાગ વનમાં અને કેટલોક ભાગ કુરૂક્ષેત્રમાં છે.

उत्तर

दक्षिण

મેરૂથી ઉત્તર દક્ષિણ વન ૨૫૦ યોજન પહોળું છે, અને પૂર્વ પશ્ચિમ વન દરેક ૨૨૦૦૦-૨૨૦૦૦ યોજને દીર્ઘ છે. અને પહોળાઈમાં અનિયત છે.

દરેક ઇન્દ્રપ્રાસાદની ચાર દિશાએ ચાર ચાર વાવડીઓ છે.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

## भद्रशालवनमां ८ करिकूटनां स्थाननुं चित्र.

હવે ભદ્રશાલવનનું પ્રમાણ કેટલું ? તે આગળની ગાથામાં કહેવાશે.

अवतरण:—પૂર્વગાથામાં કરેલી સૂચનાપ્રમાણે ભદ્રશાલવનનું પ્રમાણ આ ગાથામાં કહેવાય છે—

**बावीससहस्साइं, मेरूओ पुव्वओ अ पच्छिमओ ।**
**तं चाडसीविहत्तं, वणमाणं दाहिणुत्तरओ ॥ १२५ ॥**

**શબ્દાર્થ:—**

बावीससहस्साइं—બાવીસ હજાર યોજન
तं—તે બાવીસહજારને
अडसी—અઠ્યાસીવડે
विहत्तं—વિભક્ત કરતાં, ભાગતાં

## સંસ્કૃત અનુવાદ.

**द्वाविंशतिसहस्राणि, मेरोः पूर्वतश्च पश्चिमतः ।**
**तच्चाष्टाशीतिविभक्तं वनमानं दक्षिणोत्तरतः ॥ १२५ ॥**

ગાથાર્થ:—મેરૂથી પૂર્વદિશામાં બાવીસ હજાર યોજન અને પશ્ચિમદિશામાં પણ બાવીસ હજાર યોજન જેટલું દીર્ઘ ભદ્રશાલ વન છે, અને તેને અઠ્યાસી વડે ભાગતાં જે આવે તેટલું વનનું પ્રમાણ દક્ષિણમાં અને ઉત્તર દિશામાં છે ॥૧૨૫॥

વિસ્તરાર્થ:—ભદ્રશાલવનનો દીર્ઘવિસ્તાર પૂર્વદિશામાં અને પશ્ચિમદિશામાં નદીઓના પ્રવાહને અનુસારે ૨૨૦૦૦-૨૨૦૦૦ યોજન છે, અને એ વિસ્તાર પૂર્ણ થયા બાદ વિજયો પ્રારંભાય છે, તથા દક્ષિણમાં દેવકુરૂક્ષેત્રની અંદર તથા ઉત્તર દિશામાં ઉત્તરકુરૂક્ષેત્રની અંદર ભદ્રશાલવનનો વિસ્તાર ઉત્તરદક્ષિણ ઈષુ પ્રમાણે ૮૮ મા ભાગ જેટલો એટલે *( ૨૫૦ યોજન ) છે. શેષભાગ કુરૂક્ષેત્રના યુગલિકોની વસ્તીવાળો છે, માટે તે શેષભાગમાં વન નથી. વળી મેરૂપર્વત ઉપરનાં ત્રણે વન વલય આકારનાં છે, અને આ વન જુદા પ્રકારના વિષમ ચોરસ આકારનું છે ॥ ૧૨૫ ॥

```
८८)२२०००(२५० યોજન
   १७६
   ----
    ४४०
    ४४०
    ----
    ००००
    ००००
    ----
    ००००
```

અવતરણ:—હવે મેરૂની ચાર વિદિશિમાં ચાર ગજદંતગિરિનું સ્વરૂપ કહેવાય છે—

**छव्वीस सहस चउसय-पणहत्तरि गंतु कुरुणइपवाया ।**
**उभओ विणिग्गया गयदंता मेरुम्मुहा चउरो ॥ १२५ ॥**

### શબ્દાર્થ—

गंतु-જઈને
कुरुणइपवाया-કુરૂક્ષેત્રની નદીના પ્રપાત-કુંડથી
उभओ-બન્ને બાજુ
विणिग्गया-નિકળેલા છે
मेरु उम्मुहा-મેરૂની સન્મુખ

---

* મેરૂથી ૫૦ યોજન દૂર અને ૫૦૦ યોજન મૂળ વિસ્તારવાળા આઠ કરિકૂટ તે ૨૫૦ યોજન જેટલા નાના વનમાં કેવી રીતે સમાય? એ પ્રશ્ન સ્વાભાવિક છે, અને તે સંબંધમાં નંદનવનમાંના નંદનકૂટોની માફક શાસ્ત્રમાં સ્પષ્ટતા કરી નથી, તો પણ સંભવે છે કે જેમ નંદનવનનાં ૯ કૂટનો દરેકનો કંઇક ભાગ આકાશમાં નિરાધાર રહ્યો છે તેમ અહિં પણ કરિકૂટનો ૩૦૦ યોજન જેટલો વિસ્તાર કુરૂક્ષેત્રમાં પ્રવેશેલો હોય, તો કંઈ વિરોધ સમજાતો નથી, અને એ વિસ્તાર ભૂમિઉપર જ હોવાથી શાસ્ત્રકારે સ્પષ્ટતા ન કરી હોય તો તે સંભવિત છે.

## સંસ્કૃત અનુવાદ.

**षड्विंशतिसहस्रचतुःशतपंचसप्ततिं गत्वा कुरुनदीप्रपातात् ।**
**उभयतो विनिर्गता गजदन्ता मेरून्मुखाश्चत्वारः ॥ १२६ ॥**

गाथार्थः—કુરૂક્ષેત્રમાં વહેતી નદીઓના પ્રપાતથી ૨૬૪૭૫ યોજન દૂર જતાં બન્ને બાજુએ ચાર ગજદંત પર્વતો મેરૂપર્વતની સન્મુખ નિકળ્યા છે ॥૧૨૬॥

विस्तरार्थः—દેવકુરૂક્ષેત્રમાં સીતોદામહાનદીનો સીતોદાપ્રપાત નામનો કુંડ નિષધપર્વતની નીચે છે, તે [1]કુંડથી પૂર્વદિશામાં નિષધની કિનારી કિનારીએ ૨૬૪૭૫ યોજન દૂર જઇએ ત્યારે ત્યાં નિષધપર્વતમાંથી નિકળેલો सोमनस गजदंत નામનો પર્વત મેરૂની સન્મુખ હસ્તિના દાંતસરખા વક્રઆકારે જાય છે. गज=હસ્તિના दंत=દંતૂશળસરખો વક્ર હોવાથી ગજદંતગિરિ કહેવાય છે. તથા તેજ સીતોદા પ્રપાતકુંડથી પશ્ચિમદિશામાં એટલા જ યોજન દૂર જતાં ત્યાંથી નિષધપર્વતમાંથી विद्युत्प्रभ गजदंत પર્વત તેવાજ આકારે નિકળ્યો છે. તથા ઉત્તર કુરૂક્ષેત્રમાં વહેતી સીતામહાનદીનો સીતાપ્રપાતકુંડ નીલવંતપર્વતની નીચે છે, ત્યાંથી પશ્ચિમ-દિશામાં તેટલા યોજન દૂર गंधमादन गजदंतગિરિ નીલવંતપર્વતમાંથી તેવાજ આકારે નિકળ્યો છે, અને એજ કુંડની પૂર્વદિશામાં એટલા યોજન દૂર જતાં ત્યાં નીલ-વંતપર્વતમાંથી माल्यवंत गजदंतગિરિ તેવાજ આકારે નિકળ્યો છે. એ પ્રમાણે મેરૂની દક્ષિણ તરફ નિષધમાંથી નિકળેલા બે અને ઉત્તરતરફ નીલવંતમાંથી નિકળેલા બે મળી ચાર ગજદંતગિરિ મેરૂસન્મુખ દીર્ઘઆકારવાળા છે, એનો વાસ્તવિકઆકાર ૧૨૯ મી ગાથામાં કહેવાશે. એ ચારે ગજદંતગિરિ મેરૂપર્વતની ચાર વિદિશિએ રહેલ છે તે ૧૨૭ મી ગાથામાં કહેવાશે. તથા એનું પ્રમાણઆદિ વિશેષસ્વરૂપ આગળની ગાથાઓમાં કહેવાશે. ॥ ૧૨૬ ॥

अवतरणः—એ ચાર ગજદંતપર્વતો કઇ દિશામાં અને કેવા વર્ણવાળા છે તે આ ગાથામાં કહે છે—

**अग्गेयाईसु पयाहिणेण सिअरत्तपीतनीलाभा ।**
**सोमणस विज्जुप्पह गंधमायण मालवंतक्खा ॥ १२७ ॥**

---

૧ અહિં " કુંડથી એટલે કુંડમાં પડતા પ્રપાતથી એટલે નદીના ૫૦ યોજન જેટલા પ્રવાહથી " એવો અર્થ લેવો.

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| अग्गेय आईसु–અગ્નિકોણ આદિ વિદિશામાં | सिअ–શ્વેતવર્ણવાળો |
| पयाहिणेण–પ્રદક્ષિણાવર્તના અનુક્રમ પ્રમાણે | नीलआभा–નીલવર્ણની કાંતિવાળો |
| | मालवंत अक्खा–માલ્યવંત નામનો |

## સંસ્કૃત અનુવાદ.

**आग्नेय्यादिषु प्रादक्षिण्येन श्वेतरक्तपीतनीलाभाः ।**
**सौमनसविद्युत्प्रभगंधमादनमाल्यवंताख्याः ॥ १२७ ॥**

गाथार्थः—અગ્નિકોણઆદિ વિદિશાઓમાં પ્રદક્ષિણાવર્તક્રમ પ્રમાણે સોમનસ વિદ્યુત્પ્રભ ગંધમાદન અને માલ્યવંત એ નામના ચાર પર્વતો અનુક્રમે શ્વેત રક્ત પીત અને નીલવર્ણની કાંતિવાળા છે ॥ ૧૨૭ ॥.

विस्तरार्थः—મેરૂપર્વતથી અગ્નિકોણે सोमनस गजदंत ગિરિ રૂપાનો હોવાથી શ્વેતવર્ણવાળો છે, નૈઋત્યકોણમાં विद्युत्प्रभ गजदंतગિરિ તપનીય સુવર્ણનો હોવાથી રક્તવર્ણનો છે, વાયવ્યકોણમાં गंधमादन गजदंतગિરિ પીતરત્નમય હોવાથી પીતવર્ણનો છે, [ મતાન્તરે સુવર્ણમય કહ્યો છે, તેમજ સર્વરત્નમય પણ કહ્યો છે ]. તથા ઈશાનકોણમાં माल्यवंत गजदंतગિરિ વૈડૂર્યરત્નનો હોવાથી નીલવર્ણનો છે. એ પ્રમાણે ચારે ગજદંતપર્વતોનાં નામ તથા વર્ણ કહ્યા.

સૌમનસપર્વતઉપર પ્રશાન્તચિત્તવાળા દેવદેવીઓ વસે છે તેથી અથવા સૌમનસનામનો દેવ અધિપતિ હોવાથી સૌમનસ નામ છે, તથા ગંધમાદનપર્વત ઉપરની કોષ્ઠપુટાદિ વનસ્પતિઓમાંથી ઉત્તમ ગંધ પ્રસરે છે, અથવા ગંધમાદન નામનો અધિપતિ દેવ છે માટે ગંધમાદન નામ છે, વિદ્યુત્પ્રભપર્વત દૂરથી વિજળીના પ્રકાશસરખો દેખાય છે માટે, અથવા વિદ્યુત્પ્રભ નામનો દેવ અધિપતિ છે માટે વિદ્યુત્પ્રભ નામ છે, તથા માલ્યવંતપર્વત પવનથી વિખરાયલા અનેક પુષ્પોથી ઉપરની શોભિતી ભૂમિવાળો છે, અથવા માલ્યવાન્ નામનો દેવ અધિપતિ છે માટે માલ્યવંત નામ છે. એ ચારે દેવો પલ્યોપમના આયુષ્યવાળા છે, તેઓની રાજધાનીઓ પોતપોતાની દિશિમાં બીજા જંબૂદ્વીપને વિષે ૧૨૦૦૦ યોજનના વિસ્તાર વાળી છે ॥ ૧૨૭ ॥.

अवतरणः—એ ચાર ગજદંતગિરિઉપર અધોલોકવાસી આઠ દિશાકુમારીનાં કૂટ છે તે કહેવાય છે—

**अहलोअवासिणीओ दिसाकुमारीओ अट्ठ एएसिं ।**
**गयदंतगिरिवराणं, हिट्ठा चिट्ठंति भवणेसु ॥ १२८ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| अहलोअ–અધોલોકમાં | एएसिं–એ ( ગજદંતપર્વતોની ) |
| वासिणीओ–વસનારી | चिट्ठंति–રહે છે. |

### સંસ્કૃત અનુવાદ.

**अधोलोकवासिन्योऽष्टौ दिक्कुमार्य एतेषां ।**
**गजदंतगिरिवराणामधस्तिष्ठंति भवनेषु ॥ १२८ ॥**

गाथार्थ:—અધોલોકનિવાસિની ૮ દિશાકુમારીઓ આ ગજદંતપર્વતોની નીચે ભવનોમાં રહે છે [ અને પર્વતો ઉપર તેનાં ૮ કૂટ છે–એ સંબંધ ] ॥ ૧૨૮ ॥

विस्तरार्थ:—સોમનસગિરિઉપર ૭ કૂટ છે, તેમાં પાંચમા અને છઠ્ઠા કૂટ ઉપર સુવત્સા અને વત્સમિત્રા નામની બે દિક્કુમારી રહે છે, તથા વિદ્યુત્પ્રભ ઉપર નવકૂટ છે, તેમાં પાંચમા અને છઠ્ઠા કૂટઉપર પુષ્પમાલા અને અનિંદિતા નામની બે દિશાકુમારી દેવીઓ રહે છે, તથા ગંધમાદનપર્વતઉપર સાતકૂટ છે, તેના પાંચમા અને છઠ્ઠા કૂટઉપર ભોગંકરા અને ભોગવતી નામની બે દેવીઓ રહે છે, અને માલ્યવંતગજદંતઉપર ૯કૂટ છે તેના પાંચમા છઠ્ઠા કૂટઉપર સુભોગા અને ભોગમાલિની એ બે દિશાકુમારી દેવીઓ રહે છે. એ પ્રમાણે ગંધમાદનથી ગણતાં ભોગંકરા–ભોગવતી-સુભોગા–ભોગમાલિની–સુવત્સા–વત્સમિત્રા–પુષ્પમાલા–અનિંદિતા એ નામની આઠે દિશાકુમારીદેવીઓનાં એ કૂટઉપર પોતપોતાના પ્રાસાદો છે, અને એજ કૂટોની નીચે ભવનપતિનિકાયમાં પોતાનાં બે બે ભવનો છે. અને રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં પોતપોતાની દિશિમાં ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે. શ્રી જિનેન્દ્રોના જન્મસમયે આસનચલાયમાન થતાં અવધિજ્ઞાનથી શ્રી જિનેન્દ્રોનો જન્મ જાણીને પરિવાર સહિત શીઘ્ર જન્મસ્થાને આવી સંવર્ત્તવાયુથી એક યોજનભૂમિસ્વચ્છ કરી પ્રભુની માતા માટેનું સૂતિકાગ્રહ રચે છે, એ મુખ્યકાર્ય છે.

તથા નીચે ૯૦૦ યોજન સુધીનો તીર્છાલોક ગણાય છે, અને તેથી નીચેનો ભાગ સર્વ અધોલોક કહેવાય છે, જેથી આ દેવીઓનાં બે બે ભવનો ૯૦૦ યોજનથી ઘણે નીચે ભવનપતિનિકાયમાં [ કૂટોની નીચે સમશ્રેણિએ ] આવેલાં હોવાથી **એ દેવીઓ अधोलोक निवासिनी એવા વિશેષણથી ઓળખાય છે.**

તથા ગજદંત ગિરિઉપરનાં કૂટોનું સર્વ સ્વરૂપ ૪૬૭ ગિરિકૂટના વર્ણન પ્રસંગે ૭૦મી તથા ૭૬મી ગાથાના વિસ્તરાર્થમાં કહેવાઇ ગયું છે, માટે અહિં પુનઃ કહેવાશે નહિં ॥ ૧૨૮ ॥

अवतरणः—હવે આ ગાથામાં ગજદંતગિરિઓનું પ્રમાણ તથા આકાર કહેવાય છે.

**धुरि अंते चउपणसय, उच्चाति पिहुत्ति पणसयाऽसिसमा ।**
**दीहात्ति इमे छकला,दुसय णवुत्तर सहसतीसं ॥ १२९ ॥**

## શબ્દાર્થઃ—

धुरि—પ્રારંભમાં
चउपणसय—ચારસો અને પાંચસો
असिसमा—ખડ્ગસરખા
इमे—એ ચારગિરિ
णव उत्तर—નવ અધિક

## સંસ્કૃત અનુવાદ.

**धुर्यन्ते चतुष्पंचशतानि उच्चत्वे पृथुत्वे पंचशतान्यसिसमाः ।**
**दीर्घत्वे इमे षड्कलाधिके नवाधिके द्वे शते त्रिंशत्सहस्राणि ॥ १२९ ॥**

गाथार्थः—એ ચારે પર્વતો પ્રારંભમાં ૪૦૦ યોજન ઉંચા અને પર્યન્તે ૫૦૦ યોજન ઉંચા તથા પ્રારંભમાં ૫૦૦ યોજન પહોળા અને પર્યન્તે ખડ્ગની ધાર સરખા પાતળા છે, અને લંબાઇમાં ૩૦૨૦૯ યોજન ૬કળા જેટલા દીર્ઘ છે ॥ ૧૨૯ ॥

विस्तरार्थः—એ ચારે પર્વતો નિષધ અને નીલવંતપર્વત પાસેથી એવી રીતે નિકળ્યા છે કે જાણે એ બે પર્વતના ફાંટા નિકળ્યા હોય એવા દેખાય છે, અને જ્યાંથી નીકળ્યા છે તે પ્રારંભના સ્થાને નિષધ નિલવંત સરખાજ ૪૦૦ યોજન ઉંચા છે, અને ૫૦૦ યોજન પહોળા છે, ત્યાર બાદ અનુક્રમે ઉંચાઈ વધતાં વધતાં અને વિસ્તાર ઘટતાં ઘટતાં મેરૂપર્વતની પાસે ૫૦૦ યોજન *ઉંચા પરન્તુ પહોળાઈ કંઇ [1]નહિં એવા થયા, અર્થાત્ પર્યન્તે ઉંચાઈ ૧૦૦ યોજન અધિક વધી, પરન્તુ જાડાઇમાં તો ખડ્ગની ધાર જેટલા [2]પાતળા થયા. તથા નિષધ

* ઉંડાઇ પણ પ્રારંભમાં ૧૦૦ યોજન અને મેરૂ પાસે ૧૨૫ યોજન ( ભૂમિમાં ઉંડા ) છે.

૧–૨ અર્થાત્ અંગુલના અસંખ્યાતમાભાગ જેટલા પાતળા થયા છે.

નીલવંતથી મેરૂસુધીની લંબાઇ ૩૦૨૦૯$\frac{૬}{૧૯}$ [1]યોજન છે. જેથી ઉંચાઈમાં અશ્વસ્કંધ સરખોપણ આકાર ગણાય. અને એકંદર હસ્તિના દંતૂશળ સરખા આકારવાળા છે.

अवतरणः—હવે એ કહેલા ગજદંતગિરિઓનાં બે બે ગજદંત વચ્ચે એક એક कुरुक्षेत्र આવેલું છે તેનું પ્રમાણ તથા આકાર વિગેરે આ ગાથામાં કહે છે—

**ताणंतो देवुत्तरकुराओ चंदद्धसंठिउ दुवे।**
**दससहस्सविसुद्धमहा—विदेहदलमाणपिहुलाओ ॥ १३० ॥**

## શબ્દાર્થ:—

ताण अंतो—તે ગજદંતગિરિઓની વચ્ચે
देवउत्तरकुराओ—દેવકુરૂ અને ઉત્તરકુરૂક્ષેત્ર
चंदअद्धसंठिउ—અર્ધચંદ્રના આકારવાળાં
दुवे—બે ક્ષેત્ર છે
दससहस—દશહજાર યોજન
विसुद्ध—બાદકરેલ
महाविदेह—મહાવિદેહના વિષ્કંભને
दलमाण—અર્ધપ્રમાણ
पिहुलाओ—પહોળાં, વિષ્કંભવાળાં

## સંસ્કૃત અનુવાદ.

**तेषामन्तर्देवोत्तरकुरवश्चंद्रार्धसंस्थानाः द्वे ।**
**दशसहस्रविशुद्धमहाविदेहदलमानपृथुलाः ॥ १३० ॥**

गाथार्थः—તે ગજદંતગિરિઓની વચ્ચે-અંદર દેવકુરૂ અને ઉત્તરકુરૂક્ષેત્ર એ બે ક્ષેત્ર અર્ધચંદ્રના આકારવાળાં છે, અને દશહજાર બાદ કરેલ એવા મહાવિદેહથી અર્ધપ્રમાણ પહોળાં છે. ॥ ૧૩૦ ॥

विस्तरार्थः—હવે મહાવિદેહક્ષેત્રમાં ગજદંતપર્વતોની વચ્ચે આવેલા કુરૂક્ષેત્રોનું સ્વરૂપ આ પ્રમાણેઃ—

## ॥ મહાવિદેહમાં देवकुरु उत्तरकुरु क्षेत्र ॥

સોમનસ અને વિદ્યુત્પ્રભ એ બે ગજદંતગિરિની વચ્ચે મેરૂપર્વતની દક્ષિણે

---

૧ મહાવિદેહના ૩૩૬૮૪ યોજન વિષ્કંભમાંથી ૧૦૦૦૦ યોજન મેરૂનો વિષ્કંભ બાદ કરી તેનું અર્ધકરતાં નિષધ નીલવંતથી મેરૂપર્વત ૧૧૮૪૨ યોજન દૂર હોવાથી એટલીજ લંબાઇ હોવી જોઇએ, તેને બદલે ૩૦૨૦૯$\frac{૬}{૧૯}$ લંબાઇ કહી તે ગજદંત ઘણા વક્ર હોવાથી [ અને કુંડથી ૨૬૪૭૫ યોજન દૂરથી નિકળેલા હોવાથી પણ ] સંભવિત છે.

૨ कुरु શબ્દ એકાન્ત બહુવચની છે માટે कुरवः એ પ્રયોગ છે.

અને નિષધપર્વતથી ઉત્તર દેવકુરુ નામનું યુગલિકક્ષેત્ર છે. એ ક્ષેત્ર બે ગજં-દંતગિરિવચ્ચે આવવાથી અર્ધચંદ્રઆકારનું અથવા ધનુષ્‌ના આકાર સરખું છે, જેથી એ ક્ષેત્રનો ઇષુ એટલે વિષ્કંભ નિષધથી મેરૂસુધીનો ગણાય, અને તે મહા-વિદેહના ૩૩૬૮૪ યોજનનાં વિષ્કંભમાંથી વચ્ચે આવેલા મેરૂના ૧૦૦૦૦ યોજન બાદ કરી ૨૩૬૮૪ યોજન આવે તેનું અર્ધકરતાં ૧૧૮૪૨ યોજન વિષ્કંભ છે. અને બે ગજદંતગિરિની બે લંબાઇ ભેગીકરતાં ( ૩૦૨૦૯ $\frac{૬}{૧૯}$+૩૦૨૦૯ $\frac{૬}{૧૯}$= ) ૬૦૪૧૮ $\frac{૧૨}{૧૯}$ યોજન આવે તેટલું ધનુપૃષ્ઠ એટલે દેવકુરૂનો અર્ધઘેરાવો–અર્ધપ-રિક્ષેપ–અર્ધપરિધિ છે.

એ પ્રમાણે ગંધમાદન અને માલ્યવંત એ બે ગજદંતગિરિની વચ્ચે, મેરૂથી ઉત્તરે અને નીલવંતપર્વતથી દક્ષિણે उत्तरकरु નામનું યુગલિકક્ષેત્ર છે. તેનો પણ વિષ્કંભ ધનુપૃષ્ઠ દેવકુરૂવત્ છે.

તથા બન્ને ક્ષેત્રની જીવા ( ધનુષ્‌દોરી ) ૫૩૦૦૦ યોજન છે, અને ત્યાં દેવ-કુરૂની જીવા નિષધપર્વતની કિનારી છે, તથા ઉત્તરકુરૂની જીવા નીલવંતપર્વતના કિનારે છે. અહિં પ્રપાતકુંડથી બે બાજુના ૨૬૪૭૫–૨૬૪૭૫ યોજન જેટલા બે ગજદંત દૂર છે તે યોજનો મેળવતાં ૫૨૯૫૦ યોજન થાય અને તેમાં નદીપ્રવા-હના ૫૦ યોજન ઉમેરતાં ૫૩૦૦૦ યોજન જીવા થાય છે.

## ॥ કુરુક્ષેત્રમાં સર્વદા અવસર્પિણીનો પહેલો આરો ॥

આ બે ક્ષેત્રમાં સદાકાળ અવસર્પિણીના પહેલા સુષમસુષમઆરા સરખા ભાવ વર્તે છે, જેથી યુગલિકમનુષ્યો અને યુગલિકતિર્યંચપંચેન્દ્રિયો અહિં ત્રણપલ્યોપમના આયુષ્યવાળા છે, મનુષ્યોની કાયા ત્રણગાઉની અને તિર્યંચ-પંચેન્દ્રિય યુગલિકો ૬ ગાઉના પ્રમાણવાળા છે. આહારનું અન્તર મનુષ્યોને ૩ દિવસનું અને યુગલતિર્યંચોને ૨ દિવસનું છે. મનુષ્યોનાં પૃષ્ઠકરંડક ૨૫૬ છે. તુવર કણ જેટલો કલ્પવૃક્ષના ફળાદિકનો આહાર છે. ૪૯ દિવસ અપત્યપાલના છે, યુગલનો જન્મ થયાબાદ ૬ માસે છીંક બગાસાદિપૂર્વક કંઇપણ પીડા વિના મરણપામીને ઇશાનસુધીના દેવલોકમાં યુગલઆયુષ્ય જેટલા વા તેથી હીન આ-યુષ્યવાળા દેવપણે ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓની અવગાહના પુરૂષથી કંઇક ન્યૂન ( દેશોન ૩ ગાઉની ) છે, અને આયુષ્ય પલ્યોપમનો અસંખ્યાતમોભાગહીન હોય છે, એજ જઘન્યઆયુષ્ય ગણાય છે. પુરૂષોનું આયુષ્ય સર્વનું ૩ પલ્યો-પમ છે. વળી મનુષ્યો પદ્મગન્ધ–મૃગગન્ધ–સમ–સહ–તેજસ્તલિન–અને શનૈશ્ચારી એ ૬ પ્રકારના છે, ઇત્યાદિસ્વરૂપ તથા ભૂમિનું અને કલ્પવૃક્ષઆદિ યુગલિ-ક્ષેત્રનું ઘણુંસ્વરૂપ પૂર્વે ૯૫મી તથા ૯૬ આદિગાથાના વિસ્તરાર્થમાં ઘણું

ખરૂં કહેવાઇ ગયું છે ત્યાંથી જાણવું. અહિં આટલું સંક્ષિપ્તકથન સ્થાનની અશૂન્યતા માટે પુનઃ દર્શાવ્યું છે ॥ ૧૩૦ ॥

## ॥ कुरुक्षेत्र अने १० द्रहोनो यन्त्र ॥

| કુરૂક્ષેત્રનાં નામ | લંબાઈ ( જીવા ) | પહોળાઇ [ નિષધ નીલવંતથી મેરૂ સુધી ] | કયા સ્થાને | કઇ નદી? | કયો કાળ? | યુગલમનુષ્યનું આયુષ્ય | યુગલમનુષ્યનું ઉંચાઇ | યુગલતિર્યંચોનું આયુષ્ય | યુગલતિર્યંચોનું ઉંચાઇ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| દેવકુરૂ | ૫૩૦૦૦ યો. [ ધનુઃ ૬૦૪૧૮ ૧૨/૧૯ ] | ૧૧૮૪૨ ૨/૧૯ | મેરૂની દક્ષિણે નિષધની ઉત્તરે [ એ બેની વચ્ચે ] સોમનસ વિદ્યુત્પ્રભની વચ્ચે | સીતોદા મહાનદી | અવસર્પિણીના ૧લા આરા સરખો | ૩ ગાઉ | ૩ પલ્ય | ૩ પલ્ય | ૬ ગાઉ [ગર્ભચતુષ્પદ] |
| ઉત્તરકુરૂ | ,, | ,, | મેરૂની ઉત્તરે, નીલવંતની દક્ષિણે ગંધમાદન માલ્યવંતની વચ્ચે | સીતા મહાનદી | ,, | ,, | ,, | ,, | ,, |

अवतरण:—હવે દેવકુરૂ ઉત્તરકુરૂક્ષેત્રમાં બેબે મોટા પર્વતો છે, કે જે યમકગિરિ તથા ચિત્રવિચિત્ર નામથી પ્રસિદ્ધ છે તે આ ગાથામાં કહેવાય છે—

**णइपुव्वावरकूले, कणगमया बलसमा गिरी दो दो ।**
**उत्तरकुराइ जमगा, विचित्तचित्ता य इअरीए ॥ १३१ ॥**

### શબ્દાર્થ:—

णइ–નદીના
पुव्व अवर–પૂર્વ અને પશ્ચિમ
कूले–કિનારે
जमगा–યમકગિરિ
इअरीए–ઇતર ક્ષેત્રમાં, દેવકુરૂમાં

## સંસ્કૃત અનુવાદ

**नदीपूर्वापरकूले कनकमयौ बलसमौ गिरी द्वौ द्वौ ।**
**उत्तरकुरुषु यमकौ विचित्रचित्रौ च इतरे ॥ १३१ ॥**

ગાથાર્થઃ—મહાનદીના પૂર્વકિનારે અને પશ્ચિમકિનારે ( મળીને ) બે બે પર્વતો સુવર્ણના અને બલકૂટ સરખા છે, તે ઉત્તરકુરૂક્ષેત્રમાં બે પર્વત યમકગિરિ નામના અને દેવકુરૂમાં ચિત્રગિરિ તથા વિચિત્રગિરિ નામના છે ॥ ૧૩૧ ॥

વિસ્તરાર્થઃ—ઉત્તરકુરૂક્ષેત્રમાં નીલવંતપર્વતથી મેરૂસન્મુખ ૮૩૪$\frac{૪}{૭}$ યોજન દૂર જતાં સીતાનદીના પૂર્વકાંઠે અને પશ્ચિમકાંઠે એકેક પર્વત કાંઠાને સ્પર્શીને રહેલો છે, તે બન્ને પર્વતનું નામ યમકગિરિ છે. જોડલે જન્મેલા ભાઈસરખા પરસ્પર સરખા આકારાદિવાળા હોવાથી, અથવા યમકનામના પક્ષી વિશેષસરખા આકારવાળા હોવાથી અથવા યમકદેવ અધિપતિ હોવાથી યમકગિરિ નામ છે. એ બન્ને પર્વતો સુવર્ણના હોવાથી પીતવર્ણના છે. તથા પ્રમાણમાં નન્દનવનમાં કહેલા નવમા બલકૂટ સરખા હોવાથી મૂળમાં ૧૦૦૦ યોજન વિસ્તારવાળા, મધ્યમાં ૭૫૦ યોજન અને શિખરસ્થાને ૫૦૦ યોજન વિસ્તારવાળા છે, જેથી મૂળથી શિખર સુધી અનુક્રમે હીનહીન વિસ્તારવાળા છે. અને ૨૫૦ યોજન ભૂમિમાં ઉંડા ગયેલા છે. સર્વબાજુએ એક વન અને એક વેદિકાવડે વીટાયલા છે. એ બન્ને ગિરિના શિખરઉપર યમકદેવનો એકેક પ્રાસાદ ૩૧ા યોજન વિસ્તારવાળો અને ૬૨ા યોજન ઉંચો છે, તેમાં યમકદેવનાં પરિવારસહિત સિંહાસનો છે, એ બન્ને યમકદેવોની યમકા નામની રાજધાની બીજા જંબૂદ્વીપમાં ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી વિજય રાજધાની સરખી છે.

તથા દેવકુરૂક્ષેત્રમાં પણ નિષધપર્વતથી મેરૂસન્મુખ ૮૩૪$\frac{૪}{૭}$ યોજન દૂર જતાં સીતોદાનદીના પ્રવાહના પૂર્વકાંઠે विचित्र पर्वत અને પશ્ચિમકાંઠે चित्र पर्वत છે. તે સર્વ રીતે ઉત્તરકુરૂનાં યમકગિરિ સરખા છે, પરન્તુ વિશેષ એ કે—વિચિત્રગિરિઉપર વિચિત્રદેવનો પ્રાસાદ અને ચિત્રગિરિઉપર ચિત્રદેવનો પ્રાસાદ છે. શેષ સર્વસ્વરૂપ યમકદેવવત્ જાણવું. તથા અહિં ૮૩૪$\frac{૪}{૭}$ યોજનની ઉત્પત્તિ આગળની ગાથામાં પાંચ કુરૂદ્રહના અન્તર પ્રસંગે કહેવાશે ॥ ૧૩૧ ॥

પ્રશ્નઃ—એ ચારે પર્વતોને પર્વતોમાં ગણ્યા છે કે કૂટમાં ? જો કૂટમાં ગણ્યા હોય તો ઘટિત છે, અને પર્વતોમાં ગણ્યા હોય તો પાંચસો પાંચસો યોજન ઉંચા કરિકૂટ વિગેરેને કૂટ તરીકે ગણ્યા, અને ૧૦૦૦ યોજન ઉંચા આ ચાર પર્વતોને પર્વત તરીકે કેમ ગણ્યા ?

उत्तरः—કરિકૂટઆદિ પર્વતો જેમ ભૂમિઉપર ગોપુચ્છાકારવાળા છે તેવા જ આ ચાર પર્વતો પણ ગોપુચ્છઆકારના અને ભૂમિઉપર છે, તો પણ કેટલાક પર્વતોને કૂટ તરીકે અને કેટલાક કૂટસરખા પ્રમાણવાળા પર્વતોને પણ પર્વતોમાં જ ગણ્યા છે, તેમાં કોઇ સાક્ષાત્ હેતુ દેખાતો નથી, શાસ્ત્રમાં પૂર્વાચાર્યોની વિવક્ષાને જ અહિં હેતુ કહ્યો છે. જેથી આગળ કહેવાતા ૨૦૦ કંચનગિરિઓ પણ ભૂમિકૂટ તુલ્ય હોવા છતાં પર્વતોમાં જ ગણ્યા છે, અને આ ચાર પર્વતોને પણ પર્વતોમાં જ ગણ્યા છે, જો કે શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ મૂળસૂત્રમાં ચિત્રવિચિત્ર પર્વતોને કૂટ શબ્દ જોડેલો છે, તોપણ ભૂમિકૂટોની ગણત્રીમાં લેવા તરીકે એ કૂટ શબ્દ નથી, પરન્તુ આકારમાત્રથી કૂટ શબ્દ કહ્યો છે. ॥ ૧૩૧ ॥

अवतरणः—કુરૂક્ષેત્રોમાં પાંચ પાંચ દ્રહ છે તે આ બે ગાથામાં કહેવાય છે—

**णइवहदीहा पण पण, हरया दु दु दारया इमे कमसो ।**
**णिसहो तह देवकुरू, सुरो सुलसो अ विज्जुपभो ॥ १३२ ॥**
**तह णीलवंत उत्तर–कुरु चंदेरवय मालवंतु त्ति ।**
**पउमदहसमा णवरं, एएसु सुरा दहसणामा ॥ १३३ ॥**

### શબ્દાર્થઃ—

णइवहदीहा=નદીના પ્રવાહ પ્રમાણે દીર્ઘ
पण पण हरया=પાંચ પાંચ દ્રહ
दु दु दारया=બે બે દ્વારવાળા
इमे=એ પાંચ સરોવર ( નાં નામ )
कमसो=અનુક્રમે આ પ્રમાણે

तह=તથા
त्ति=ઇતિ, એ
पउमदहसमा=પદ્મદ્રહ સરખા
णवरं=પરંતુ
सुरा=દેવો
दहसणामा=દ્રહના સરખા નામવાળા

### સંસ્કૃત અનુવાદ

**नदीवहदीर्घाः पंच पंच द्रहा द्विद्विद्वारका इमे क्रमशः ।**
**निषधस्तथा देवकुरवः सूरः सुलसश्च विद्युत्प्रभः ॥ १३२ ॥**
**तथा नीलवान् उत्तरकुरवः चन्द्र ऐरवतो माल्यवान् इति ।**
**पद्मद्रहसमा नवरं एतेषु सुराः स्वद्रहनामानः ॥ १३३ ॥**

ગાથાર્થઃ—નદીના પ્રવાહઅનુસારે દીર્ઘ એવા પાંચ પાંચ દ્રહ બે બે દ્વારવાળા છે, તે અનુક્રમે આ પ્રમાણે—નિષધ-દેવકુરૂ-સૂર-સુલસ-વિદ્યુત્પ્રભ (એ પાંચ દ્રહ દેવકુરૂમાં) ॥૧૩૨॥ તથા નીલવંત-ઉત્તરકુરૂ-ચંદ્ર-ઐરવત-અને માલ્યવંત (એ પાંચ દ્રહ ઉત્તરકુરૂમાં) એ સર્વ દ્રહ પદ્મદ્રહ સરખા છે, પરન્તુ દ્રહોના દેવો દ્રહના નામ સરખા નામવાળા છે ॥ ૧૩૩ ॥

વિસ્તરાર્થઃ—હવે કુરૂક્ષેત્રનાં ૧૦ દ્રહોનું સ્વરૂપ આ પ્રમાણે—

## ॥ દેવકુરૂ ઉત્તરકુરૂમાં ૫-૫ સરોવર ॥

નિષધપર્વતથી સાધિક ૮૩૪ ૪/૧૯ યોજન મેરૂ સન્મુખ ગયા બાદ [ દેવકુરૂ-ક્ષેત્રમાં ] જે ચિત્રવિચિત્ર નામના બે પર્વતો કહ્યા છે, ત્યાંથી આગળ મેરૂસન્મુખ ૮૩૪ ૪/૧૯ યોજન ગયે પહેલો निषध द्रह, ત્યારબાદ એટલા જ યોજનને અન્તરે બીજો देवकरु द्रह, ત્યારબાદ ત્રીજો सूर द्रह; ચોથો सुलस द्रह, પાંચમો विद्युत्प्रभ द्रह, અને ત્યારબાદ એટલા જ અન્તરે મેરૂપર્વત છે. એ પ્રમાણે ૮૩૪ ૪/૧૯ યોજન-વાળા સાત આંતરા થયા તેથી *સાધિક ૮૩૪ ૪/૧૯ ને ૭ વડે ગુણતાં ૫૮૪૨ ૨/૧૯ યોજન આવે, તેમાં ચિત્રવિચિત્રના ૧૦૦૦ યોજન તથા દરેક દ્રહની લંબાઇ હજાર હજાર યોજન હોવાથી ૫૦૦૦ સહિત ૬૦૦૦ યોજન મેળવતા ૧૧૮૪૨ ૨/૧૯ યોજન જેટલો કુરૂક્ષેત્રનો વિસ્તાર આવે છે.

એ પ્રમાણે ઉત્તરકુરૂક્ષેત્રમાં નીલવંતપર્વતથી ૮૩૪ ૪/૧૯ યોજન દૂર બે યમકગિરિ છે, ત્યાંથી એટલા જ અન્તરે પહેલો नीलवंत द्रह, બીજો उत्तरकुरु द्रह, ત્રીજો चंद्र द्रह, ચોથો ऐरवत द्रह, પાંચમો माल्यवान् द्रह અને ત્યાર બાદ એટલા જ અન્તરે મેરૂપર્વત છે, જેથી ઉત્તરકુરૂનો વિસ્તાર પણ એ સાત અંતર અને ૬ પદાર્થ સહિત ૧૧૮૪૨ ૨/૧૯ યોજન થાય છે.

એ દશે દ્રહોની લંબાઇ નદીના પ્રવાહને અનુસારે એટલે ઉત્તરદક્ષિણ ૧૦૦૦ યોજન લંબાઇ છે, અને પહોળાઇ પૂર્વપશ્ચિમ ૫૦૦ યોજન છે, એ વિશેષ છે. કારણ કે વર્ષધરના દ્રહો પૂર્વપશ્ચિમ દીર્ઘ અને ઉત્તરદક્ષિણ વિસ્તારવાળા છે, માટે આ દશ દ્રહોની લંબાઇપહોળાઇ તે મહાદ્રહોથી જુદી છે.

## ॥ દ્રહોમાં થઇને વહેતો મહાનદીનો પ્રવાહ ॥

એ પાંચ પાંચ દ્રહો કુરૂક્ષેત્રના અતિ મધ્યભાગે રહેલા છે, અને મહાનદીનો પ્રવાહ પણ ક્ષેત્રના મધ્યભાગમાં થઇને વહે છે, જેથી દ્રહોને વેધીને ( દ્રહોમાં થઇને ) મહાનદી જાય છે, અને તેથી દરેક દ્રહનો પૂર્વવિભાગ અને પશ્ચિમ-વિભાગ એવા બે વિભાગ મધ્યવર્તી નદીપ્રવાહની અપેક્ષાએ થાય છે, અને દ્રહની

* સાધિક-એટલે ૨/૧૯ કળા અધિક, એટલે ૮૩૪ ૪/૧૯ યોજન ૨/૧૯ કળા. અથવા યો. ૮૩૪-૧૧ ૧/૧૯ કળા. જુઓ. ગાથા ૧૩૫ મી.

દક્ષિણવેદિકામાં દક્ષિણતોરણે પ્રવેશ કરી સીતોદાનદી ઉત્તરતોરણે ( ઉત્તરદ્વારે ) બહાર નિકળે છે, તથા સીતાનદી દ્રહમાં ઉત્તરદ્વારે પ્રવેશ કરી દક્ષિણદ્વારે દ્રહથી બહાર નીકળે છે, માટે દરેક દ્રહને એક ઉત્તરમાં અને એક દક્ષિણમાં એમ બે બે દ્વાર( બે બે તોરણ ) છે. અને એ કારણથી જ દરેક દ્રહને પૂર્વવિભાગનું અને પશ્ચિમવિભાગનું એમ બે બે વન તથા બે બે વેદિકા છે. ( અને દ્વારથી દ્રહભેદ ન વિવક્ષીએ તો એક વન એક વેદિકા છે. )

## ॥ દ્રહોમાં ૬-૬ કમળવલયો ॥

જેમ પૂર્વે પદ્મસરોવરમાં ૬ કમળવલયો કહ્યા છે. તેવાંજ કમળવલયો અહિં પણ દરેક દ્રહમાં છે, અને મુખ્યકમળની કર્ણિકાઉપરના શ્રીદેવીભવન સરખા ભવનોમાં આ દ્રહોના અધિપતિ દેવની શય્યાઓ છે. અને દરેક દ્રહમાં એ પ્રમાણે ૧૨૦૫૦૧૨૦ ( એકક્રોડ વીસલાખ પચાસહજાર એકસોવીસ ) કમળો પૃથ્વીકાય રૂપ છે, શેષ સર્વસ્વરૂપ પદ્મદ્રહમાં કહ્યાપ્રમાણે યથાસંભવ જાણવું.

આ દ્રહના અધિપતિદેવોની રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં પોતપોતાની દિશામાં ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે ॥ ૧૩૨ ॥ ૧૩૩ ॥

| દ્રહનાં નામ | | લંબાઇ | પહોળાઇ | ઉંડાઇ | દેવનિવાસ | પરસ્પર અન્તર | દ્વાર | વચ્ચેનદી | ભવનાદિનું પ્રમાણ | કમળવલય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નિષધદ્રહ | દેવકુરૂમાં | ૧૦૦૦યો. | ૫૦૦ યો. | ૧૦ | નિષધ | ૮૩૪ ૪/૭ યો. | ઉત્તર દક્ષિણ ૨ દ્વાર | સીતોદાનદી | પદ્મદ્રહની શ્રીદેવીના ભવનાદિવત્ | ૬-૬ કમળવલયો પદ્મદ્રહવત્ |
| દેવકુરૂદ્રહ | | ,, | ,, | ૧૦ | દેવકુરૂ | | | | | |
| સૂરદ્રહ | | ,, | ,, | ૧૦ | સૂર | | | | | |
| સુલસદ્રહ | | ,, | ,, | ૧૦ | સુલસ | | | | | |
| વિદ્યુત્પ્રભદ્રહ | | ,, | ,, | ૧૦ | વિદ્યુત્પ્રભ | | | | | |
| નીલવંતદ્રહ | ઉત્તરકુરૂમાં | ,, | ,, | ૧૦ | નીલવંત | | | સીતાનદી | | |
| ઉત્તરકુરૂદ્રહ | | ,, | ,, | ૧૦ | ઉત્તરકુરૂ | | | | | |
| ચંદ્રદ્રહ | | ,, | ,, | ૧૦ | ચંદ્ર | | | | | |
| ઐરવતદ્રહ | | ,, | ,, | ૧૦ | ઐરવત | | | | | |
| માલ્યવંતદ્રહ | | ,, | ,, | ૧૦ | માલ્યવંત | | | | | |

અવતરણ:—કુરૂક્ષેત્રમાં યમલગિરિદ્રહ અને મેરૂનું પરસ્પર અંતર કહેવાય છે-

## अडसयचउतीसजोयणाइं तह सेगसत्तभागाओ ।
## इक्कारस य कलाओ, गिरिजमलदहाणमंतरयं ॥ १३४ ॥

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| अडसयचउतीस—આઠસો ચોત્રીસ | गिरि—( વર્ષધર અને મેરૂ ) પર્વત |
| स इग सत्तभागाओ—સાતીયા ૧ ભાગસહિત | जमलदहाणं—યમલગિરિ અને દ્રહોનું |
| इक्कारस—અગિઆર | अंतरयं—આંતરૂ—અન્તર |

### સંસ્કૃત અનુવાદ.

**अष्टशतचतुस्त्रिंशद्योजनानि तथा सैकसप्तभागाः ।**
**एकादश च कला गिरियमलद्रहाणामन्तरम् ॥ १३४ ॥**

गाथार्थः—નિષધ તથા મેરૂપર્વત યમલગિરિઓ અને દ્રહોનું પરસ્પર અન્તર આઠસોચોત્રીસયોજન તથા સાતીયા એકભાગસહિત એવી ૧૧ કળા જેટલું છે.

विस्तरार्थः—કુરૂક્ષેત્રનો વ્યાસ ૧૧૮૪૨ યોજન–૨ કળા છે, તેમાં સરખાસરખા અન્તરે યમલગિરિ અને પાંચદ્રહ આવેલા છે, ત્યાં યમલગિરિ ૧૦૦૦ યો. વિસ્તારવાળો, અને દરેક દ્રહ ૧૦૦૦ યોજન દીર્ઘ હોવાથી એ છ વસ્તુના ૬૦૦૦ યોજન બાદ કરતાં ૫૮૪૨ યોજન ૨ કળા રહે તેને ( ૧ વર્ષધરગિરિથી યમલગિરિ, ૨ યમલગિરિથી પહેલો દ્રહ, ૩ પહેલાથી બીજો દ્રહ, ૪ બીજાથી ત્રીજો દ્રહ, ૫ ત્રીજાથી ચોથો દ્રહ, ૬ ચોથાથી પાંચમો દ્રહ, ૭ પાંચમા દ્રહથી મેરૂગિરિ એ ) ૭ આંતરાવડે ભાગતાં આઠસો ચોત્રીસ યોજન ઉપરાન્ત ૧૧ કળા, અને તે ઉપરાન્ત એક કળાના સાત ભાગ કરીએ તેવો ૧ ભાગ એટલું દરેક અન્તર હોય. જેથી વર્ષધરથી યમલગિરિ ૮૩૪ યોજન ૧૧$\frac{1}{7}$ કળા દૂર છે, ઇત્યાદિ રીતે વિચારવું, અહિં ગાથામાં गिरि પદ યમલગિરિ અને મેરૂગિરિ એ બન્નેના અર્થમાં છે, અને यमलगिरि એ પદથી ચિત્ર વિચિત્ર અને બે યમકગિરિ એ ચારેનું છે માટે ચારમાંથી કોઇપણ એક પર્વત જાણવો ॥ ૧૩૪ ॥

```
७ ) ૫૮૪૨–૨ ( ૮૩૪ યોજન
    ૫૬
     ૨૪
     ૨૧
     ૩૨
     ૨૮
      ૪ યો.
    ×૧૯
     ૭૬ કળા
     +૨ કળા
७ ) ૭૮ કળા ( ૧૧ કળા
     ૭૭
      ૧
```

अवतरणः—હવે આ ગાથામાં કુરૂક્ષેત્રમાં રહેલા ૨૦૦ कंचनगिरि કહેવાય છે:-

**दहपुव्वावरदसजोअणेहि दसदसविअड्ढकूडाणं ।**
**सोलसगुणप्पमाणा, कंचणगिरिणो दुसय सव्वे ॥ १३ ॥**

## શબ્દાર્થ:—

दहपुव्वअवर–દ્રહની પૂર્વે અને પશ્ચિમે
विअड्ढकूडाणं–વૈતાઢ્યના કૂટોથી
सोलसगुणप्पमाणा–સોલગુણા પ્રમાણવાળા
दुसय सव्वे–સર્વમળીને બસો છે

## સંસ્કૃત અનુવાદ.

**द्रहपूर्वापरदशयोजनैर्दशदश वैताढ्यकूटेभ्यः**
**षोडशगुणप्रमाणाः कंचनगिरयो द्वे शते सर्वे ॥ १३५ ॥**

गाथार्थः—દ્રહથી પૂર્વે અને પશ્ચિમે દશયોજન દૂર વૈતાઢ્યકૂટોથી સોળ ગુણા પ્રમાણવાળા દશ દશ કંચનગિરિ છે, જેથી સર્વમળી બસો કંચનગિરિ ( કુરૂક્ષેત્રમાં ) છે ॥ ૧૩૬ ॥

विस्तरार्थः—હવે ૨૦૦ કંચનગિરિનું સ્વરૂપ કહેવાય છે તે આ પ્રમાણે:—

## ॥ કુરૂક્ષેત્રમાં ૨૦૦ કંચનગિરિ પર્વતો ॥

દરેક દ્રહની ઉત્તરદક્ષિણ લંબાઇ ૧૦૦૦ યોજન કહી છે, તેટલી લંબાઇમાં દ્રહના પૂર્વકિનારે અને પશ્ચિમકિનારે ૧૦–૧૦ કંચનગિરિ નામના પર્વતો વૈતાઢ્યકૂટના ૬ા યોજન વિસ્તારથી સોળગુણા એટલે ૧૦૦–૧૦૦ યોજનના વિસ્તારવાળા દક્ષિણોત્તરપંક્તિએ આવેલા છે તે દરેક પર્વત દ્રહના કિનારાથી દશ યોજન દૂર છે, પરન્તુ લંબાઇમાં દરેક પર્વત એક બીજાને મૂળમાંથી સ્પર્શકરીને અને ભૂમિઉપર જૂદા જૂદા દેખાય એવી રીતે રહ્યા છે, કારણકે ૧૦૦૦ યોજનમાં સો સો યોજનવાળા પર્વતો મૂળમાં સ્પર્શીનેજ રહી શકે, અને ઉપર ઘટતા ઘટતા વિસ્તારવાળા હોવાથી ભૂમિસ્થાને જૂદાજ દેખાય. એ દરેક પર્વત ૧૦૦ યોજન ઉંચા છે, મધ્યમાં ૭૫ યોજન અને શિખરઉપર ૫૦ યોજન વિસ્તારવાળા છે, દરેકનો અધિપતિ कांचन નામનો દેવ છે, તે સર્વેની રાજધાની બીજા જંબૂદ્વીપમાં પોતપોતાની દિશિમાં ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે. તથા એક દ્રહના એક બાજુના સંલગ્ન ૧૦ પર્વતો અને બીજી બાજુના સંલગ્ન ૧૦ પર્વતો મળી ૨૦ પર્વતોથી બીજા દ્રહના ૨૦ પર્વતો દ્રહના અન્તરને અનુસારે ૮૩૪ યોજન ૧૧$\frac{૪}{૭}$ કળા જેટલા દૂર છે, પુનઃ ત્રીજા દ્રહના ૨૦ પર્વતો પણ એટલેજ દૂર છે, એ રીતે દેવકુરૂમાં પૂર્વદિશાએ ૫૦ અને પશ્ચિમમાં ૫૦ મળી ૧૦૦ અને ઉત્તરકુરૂમાં પણ એ રીતે ૧૦૦ મળી ૨૦૦ कंचनगिरि છે. ॥ ૧૩૬ ॥

| ૨૬૯ પર્વતો | સ્થાન | ઉંચાઈ | ઉંડાઇ | મૂળ વિસ્તાર | મધ્ય વિસ્તાર | શિખર વિસ્તાર |
|---|---|---|---|---|---|---|
| ૬ કુલગિરિ | પૂર્વે દર્શાવેલા | | | | | |
| ૧૬ વક્ષસ્કાર | ૮ પૂર્વ મહાવિદેહે<br>૮ પશ્ચિમ વિદેહે | યોજન ૪૦૦થી ૫૦૦ | યોજન ૧૦૦થી ૧૨૫ | યોજન ૫૦૦ | યોજન ૫૦૦ | યોજન ૫૦૦ |
| ૪ ગજદંત: સોમનસ<br>વિદ્યુત્પ્રભ<br>ગંધમાદન<br>માલ્યવંત | મેરૂથી અગ્નિકોણ<br>,, નૈઋત્યે<br>,, વાયવ્યે<br>,, ઇશાને | ૪૦૦ પ્રારંભે ૫૦૦ પર્યન્તે<br>,,<br>,,<br>,, | ૧૦૦ પ્રારંભે ૧૨૫ પર્યન્તે<br>,,<br>,,<br>,, | પ્રારંભમાં ૫૦૦ યોજન<br>પર્યન્તે અંગુલાસં. ભાગ | મૂળવિસ્તારવત્ | મૂળવિસ્તારવત્ |
| ૨૦૦ કંચનગિરિ | ૫૦ દે. કુરૂમાં દ્રહોથી પૂર્વે<br>૫૦ ,, ,, પશ્ચિમે<br>૫૦ ઉ. કુરૂમાં ,, પૂર્વે<br>૫૦ ,, ,, પશ્ચિમે | ૧૦૦ | ૨૫ | ૧૦૦ | ૭૫ | ૫૦ |
| ૨ યમકગિરિ<br>૨ ચિત્રવિચિત્ર | ઉ. કુરૂમાં ૧ પૂર્વે<br>૧ પશ્ચિમે<br>દે. કુરૂમાં પૂર્વે–વિચિત્ર<br>પશ્ચિમે–ચિત્ર | ૧૦૦૦ | ૨૫૦ | ૧૦૦૦ | ૭૫૦ | ૫૦૦ |
| શબ્દાપાતી<br>વિકટાપાતી<br>ગંધાપાતી<br>માલ્યવંત | હિમવંતક્ષેત્રે મધ્યે<br>હિરણ્યવંતે મધ્યે<br>હરિવર્ષે મધ્યે<br>રમ્યકમાં મધ્યે | ૧૦૦૦ | ૨૫૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ |
| ૨ ભરતૈરવતવૈતા૦<br>૩૨ વિજયવૈતા૦ | ભરત ઐરવતમાં<br>મહાવિદેહમાં ૩૨ વિજયમાં | ૨૫ | ૬| | ૫૦ | ૩૦ | ૧૦ |
| મેરૂ | મહાવિદેહ મધ્યભાગે<br>(જંબૂદ્વીપના મધ્યભાગે) | ભૂમિથી ૯૯૦૦૦ | ૧૦૦૦ | યો. ૧૦૦૯૦ ૧૦/૧૧ | સોમનસે ૪૨૭૨ ૮/૧૧ | ૧૦૦૦ |

| લંબાઈ | કઈ વસ્તુના | વર્ણ | શિખર ઉપર શું છે. | કૂટોની સંખ્યા | આકાર |
|---|---|---|---|---|---|
| ૬ કુલગિરિનો યન્ત્ર જુઓ | | | | | લંબચોરસ |
| ૧૬૫૯૨ યો. ૨ કળા | સર્વરત્નમય | | ૪–૪ શિખરો | ૪–૪ | લંબચોરસ અને અશ્વસ્કંધ |
| યો. કળા ૩૦૨૦૯—૬ | રત્નનો<br>તપનીયસુવર્ણ<br>કનક વૈડૂર્ય | શ્વેતવર્ણ<br>રક્તવર્ણ<br>પીતવર્ણ<br>નીલવર્ણ | ૭ શિખર<br>૯ શિખર<br>૭ શિખર<br>૯ શિખર | ૭<br>૯<br>૭<br>૯ | પલ્યના ઉંચા સરખા |
| વૃત્તઆકારે ઉંચાઇ એજ લંબાઇ | સુવર્ણના | પીતવર્ણ | કંચનદેવનો દેવ પ્રાસાદ | — | ઉંચા ગોપુચ્છ સરખા ક્રમશઃ હીનહીન |
| ,, | સર્વસુવર્ણમય | ,, | યમકદેવનો પ્રાસાદ<br>ચિત્ર–વિચિત્રદેવનો પ્રાસાદ | — | ,, |
| ,, | સર્વરત્નમય | શ્વેતવર્ણ | દેવપ્રાસાદ<br>,,<br>,,<br>,, | — | ,, |
| યો. ક. ૧૦૭૨૦—૧૧ ૨૨૧૨$\frac{1}{2}$ યો. | રૂપાના | શ્વેત | ૯–૯—શિખરો | ૯–૯ | લંબચોરસ |
| ૧૦૦૦૦૦ (લાખ) યોજન ઉંચાઇ એજ લંબાઇ | સુવર્ણનો | પીતવર્ણ | ચૂલિકા અને તે ઉપર જિનભવન | ૯ | ઉંચા ગોપુચ્છ સરખો |

अवतरण:—હવે આ ગાથામાં ઉત્તરકુરૂક્ષેત્રમાં जंबूवृक्षनुं સ્વરૂપ કહેવાના પ્રસંગમાં એ વૃક્ષ जंबूपीठ નામની પીઠિકા ઉપર રહ્યું છે તે જંબૂપીઠનું પ્રમાણાદિ કહેવાય છે—

**उत्तरकुरुपुव्वद्धे, जंबूणयजंबुपीढमन्तेसु ।**
**कोसदुगुच्चं कमि वड्ढमाणु चउवीसगुण मज्झे ॥ १३६ ॥**
**पणसयवट्टपिहुत्तं, तं परिखित्तं च पउमवेईए ।**
**गाउदुगुच्चद्धपिहुत्त, चारु चउदार कलिआए ॥ १३७ ॥**

## શબ્દાર્થ:—

पुव्वध्धे—પૂર્વતરફના અર્ધમાં
जंबूणय—જાંબૂનદ સુવર્ણમય
जंबुपीढं—જંબૂપીઠ
अन्तेसु—પર્યન્તભાગે
कोसदुगउच्चं—બે કોશ ઉંચું
कमि वड्ढमाणु—અનુક્રમે વધતું વધતું
चउवीसगुण—ચોવીસગુણુ
मज्झे—અતિ મધ્યભાગમાં

पणसय—પાંચસો યોજન
वट्ट पिहुत्त—વૃત્ત આકારે વિસ્તારવાળું
परिखित्तं—પરિક્ષિપ્ત, વીંટાયલું
गाउदुगउच्च—બે ગાઉ ઉંચી
अद्धपिहुत्त—અર્ધ પહોળાઇવાળી
चारु चउ दार—મનોહર ચારદ્વાર
कलियाए—સહિત.

## સંસ્કૃત અનુવાદ.

**उत्तरकुरुपूर्वार्धे जाम्बूनदजंबूपीठमन्ते ।**
**क्रोशद्विकोच्चं क्रमेण वर्धमानं चतुर्विंशतिगुणं मध्ये ॥ १३६ ॥**
**पंचशतवृत्तपृथुत्वं तं परिक्षिप्तं च पद्मवेदिकया ।**
**गव्यूतद्विकोच्चार्धपृथुत्वचारुचतुर्द्वारकलितया ॥ १३७ ॥**

गाथार्थ:—ઉત્તરકુરૂક્ષેત્રના પૂર્વાર્ધમાં જાંબૂનદ સુવર્ણનું જંબૂપીઠ છે, તે પર્યન્તભાગે બે ગાઉ ઉંચુ છે, અને ત્યારબાદ અનુક્રમે વધતું વધતું મધ્યભાગમાં ચોવીસગુણુ ઉંચુ છે ॥ ૧૩૬ ॥ તથા પાંચસો યોજન વૃત્તઆકારે વિસ્તારવાળું છે, એવું તે જંબૂપીઠ બે ગાઉ ઉંચા અને અર્ધ વિસ્તારવાળાં મનોહર ચાર દ્વાર સહિત એવી પદ્મવેદિકાવડે વીંટાયલું છે ॥ ૧૩૭ ॥

## ॥ ઉત્તરકુરૂક્ષેત્રમાં જંબૂપીઠ ઉપર જંબૂવૃક્ષ ॥

अवतरणः—તે જંબૂપીઠ ઉપર એક મોટું जंबूवृक्ष છે તેનું સ્વરૂપ કહેવાય છેઃ—

**तं मज्झे अडवित्थर–चउच्चमणिपीढिआइ जंबूतरू**
**मूले कंदे खंधे वरवयरारिट्ठवेरूलिए ॥ १३८ ॥**

### શબ્દાર્થઃ—

तं–તે પીઠની मज्झे–મધ્ય ભાગે
अडवित्थर–આઠ યોજન વિસ્તારવાળી
चउ उच्च–ચાર યોજન ઉંચી
जंबूतरू–જંબૂવૃક્ષ
मणिपीढिआइ–માણુપીઠિકાઉપર
वरवयर–ઉત્તમ વજ્રરત્ન
अरिट्ठ–અરિષ્ટ રત્ન
वेरूलिए–વૈડૂર્ય રત્ન

### સંસ્કૃત અનુવાદ.

**तस्य मध्ये अष्टविस्तरचतूरुच्चमणिपीठिकायां जम्बूतरुः ।**
**मूले कंदे स्कंधे वरवज्रारिष्टवैडूर्यः ॥ १३८ ॥**

गाथार्थः—તે જંબૂપીઠની ઉપર મધ્યભાગમાં આઠ યોજન વિસ્તારવાળી અને ચાર યોજન ઉંચી એક મણિપીઠિકા છે, અને તે ઉપર જંબૂવૃક્ષ છે. તે મૂળમાં ઉત્તમ વજ્રરત્નનું શ્વેતવર્ણે, કંદ (ભૂમિતલઉપર લાગેલા જડભાગમાં) અરિષ્ટરત્નનું કૃષ્ણવર્ણે, અને સ્કંધમાં (થડભાગે) વૈડૂર્યરત્નનું નીલવર્ણે છે. ॥૧૩૮॥

विस्तरार्थः—પૂર્વે કહેલા જંબૂપીઠના ઉપર બીજી એક મણિપીઠિકા છે, તે ઉપર જંબૂવૃક્ષ છે, ઇત્યાદિ ગાથાર્થવત્ સુગમ છે, તથા કંદથી ઉપર મહાશાખાઓની જડ સુધીનું જાડું દલ તે થડ એટલે સ્કંધ કહેવાય.

જે પૃથ્વીકાયપરિણામી શાશ્વત જંબૂવૃક્ષથી આ દ્વીપનું જંબૂદ્વીપ એવું નામ છે, તે જંબૂવૃક્ષ ઉત્તરકુરૂક્ષેત્રમાં પૂર્વતરફના અર્ધક્ષેત્રમાં મધ્યભાગે રહેલું છે, વળી એ વૃક્ષ ભૂમિઉપર નથી, પરન્તુ ઉત્તરકુરૂના પૂર્વાર્ધના મધ્ય ભાગમાં જાંબૂનદ સુવર્ણનો जंबूपीठ નામનો રત્નમય મોટો ગોળ આકારનો ચોતરો છે, અર્થાત્ ૫૦૦ યોજન લાંબી પહોળી એક મોટી પીઠિકા છે, તે છેડે બે ગાઉ ઉંચી અને ઉંચાઇમાં વધતી વધતી મધ્યભાગે ચોવીસગુણી એટલે ૧૨ યોજન ઉંચી છે, તેની આસપાસ સર્વદિશાએ એક વન અને તેને ફરતી એક પદ્મવેદિકા છે, એ પદ્મવેદિકાને ચારદિશાએ ત્રિસોપાનસહિત એકેક તોરણ

હોવાથી સર્વમળી ચાર તોરણ (દ્વારવિશેષ) છે, તે દરેક તોરણ બે ગાઉ ઉંચુ અને એક ગાઉ વિસ્તારવાળું છે.

अवतरण:—આ ગાથામાં જંબૂવૃક્ષની શાખાઓ વિગેરે કેવી છે? તે દર્શાવાય છે.

**तस्स य साहपसाहा, दला य बिंटा य पल्लवा कमसो ।**
**सोवन्न जायरूवा, वेरुलितवणिज्जजंबुणया ॥ १३९ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| तस्स=તે જંબૂવૃક્ષની | सोवन्न=સોનાની |
| साहपसाहा=શાખા અને પ્રશાખા | जायरूवा=જાતરૂપ, સુવર્ણની |
| दला=પત્રો | वेरुलि=વૈડૂર્યની |
| बिंटा=બીંટ, પત્રનો મૂળભાગ. | तवणिज=તપનીય સુવર્ણની |
| पल्लवा=પલ્લવ, ગુચ્છા | जंबुणया=જાંબૂનદ સુવર્ણના |

સંસ્કૃત અનુવાદ.

**तस्य च शाखाः प्रशाखाः पत्राणि च बिंटानि च पल्लवाः क्रमशः ।**
**सौवर्णाः जातरूपा वैडूर्यतपनीयजाम्बूनदाः ॥ १३९ ॥**

गाथार्थ:—તેની શાખાઓ સુવર્ણની (રૂપાની), પ્રશાખાઓ જાતરૂપ સુવર્ણની, પત્રો વૈડૂર્યનાં નીલવર્ણે, બીંટ (પત્રનાં મૂળ) તપનીય સુવર્ણમય હોવાથી રક્તવર્ણે, અને ગુચ્છા જાંબૂનદ સુવર્ણના હોવાથી કિંચિત્ રક્તવર્ણે છે. ॥૧૩૯॥

विस्तरार्थ:—જંબૂવૃક્ષની ચાર મહાશાખાઓ જે ચાર દિશિમાં છે તે [1]સુવર્ણની પીતવર્ણે, અને તેમાંથી નિકળતી નાની શાખાઓ જાતરૂપ સુવર્ણની કંઇક શ્વેતવર્ણે છે, શેષ ગાથાર્થવત સુગમ છે.

अवतरण:—આ ગાથામાં જંબૂવૃક્ષની મધ્યશાખાવિગેરે કેવાં છે? તે દર્શાવાય છે.

---

૧ ક્ષેત્રસમાસની સ્વોપજ્ઞવૃત્તિમાં तत्र सुवर्ण रौप्यं એવો અર્થ હોવાથી રૂપાની શાખા.

૨ ગુચ્છા એ અર્થ ક્ષેત્રલોકપ્રકાશ વિગેરેમાં છે, અને તે બેચાર નાની પ્રતિશાખાઓ મળીને ગુચ્છો જાણવો, પરન્તુ પત્ર કે ફળના ગુચ્છા સમજવા યુક્ત નથી, અર્થાત્ ચાર મોટી શાખાઓમાંથી અનેક નાની પ્રતિશાખાઓ નિકળી અને પ્રતિશાખામાંઓ ઠામઠામ ઘણી ન્હાની શાખાઓ ભેગી મળીને એક જ સ્થાનમાંથી પ્રગટ થઈ હોય તે અહિં ગુચ્છા અથવા પલ્લવ જાણવા.

**सो रययमयपवालो, राययविडिमो य रयणपुप्फफलो ।**
**कोसदुगं उव्वेहे, थुडसाहाविडिमविक्खंभे ॥ १४० ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| सो=તે જંબૂવૃક્ષ | रयण पुप्फफलो–રત્નમય પુષ્પ ફળવાળું |
| रययमय=રજતમય, રૂપામય | उव्वेहे=ઉદ્વેધમાં, ઉંડાઇમાં |
| पवालो=પ્રવાલ, નવા પલ્લવ | थुडसाहाविडिम=થડ શાખા અને વિડિમના |
| राययविडिमो=રૂપાની ઊર્ધ્વશાખાવાળું | विक्खंभे=વિષ્કંભમાં |

### સંસ્કૃત અનુવાદ.

**स रजतमयप्रवालो राजतविडिमश्च रत्नपुष्पफलः ।**
**क्रोशद्विकमुद्वेधे, स्थूडशाखाविडिमविष्कंभे ॥ १४० ॥**

गाथार्थः—તે જંબૂવૃક્ષ રૂપાના પ્રવાલવાળું [નાની શાખાઓની કુંપળોવાળું] રૂપાની વિડિમા ( ઉભી ઊર્ધ્વશાખા ) વાળું, અનેક રત્નના પુષ્પફળવાળું છે. તથા ઉંડાઇમાં થડના વિસ્તારમાં શાખાના વિસ્તારમાં અને વિડિમાના વિસ્તારમાં બે ગાઉ પ્રમાણવાળું છે. ॥ ૧૪૦ ॥

विस्तरार्थः—એ જંબૂવૃક્ષની નાની શાખાઓમાંથી જે નવી કુંપળો ફુટેલી છે તે રૂપાની છે, અને થડના અન્તભાગે જે એક મોટામાં મોટી મધ્યશાખા સીધી ઊર્ધ્વદિશામાં ઉભી ગયેલી છે, તે વિડિમા શાખા રૂપાની છે, તથા પુષ્પો અને ફળો વિવિધપ્રકારના રત્નનાં છે. તથા એ વૃક્ષ ભૂમિમાં બે ગાઉ ઉંડું છે, એનું થડ ( સ્કંધ ) બે ગાઉ જાડું છે, તથા મધ્યવર્તી વિડિમા નામની મહાશાખા, અને ચાર દિશિની ચાર શાખાઓ એ પાંચે શાખા બે બે ગાઉ જાડી છે. ॥ ૧૪૦ ॥

अवतरणः—આ ગાથામાં જંબૂવૃક્ષની શાખાઓ વિગેરેનું પ્રમાણ તથા તે ઉપર રહેલાં ભવનો કહેવાય છે તે આ પ્રમાણે—

**थुडसाहाविडिमदीहत्ति, गाऊए अट्ठपनरचउवीसं ।**
**साहा सिरिसमभवणा, तम्माण सचेइअं विडिमं ॥ १४१ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| दीहत्ति–દીર્ઘપણામાં | तम्माण–તેટલાજ પ્રમાણવાળા |
| सिरिसम–શ્રીદેવી સરખા | सचेइअं–ચૈત્યસહિત |

## સંસ્કૃત અનુવાદ.

**थुडशाखाविडिमदीर्घत्वे गव्यूतानि अष्टपंचदशचतुर्विंशतिः ।**
**शाखा श्रीसमभवना, तन्मानासचैत्या विडिमा ॥ १४१ ॥**

ગાથાર્થ:—જંબૂવૃક્ષના થડની લંબાઇ ૮ ગાઉ, શાખાઓની લંબાઇ ૧૫ ગાઉ અને વિડિમા ( મધ્યશાખા )ની લંબાઇ ૨૪ ગાઉ છે. તથા ચારે શાખાઓ શ્રીદેવીના ભુવન સરખા ભવનવાળી છે, અને વિડિમશાખા તેટલાજ પ્રમાણના ચૈત્યવાળી છે ॥ ૧૪૧ ॥

વિસ્તરાર્થ:—ચાર દિશાની ચાર તીર્ચ્છી શાખાઓ ૧૫ ગાઉ દીર્ઘ છે, એનું થડ ૮ ગાઉ એટલે બે યોજન ઉંચું છે, અને વિડિમશાખા ૨૪ ગાઉ એટલે છ યોજન ઉંચી છે. એ પ્રમાણે હોવાથી થડની અને વિડિમાની ઉંચાઇ ભેગી કરતાં જંબૂવૃક્ષ *૮ યોજન ઉંચું થયું, અને બે બાજુની બે તીર્ચ્છી શાખાઓના ૩૦ ગાઉમાં મધ્યવર્તી થડની જાડાઇ ૨ ગાઉ ઉમેરતાં ૩૨ ગાઉ એટલે ૮ યોજન જેટલા વિસ્તારવાળું[1] એ વૃક્ષ થયું, જેથી જંબૂવૃક્ષ ઉંચાઇમાં અને વિસ્તારમાં ૮–૮ યોજન તુલ્ય છે.

### ॥ જંબૂવૃક્ષ ઉપર ૧ દેવભવન અને ૩ દેવપ્રાસાદ ॥

જંબૂવૃક્ષની ચાર દિશિની ચાર તીર્ચ્છી શાખાઓમાં ત્રણ શાખાઉપર મધ્યભાગે એકેક [2]દેવપ્રાસાદ છે, અને પૂર્વદિશાની શાખાના મધ્યભાગે ભવન છે તેમાં જંબૂદ્વીપના અધિપતિ अनादृतदेवनी શય્યા છે, અને શેષ ત્રણ દિશાના ત્રણ પ્રાસાદોમાં દરેકમાં પરિવાર સિંહાસનો સહિત એકેક સિંહાસન અનાદૃત

* એ ૮ યોજન ઉંચાઇ ભૂમિઉપરથી ગણાય છે, અને મૂળ તથા કંદ સહિત ઉંચાઇ ગણીએ તો જંબૂવૃક્ષની ઉંચાઇ સાધિક ૮ યોજન ગણવી.

૧ આ ૮ યોજનનો વિસ્તાર શાખાઓ જ્યાંથી નિકળે છે તે સ્થાને ગણવો, અર્થાત્ થડના પર્યન્તભાગે ગણવો, પરન્તુ એથી ઉપર નહિ, કારણકે વિશેષ ઉપર જતાં શાખાઓને કંઇક ઊર્ધ્વતીર્ચ્છી ગણવી પડે, જેથી ૮ વિસ્તાર આવેજ નહિં. શાખાઓ સમશ્રેણિએ સીધીતીર્ચ્છી રહેલી હોવાથીજ ૮ યોજન વિસ્તાર આવે ત્યારબાદ વિસ્તાર ઘટતો ઘટતો સર્વથા ઉપર ઘણોજ ઓછો વિસ્તાર હોય છે, અને એ રીતે હોવાથી જ વૃક્ષનો વિષમ ઘનવૃત્ત આકાર સુંદર દેખાય છે,

૨ વિષમચોરસ [ લંબચોરસ ] હોવા છતાં એ ત્રણને પ્રાસાદ કહેવાની તથા એ ચારેને સમચોરસ પણ કહ્યા છે તે સંબંધિ અધિક ચર્ચા શ્રી જંબૂ૦ પ્ર૦ વૃત્તિથી જાણવી. તથા ગાથામાં ચારે શાખાઓને અંગે भवण શબ્દ કહ્યો છે, તે સામાન્યથી કહ્યો છે, માટે પર્વશાખા ઉપર ભવન અને ત્રણ શાખાઉપર પ્રાસાદ કહેવામાં કોઈ વિરોધ નથી.

# ॥ सुदर्शन नामनुं जंबूवृक्ष ॥

[ ગા૦ ૧૪૨, પૃ૦ ૨૩૧ ]

આ પૃથ્વીપરિણામી જંબૂવૃક્ષ ૮ યોજન ભૂમિથી ઉંચું ॥ યોજન ઊંડું છે. જંબૂપીઠ ઉપર મણિપીઠિકા ઉપર છે. તેને ફરતાં શ્રીદેવી કમળવત્ ૩ જંબૂવલય છે. મુખ્ય જંબુ ૧૨ વેદિકાવડે વીંટાયલું અને શેષ ૬–૬ વેદિકાવડે વીંટાયલાં છે. ઇત્યાદિ.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર.

દેવને બેસવા યોગ્ય છે. એ ચારેનું પ્રમાણ શ્રીદેવીના ભવનસરખું એટલે ૧ ગાઉ દીર્ઘ અને ૦ાા ગાઉ વિસ્તારવાળું તથા કંઇક ન્યૂન ૧ ગાઉ (૧૪૪૦ ધનુષ્) ઉંચાઇ છે. એ ચારેને પશ્ચિમ સિવાય ત્રણ દિશિએ ત્રણ ત્રણ દ્વાર છે, તે બારે દ્વાર ૫૦૦ ધનુષ્ ઉંચાં અને ૨૫૦ ધનુષ્ પહોળાં તથા પ્રવેશવાળાં છે.

## ॥ જંબૂવૃક્ષની મધ્યશાખા ઉપર ૧ જિનભવન ॥

તથા મધ્યવર્તી વિડિમા નામની મહાશાખાઉપર પૂર્વોક્ત દેવભવનસરખા પ્રમાણવાળું ૧ જિનચૈત્ય છે, તેને પણ પશ્ચિમદિશિ સિવાય ત્રણ દિશામાં ત્રણદ્વાર પૂર્વોક્ત પ્રમાણવાળાં છે. મધ્યભાગે ૫૦૦ ધનુષ્ લાંબીપહોળી અને ૨૫૦ ધનુષ્ ઉંચી મણિપીઠિકાઉપર એટલા જ પ્રમાણવાળો દેવચ્છંદક છે, પરન્તુ ઉંચાઇમાં સાધિક ૫૦૦ ધનુષ્ છે. તેમાં પાંચસો પાંચસો ધનુષ્ના પ્રમાણવાળી ૧૦૮ જિનપ્રતિમા છે, ઇત્યાદિસર્વસ્વરૂપ પૂર્વે કહેલા શાશ્વતચૈત્યના સ્વરૂપ સરખું જાણવું.

अवतरण:—એ ત્રણ પ્રાસાદ તથા એક ભવનમાં કયા દેવની શું વસ્તુ છે ? તે કહેવાય છે—

**पुव्विल्लसिज्ज तिसु आसणाणि भवणेसुऽणाढिअसुरस्स ।**
**सा जंबू बारस वेइआहिं कमसो परिक्खित्ता ॥ १४२ ॥**

### શબ્દાર્થ:—

पुव्विल्ल—પૂર્વદિશાના દેવભવનમાં
सिज्ज—દેવશય્યા
(अ) णाढिअसुरस्स—અનાદૃત દેવનાં
*सा जंबू—તે જંબૂવૃક્ષ

### સંસ્કૃત અનુવાદ.

**पूर्वीये शय्या त्रिष्वासनानि भवनेष्वनादृतसुरस्य ।**
**सा जंबूर्द्वादशवेदिकाभिः क्रमशः परिक्षिप्ता ॥ १४२ ॥**

गाथार्थ:—પૂર્વદિશાના ભવનમાં અનાદૃત દેવની શય્યા છે, અને ત્રણ દિશાના ત્રણ પ્રાસાદોમાં અનાદૃતદેવનાં પરિવારસહિત સિંહાસનો છે. તથા એ જંબૂવૃક્ષ અનુક્રમે બાર વેદિકાઓવડે વીટાયલું છે ॥ ૧૪૨ ॥

विस्तरार्थ:—પૂર્વશાખાઉપરના મધ્યભાગમાં જંબૂદ્વીપના અધિપતિ અના-

* सा એ શબ્દ સ્ત્રીલિંગે હોવાનું કારણકે जंबू શબ્દ સ્ત્રીલિંગે છે માટે.

દૃતદેવનું ભવન છે, તે ભવનના અતિમધ્યભાગે ૫૦૦ ધનુષ્ વિસ્તારવાળી અને ૨૫૦ ધનુષ્ ઉંચી મણિપીઠિકાઉપર અનાદૃતદેવને શયનકરવાયોગ્ય એક મોટી [1]શય્યા છે, તથા ત્રણ દિશિની ત્રણ શાખાઓઉપર મધ્યભાગે એકેક પ્રાસાદ છે તે દરેક પ્રાસાદના મધ્યભાગમાં પૂર્વોક્ત પ્રમાણવાળી મણિપીઠિકા ઉપર અનાદૃતદેવને બેસવાયોગ્ય એકેક સિંહાસન [2]પરિવારસિંહાસનો સહિત છે, ઇત્યાદિ સ્વરૂપ પૂર્વે કહ્યું છે.

એ अनाहतदेव વ્યન્તરનિકાયનો છે, અને વર્તમાનકાળમાં જે અનાદૃત દેવ છે તે શ્રી જંબૂસ્વામીના કાકાનો જીવ છે. એની રાજધાની બીજા જંબૂદ્વીપમાં મેરૂથી ઉત્તરદિશામાં અનાદૃતા નામની ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે.

વળી એ જંબૂવૃક્ષની આસપાસ વલયાકારે ફરતી બાર વેદિકાઓ છે, ( એ વેદિકાનું પ્રમાણ પણ પ્રાયઃ જંબૂદ્વીપની જગતીની વેદિકા સરખું જાણવું. )

अवतरण:—એ મહાન્ જંબૂવૃક્ષની આસપાસ બીજા જંબૂવૃક્ષોનાં ૩ વલય છે તે કહેવાય છે—

**दहपउमाणं जं वित्थरं तु तामिहावि जंबुरुक्खाणं ।**
**नवरं महयरियाणं, ठाणे इह अग्गमाहिसीओ ॥ १४३ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| दह पउमाणं—દ્રહવર્તી કમળોનો | महयरियाणं ठाणे—મહત્તરિકા દેવીઓને સ્થાને |
| जं वित्थरं—જે વિસ્તાર ( પરિવાર ) | इह—આ જંબૂવૃક્ષના પરિવારમાં |
| तं इह अवि—તે અહિં પણ | अग्गमहिसीओ—અગ્રમહિષીઓ |

## સંસ્કૃત અનુવાદ.

**द्रहपद्मानां यो विस्तारस्तु स इहापि जंबूवृक्षाणाम् ।**
**नवरं महत्तरिकानां स्थानेऽग्रमहिष्यः ॥ १४३ ॥**

गाथार्थ:—દ્રહમાં કમળોનો જે પરિવાર કહ્યો તેવોજ પરિવાર અહિં જંબૂ-

---

૧ શય્યાનું સ્વરૂપ શ્રીદેવીની શય્યાના પ્રસંગે કહ્યું છે ત્યાંથી જાણવું.

૨ જંબૂ૦ પ્ર૦ વૃત્તિમાં સપરિવાર સિંહાસનો કહ્યાં છે, ક્ષે૦ સ૦ બૃહદ્‌વૃત્તિ વિગેરેમાં સપરિવાર કહ્યાં નથી.

વૃક્ષોનો પણ જાણવો, પરન્તુ મહત્તારિકાદેવીઓને બદલે અહિં અગ્રમહિષીઓ કહેવી એ [1]વિશેષ છે ॥ ૧૪૩ ॥

विस्तरार्थः—પદ્મદ્રહઆદિ દ્રહોમાં જેમ શ્રીદેવી વિગેરેનું પહેલું મુખ્યકમળ, તેને ફરતાં ૧૦૮ કમળ ઇત્યાદિ પરિવારકમળોવત્ અહિં પણ જંબૂવૃક્ષનો પરિવાર કહેવો, પરંતુ ત્યાં પૂર્વદિશામાં ચાર મહત્તરિકાદેવીઓ કહી છે તેને બદલે અહિં અનાદૃતદેવની ચાર અગ્રમહિષીઓ કહેવી, તે આ પ્રમાણે—

## ॥ જંબૂવૃક્ષના *૬ વલય ॥

મધ્યવર્તી મહાજંબૂવૃક્ષ ૧૨ વેદિકાઓવડે વીટાયલું છે તે અનાદૃતદેવનું મુખ્ય જંબૂવૃક્ષ છે, તેની આસપાસ અર્ધપ્રમાણવાળા ૧૦૮ જંબૂવૃક્ષનું प्रथमवलय છે, એ વૃક્ષોને દરેકને ૬-૬ વેદિકાઓ છે. તેની આસપાસ પુનઃ વાયવ્ય ઉત્તર ઈશાન એ ત્રણ દિશામાં સામાનિકદેવોનાં ૪૦૦૦ જંબૂવૃક્ષ, પૂર્વદિશિમાં ૪ અગ્રમહિષીનાં ચાર, અગ્નિકોણમાં અભ્યન્તરસભાદેવનાં ૮૦૦૦, દક્ષિણમાં મધ્યસભાના દેવનાં ૧૦૦૦૦, નૈઋત્યકોણમાં બાહ્યસભાદેવોનાં ૧૨૦૦૦, અને પશ્ચિમમાં સાત સેનાપતિનાં ૭ વૃક્ષ છે, बीजुंवलय તેથી પણ અર્ધપ્રમાણવાળું છે. ત્રીજા વલયમાં ચારે દિશાએ ૪૦૦૦-૪૦૦૦ વૃક્ષો અંગરક્ષકદેવનાં હોવાથી ૧૬૦૦૦ વૃક્ષોનું त्रीजुंवलय તેથી પણ અર્ધપ્રમાણવાળું છે. અહિં બીજા વલયનાં ૧૦૮ કમળોઉપર અનાદૃતદેવનાં આભૂષણો માટેનાં ૧૦૮ ભવન છે. મતાન્તરે જિનચૈત્ય પણ કહ્યાં છે. ॥ ૧૪૩ ॥.

अवतरणः—જંબૂવૃક્ષથી ૫૦યોજન દૂર ૪ ભવનો તથા ૪ પ્રાસાદો છે તે કહે છે.

## कोसदुसएहिं जंबु, चउदिसिं पुव्वसालसमभवणा ।
## विदिसासु सेसतिसमा,चउवाविजुआ य पासाया ॥१४४॥

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| कोसदुसएहिं—બસોગાઉ દૂર | सेसतिसमा—ત્રણ પ્રાસાદો સરખા |
| पुव्वसालसम—પૂર્વદિશાની શાખા સરખા | चउवाविजुआ—ચારવાપિકા યુક્ત |

[1] [ જો ૬ વલય ગણીએ તો શેષ ૩ વલયમાં આભિયોગિકદેવોનાં ૩૨૦૦૦-૪૦૦૦૦-૪૮૦૦૦ જંબૂ છે ] શાસ્ત્રપાઠોમાં વર્ણન ૩ વલયો સુધીનુંજ આવે છે, અને અતિદેશ આ ગાથા પ્રમાણે પદ્મદ્રહવત્ આવે છે, જેથી ૬ વલયો પણ હશે.

## સંસ્કૃત અનુવાદ.

**द्विशतक्रोशैर्जम्ब्वाश्चतुर्दिक्षु पूर्वशालसमभवनानि ।**
**विदिक्षु शेषत्रिसमाश्चतुर्वापिकायुक्ताश्च प्रासादाः ॥ १४४ ॥**

ગાથાર્થ:—જંબૂવૃક્ષથી બસો ગાઉ ( ૫૦ યોજન ) દૂર ચારે દિશામાં પૂર્વની શાખાના ભવનસરખાં દેવભવનો છે, અને વિદિશાઓમાં શેષ ત્રણપ્રાસાદ સરખા ચાર ચાર વાપિકાઓસહિત પ્રાસાદો છે. ॥ ૧૪૪ ॥

વિસ્તરાર્થ:—જંબૂવૃક્ષનો સર્વપરિવાર સમાપ્ત થયાબાદ જંબૂપીઠની નીચે [સો સો યોજનવાળાં ત્રણ [1]વન છે, ત્યાં પહેલા વનમાં] ૫૦–૫૦ યોજન દૂર ચાર દિશામાં ચાર ભવનો અનાદૃતદેવનાં છે, તેમાં અનાદૃતદેવની એકેક શય્યા છે, એ ચાર ભવનોનું પ્રમાણ વિગેરે સર્વસ્વરૂપ જંબૂવૃક્ષની પૂર્વશાખાના ભવન સરખું જાણવું. તથા એજ પહેલા વનમાં ૫૦ યોજન દૂર ચાર વિદિશિમાં ચાર પ્રાસાદ છે, તે દરેક પ્રાસાદની ચાર દિશાએ ચાર વાપિકા હોવાથી ચાર પ્રાસાદો ૧૬ વાપિકાવાળા છે. એ પ્રાસાદોનું સર્વસ્વરૂપ જંબૂવૃક્ષની ત્રણ શાખાઓના ત્રણ પ્રાસાદો સરખું જાણવું, અર્થાત્ એ ચારે પ્રાસાદોમાં અનાદૃત દેવની આસ્થાન સભા હોવાથી સપરિવાર એકેક સિંહાસન છે. દરેક વાવડી ૦॥ગાઉ પહોળી ૧ગાઉ લાંબી, ૫૦૦ધનુષ્ ઉંડી, તોરણો સહિત ચારદ્વારવાળી તથા એક વન અને એક વેદિકાવડે વીટાયલી છે. એ પ્રમાણે ૧૦૦યોજન વિસ્તારવાળા પહોળા વનમાં ચાર દિશાએ ચાર ભવન અને વિદિશાઓમાં ૪ પ્રાસાદ કહ્યા, તે ઉપરાન્ત એ આઠના આઠ આંતરામાં એકેક ભૂમિકૂટ છે, તે આગળની ગાથામાં કહેવાશે. ॥ ૧૪૪ ॥

અવતરણ.—તે પહેલા વનમાં ભવનો અને પ્રાસાદોના આંતરામાં આઠ જિન-કૂટ છે, તે તથા એવા પ્રકારનું બીજું શાલ્મલિવૃક્ષ પણ છે તે આ ગાથામાં કહેવાય છે

**ताणंतरेसु अडजिण–कूडा तह सुरकुराइ अवरद्धे ।**
**रायवपीढे सामलि–रुक्खो एमेव गरुलस्स ॥ १४५ ॥**

---

૧ શાસ્ત્રમાં જો કે સપરિવાર જંબૂવૃક્ષની આસપાસ એ ત્રણવન ૧૦૦–૧૦૦ યોજન વિષ્કંભવાળાં કહ્યાં છે, પરન્તુ એ ત્રણ વનો ૫૦૦ યોજનવાળા જંબૂપીઠની ઉપર હોઈ શકે નહિં, તેમજ જંબૂપીઠ ઉપર તો જંબૂવૃક્ષોજ ત્રણવલયો સહિત રહેલાં છે એમ જાણવું. માટે જંબૂવૃક્ષથી એટલે જંબૂપીઠથી નીચે ૫૦–૫૦ યોજન દૂર ( પહેલાવનમાંજ ) દેવભવનો તથા પ્રાસાદો છે, પરન્તુ જંબૂપીઠ ઉપર નહિં.

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| ताणअंतरेसु—તેભવનપ્રાસાદોના આંતરાઓમાં | रायपयीढे—રજતપીઠ ઉપર |
| अडजिणकूडा—આઠજિનકૂટ (ભૂમિઉપર) | सामलिरुक्खो—શાલ્મલિવૃક્ષ |
| सुरकुराइ—દેવકુરૂક્ષેત્રમાં | एमेव—એવાજ પ્રકારનું |
| अवरद्धं—પશ્ચિમઅર્ધને વિષે | गरुलस्स—ગરૂડદેવનું |

## સંસ્કૃત અનુવાદ

**तेषामन्तरेष्वष्टजिनकूटानि तथा सुरकुरुषु अपरार्धे।**
**राजतपीठे शाल्मलिवृक्ष एवमेव गरुडस्य ॥१४५॥**

गाथार्थ—તે ભવનપ્રસાદોના આઠ આંતરામાં આઠ જિનકૂટ છે. તથા દેવકુરૂક્ષેત્રના પશ્ચિમાર્ધમાં પણ રૂપાના પીઠઉપર જંબૂવૃક્ષ સરખુંજ શાલ્મલિવૃક્ષ છે તે ગરૂડદેવનું છે. ॥ ૧૪૫ ॥

विस्तरार्थ:—એજ પહેલાવનમાં ચારભવન અને ચારપ્રાસાદ એ આઠના આઠ આંતરામાં એટલે એકભવન અને એકપ્રાસાદ એ બેની બરાબર મધ્યભાગે એકેક [1]ભૂમિકૂટ સરખો પર્વત હોવાથી આઠ ભૂમિકૂટ પર્વતો છે, તે દરેક ઉપર એકેક શાશ્વત જિનભવન હોવાથી એ આઠ ભૂમિકૂટને અહિં જિનકૂટ કહ્યાં છે. વળી એ દરેક જિનકૂટ જાત્યરૂપ સુવર્ણનાં કંઇક શ્વેતવર્ણે છે, મૂળમાં ૮ યોજન, મધ્યમાં ૬ યોજન અને ઉપર ૪ યોજન વૃત્તવિષ્કંભ (વિસ્તાર) છે. ૮ યોજન ઉંચું છે, ઊર્ધ્વગોપુચ્છના આકારે અનુક્રમે હીન હીન વિસ્તારવાળું છે. ૨ યોજન ભૂમિમાં ઉંડુ છે. એ દરેકઉપરનું જિનભવન પણ જંબૂવૃક્ષની વિડિમાશાખાના જિનભવનસરખું સર્વરીતે છે.

તથા જેવું આ જંબૂવૃક્ષ ઉત્તરકુરૂમાં કહ્યું તેવુંજ શાલ્મલિવૃક્ષ દેવકુરૂક્ષેત્રમાં પશ્ચિમઅર્ધભાગમાં છે, તેનું પીઠ (શાલ્મલિપીઠ) રૂપાનું છે, અને અધિપતિ દેવ ગરૂડદેવ એટલે સુવર્ણકુમાર ભવનપતિનિકાયનો વેણુદેવ નામનો દેવ છે, તેની ગરૂડારાજધાની બીજા જંબૂદ્વીપમાં અનાદૃતારાજધાની સરખી જાણવી. આ શાલ્મલિપીઠની આસપાસના ત્રણ વનમાંથી પહેલા વનમાં જે [2]આઠ જિનકૂટ છે તે રૂપાનાં છે. ॥ ૧૪૫ ॥

## ॥ મહાવિદેહ ક્ષેત્રનું વર્ણન ॥

अवतरण:—મહાવિદેહક્ષેત્રમાં દેવકુરૂઉત્તરકુરૂનું સ્વરૂપ તથા તેમાં રહેલા

---

૧–૨ ભૂમિકૂટોમાં ૮ જંબૂકૂટ તથા ૮ શાલ્મલિકૂટ ગણાય છે તે.

યમલગિરિદ્રહો–અને મહાવૃક્ષોનું [ જંબૂવૃક્ષ શાલ્મલિવૃક્ષનું ] સ્વરૂપ કહ્યાબાદ હવે એ મહાવિદેહક્ષેત્રમાં વિજયો વક્ષસ્કારપર્વતો આદિ પદાર્થોનો સંગ્રહ આ ગાથામાં કહેવાય છે—

**बत्तीस सोल बारस, विजया वक्खार अंतरणईओ ।**
**मेरुवणाओ पुव्वा–वरासु कुलगिरिमहणयंता ॥ १४६ ॥**

**શબ્દાર્થ:—**

बत्तीस–બત્રીસ
वक्खार–વક્ષસ્કારપર્વતો
मेरुवणाओ–મેરૂના વનથી
पुव्वअवरासु–પૂર્વમાં અને પશ્ચિમમાં
कुलगिरि महणय अंता–કુલગિરિ અને મહાનદીના પર્યન્ત ભાગવાળા.

**સંસ્કૃત અનુવાદ.**

**द्वात्रिंशत् षोडश द्वादश विजया वक्षस्कारा अन्तर्नद्यः ।**
**मेरुवनात्पूर्वापरयोः कुलगिरिमहानद्यन्ताः ॥ १४६ ॥**

गाथार्थः—મહાવિદેહક્ષેત્રમાં ૩૨ વિજયો ૧૬ વક્ષસ્કારપર્વતો અને ૧૨ અન્તર્નદીઓ એ સર્વ મેરૂના વનથી પૂર્વદિશિમાં અને પશ્ચિમદિશિમાં કુલગિરિ અને મહાનદીના અન્તવાળા છે ॥ ૧૪૬ ॥

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે–એ ૬૦ પદાર્થોનો દરેકનો એકછેડો કુલગિરિને સ્પર્શેલો છે, અને એક છેડો મહાનદીને ( શીતા સીતોદાને ) સ્પર્શેલો છે. તથા એ સર્વનાં નામ અને અનુક્રમ આગળ કહેવામાં આવશે. તથા એ ત્રણ પ્રકારના પદાર્થોમાં અર્ધા મેરૂના ભદ્રશાલવનથી પૂર્વદિશિમાં છે એટલે ૧૬ વિજય–૮ વક્ષસ્કાર–અને ૬ અન્તર્નદી એ ૩૦ *પૂર્વમહાવિદેહમાં છે, અને એટલાજ પદાર્થ ભદ્રશાલવનથી પશ્ચિમદિશિમાં એટલે પશ્ચિમમહાવિદેહમાં છે. ॥ ૧૪૬ ॥

अवतरणः—એ વિજયો વક્ષસ્કારપર્વતો અને અન્તર્નદીઓની પહોળાઈ આ ગાથામાં કહે છે—

*તેનો સામાન્યઅનુક્રમ આ પ્રમાણે–ભદ્રશાલવનના પૂર્વદિશિના પર્યન્તભાગને સ્પર્શીને બે વિજય ઉત્તરદક્ષિણમાં રહેલી છે, ત્યારબાદ બે વક્ષસ્કાર, ત્યારબાદ બે વિજય, ત્યારબાદ બે અન્તર્નદી, ત્યારબાદ બે વિજય, ત્યારબાદ બે વક્ષસ્કાર, પુનઃ બે વિજય, પુનઃ ૨ અન્તર્નદી, પુનઃ બે વિજય, પુનઃ બે વક્ષસ્કાર, ઇત્યાદિક્રમથી યાવત્ વનમુખ સુધી ૩૦ પદાર્થ ગણવાં.

**विजयाण पिहुत्ति सगट्ठभाग बारुत्तरा दुवीससया ।**
**सेलाणं पंचसए, सवेइणइ पंचवीससयं ॥ १४७ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| विजयाण—વિજયોની | सेलाणं—પર્વતો ( વક્ષસ્કારોની ) |
| पिहुत्ति—પહોળાઈ | पंचसए—પાંચસો યોજન |
| सगट्ठभाग—આઠીયા સાત ભાગ | सवेइ—વેદિકાસહિત |
| बारउत्तरा—બાર અધિક | णइ—અન્તર્નદીઓ |
| दुवीससया—બાવીસસો | पंचवीससयं—એકસો પચીસ યોજન |

## સંસ્કૃત અનુવાદ.

**विजयानां पृथुत्वं सप्ताष्टभागा द्वादशोत्तराणि द्वाविंशतिशतानि ।**
**शैलानां पंचशतानि, सवेदिकानदीनां पंचविंशत्यधिकशतं ॥ १४७ ॥**

गाथार्थ:—વિજયોની દરેકની પહોળાઇ બાવીસસોબાર યોજન ઉપરાન્ત એક યોજનના આઠીયા સાત ભાગ [ ૨૨૧૨$\frac{૭}{૮}$ યોજન ] છે. વક્ષસ્કારપર્વતોની દરેકની પહોળાઈ ૫૦૦ યોજન છે, અને દરેક અન્તર્નદીની પહોળાઈ ૧૨૫ યોજન છે ॥૧૪૭॥

विस्तरार्थ:—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે–વિજયની પહોળાઇ ૨૨૧૨$\frac{૭}{૮}$ યોજન છે, તેને પૂર્વથી પશ્ચિમપર્યન્ત સુધીમાં આવેલી ૧૬ વિજયવડે ગુણતાં ૩૫૪૦૬ યોજન આવ્યા, તથા એક પંક્તિએ આવેલા ૮ વક્ષસ્કારને પોતાની ૫૦૦ યોજન પહોળાઇ સાથે ગુણતાં ૪૦૦૦ યોજન આવ્યા, અને એક પંક્તિએ આવેલી ૬ અન્તર્નદીઓને ૧૨૫ યોજનની પહોળાઇવડે ગુણતાં ૭૫૦ યોજન આવ્યા. એ ઉપરાન્ત આગળ કહેવાતા બે વનમુખની દરેકની ૨૯૨૨ યોજન પહોળાઇ હોવાથી તેને બેએ ગુણતા ૫૮૪૪ યોજન આવ્યા, અને મેરૂની પૂર્વમાં ૨૨૦૦૦ યોજન તથા પશ્ચિમમાં ૨૨૦૦૦ યોજન ભદ્રશાલવનની પહોળાઈ ૪૪૦૦૦ યોજન અને વચ્ચે રહેલા મેરૂની ૧૦૦૦૦ યોજન જાડાઇ મેળવતાં મેરૂ તથા વન મળીને ૫૪૦૦૦ પહોળાઇ થઈ એ સર્વનો સરવાળો કરતાં [ ૩૫૪૦૬+૪૦૦૦+૭૫૦+૫૮૪૪+૫૪૦૦૦= ] ૧૦૦૦૦૦ ( એક લાખ ) યોજન જંબૂદ્વીપની અને અહિં મહાવિદેહની પૂર્વપશ્ચિમ લંબાઇ સમાપ્ત થઇ.

અથવા બીજી રીતે ગણીએ તો એ પાંચે પદાર્થની પહોળાઈના સર્વાંકમાંથી ઇષ્ટ પદાર્થનો સર્વાંક બાદ કરીને [ અલગ રહેવા દઇને ] શેષ ચાર પદાર્થનો

સર્વાંક જંબૂદ્વીપની ૧ લાખયોજન લંબાઇમાંથી બાદ કરવો, જે શેષ રહે તેને ઇષ્ટ પદાર્થની સંખ્યાએ ભાગતાં ઇષ્ટ પદાર્થની પહોળાઇ આવે તે આ રીતે–

| | |
|---|---|
| મેરૂસહિત ભદ્રશાલવન | ૫૪૦૦૦ |
| ૧૬ વિજયોની પહોળાઇ | ૩૫૪૦૬ |
| ૮ વક્ષસ્કારની ,, | ૪૦૦૦ |
| ૬ અન્તર્નદીની ,, | ૭૫૦ |
| ૨ વનમુખની ,, | ૫૮૪૫૪ |

હવે ધારો કે વિજયની પહોળાઇ જાણવાની જરૂર છે તો વિજયનો ૩૫૪૦૬ અંક અલગ રાખીને શેષ ચાર અંકનો સર્વાળો ૬૫૫૯૪ થાય, તેને જંબૂની લંબાઈ ૧૦૦૦૦૦ માંથી બાદ કરતાં ૩૫૪૦૬ યોજન આવે, તેને વિજયની ૧૬ સંખ્યાવડે ભાગતાં ૨૨૧૨ $\frac{૭}{૮}$ યોજન આવે.

એ પદ્ધતિએ કોઇપણ પદાર્થની ( વિજયાદિ પાંચમાંના કોઇપણ પદાર્થની ) પહોળાઇ પ્રાપ્ત થાય છે. કારણકે પાંચપદાર્થો મળીને ૧ લાખયોજન રોકાયા છે, માટે એજ રીતિ સુગમ છે. ॥ ૧૪૭ ॥

अवतरण:—પૂર્વગાથામાં વિજયાદિકની પહોળાઇ કહીને હવે આ ગાથામાં તે સર્વની લંબાઈ કહેવાય છે—

**सोलससहसपणसय–बाणउआ तहय दो कलाओ य ।**
**एएसिं सव्वेसिं, आयामो वणमुहाणं च ॥ १४८ ॥**

### શબ્દાર્થ:—

सोलससहस–સોલહજાર
पणसय बाणउआ–પાંચસો બાણુ
एएसिंसव्वेसिं–એ સર્વનો
आयामो–આયામ, લંબાઇ
वणमुहाणं–એ વનમુખની

### સંસ્કૃત અનુવાદ.

**षोडशसहस्रपंचशतद्विनवतिः तथा च द्वे कले च ।**
**एतेषां सर्वेषामायामो वनमुखानां च ॥ १४८ ॥**

गाथार्थ:—એ વિજયો વિગેરે સર્વની લંબાઇ સોલહજાર પાંચસો બાણુ યોજન તથા બે કળા ( ૧૬૫૯૨–$\frac{૨}{૧૯}$ યોજન ) છે, તેમજ આગળ કહેવાતા બે વનમુખની લંબાઇ પણ એજ છે ॥ ૧૪૮ ॥

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે વિજયાદિકોની લંબાઇ વર્ષધરપર્વતથી પ્રારંભીને મહાનદીના પ્રવાહસુધી એટલે ઉત્તરદક્ષિણ છે, અને પહોળાઇ પૂર્વપશ્ચિમ છે. તથા આ લંબાઇ પ્રાપ્ત કરવાનો ઉપાય આ પ્રમાણે–જંબૂદ્વીપની લંબાઇ પહોળાઇ ભરત અથવા ઐરાવતક્ષેત્ર જેવા ૧૯૦ ખંડ જેટલી છે, ત્યાં ભરત વા ઐરવતક્ષેત્ર ૫૨૬ યોજન ૬ કળાનું છે તે ૧ ખંડ પ્રમાણ છે, અને મહાવિદેહક્ષેત્રની પહોળાઇ તેવા ૬૪ ખંડ જેટલી છે માટે ૫૨૬–૬ ને ૬૪ વડે ગુણતાં ૩૩૬૮૪ યોજન–૪ કળા થઇ, તેમાંથી * ૫૦૦ યોજન મહા નદીની પહોળાઇ બાદ કરતાં યો. ૩૩૧૮૪–૪ ક. પહોળાઇ રહી, તેને અર્ધભાગે કરતાં યો. ૧૬૫૯૨–૨ ક. પહોળાઇ ઉત્તરદિશાએ અને એટલી જ પહોળાઇ દક્ષિણદિશાએ આવી, તેજ વિજયાદિકની લંબાઇ જાણવી, કારણકે વિજયાદિકની લંબાઇ મહાવિદેહની પહોળાઇમાં જ આવેલી છે. ॥ ૧૪૮ ॥

अवतरणः—પૂર્વગાથાઓમાં વિજયાદિકની લંબાઇ પહોળાઇ કહેવાઇ, પરન્તુ તેમાં વક્ષસ્કારપર્વતોની ઉંચાઇ કહેવી બાકી રહી છે, [વિજયાદિકની ઉંચાઇ ન હોય માટે તે કહેવાની નથી] તે કહે છે—

**गयदंतगिरिव्वुच्चा, वक्खारा ताणमंतरनईणं ।**
**विजयाणं च भिहाणाइं मालवंता पयाहिणओ ॥ १४९ ॥**

## શબ્દાર્થઃ—

गयदंतगिरिव्व–ગજદંતગિરિવત્
उच्चा–ઉંચા
वक्खारा–વક્ષસ્કારપર્વતો
ताणं–તે વક્ષસ્કારપર્વતોનાં
(अ)भिहाणाइं–અભિધાન, નામો
मालवंता–માલ્યવંત ગજદંતથીપ્રારંભીને
पयाहिणओ–પ્રદક્ષિણાવર્તના ક્રમ પ્રમાણે

## સંસ્કૃત અનુવાદ.

**गजदन्तगिरिवदुच्चा वक्षस्कारास्तेषामन्तर्नदीनाम् ।**
**विजयानां चाभिधानानि माल्यवतः प्रादक्षिण्येन ॥ १४९ ॥**

---

* **प्रश्नः**—મહાનદીની ૫૦૦ યોજન પહોળાઇ તો સમુદ્રના સંગમસ્થાને છે, તો અહિ શરૂઆતથી જ વિજયાદિને સ્થાને ૫૦૦ યોજન કેમ ગણાય ? **उत्तरः**—વિજયાદિકને સ્થાને મહાનદીની પહોળાઇ ૫૦૦ યોજન નથી, પરન્તુ અનુક્રમે હીન હીન છે, તો પણ જેટલી હીનતા તેટલો નદીનો રમણપ્રદેશ પણ ( જળવિનાનો ખાલી મેદાનભાગ ) નદીતરીકે ગણીને સર્વત્ર ૫૦૦ યોજન જેટલી નદીની પહોળાઇ ગણવી.

गाथार्थः—વક્ષસ્કારપર્વતો ગજદંતગિરિ સરખા ઉંચા છે, તે વક્ષસ્કારોનાં અન્તર્નદીઓનાં અને વિજયોનાં નામો માલ્યવંત ગજદંતથી પ્રારંભીને પ્રદક્ષિણા-વર્તનાક્રમથી આ પ્રમાણે છે. ॥ ૧૪૯ ॥

विस्तरार्थः—ગજદંતપર્વતો જેમ નિષધ અને નીલવંતપર્વત પાસે પ્રારંભમાં ૪૦૦ યોજન ઉંચા છે, અને ત્યારબાદ ઉંચાઇમાં વધતા વધતા મેરૂપર્વતપાસે ૫૦૦ યોજન ઉંચા થયા છે, તેમ આ ૧૬ વક્ષસ્કારપર્વતો પણ નિષધ અને નીલવંતપર્વત પાસેથી નિકળ્યા છે ત્યાં પ્રારંભમાં ૪૦૦ યોજન ઉંચા છે, અને ત્યારબાદ ઉંચાઇમાં અનુક્રમે વધતા વધતા મહાનદીપાસે એટલે પર્યન્તે ૫૦૦ યોજન ઉંચા થયા છે, જેથી એ પર્વતો અશ્વસ્કંધસરખા આકારવાળા છે.

હવે એ ૧૬ વક્ષસ્કાર ૩૨ વિજય અને ૧૨ અન્તર્નદીનાં નામ કહેવાનાં છે તેનો અનુક્રમ માલ્યવંત નામના ગજદંતપર્વતથી જમણા આવર્તે ગણવો, તે આ પ્રમાણે—

### ॥ વિજય વક્ષસ્કાર અને અન્તર્નદીઓનો અનુક્રમ ॥

મેરૂપર્વતથી ઇશાનકોણમાં માલ્યવંત ગજદંતનીપાસે પૂર્વદિશામાં १ कच्छ विजय, તે પછી १ चित्रपर्वत, ત્યારબાદ २ सुकच्छविजय ઇત્યાદિ અનુક્રમ આગળ દર્શાવેલી સ્થાપનાને અનુસારે વિચારવો, તે સ્થાપના આ પ્રમાણે—(બાજુમાં).

अवतरणः—આ ગાથામાં ૧૬ વક્ષસ્કારપર્વતોનાં નામ અનુક્રમે કહે છે—

**चित्ते य बंभकूडे, णलिणीकूडे य एगसेले य ।**
**तिउडे वेसमणोवि य, अंजणमायंजणे चेव ॥ १५० ॥**
**अंकावइ पम्हावइ आसीविस तह सुहावहे चंदे ।**
**सूरे णागे देवे, सोलस वक्खारगिरि णामा ॥ १५१ ॥**

### શબ્દાર્થઃ—

ગાથાર્થ પ્રમાણે સુગમ છે—

### સંસ્કૃત અનુવાદ.

**चित्रश्च ब्रह्मकूटो नलिनीकूटश्चैकशैलश्च**
**त्रिकूटो वैश्रमणो पि चांजनो मातंजनश्चैव ॥ १५० ॥**

વનમુખ.
૯ વત્સવિજય
૫
૧૦ સુવત્સવિજય
૪
૧૧ મહાવત્સવિજય
૬
૧૨ વત્સાવતીવિજય
૫
૧૩ રમ્યવિજય
૭
૧૪ રમ્યકવિજય
૬
૧૫ રમણીયવિજય
૮
૧૬ મંગલાવતીવિજય
૧૭ પદ્મવિજય
૯
૧૮ સુપદ્મવિજય
૭
૧૯ મહાપદ્મવિજય
૧૦
૨૦ પદ્માવતીવિજય
૮
૨૧ સંખવિજય
૧૧
૨૨ નલિનવિજય
૯
૨૩ કુમુદવિજય
૧૨
૨૪ નલિનાવતીવિજય
વનમુખ.
પૂર્વ
પશ્ચિમ
શ્રી સીતા નદી
શ્રી સીતોદા નદી
મેરુ
માલ્યવંતગિરિ
ગંધમાદનગિરિ
વિદ્યુત્પ્રભગિરિ
સૌમનસગિરિ
નીલવંત પર્વત
નિષધ પર્વત
ઉત્તર
દક્ષિણ
ઈશાન
અગ્નિ
નૈઋત્ય
વાયવ્ય
૧ કચ્છવિજય
ચિત્ર
૧
૨ સુકચ્છવિજય
ગ્રાહવતી નદી
૩ મહાકચ્છવિજય
૨
૪ કચ્છાવતીવિજય
૫ આવર્તવિજય
૩
૬ મંગલાવર્તવિજય
૭ પુષ્કલવિજય
૪
૮ પુષ્કલાવતીવિજય
૨૫ વપ્રવિજય
૧૩
૨૬ સુવપ્રવિજય
૧૦
૨૭ મહાવપ્રવિજય
૧૪
૨૮ વપ્રાવતીવિજય
૧૧
૨૯ વલ્ગુવિજય
૧૫
૩૦ સુવલ્ગુવિજય
૧૨
૩૧ ગંધિલવિજય
૧૬
૩૨ ગંધિલાવતીવિજય

अंकापाती पक्ष्मापाती आशीविषस्तथा सुखावहश्चन्द्रः ।
सूरो नागो देवः षोडश वक्षस्कारगिरिनामानि ॥ १५१ ॥

ગાથાર્થ:—ચિત્ર–બ્રહ્મકૂટ–નલિનીકૂટ–એકશૈલ–ત્રિકૂટ–વૈશ્રમણ–અંજનગિરિ–માતંજનગિરિ–અંકાપાતી–પદ્માપાતિ–આશીવિષ–સુખાવહ–ચન્દ્ર–સૂર–નાગ–દેવ, એ ૧૬ વક્ષસ્કારપર્વતોનાં નામ અનુક્રમે જાણવાં ॥ ૧૫૧ ॥

વિસ્તરાર્થ:—ગાથાર્થવત્ સુગમ છે, અને શબ્દાર્થ આ પ્રમાણે–વિજયોને વક્ષસ્–હૃદયભાગમાં અર્થાત્ વચમાં કાર–કરનાર–રાખનાર તે વક્ષસ્કાર કહેવાય, અર્થાત્ જે બે પર્વતો મળીને રક્ષણીયક્ષેત્રને પોતાની બેની વચ્ચે રાખે તે [1]વક્ષસ્કારપર્વત. અહિં બે વક્ષસ્કારપર્વતો પોતાના અંતરાલમાં બે બે વિજયોને ગોપવે છે, એ ભાવાર્થ છે. એ સર્વપર્વતો [2]વિષમાંક વિજયોને અન્તે વિજયની મર્યાદા બાંધીને [3]રહ્યા છે. ॥ ૧૫૦ ॥ ૧૫૧ ॥

અવતરણ:—આ ગાથામાં ૧૨ અન્તર્નદીઓનાં અનુક્રમે નામ કહે છે—

गाहावई दहवई वेगवई तत्त मत्त उम्मत्ता ।
खीरोय सीयसोया, तह अंतोवाहिणी चेव ॥ १५२ ॥
उम्मीमालिणि गंभी–रमालिणी फेणमालिणी चेव ।
सव्वत्थवि दसजोयण उंडा कुंडुब्भवा एया ॥ १५३ ॥

શબ્દાર્થ:—

| | |
|---|---|
| सव्वत्थवि–સર્વસ્થાને પણ | कुंडुब्भवा–કુંડમાંથી ઉત્પન્ન થયેલી |
| उंडा–ઉંડી | एया–એ અન્તર્નદીઓ |

૧ એ શબ્દાર્થને અનુસરીને ચાર ગજદંતગિરિઓ એ બે કુરૂક્ષેત્રોને પોતાની વચ્ચે ગુપ્ત રાખવાથી તે ગજદંતગિરિઓને પણ વક્ષસ્કારપર્વત શ્રી જંબૂ૦ પ્ર૦ સૂત્રમાં કહ્યા છે, પરન્તુ એ અર્થથી વર્ષધરો અન્તર્નદીઓ આદિ પદાર્થોને પણ વક્ષસ્કારપર્વત આદિ કેમ ન કહેવા? એ તર્ક ન કરવો, કારણ કે એ શબ્દાર્થો પંકજશબ્દવત્ રૂઢપદાર્થનેજ સૂચવનારા છે, પરન્તુ તેવા અર્થવાળા સર્વપદાર્થને સૂચવનાર નથી.

૨ જેમ ૧–૩–૫–૭–૯–૧૧–૧૩–૧૫–૧૭–૧૯–૨૧ આદિ વિજયોની પર્યન્તે—
૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૧ આદિ વક્ષસ્કારપર્વત રહ્યા છે.

૩ એ પર્વતના નામવાળા દેવો એ પર્વતોના અધિપતિ છે, તેની રાજધાની આદિ પૂર્વવત્ યથાસંભવ.

## સંસ્કૃત અનુવાદ.

**ग्राहवती द्रहवती वेगवती तप्ता मत्ता उन्मत्ता ।**
**क्षीरोदा शीतस्रोतसी तथाऽन्तर्वाहिनी चैव ॥ १५२ ॥**
**ऊर्म्मिमालिनी गम्भीरमालिनी फेनमालिनी चैव ।**
**सर्वत्रापि दशयोजनोंडाः कुंडोद्भवा एताः ॥ १५३ ॥**

गाथार्थः—ગ્રાહવતી–દ્રહવતી–વેગવતી–તપ્તા–મત્તા–ઉન્મત્તા–ક્ષીરોદા–શીતસ્રોતા તથા અન્તર્વાહિની–ઊર્મ્મિમાલિની–ગંભીરમાલિની અને ફેનમાલિની એ ૧૨ અન્તર્નદીઓ સર્વસ્થાને ૧૦ યોજન ઉંડી છે, અને એકેક કુંડમાંથી એકેક નદી નિકળી છે ॥ ૧૫૩ ॥

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે, વિશેષ એ કે-એ બાર નદીઓને કોઈ પણ બીજી નદીઓનો પરિવાર નથી. પ્રારંભથી પર્યન્તસુધી એક સરખો ૧૨૫ યોજન પહોળો પ્રવાહ છે, ગંગાઆદિ નદીવત્ પ્રારંભમાં અલ્પ ઉંડાઇ અને પર્યન્તે દશગુણી ઉંડાઇ આ નદીઓમાં નથી, પરન્તુ પ્રવાહ *સર્વત્ર સરખો હોવાથી ઉંડાઈ પણ સર્વત્ર સરખી રીતે ૧૦ યોજન જેટલી છે. આ નદીઓનો જન્મકુંડ નિષધનીલવંતપર્વતની નીચે છે, તેનું પ્રમાણઆદિ સ્વરૂપ ૫૩–૫૪ મી ગાથાના વિસ્તરાર્થમાં કહેવાયું છે. એ કુંડોમાં આ બાર નદીદેવીઓના ૧૨

*અહિં એક વાત અવશ્ય વિચારવા યોગ્ય છે કે—ગ્રાહવતી આદિ બાર અન્તર્નદીઓના કુંડ ૧૨૦ યોજન માત્ર વિસ્તારવાળા છે, તો તેમાંથી પ્રારંભમાંજ ૧૨૫ યોજન વિસ્તારવાળી નદી કેવી રીતે નિકળી? તેમજ દરેક નદી કુંડના દ્વારમાંથી નિકળે છે તે દ્વાર ૧૨॥ યોજન પહોળું છે, તો તેમાંથી પણ ૧૨૫ યોજન પ્રારંભમાંજ પહોળાઇવાળી નદી કેવી રીતે નિકળે? જો આખા કુંડમાંથી પણ નદી નિકળવી અશક્ય તો દ્વારમાંથી નિકળવાની તો વાતજ શી? વળી આ બાબતનું કંઇપણ સમાધાન એ વિષમતાને ઉદ્દેશીને શાસ્ત્રોમાં દેખાતું નથી, પરન્તુ જંબૂદ્વીપની સર્વનદીઓની સમાન લંબાઇના કોષ્ટકકરણને ઉદ્દેશીને શ્રીજંબૂદ્વીપ પ્ર૦ વૃત્તિમાં શ્રીમલયગિરિકૃત ક્ષેત્રસમાસવૃત્તિનો પાઠ દર્શાવ્યો છે, તે પાઠમાં પ્રારંભે ૧૨॥ યોજન પ્રવાહ અને મહાનદીપ્રવેશસ્થાને (પર્યન્તે) ૧૨૫ યોજન પ્રવાહ અન્તર્નદીઓનો લઘુવૃત્તિના અભિપ્રાય પ્રમાણે દર્શાવ્યો છે, તેથી તે અભિપ્રાય પ્રમાણે તો કોઇપણ શંકા ઉપસ્થિત થતી નથી, પરન્તુ બહુમતે સમપ્રવાહ કહેલો છે તેનું સમાધાન શું? તે શ્રી બહુશ્રુતગમ્ય. વળી શ્રી મલયગિરિજી મહારાજે પણ જંબૂદ્વીપની અન્તર્નદીઓના વર્ણનમાં સમપ્રવાહ કહીને ધાતકીખંડાદિકની નદીઓના વર્ણનપ્રસંગે "વિષમ પ્રવાહ જણાવવામાં ગ્રાહવતી આદિ અન્તર્નદીઓનું પણ ઉદાહરણ આપ્યું છે. તે લઘુવૃત્તિના અભિપ્રાયથીજ, પરન્તુ સ્વતઃ નહિં, સ્વાભિપ્રાયથી તો અન્તર્નદીઓ સમપ્રવાહવાળી માનેલી સમન્વય છે. માટે તત્ત્વ શ્રી બહુશ્રુતગમ્ય.

દ્વીપ છે, તેમાં દેવીનાં ભવન છે. અર્થાત્ ૧૨૦ યોજન વિસ્તારવાળા કુંડ છે, ૧૬ યોજન વિસ્તારવાળા દેવીના દ્વીપ છે, અને ૧૨।। યોજન વિસ્તારવાળા કુંડના દ્વાર છે, આ નદીઓ નિષધનીલવંતપર્વત નીચેના કુંડોમાંથી નિકળી સીતા સીતોદા નદીને મળે છે. ૬ નદીઓ પૂર્વમહાવિદેહમાં અને ૬ નદીઓ પશ્ચિમ મહાવિદેહમાં છે. તથા દરેક નદી ૨-૪-૬, ૧૦-૧૨-૧૪, ૧૮-૨૦-૨૨, ૨૬-૨૮-૩૦ એ સમાંક વિજયને અન્તે આવેલી છે. ।। ૧૫૨ ।। ૧૫૩ ।।

अवतरण:—હવે આ ચાર ગાથાઓમાં ૩૨ વિજયોનાં નામ અનુક્રમે કહેવાયછે–

कच्छु सुकच्छो य महा–कच्छो कच्छावई तहा ।
आवत्तो मंगलावत्तो, पुक्कलो पुक्कलावई ॥ १५४ ॥
वच्छु सुवच्छो य महा–वच्छो वच्छावई वि य ।
रम्मो अ रम्मओ चेव, रमणी[1] मंगलावई ॥ १५५ ॥
पम्हु सुपम्हो य महा–पम्हो पम्हावई तओ ।
संखो णलिणनामा य, कुमुओ णलिणावई ॥ १५६ ॥
वप्पु सुवप्पो अ महा–वप्पो वप्पावईत्ति य ।
वग्गू तहा सुवग्गू अ, गंधिलो गंधिलावई ॥ १५७ ॥

શબ્દાર્થ:—

ગાથાર્થવત્ સુગમ છે—

સંસ્કૃત અનુવાદ.

कच्छः सुकच्छश्च महाकच्छः कच्छावती तथा ।
आवर्त्तो मंगलावर्त्तः पुष्कलः पुष्कलावती ॥ १५४ ॥
वत्सः सुवत्सश्च महावत्सो वत्सावत्यपि च ।
रम्यो रम्यकश्चैव रमणीयो मंगलावती ॥ १५५ ॥
पद्मः सुपद्मश्च महापद्मः पद्मावती ततः ।
शंखो नलिननामा च, कुमुदो नलिनावती ॥ १५६ ॥

१ रमणिज्जो એવો પણ પાઠ છે.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ-ભાવનગર.

**वप्रः सुवप्रश्च महावप्रो वप्रावतीति च ।**
**वल्गुस्तथा सुवल्गुश्च गंधिलो गंधिलावती ॥ १५७ ॥**

गाथार्थः—૧ કચ્છવિજય, ૨ સુકચ્છવિજય, ૩ મહાકચ્છવિજય, ૪ કચ્છાવતીવિજય, ૫ આવર્ત્તવિજય, ૬ મંગળાવર્તવિજય, ૭ પુષ્કલવિજય, ૮ પુષ્કલાવતીવિજય, ॥ ૧૫૪ ॥ ૯ વત્સવિજય, ૧૦ સુવત્સવિજય, ૧૧ મહાવત્સવિજય, ૧૨ વત્સાવતીવિજય, ૧૩ રમ્યવિજય, ૧૪ રમ્યકવિજય, ૧૫ રમણીય (રમણિક) વિજય, ૧૬ મંગલાવતીવિજય. ॥ ૧૫૫ ॥ ૧૭ પક્ષ્મવિજય, ૧૮ સુપક્ષ્મવિજય, ૧૯ મહાપક્ષ્મવિજય, ૨૦ પક્ષ્માવતીવિજય, ત્યારબાદ ૨૧ શંખવિજય, ૨૨ નલિનવિજય નામની વિજય, ૨૩ કુમુદવિજય, ૨૪ નલિનાવતીવિજય. ॥ ૧૫૬ ॥ ૨૫ વપ્રવિજય, ૨૬ સુવપ્રવિજય, ૨૭ મહાવપ્રવિજય, ૨૮ વપ્રાવતીવિજય, ૨૯ વલ્ગુવિજય, તથા ૩૦ સુવલ્ગુવિજય, ૩૧ ગંધિલવિજય, ૩૨ ગંધિલાવતીવિજય ॥૧૫૭॥

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એ કે—એ દરેક વિજયનો તે તે નામવાળો અધિપતિદેવ પલ્યોપમના આયુષ્યવાળો છે, તેથી એ નામો છે, અથવા શાશ્વતનામો છે. એ દેવોની રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં પોતપોતાની દિશિમાં ૧૨૦૦૦ યોજન પ્રમાણની છે. એ દરેક વિજયની લંબાઈ પહોળાઈ પૂર્વગાથાઓમાં કહેવાઇ ગઇ છે તે પ્રમાણે જાણવી.

તથા ચક્રવર્તિઓ એ ક્ષેત્રોને वि=વિશેષ પ્રકાર जय=જીતે છે તે કારણથી विजय એવું નામ કહેવાય છે. અર્થાત્ ચક્રવર્તીને જીતવા યોગ્ય ક્ષેત્ર તે *विजय.

તથા આ બત્રીસે વિજયોમાં અવસર્પિણી ઉત્સર્પિણી અને તેના ૭ ૭ આરારૂપ કાળ છે નહિં તેથી नो उत्सर्पिणी नो अवसर्पिणी કાળ છે, તે કાળ અવસર્પિણીના ૪ થા આરા સરખો સદાકાળ વર્તે છે, જેથી ૫૦૦ ધનુષ્ની કાયાવાળા મનુષ્યો, ક્રોડપૂર્વના આયુષ્યવાળા છે, ઇત્યાદિસ્વરૂપ પૂર્વે ચોથાઆરાનું કહેવાઇ ગયું છે તે સરખું જાણવું.

તથા વર્તમાનકાળમાં ૮મી પુષ્કલાવતી વિજયમાં श्रीसीमंधरस्वामी નામના તીર્થંકર વિચરે છે, ૯મી વત્સવિજયમાં श्रीयुगमंधर નામના તીર્થંકર વિચરે છે. ૨૪મી નલિનાવતી વિજયમાં श्रीबाहु નામના તીર્થંકર વિચરે છે, અને ૨૫મી વપ્રવિજયમાં श्रीसुबाहु નામના તીર્થંકર વિચરે છે. એ પ્રમાણે

---

* એ અર્થપ્રમાણે ભરત તથા ઐરવતક્ષેત્ર પણ વિજય તરીકે ગણી શકાય, અને તે કારણથી चउतीसुं विजएसुं એ જંબૂદ્વીપ સંગ્રહણીના પાઠથી જંબૂદ્વીપમાં ૩૪ વિજયો કહેલી છે.

જઘન્યથી ૪ અને ઉત્કૃષ્ટથી ૩૨ તીર્થંકર, જઘન્યથી ૪ ચક્રવર્તી, ૪ વાસુદેવ, અને ઉત્કૃષ્ટથી ૨૮ [1]ચક્રવર્તી તથા ૨૮ વાસુદેવ સમકાળે હોય છે. ઇત્યાદિ ઘણું સ્વરૂપ ગ્રંથાન્તરથી જાણવા યોગ્ય છે. ॥ ૧૫૪ થી ૧૫૭ ॥

अवतरण—એ દરેક વિજયમાં વૈતાઢ્યપર્વત તથા ચક્રવર્તીની રાજધાનીનું નગર હોય છે તે કહે છે—

**एए पुव्वावरगय–विअड्डदलिय त्ति णइदिसिदलेसु ।**
**भरहद्धपुरिसमाओ, इमेहि णामेहि णयरीओ ॥ १५८ ॥**

### શબ્દાર્થઃ—

ए ए–એ વિજયો
पुव्व अवरगय–પૂર્વ પશ્ચિમમાં રહેલા
विअड्डदलिय–વૈતાઢ્યવડે અર્ધ થયેલા
णइदिसिदलेसु–નદીતરફના અર્ધભાગમાં
भरहअद्धपुरिसमाओ–ભરતાર્ધની નગરી સરખી
इमेहि–આ (આગળની ગાથામાં કહેવાતા)
णामेहि–નામવાળી
णयरीओ–નગરીઓ

### સંસ્કૃત અનુવાદ.

**एते पूर्वापरगतवैताढ्यदलिता इति नदीदिशि दलेषु ।**
**भरतार्धपुरीसमा एभि र्नामभिर्नगर्यः ॥ १५८ ॥**

गाथार्थः—એ સર્વ વિજયો પૂર્વપશ્ચિમ લંબાઇ પ્રમાણે રહેલા દીર્ઘવૈતાઢ્યો વડે અર્ધભાગવાળા થયેલા છે, તેથી મહાનદીપાસેના અર્ધમાં દક્ષિણભરતાર્ધની અયોધ્યાનગરીસરખી અને આગળની ગાથાઓમાં કહેવાશે એવા નામવાળી નગરીઓ છે. ॥ ૧૫૮ ॥

विस्तरार्थः—એ દરેક વિજયના અતિમધ્યભાગે વૈતાઢ્યપર્વત આવેલો છે, વિજયની પહોળાઇ જેટલો તે પૂર્વ પશ્ચિમ દીર્ઘ છે, અને ૫૦ યોજન ઉત્તર દક્ષિણ વિસ્તારવાળો છે. આ વૈતાઢ્યોનું પ્રમાણ—મેખલા—વિદ્યાધરનગરોની

[1] મહાવિદેહક્ષેત્ર ચક્રવર્તી અને વાસુદેવ રહિત હોય નહિં, માટે જઘન્યથી ૪ વાસુદેવ હોય ત્યારે ૪ થી ૨૮ ચક્રવર્તી હોય, જેથી બત્રીસ વિજયો પૂરાય, અને જો ચક્રવર્તી ચાર હોય તો વાસુદેવ ૪ થી ૨૮ સુધી હોય. પુનઃ દરેક વિજયમાં તીર્થંકર–ચક્રી–કે વાસુદેવ હોવા જોઇએ એ નિયમ નથી, પરન્તુ જઘન્યથી ૪ તીર્થંકર, ૪ ચક્રી, ૪ વાસુદેવ તો હોવાજ જોઇએ.

શ્રેણિઓ—આભિયોગિક દેવોની શ્રેણિઓ ઇત્યાદિ સર્વસ્વરૂપ ૭૯ થી ૮૭ મી ગાથાસુધીમાં કહ્યું છે, તે પ્રમાણે યથાસંભવ જાણવું. તથા વિજયના વૈતાઢ્યવડે બે ભાગ થવાથી એકભાગ વર્ષધરપર્વત પાસે અને બીજોભાગ મહાનદી સીતા સીતોદા પાસે છે, ત્યાં મહાનદી પાસેના અર્ધવિજયમાં એકેક નગરી ચક્રવર્તીની રાજધાનીરૂપ છે, તે દક્ષિણભરતમાં રહેલી અયોધ્યાનગરી સરખી લાંબી ૧૨ યોજન, ૯ યોજન પહોળી ઇત્યાદિ યથાસંભવ સ્વરૂપવાળી છે, વિશેષ એ કે–ભરતઅયોધ્યામાં ભરતચક્રી ઉત્પન્ન થાય છે. તે પણ અમુક નિયમિતકાળે જ, અને આ નગરીઓમાં તે તે નગરીના નામવાળા જ ચક્રવર્તિઓ અનિયતકાળે સદાકાળ ઉત્પન્ન થાય છે, એમ જાણવું. તથા ભરતઅયોધ્યા અશાશ્વતી નગરી છે, અને કચ્છા આદિ નગરીઓ શાશ્વતી છે, વળી એ નગરીઓનું નદીથા અને વૈતાઢ્યથી અન્તર વિગેરે પોતાની મેળે ગણત્રી કરીને જાણવું ॥ ૧૫૮ ॥

અવતરણ:—પૂર્વગાથામાં કરેલી સૂચના પ્રમાણે આ ગાથામાં તે નગરીઓનાં નામ કહેવાય છે—

**खेमा खेमपुरा वि अ, अरिट्ठ रिट्ठावई य णायव्वा ।**
**खग्गी मंजूसा वि अ, ओसहिपुरि पुंडरिगिणी य ॥ १५९ ॥**
**सुसीमा कुंडला चेव, अवराईयपहंकरा ।**
**अंकावइ पम्हावइ, सुहा रयणसंचया ॥ १६० ॥**
**आसपुरा सींहपुरा, महापुरा चेव हवइ विजयपुरा ।**
**अवराइया य अवरा, असोगा तह वीअसोगाय ॥ १६१ ॥**
**विजया य वेजयंती, जयंति अपराजिया य बोधव्वा ।**
**चक्कपुरा खग्गपुरा होइ अवज्झा अउज्झा य ॥ १६२ ॥**

### શબ્દાર્થ:—

ગાથાર્થવત્ સુગમ છે—

### સંસ્કૃત અનુવાદ.

**क्षेमा क्षेमपुराऽपि चारिष्टा रिष्टावती च ज्ञातव्या ।**
**खड्गी मंजुषाऽपि चौषधिपुरी पुंडरीकिणी च ॥ १५९ ॥**

सुसीमा कुंडला चैवापराजिता प्रभंकरा ।
अंकावती पद्मावती, शुभा रत्नसंचया ॥ १६० ॥
अश्वपुरा सिंहपुरा, महापुरा चैव भवति विजयपुरा ।
अपराजिता चापराऽशोका तथा वीतशोका च ॥ १६१ ॥
विजया च वैजयन्ती, जयन्ती अपराजिता च बोधव्या ।
चक्रपुरा खड्गपुरा, भवति अवध्या अयोध्या च ॥ १६२ ॥

ગાથાર્થ:—૧ ક્ષેમા, ૨ ક્ષેમપુરા, ૩ અરિષ્ટા, ૪ અરિષ્ટાવતી, એ ચાર નગરીઓ જાણવી, તથા ૫ ખડ્ગી, ૬ મંજુષા, ૭ ઔષધિપુરી, પુંડરીકિણી ॥ ૧૫૯ ॥ તથા ૯ સુસીમા, ૧૦ કુંડલા, ૧૧ અપરાજિતા, ૧૨ પ્રભંકરા, ૧૩ અંકાવતી, ૧૪ પદ્માવતી, ૧૫ શુભા, ૧૬ રત્નસંચયા ॥ ૧૬૦ ॥ ૧૭ અશ્વપુરા, ૧૮ સિંહપુરા, ૧૯ મહાપુરા, ૨૦ વિજયપુરા એ નગરીઓ છે. તથા ૨૧ અપરાજિતા, ૨૨ અપરા, ૨૩ અશોકા, ૨૪ વીતશોકા. ॥ ૧૬૧ ॥ ૨૫ વિજયા, ૨૬ વૈજયન્તી, ૨૭ જયન્તી, ૨૮ અપરાજિતા, એ નગરીઓ જાણવી, તથા ૨૯ ચંદ્રપુરા, ૩૦ ખડ્ગપુરા, ૩૧ અવધ્યા, ૩૨ અયોધ્યા એ નગરીઓ છે. ॥૧૬૨॥

વિસ્તરાર્થ:—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એજ કે પહેલા કચ્છવિજયમાં ક્ષેમાનગરી એ પ્રમાણે અનુક્રમે સુકચ્છ આદિ વિજયોમાં એ નગરીઓ અતિમધ્યભાગે છે, ઇત્યાદિ. ॥ ૧૬૨ ॥

અવતરણ:—હવે દરેક વિજયમાં બે બે નદીઓ છે તેનું સ્વરૂપ આ ગાથામાં કહેવાય છે—

कुंडुब्भवा उ गंगा–सिंधूओ कच्छपम्हपमुहेसु ।
अट्ठट्ठसु विजएसुं, सेसेसु य रत्तरत्तवई ॥ १६३ ॥

શબ્દાર્થ:—

कुंड उब्भवा–કુંડમાંથી ઉદ્ભવેલી (નિકળેલી)
कच्छ पम्ह–કચ્છ અને પક્ષ્મ
पमुहेसु–વિગેરે
अट्ठ अट्ठसु–આઠ આઠ
सेसेसु–બાકીની આઠ આઠ વિજયોમાં
रत्त रत्तवई–રક્તા રક્તવતી નદી

સંસ્કૃત અનુવાદ.

कुंडोद्भवास्तु गंगासिंध्वः, कच्छपद्मप्रमुखेषु ।
अष्टाष्टसु विजयेषु, शेषेषु च रक्ता रक्तवती ॥ १६३ ॥

ગાથાર્થ:—કુંડમાંથી નિકળેલી એવી ગંગાનદી અને સિન્ધુનદી નામની બે નદીઓ કચ્છ આદિ ૮ વિજયોમાં અને પક્ષ્મવિજય આદિ ૮ વિજયોમાં છે, અને શેષ ૧૬ વિજયોમાં રક્તાનદી તથા રક્તવતીનદી એ બે બે નદીઓ છે ॥ ૧૬૩ ॥

विस्तरार्थ:—કચ્છવિજય આદિ ૧ થી ૮ વિજયોમાં દરેકમાં गंगा અને सिंधु નામની બે બે નદી છે, તેવીજ રીતે પક્ષ્મવિજય આદિ ૧૭ થી ૨૪ સુધીની આઠ વિજયોમાં પણ દરેકમાં એજ બે નદીઓ છે. તથા વત્સવિજય આદિ ૯ થી ૧૬ સુધીની ૮ વિજયોમાં, તેમજ વપ્રાવિજય આદિ ૨૫ થી ૩૨ સુધીની ૮ વિજયોમાં रक्तानदी અને रक्तवतीनदी એ બે નદીઓ છે. એ રીતે બત્રીસ વિજયમાં ૬૪ નદીઓ છે. એ સર્વ નદીઓ નિષધ અને નીલવંતપર્વતની નીચેના ૬૪ કુંડોમાંથી નિકળી છે, કે જે કુંડ પૂર્વે ૬૦ યોજન વિસ્તારવાળા કહ્યા છે, તેમાંથી પ્રથમ ૬। યોજન જેટલા પ્રવાહથી નિકળી ગિરિપાસેના વિજયાર્ધના ત્રણવિભાગકરતી ૭૦૦૦–૭૦૦૦ નદીઓના પરિવારસહિત વૈતાઢ્યપર્વતની નીચે થઈ નદીપાસેના વિજયાર્ધમાં બહાર નિકળી ત્રણવિભાગ કરતી બીજી ૭૦૦૦–૭૦૦૦ ના પરિવારસહિત એ બે બે નદીઓ સીતા સીતોદા મહાનદીને દરેક ૧૪૦૦૦–૧૪૦૦૦ નદીઓના પરિવારસહિત મળે છે. આ નદીઓ પર્વત ઉપરથી નીચે પડતી નથી તેથી એના પ્રપાતકુંડ નથી, તથા જે કુંડોમાંથી એ નદીઓ નિકળે છે, તે કુંડ વર્ષધરપર્વત નીચે ઋષભકૂટની બે બાજુએ આવેલા છે, અહિં નદીઓના નામનો અનુક્રમ જૂદો જૂદો હોવાથી ગ્રન્થાન્તરથી જાણવો. ॥ ૧૬૩ ॥

अवतरण:—મહાવિદેહના બે છેડે બે વનમુખ છે તે આ ગાથામાં કહેવાય છે—

**अविवक्खिऊण जगई, सवेइवणमुहचउक्कपिहुलत्तं ।**
**गुणतीससय दुवीसा, णइंति गिरिअंतिएगकला ॥ १६४ ॥**

## શબ્દાર્થ:—

अविवक्खिऊण–વિવક્ષા નહિ કરીને
जगई–જગતીની
सवेई–વેદિકાસહિત
वणमुहचउक्क–ચાર વનમુખ
पिहुलत्त–પહોળાઈ
गुणतीससय दुवीसा–ઓગણત્રીસસો બાવીસ યોજન
णइ अंति–નદીના અન્તે
गिरि अंति–ગિરિના અન્તે

## સંસ્કૃત અનુવાદ.

**अविवक्षित्वा जगतीं सवेदिवनमुखचतुष्कपृथुत्वम् ।**
**एकोनत्रिंशच्छतद्वाविंशतिर्नद्यन्ते गिर्यन्ते एका कला ॥ १६४ ॥**

ગાથાર્થ:—જગતીની વિવક્ષા નહિ કરીને વેદિકાસહિત ચાર વનમુખની પહોળાઇ નદીની પાસે ૨૯૨૨ યોજન છે, અને વર્ષધરપર્વત પાસે ૧ કળા છે. ॥૧૬૪॥

વિસ્તરાર્થ:—પૂર્વમહાવિદેહની પર્યન્તે ૮–૯ મી વિજયને અન્તે અથવા સ્પર્શીને અને સ્હામી બાજુ જગતીને સ્પર્શીને એક મોટું વન આવેલું છે, પરન્તુ વચ્ચે સીતામહાનદીનો પ્રવાહ આવી જવાથી એ મહાવનના બે વિભાગ થવાથી બે વન કહેવાય છે, તેવી રીતે પશ્ચિમમહાવિદેહની અન્તે પણ બે વન આવવાથી મહાવિદેહમાં ૪ વનમુખ ગણાય છે. ૧૩મી ગાથામાં કહ્યા પ્રમાણે જગતીના મૂળના ૧૨ યોજન જંબૂદ્વીપમાં ગણેલા હોવાથી આ વનને અન્તે રહેલી જગતીના ૧૨ યોજન આ વનમાંજ ગણાય છે, જેથી ૧૨ યોજન જગતીના તે પણ વનના વિસ્તારમાંજ ગણતાં ૨૯૨૨ યોજન જેટલી વનની પહોળાઇ નદી પાસે છે, એ ૨૯૨૨ યોજન ગણ્યા તે જગતીને અવિવક્ષીને એટલે જગતીને જૂદી ન ગણીને ગણ્યા છે, નહીતર જગતીસિવાયનું શુદ્ધવન તો ૨૯૧૦ યોજન જ થાય. ત્યારબાદ જગતીની વક્રતાના કારણથી વનનો વિસ્તાર ઘટતાં ઘટતાં વર્ષધરપર્વતની પાસે કેવળ ૧ કળા જેટલોજ ( $\frac{૧}{૧૯}$ યોજન જેટલોજ ) વિસ્તાર રહે છે. એ પ્રમાણે વિજયની પહોળાઇ પ્રમાણે વનની પહોળાઇ પણ પૂર્વપશ્ચિમ છે, અને લંબાઇ વિજયવત્ ઉત્તરદક્ષિણ છે, તે વિજય જેટલી જ ૧૬૫૯૨ $\frac{૨}{૧૯}$ યોજન ૧૪૮મી ગાથામાં સ્પષ્ટ રીતે કહી છે.

### ॥ વનમુખનો વ્યાસ અને લંબાઇ જાણવાનું કરણ ॥

વર્ષધરપર્વતથી નદીસન્મુખ જતાં કેટલા યોજન ગયે કેટલો વ્યાસ હોય ? તે જાણવાની રીતિ આ પ્રમાણે—૧૬૫૯૨ યોજન ૨ કળા દૂર જતાં ૨૯૨૨ યોજન વ્યાસ છે તો ૧ યોજન ગયે કેટલો વ્યાસ ? એ પ્રમાણે ત્રિરાશિ યો૦ ૧૬૫૯૨ ક૦ ૨ | યો૦ ૨૯૨૨ | યો૦ ૧ આ પ્રમાણે સ્થાપીને બીજા ત્રીજા અંકના ગુણકારને પહેલા અંકવડે ભાગવાના છે, પરન્તુ ૨ કળા એ અંશ હોવાથી સુગમતા માટે ૧૬૫૯૨ યોજનની સર્વકળાઓ ૧૯ વડે ગુણીને કરીએ ત્યારે ૩૧૫૨૪૮માં ૨ કળા ઉમેરતાં ૩૧૫૨૫૦ કળા થાય, તથા ૨૯૨૨ યોજનની પણ કળા કરવાને ૧૯ વડે ગુણતાં ૫૫૫૧૮ કળા થઈ. જેથી દર યોજને $\frac{૫૫૫૧૮}{૩૧૫૨૫૦}$ યોજન

પહોળાઇ આવે, જેથી ૧૬૫૯૨$\frac{2}{19}$ યોજન દૂર જતાં ૫૫૫૧૮ ને ૩૧૫૨૫૦ વડે ગુણીને ૩૧૫૨૫૦ વડે ભાગી પુન: ૧૯ વડે ભાગતાં ૨૯૨૨ યોજન વિસ્તાર પ્રાપ્ત થાય છે. અથવા ૩૧૫૨૫૦ ને ૨૯૨૨ વડે ગુણતાં ૯૨૧૧૬૦૫૦૦ આવે તેને ૩૧૫૨૫૦ વડે ભાગતાં ૨૯૨૨ યોજન પર્યન્ત વિસ્તાર આવે. એ ઉપરથી નદી પાસેથી પર્વતતરફ જતાં દર યોજને વ્યાસ હીન કરવાનો હોય છે, તે સ્વત: જાણવા યોગ્ય છે, તથા વ્યાસ ઉપરથી લંબાઇ જાણવાનું ગણિત પણ પોતાની મેળે ગણવા યોગ્ય છે, અહિં અધિક વિસ્તાર થવાથી દર્શાવાશે નહિં. ॥ ૧૬૪ ॥

अवतरण:—હવે વિજય આદિ પાંચ પદાર્થોના વિષ્કંભ ભેગા કરવાથી જંબૂ-દ્વીપનો વિષ્કંભ જે ૧ લાખ યોજન છે તે પરિપૂર્ણ થાય છે તે આ બે ગાથામાં દર્શાવાય છે—

**पणतीससहसचउसय–छडुत्तरा सयलविजयविक्खंभो ।**
**वणमुहदुगविक्खंभो, अडवन्नसया य चोयाला ॥ १६५ ॥**
**सगसयपण्णासा णइ पिहुत्ति चउवन्नसहस मेरुवणे ।**
**गिरिवित्थरि चउसहसा, सव्वसमासो हवइ लक्खं ॥ १६६ ॥**

## શબ્દાર્થ:—

पणतीस सहस–પાંત્રીસ હજાર
चउसय–ચારસો
छड उत्तरा–૭ અધિક
सयल विजय–સર્વ વિજયનો
वणमुहदुग–બે વનમુખને
अडवन्नसया–અઠ્ઠાવનસો
चोयाला–ચુમાલીસ
सगसयपन्नासा–સાતસો પચાસ
णइपिहुत्ति–અન્તર્નદીઓની પહોળાઇ
चउवन्नसहस–ચોપન હજાર
मेरुवणे–મેરૂ અને ભદ્રશાલવનના
गिरिवित्थरि–વક્ષસ્કારગિરિઓનો વિસ્તાર
चउसहसा–ચાર હજાર
सव्व समासो–એ સર્વને ભેગો કરતાં

## સંસ્કૃત અનુવાદ.

**पंचत्रिंशत्सहस्राणि षडुत्तराणि चतुःशतानि सकलविजयविष्कंभः ।**
**वनमुखद्विकविष्कंभोऽष्टपंचाशच्छतानि चतुश्चत्वारिंशदधिकानि ॥ १६५ ॥**
**सप्तशतानि पंचाशदधिकानि नदीपृथुत्वे चतुःपंचाशत्सहस्राणि मेरुवनयोः ।**
**गिरिविस्तारे चतुःसहस्राणि, सर्वसमासो भवति लक्षम् ॥ १६६ ॥**

ગાથાર્થ:—સર્વ વિજયોનો એકત્ર વિસ્તાર ૩૫૪૦૬ યોજન, બે વનમુખનો વિસ્તાર ૫૮૪૪ યોજન, છ અન્તર્નદીઓની પહોળાઇ ૭૫૦ યોજન, મેરૂસહિત ભદ્રશાલવનનો વિસ્તાર ૫૪૦૦૦, અને ૮ વક્ષસ્કાર પર્વતોની પહોળાઇ ૪૦૦૦ યોજન, એ સર્વઅંકને ભેગા કરતાં ( એ પાંચે પદાર્થનો વિસ્તાર ભેગો કરતાં) જંબૂદ્વીપનો પૂર્વપશ્ચિમ વિસ્તાર ૧ લાખ યોજન પૂર્ણ થાય છે ॥૧૬૫–૧૬૬॥

વિસ્તરાર્થ:—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષતામાટે ૧૪૭ મી ગાથાનો વિસ્તરાર્થ જુઓ.

અવતરણ:—હવે આ ગાથામાં પશ્ચિમમહાવિદેહમાં આવેલાં અધોગ્રામ કહેવાય છે—

**जोयण सयदसगंते, समधरणीओ अहो अहोगामा ।**
**बायालीससहस्सेहिं गंतुं मेरुस्स पच्छिमओ ॥ १६७ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| सय दसग अंते–( સો દશક ) હજાર યોજન નીચે | बायालीस सहस्सेहिं–બેંતાલીસ હજાર યોજન દૂર |
| समधरणीओ–સમભૂમિથી | गंतुं–જઇને |
| अहो–નીચે, ઉંડાઇમાં | मेरुस्स–મેરૂપર્વતની |
| अहोगामा–અધોગ્રામો | पच्छिमओ–પશ્ચિમદિશામાં |

### સંસ્કૃત અનુવાદ.

**योजनशतदशकान्ते समधरणीतोऽधोऽधोग्रामाः ।**
**द्विचत्वारिंशच्छहस्रैर्गत्वा मेरोः पश्चिमतः ॥ १६७ ॥**

ગાથાર્થ:—મેરૂપર્વતથી પશ્ચિમદિશામાં ૪૨૦૦૦ યોજન દૂર જઇએ ત્યાં મેરૂની સમભૂતલથી નીચે ૧૦૦૦ યોજન નીચે–ઉંડાઇમાં અધોગ્રામો છે ॥ ૧૬૭ ॥

વિસ્તરાર્થ:—હવે અહિં પશ્ચિમમહાવિદેહમાં રહેલાં અધોગ્રામોનું સ્વરૂપ આ પ્રમાણે—

### ॥ પશ્ચિમ મહાવિદેહમાં ૧૦૦૦ યોજન નીચે અધોગ્રામ ॥

મેરૂની પશ્ચિમદિશાએ મેરૂની પાસેથી જગતીસુધીની અને નિષધપર્વત

તથા નીલવંતપર્વતની વચ્ચેની સર્વભૂમિ એટલે પશ્ચિમમહાવિદેહની સર્વ ભૂમિ મેરૂની પાસેથી જ અનુક્રમે નીચી નીચી ઉતરતી ગઇ છે, તે યાવત્ જંબૂદ્વીપની જગતીસુધી સર્વભૂમિ નીચી નીચી ઉતરેલી છે, તે એવી રીતે નીચી ઉતરતી ગઇ છે કે મેરૂથી ૪૨૦૦૦ યોજન દૂર જતાં ત્યાંની ભૂમિ મેરૂની પાસેની સમભૂમિથી ૧૦૦૦ યોજન જેટલી સીધી ઉંડી ગયેલી છે, જેથી તે સ્થાને આવેલી ૨૪ મી નલિનાવતીવિજય અને ૨૫ મી વપ્રવિજય એ બે વિજયોનાં ગામ-નગરો ૧૦૦૦ યોજન ઉંડાં હોવાથી તે अधोग्रामो ગણાય છે, કારણ કે ૯૦૦ યોજન ઉંડાઇસુધી તીર્ચ્છાલોક, અને એથી અધિક નીચે હોય તો અધોલોક ગણાય છે માટે. વળી એ બે વર્ષધરોની વચ્ચે આવેલી એ [ ક્રમશઃ ઉતરતી ] ભૂમિ કૂવામાંથી કોશ ખેંચવામાટે બળદોને ચાલવાની આકર્ષભૂમિ સરખી ક્રમશઃ ઉતરતી છે. વળી એ અધોગ્રામપછીનાં આવેલાં બે વનો ૧૦૦૦ યોજનથી પણ અધિક ઉંડા છે, અને ત્યારબાદ જગતીની નીચેની ભીત્તિ પશ્ચિમમહાવિદેહના પર્યન્તે આવેલા ઘણા ઉંચા કોટ સરખી છે.

તથા પશ્ચિમમહાવિદેહની ભૂમિ એ પ્રમાણે નીચી ઉતરતી હોવાથી સર્વ વિજયો, સર્વવક્ષસ્કારપર્વતો અને સર્વ અન્તર્નદીઓ પણ અનુક્રમે [1]નીચા નીચા થતા ગયા છે.

अवतरण:—હવે જંબૂદ્વીપનું વર્ણનસમાપ્તથવાના પ્રસંગે આ જંબૂદ્વીપમાં તીર્થંકર ચક્રવર્ત્તી વાસુદેવ અને બળદેવની ઉત્પત્તિ જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી કહેવાય છે—

---

૧ પ્રથમ ૨૪–૨૫ મી વિજયનાં ગ્રામનગરોને અધોગ્રામ કહ્યાં તે ૧૦૦૦ યોજન ઉંડાઇની અપેક્ષાએ કહ્યાં છે, પરન્તુ ગણિતરીતિપ્રમાણે તો ૨૩–૨૪–૨૫–૨૬ એ ચારે વિજયોનાં ગ્રામનગરો ૯૦૦ યોજન ઉંડાઇથી અધિક ઉંડાં હોવાથી અધોગ્રામતરીકે ગણી શકાય, તો પણ શાસ્ત્રમાં સર્વત્ર ૪૨૦૦૦ યોજન દૂર ગયે અધોગ્રામ કહ્યાં તે સંબંધમાં વાસ્તવિક સ્પષ્ટ કારણ તો શ્રી બહુશ્રુતો જ જાણે, અન્યથા ગણિતરીતિ પ્રમાણે તો ૩૭૮૦૦ યોજન ગયે અધોગ્રામ આવે છે. અથવા મેરૂના મધ્યવર્તી આઠ રૂચક પ્રદેશના સ્થાનને સમભૂતલ ગણીને ત્યાંથી ૪૨૦૦૦ યોજન ગણીએ તો પણ એ ચાર વિજયોજ અધોગ્રામ તરીકે ગણાય, છતાં શાસ્ત્રમાં ૨૪–૨૫ મી વિજયમાંનાં પણ કેટલાંક ગ્રામનગરોનેજ અધોગ્રામ તરીકે ગણ્યાં છે તે ગણિત સાથે બંધબેસતું નથી, માટે અહિં કંઇ પણ સમાધાન તરીકે શાસ્ત્રકર્ત્તાઓએ કહેલી કર્ણગતિ અંગીકાર કરીએ તો સર્વે તર્કવિતર્ક શાન્ત થાય છે, માટે સંભવ છે કે–આ ૪૨૦૦૦ યોજને જે અધોગ્રામ કહ્યાં તે પણ કર્ણગતિની અપેક્ષાએ હશે, અને અહિં કર્ણગતિને અવકાશ પણ હોઇ શકે છે. માટે એ રીતે શાસ્ત્રનું વચન વ્યવસ્થિત ઘટાવવું ઉચિત છે.

**चउ चउतीसं च जिणा, जहन्नमुक्कोसओ अ हुंति कमा।**
**हरि चक्किबला चउरो तीसं पत्तेअमिह दीवे ॥ १६८ ॥**

## શબ્દાર્થઃ—

कमा—અનુક્રમે
हरि—વાસુદેવ
पत्तेअं—પ્રત્યેક, દરેક
इह दीवे—આ જંબૂદ્વીપમાં

## સંસ્કૃત અનુવાદ.

**चत्वारश्चतुस्त्रिंशच्च जिना जघन्योत्कर्षतश्च भवन्ति क्रमात् ।**
**हरिचक्रिबलाश्चत्वारस्त्रिंशत् प्रत्येकमत्र जम्बूद्वीपे ॥ १६८ ॥**

गाथार्थः—આ જંબૂદ્વીપમાં જઘન્યથી ૪ તીર્થંકર અને ઉત્કૃષ્ટથી ૩૪ તીર્થંકર સમકાળે હોય છે, તથા વાસુદેવ ચક્રવર્તી અને બળદેવ પણ દરેક જઘન્યથી ચાર ચાર અને ઉત્કૃષ્ટથી ત્રીસ ત્રીસ હોય છે ॥ ૧૬૮ ॥.

विस्तरार्थः—ભરત ઐરાવત અને ૩૨ વિજયો મળી આ જંબૂદ્વીપની ૩૪ વિજયોમાં દરેકમાં ઉત્કૃષ્ટકાળે એકેક તીર્થંકર હોવાથી ૩૪ તીર્થંકર સમકાળે વિચરતા હોય છે, અને જ્યારે ભરતઐરાવતમાં તીર્થંકર ન હોય તેમજ મહાવિદેહમાં પણ સર્વ વિજયમાં તીર્થંકર *ન હોય તો પણ ૪ વિજયો તો તીર્થંકર

---

*કહ્યું છે કે—अविरहियं जिणवरचक्कवट्टिबलदेववासुदेवेहिं ।
एयं महाविदेहं वत्तीसा विजयपविभत्तं ॥ ३९३ ॥

**અર્થ**:—૩૨ વિજયોવડે વહેંચાયલું આ મહાવિદેહક્ષેત્ર જિનવર ચક્રવર્તી બલદેવ અને વાસુદેવોવડે અવિરહિત છે. બૃ૦ ક્ષેત્ર૦ સ૦ ગા. ૩૯૩. વળી " મહાવિદેહના પૂર્વાર્ધ અને અપરાર્ધમાં એકેક તીર્થંકરની અપેક્ષાએ અઢીદ્વીપમાં જઘન્યથી ૧૦ તીર્થંકર વિચરતા હોય છે " એમ પણ કેટલાક આચાર્યો કહે છે, તે મતાન્તર છે. ચાલુ બહુમતે તો ૨૦ તીર્થંકર જ વિચરતા કહ્યા છે, વળી અહિં વિચરતા શબ્દનો અર્થ કેવલીપણે જ વિચરતા એવો અર્થ એકાન્તે ન કરતાં " કોઇપણ અવસ્થામાં રહેલા " એવો અર્થ કરીએ તો અઢીદ્વીપમાં તીર્થંકરોની સત્તા વિચારવી બહુ સુગમ પડે છે, જો કે એ અર્થથી મહાવિદેહમાં કોઇ કાળ એવો પણ આવે કે જે વખતે કેવળી તીર્થંકર ન પણ હોય, જેથી એ અર્થ પણ કંઇક વિચારવા યોગ્ય તો ખરો, તો પણ અવિરહિત અથવા વિચરતા શબ્દનો અર્થ કેવલજ્ઞાની તીર્થંકરના જ સદ્ભાવવાળો કરીએ તો એથી પણ વિશેષ વિચારવા યોગ્ય થાય છે, ઉપરાન્ત બહુ અસંગત પ્રાયઃ થાય છે. તેનું સંક્ષિપ્ત કારણ આ પ્રમાણે છે—

જો અઢીદ્વીપવર્તી જઘન્ય ૨૦ તીર્થંકરોને કેવલીપણે જ વિચરતા સ્વીકારીએ તો એક તીર્થંકરની પાછળ બીજા ૮૩ તીર્થંકરોનો સદ્ભાવ હોવોજ જોઇએ, અને તેમ ગણવાથી ૩૨ વિજયમાં ભિન્ન ભિન્ન અવસ્થાવાળા સેંકડો તીર્થંકરોનો સદ્ભાવ માનવો જોઇએ, અને તેથી

સહિત હોય જ, માટે જઘન્યકાળે મહાવિદેહક્ષેત્રમાંજ ચાર તીર્થંકર સમકાળે વિચરતા હોય છે, વળી મહાવિદેહક્ષેત્ર કોઇપણ કાળે તીર્થંકરઆદિરહિત *ન હોય તે અપેક્ષાએ જંબૂદ્વીપમાં જઘન્યથી ૪ તીર્થંકર તો અવશ્ય (મહાવિદેહમાંજ) વિચરતા હોય છે, વર્ત્તમાનકાળમાં પણ મહાવિદેહમાં ૮-૯-૨૪-૨૫ એ ચાર વિજયોમાં અનુક્રમે શ્રી સીમંધર-શ્રી યુગંધર-શ્રીબાહુ-શ્રીસુબાહુ નામના ચાર તીર્થંકર વિચરે છે.

તથા જંબૂદ્વીપમાં જઘન્યથી ૪ વાસુદેવ બળદેવ, અને ૪ ચક્રવર્તી હોય છે, તેથી શેષ ૩૦ વિજયમાં ૩૦ વાસુદેવ બળદેવ અને ૩૦ ચક્રવર્તી ઉત્કૃષ્ટથી હોય છે, જો ચોત્રીસે વિજયમાં ૩૪ ચક્રવર્તી સમકાળે માનીએ તો જંબૂદ્વીપ તે કાળે વાસુદેવ બળદેવ રહિતજ હોય, અને જો ૩૪ વાસુદેવ બળદેવ માનીએ તો સર્વથા ચક્રવર્તી રહિત હોય, પરન્તુ તેમ બનતું નથી, ચાર ચક્રવર્તી અથવા ચાર વાસુદેવબળદેવ તો હોવાજ [1]જોઇએ. અર્થાત્ જ્યાં વાસુદેવ હોય ત્યાં ચક્રવર્તી ન હોય અને ચક્રવર્તી હોય તે વિજયમાં વાસુદેવ ન હોય તે કારણથી એ પ્રમાણે ચક્રવર્તી અને વાસુદેવની સંખ્યામાં વિપર્યય હોય છે. ॥ ૧૬૮ ॥

## ॥ जंबूद्वीपमां सूर्य चंद्रनुं वर्णन ॥

अवतरण:—હવે જંબૂદ્વીપમાં સૂર્યચંદ્રાદિ જ્યોતિશ્ચક્રની ગતિ કહેવાના પ્રસંગે પ્રથમ આ ગાથામાં જંબૂદ્વીપના સૂર્યચંદ્ર કેટલા ? અને તેનું ગતિક્ષેત્ર કેટલું ? તે કહેવાય છે—

**ससिदुग रविदुगचारो,इहदीवे तेसि चारखित्तं तु ।**
**पणसय दसुत्तराइं, इगसट्ठि भागा (हाया) य अडयाला ॥ १६९ ॥**

---

એક જ વિજયમાં અનેક અવસ્થાવાળા અનેક તીર્થંકરો સદાકાળ હોવા જોઇએ, ઇત્યાદિ વિચારતાં "અવિરહિત"નો તથા "વિચરતા"નો અર્થ કોઇપણ અવસ્થાવાળા જિનવરનો સદ્ભાવ સમજવા વિશેષ સુગમ પડે છે, માટે આ બાબતમાં સત્ય તત્ત્વ શ્રી બહુશ્રુતગમ્ય છે. આ બાબતની વિશેષ સ્પષ્ટતા-ક્ષેત્રલોક પ્રકાશ પૃષ્ઠ ૨૮૩ માં શ્રીમાન્ સાગરાનન્દસૂરીશ્વરજીએ કરેલ ટિપ્પણીથી થાય છે.

૧ જેમ પૂર્વે શ્રી જિનેન્દ્રોની બાબતમાં અવિરહિત પદનો અર્થ કર્યો તે રીતે અહિં ચક્રવર્તી તથા વાસુદેવની બાબતમાં પણ સમજાય છે કે-અહિં વાસુદેવ અને ચક્રી એટલે દિગ્વિજય કરેલાજ વાસુદેવ અને ચક્રવર્તીઓ માનીએ તો એક વાસુદેવ તથા એક ચક્રવર્તી પાછળ તેની જગ્યાઓ પૂરવાને અનેક વાસુદેવો તથા ચક્રવર્તીઓ ભિન્ન ભિન્ન અવસ્થામાં ઉત્પન્ન થયેલા હોવા જોઇએ, અને તેથી એકજ વિજયમાં અનેક વાસુદેવો બળદેવો તથા ચક્રવર્તીઓ સંમિશ્ર થવાનો સંભવ છે, માટે અહિં પણ રાજ્યકર્તા ચક્રવર્તી વાસુદેવ ન ગણતાં કોઇપણ અવસ્થાવાળા વાસુદેવ ચક્રવર્તી અવશ્ય હોવાનુ માનીએ તો વિશેષ સુગમતાથી સમજી શકાય છે

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| ससिदुग–બે ચન્દ્રનો | चारखित्तं–ચારક્ષેત્ર, ગતિક્ષેત્ર |
| रविदुग–બે સૂર્યનો | पणसय–પાંચસો યોજન |
| चारो–ચાર, ગતિ, ભ્રમણ | दस उत्तराइं–દશ અધિક |
| इह दीवे–આ દ્વીપમાં | इगसट्ठि भागा–એકસઠીયા ભાગ |
| तेसि–તેઓનું, બે બે સૂર્યચંદ્રનું | अडयाला–અડતાલીસ |

## સંસ્કૃત અનુવાદ

**शशिद्विकरविद्विकचारोऽत्र द्वीपे तेषां चारक्षेत्रं तु ।**
**दशोत्तराणि पंचशतानि एकषष्टिभागाश्चाष्टचत्वारिंशत् ॥ १६९ ॥**

गाथार्थः—આ જંબૂદ્વીપમાં બે ચન્દ્ર અને બે સૂર્યની ગતિ પ્રવર્તે છે, અને તે ચારેનું ગતિક્ષેત્ર પાંચસો દશ યોજન ઉપરાન્ત એકસઠિયા અડતાલિસ ભાગ ( ૫૧૦$\frac{૪૮}{૬૧}$ યો૦ ) છે ॥ ૧૬૯ ॥

विस्तरार्थः—આ જંબૂદ્વીપમાં દિવસરાત્રિને ઉત્પન્ન કરનારા બે સૂર્ય પ્રકાશ કરે છે, અને તિથિઓને ઉત્પન્ન કરનારા બે ચન્દ્ર પ્રકાશ કરે છે, એ ચારે જ્યોતિષના ઇન્દ્રોનાં એ ચાર વિમાન એટલું જ નહિં પરન્તુ એ ચાર ઇન્દ્રોના પરિવાર રૂપ ૮૮–૮૮ ગ્રહોનાં વિમાન, ૨૮–૨૮ નક્ષત્રોનાં વિમાન અને ૬૬૯૭૫ –૬૬૯૭૫ કોડાકોડી તારાઓનાં વિમાન પણ જંબૂદ્વીપની ઉપર ૭૯૦ યોજનથી ૯૦૦ યોજન સુધીના ૧૧૦ યોજન જેટલા ઉંચા આકાશમાં સદાકાળ જંબૂદ્વીપના મેરૂની ચારે તરફ પરિમંડલાકારે ( ગોળ ઘેરાવા પ્રમાણે ) ફરતાં જ રહે છે, અને એ પ્રમાણે અર્ધપુષ્કરદ્વીપસુધીના ૨॥ દ્વીપ અને ૨ સમુદ્રના ૪૫ લાખ યોજન જેટલા મનુષ્યક્ષેત્રમાં જેટલા જ્યોતિષીઓ છે, તે સર્વ જંબૂદ્વીપના જ મેરૂની આસપાસ સદાકાળ ગોળ આકારે ભમતા રહે છે, એ વિમાનોની એવી વલયાકાર ગોળગતિ સ્વભાવસિદ્ધ છે, પરન્તુ કૃત્રિમ નથી.

એ પ્રમાણે ફરતા જ્યોતિશ્ચક્રમાં જંબૂદ્વીપના બે સૂર્ય અને બે ચન્દ્રનું चारक्षेत्र એટલે ગતિક્ષેત્ર ઉત્તરથી દક્ષિણ અથવા દક્ષિણથી ઉત્તર ગણતાં ૫૧૦ યોજન અને એક યોજનના એકસઠ ભાગ કરીએ તેમાંના ૪૮ ભાગ જેટલું છે, તે આ પ્રમાણે—

આગળની ગાથામાં કહેવાશે તે પ્રમાણે સૂર્ય ૧૮૪ મંડલ ( વલયાકાર ગતિ ) કરે છે, અને ચન્દ્ર ૧૫ મંડલ કરે છે, ત્યાં મેરૂપર્વતથી ૪૪૮૨૦ યોજન દૂર

ચંદ્રસૂર્ય હોય છે, માટે સર્વથી પહેલું મંડલ મેરૂથી એટલા યોજન દૂર થાય છે, અર્થાત્ પહેલું ભ્રમણ જંબૂદ્વીપના પર્યન્તભાગથી ૧૮૦ યોજન જંબૂદ્વીપમાં ખસતું નિષધ અને નીલવંતપર્વતઉપર પ્રારંભાય છે, અને ત્યારબાદ બે બે યોજનને અન્તરે બીજું ત્રીજું યાવત્ ૧૮૪ મું મંડલ લવણસમુદ્રમાં ૩૩૦ યોજન દૂર થાય છે, અને ચન્દ્રમંડલમાં પણ એજ રીતે ૧૫ મું મંડળ લવણસમુદ્રમાં કિંચિત્ ન્યૂન ૩૩૦ યોજન દૂર થાય છે, માટે ૩૩૦–૪૮ સમુદ્રના

+ ૧૮૦ દ્વીપના

૫૧૦–૪૮ ચારક્ષેત્રનો–ગતિક્ષેત્રનો ઉત્તર દક્ષિણ વિસ્તાર ગણાય છે.

એ પ્રમાણે જંબૂદ્વીપના સૂર્યચંદ્રને ભ્રમણકરવાના ક્ષેત્રનો વિસ્તાર ૫૧૦ $\frac{૪૮}{૬૧}$ યોજન જેટલો છે, એટલા જ ક્ષેત્રમાં સૂર્ય ૧૮૪ મંડળ પૂરે છે, અને ચન્દ્ર ૧૫ મંડળ પૂર્ણ કરે છે. દક્ષિણાયનના ૬ માસમાં સૂર્ય પહેલા મંડલથી ૧૮૪ મે મંડલે ( જંબૂદ્વીપમાંથી ખસતો ખસતો સમુદ્રમાં ) જાય છે, અને પુનઃ પલટાઈને ખસતો ખસતો જંબૂદ્વીપમાં ૧૮૦ યોજન અંદર પહેલામંડળે આવી જાય છે ત્યારે ઉત્તરાયણના છ માસ પૂર્ણ થાય છે. એ પ્રમાણે એક વર્ષમાં છેલ્લા મંડલે જઈ પહેલા મંડલે આવી જાય છે.

અવસર્પિણી ઉત્સર્પિણી યુગ પલ્યોપમ સાગરોપમ સૂર્યવર્ષ સૂર્યમાસ દક્ષિણાયન ઇત્યાદિ કાળભેદો દક્ષિણાયનના પહેલા દિવસે અથવા કર્કસંક્રાન્તિના પહેલા દિવસે પહેલું મંડલ પૂર્ણ થતાં સમાપ્ત થાય છે, અને બીજા મંડલના પ્રારંભ સમયે જ તે સર્વે કાળભેદો પ્રારંભાય છે. તથા એકવર્ષમાં પહેલું અને ૧૮૪ મું એ બે મંડલોમાં સૂર્ય એકેક વાર ફરે છે, અને મધ્યવર્તી ૧૮૨ મંડલોમાં જતાં અને આવતાં એમ બે બે વખત ફરે છે. પુનઃ એક સૂર્ય જ્યારે નિષધપર્વતઉપર ૧૮૩માં પહેલું મંડલ પ્રારંભે છે, તેજ સમયે બીજો સૂર્ય તેની સમશ્રેણીમાં જ નીલવંતપર્વતઉપર પહેલું મંડળ પ્રારંભે છે, એ રીતે બે સૂર્ય મળીને એક અહોરાત્રમાં એક મંડલ પૂરે છે, અને એક સૂર્ય એક અહોરાત્રમાં એક અર્ધમંડલ જ પૂર્ણ કરે છે. ચંદ્રનાં દક્ષિણાયન ઉત્તરાયણ છે, પરન્તુ સૂર્ય સરખાં નથી માટે તેનું અહિં પ્રયોજન નથી, વિશેષાર્થીએ અન્યગ્રંથોથી જાણવાં. ॥ ૧૬૯ ॥

अवतरण:—હવે આ ગાથામાં સૂર્યચંદ્રનાં મંડલોની સંખ્યા અને પ્રમાણ કહે છે—

## पणरस चुलसीइसयं, छप्पन्नऽडयालभागमाणाइं ।
## ससिसूरमंडलाइं, तयंतराणिगिगहीणाइं ॥ १७० ॥

### શબ્દાર્થ:—

पणरस=પંદર
चुलसीइसयं=એકસો ચોરાસી
छप्पन्न=છપ્પન ભાગ પ્રમાણનું
अडयालभागमाणाइं=અડતાલીસ ભાગ પ્રમાણનું.
ससिसूर=ચંદ્ર સૂર્યનાં
मंडलाइं=મંડલો
तय अंतराणि=તેનાં આંતરા
इगइग हीणाइं=એક એક ઓછા

### સંસ્કૃત અનુવાદ.

**पंचदश चतुरशीत्यधिकशतं, षट्पंचाशदष्ट चत्वारिंशद्भागमानानि**
**शशिसूर्यमंडलानि, तदन्तराण्येकैकहीनानि ॥ १७० ॥**

गाथार्थ:—ચન્દ્રનાં ૧૫ મંડલ છે, અને તે દરેક એકસઠીયા છપ્પનભાગ પ્રમાણનાં છે, તથા સૂર્યનાં એકસો ચોર્યાસી મંડલ ( ૧૮૪ ) છે, અને તે દરેક એકસઠીયા ૪૮ ભાગ પ્રમાણનાં છે, એ બન્નેના આંતરા એકેક ન્યૂન–ઓછા છે [ ચન્દ્રમંડલોના ૧૪ આંતરા અને સૂર્યમંડલોના ૧૮૩ આંતરા છે ]. ॥૧૭૦॥

विस्तरार्थ:—ચન્દ્રનું વિમાન એક યોજનના એકસઠ ભાગ કરીએ તેવા ૫૬ ભાગ જેટલા વૃત્તવિસ્તારવાળું છે. અને સૂર્યનું ૪૮ ભાગ જેટલું વૃત્તવિસ્તારવાળું છે. જેથી ૫૧૦$\frac{48}{61}$ યોજન જેટલા મંડલક્ષેત્રમાં ચંદ્રનાં ૧૫ મંડલ થાય છે, તે દરેક મંડલનું પ્રમાણ એકસઠીયા ૫૬ ભાગ જેટલા વિસ્તારવાળું છે, અને સૂર્યનાં ૧૮૪ મંડલો થાય છે તે દરેક મંડલનો વિસ્તાર એકસઠીયા ૪૮ ભાગ જેટલો છે. અને આંતરા એકેક ઓછા એટલે ચંદ્રમંડલોના ૧૪ આંતરા છે, કારણકે પાંચ આંગળીમાં જેમ ચાર આંતરા હોય, અને ચાર ભીંતોમાં જેમ ૩ આંતરા હોય તેમ મંડલોમાં પણ આંતરા એક ન્યૂન જેટલાજ હોય, તે રીતે સૂર્યમંડલોના ૧૮૩ આંતરા છે. જેમ પહેલાથી બીજા મંડલ વચ્ચેનું મંડલવિનાના ખાલી ક્ષેત્રરૂપ એક આંતરો, અને બીજાથી ત્રીજા મંડલવચ્ચેનો બીજો આંતરો. ઇત્યાદિ રીતે આંતરા એટલે સૂર્યચંદ્રના સ્પર્શવિનાનું શૂન્ય ક્ષેત્ર જાણવું. તથા આકાશની અંદર જેટલી જગ્યામાં ફરતા ચંદ્રસૂર્યના વિમાનનો ઘસારો–લીટી પડે તેટલું ઘસારાવાળું ક્ષેત્ર તે એક મંડલ કહેવાય, માટે

## ॥ सूर्यमंडल अने मंडलना आंतग ॥ ( चित्र नं. २ )

સર્વ મંડલ ૧૮૪, આંતરા ૧૮૩

અ થી મ સુધીનું આખી લીટીનું મંડલક્ષેત્ર છે અને તે ૫૧૦ [illegible] યોજન છે. અ બ ક ડ વર્તુલ લીટી ફરી જાય તે પહેલું મંડલ પૂર્ણ ગણાય. એવાં ૧૮૪ મંડલ છે. સૂર્ય મ સુધી જઈને દર્શાવેલી લીટી પ્રમાણે મેરૂ તરફ ખસતો જાય છે.

બીજો સૂર્ય બ સ્થાનથી એવાંજ બીજાં જુદાં મંડલ ૧૮૪ કરે છે. બે સૂર્યનાં મંડલ એક લીટીમાં આવતાં નથી, પણ પોતપોતાની જુદી લીટીઓ પાડે છે. એ દરેક મંડલ ૨–૨ યોજનને આન્તરે હોય છે.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ–ભાવનગર.

વિમાનના વિસ્તારને અનુસારેજ મંડલનો પણ વિસ્તાર $\frac{૫૬}{૬૧}$ તથા $\frac{૪૮}{૬૧}$ યોજન જાણવો ॥ ૧૭૦ ॥

अवतरण:—પૂર્વગાથામાં ચન્દ્રસૂર્યના મંડલોની સંખ્યા અને આંતરા કહીને હવે આ ગાથામાં ચન્દ્રમંડલોના આંતરા તથા સૂર્યમંડલના આંતરા ઓનું પ્રમાણ કહે છે, તે આ પ્રમાણે—

**पणतीसजोअणे भाग तीस चउरो अ भागसगभागा(हाया)**
**अंतरमाणं ससिणो, रविणो पुण जोअणे दुन्नि ॥ १७१ ॥**

### શબ્દાર્થ:—

पणतीस=પાંત્રીસ
भाग तीस=ત્રીસ ( એકસઠીયા ) ભાગ
चउरो=ચાર
सग भागा=સાતીયા ભાગ
अंतरमाणं—અન્તર પ્રમાણ
ससिणो=ચન્દ્રના મંડળનું
रविणो पुण=વળી સૂર્યના મંડલનું
दुन्नि=બે

### સંસ્કૃત અનુવાદ.

**पंचत्रिंशद्योजनानि भागास्त्रिंशच्चत्वारश्च भागाः सप्तभागाः ।**
**अन्तरमानं शशिनो रवेःपुनर्योजने द्वे ॥ १७१ ॥**

गाथार्थ:—ચન્દ્રના મંડલોના અન્તરનું પ્રમાણ ૩૫ યોજન ૩૦ એકસઠીયા ભાગ અને એક એકસઠીયાના સાતીયા ૪ ભાગ જેટલું છે, અને સૂર્યના મંડલોનું અન્તર ૨–૨ યોજન છે ॥ ૧૭૧ ॥

विस्तरार्थ:—મંડલક્ષેત્ર પૂર્વે ૫૧૦ યોજન ૪૮ એકસઠીયા ભાગ અધિક કહ્યું છે, માટે અહિં ગણિતની સુગમતામાટે પાંચસોદશ યોજનના પણ એકસઠીયા ભાગ બનાવીએ તો [ ૫૧૦×૬૧= ] ૩૧૧૧૦ ભાગ આવે તેમાં ૪૮ ભાગ ઉમેરતાં [ ૩૧૧૧૦+૪૮= ] ૩૧૧૫૮ એકસઠીયા ભાગ આવ્યા. હવે ૧૫ મંડલ છે, અને તે દરેક ૫૬ ભાગ જેટલું છે, માટે ૧૫ ને ૫૬ વડે ગુણતાં ૮૪૦ ભાગ આવ્યા તેને ૩૧૧૫૮ માંથી બાદ કરતાં આંતરાનું સર્વક્ષેત્ર ૩૦૩૧૮ ભાગ રહ્યું, તેને યોજન કરવામાટે ૬૧ વડે અને આંતરા લાવવામાટે ૧૪ વડે ભાગવા જોઇએ, જેથી પ્રથમ ૧૪ આંતરાવડે ભાગતાં—

૧૪)૩૦૩૧૮(૨૧૬૫ ભાગ
૭ ૨૮
૨૩
૧૪
૯૧ =૨૧૬૫ ૪/૭
૮૪
૭૮
૭૦
૮ પ્રતિભાગ
૪

૬૧)૨૧૬૫(૩૫ યોજન
૧૮૩
૩૩૫
૩૦૫
૩૦ ભાગ એકસઠીયા.

યો. ભા. પ્રતિભાગ એટલે
જવાબ ૩૫—૩૦—૪
યો. ભાગ.
૩૫—૩૦ ૪/૭ જવાબ.

તથા અહિં સૂર્યમંડળો ૧૮૪ છે, અને દરેક મંડળ ૪૮ ભાગનું છે માટે ૧૮૪ ને ૪૮ વડે ગુણતાં [ ૧૮૪×૪૮= ] ૮૮૩૨ ભાગ આવ્યા તેને પ્રથમ કહેલા ૩૧૧૫૮ મંડળક્ષેત્રાંશમાંથી બાદ કરતાં ૨૨૩૨૬ ક્ષેત્રાંશ આવે, તેને ૧૮૩ આંતરાવડે ભાગતાં ૧૨૨ અંશ આવે અને એ એકસઠીયા અંશ હોવાથી ૬૧ વડે ભાગતાં ૨ યોજન સંપૂર્ણ અન્તર આવે. એ પ્રમાણે પહેલા સૂર્યમંડળથી બીજું સૂર્યમંડલ ૨ યોજન દૂર છે. ત્યારબાદ બીજાથી ત્રીજું ત્રીજાથી ચોથું યાવત્ ૧૮૩ માથી ૧૮૪ મું મંડળ બે યોજન દૂર છે.

## ॥ અન્તર અને મંડલ દ્વારા મંડલક્ષેત્રની પ્રાપ્તિ ॥

અથવા બીજી રીતે વિચારતાં એ અન્તરો ઉપરથી મંડલક્ષેત્રની પ્રાપ્તિ પણ આ પ્રમાણે થાય છે—ચંદ્રમંડલાન્તર યો. ૩૫–૩૦ ૪/૭–ભાગ છે, તો પ્રથમ ૩૦ ૪/૭ ના સાતીયા ભાગ સર્વ બનાવતાં ૩૦×૭=૨૧૦ માં ૪ ઉમેરતાં ૨૧૪ સાતીયા ભાગ તે એકસઠીયા અંશ છે, માટે ૩૫ યોજનના પણ એકસઠીયા અંશ બનાવવાને ૩૫ ને ૬૧ વડે ગુણતાં ૨૧૩૫ અંશ આવ્યા તેને ૭ થી ગુણતાં ૧૪૯૪૫ આવ્યા તેમાં એ ૨૧૪ ઉમેરતાં ૧૫૧૫૯ સાતીયા ચૂર્ણિભાગ–પ્રતિભાગ આવ્યા.

અથવા ઉતરતી ભાંજણી પ્રમાણે

યો ભાગ પ્રતિ૦
૩૫—૩૦—૪
× ૬૧
૩૫
૨૧૦
૨૧૩૫ ભાગ
+૩૦ ભાગ
૨૧૬૫ ભાગ
× ૭
૧૫૧૫૫
+ ૪
૧૫૧૫૯ ચૂર્ણિભાગ.
( એક આંતરાના )

આ ૧૫૧૫૯ પ્રતિભાગ એક મંડલાન્તરના આવ્યા માટે ૧૪ મંડલાન્તરે ગુણતાં ૨૧૨૨૨૬ પ્રતિભાગ આવ્યા.હવે મંડલ ૫૬ ભાગનું છે માટે તેને ૭ વડે ગુણતાં ૩૯૨ આવે, તેને ૧૫ મંડલે ગુણતાં૫૮૮૦ પ્રતિભાગ આવ્યા તેને પૂર્વના ૨૧૨૨૨૬ માં ઉમેરતાં ૨૧૮૧૦૬ સર્વ પ્રતિભાગ આવે એ પ્રતિભાગ સાતીયા હોવાથી સાતે ભાગતાં ૩૧૧૫૮ ભાગ એકસઠીયા આવ્યા તેને પુનઃ ૬૧ વડે ભાગતાં ૫૧૦ યોજન ૪૮ અંશ મંડલક્ષેત્ર આવે.

તથા સૂર્યમંડલાન્તર ૨ યોજનને ૧૮૩ અંતરવડે ગુણતાં ૩૬૬ યોજન આવ્યા, અને ૪૮ એક મંડલાંશને ૧૮૪ વડે ગુણતાં ૮૮૩૨ આવ્યા તેને ૬૧ વડે ભાગતાં ૧૪૪ યો૦ ૪૮ અંશ આવ્યા તેને ૩૬૬ માં ઉમેરતાં ૫૧૦ યો૦ ૪૮ અંશ સંપૂર્ણ મંડલક્ષેત્ર પ્રાપ્ત થાય. ॥ ૧૭૧ ॥

अवतरणः—જંબૂદ્વીપના સૂર્યચંદ્રનાં જંબૂદ્વીપમાં કેટલાં મંડલ? અને કેટલું મંડલક્ષેત્ર છે? અને લવણસમુદ્રમાં કેટલાં મંડલ તથા મંડલક્ષેત્ર છે? તે આ ગાથામાં દર્શાવાય છે—

**दीवंतो असिअसए पणपणसट्टी अ मंडला तेसिं ।**
**तीसहिअतिसयलवणे, दसिगुणवीसं सयं कमसो ॥ १७२ ॥**

**શબ્દાર્થઃ—**

| | |
|---|---|
| दीवअंतो-જંબૂદ્વીપની અંદર | तीसअहिअ-ત્રીસ અધિક |
| असिअसए-એકસો એંસી યોજનમાં | तिसय-ત્રણસો યોજન |
| पण-પાંચ મંડલ | दस-દશ |
| पणसट्टी-પાંસઠ | इगुणवीसं सय-એક સો ઓગણીસ |
| तेसिं-તેમનાં-ચંદ્ર અને સૂર્યનાં | कमसो-અનુક્રમે (ચંદ્ર સૂર્યનાં) |

**સંસ્કૃત અનુવાદ.**

**द्वीपान्तरशीत्यधिकशते पंच पंचषष्टिश्च मंडलानि तयोः ।**
**त्रिंशदधिकत्रिशते लवणे दशैकोनविंशत्यधिकशतं क्रमशः ॥ १७१ ॥**

गाथार्थः—જંબૂદ્વીપની અંદર એકસો એંસી યોજનમાં ચંદ્રનાં પાંચ મંડલ અને સૂર્યનાં પાંસઠ મંડલ છે, અને લવણસમુદ્રમાં ત્રણસોત્રીસયોજન [ ૪૮ અંશ સહિત ] માં અનુક્રમે ચંદ્રના દશ મંડલ છે, અને સૂર્યનાં પાંસઠ મંડલ છે ॥ ૧૭૨ ॥

विस्तरार्थः—જંબૂદ્વીપમાં મંડલક્ષેત્રનો વ્યાસ ૧૮૦ યોજન સંપૂર્ણ છે, તેમાં સૂર્યનાં ૬૫ મંડલ સંપૂર્ણ અને છાસઠમા મંડલનો કંઇક*ભાગ પ્રાપ્ત થાય છે, અને ચન્દ્રનાં ૫ મંડલ સંપૂર્ણ અને છઠ્ઠા મંડલનો ઘણો ભાગ પ્રાપ્ત થાય છે,

---

* ૬૫ મંડલથી ૧૭૯ યો૦ ૯ અંશ ક્ષેત્ર રોકાયું છે માટે ૬૬ મા મંડલના ૫૨ અંશ જંબૂદ્વીપમાં છે, એ પદ્ધતિએ ચંદ્રક્ષેત્ર સ્વતઃ ગણવું.

અને લવણસમુદ્રમાં ૩૩૦ યોજન-૪૮ અંશ જેટલા મંડલક્ષેત્રમાં ચંદ્રનાં ૧૦ મંડલ અને સૂર્યનાં ૧૧૯ મંડલ થાય છે, જેથી સર્વમળી યો. ૫૧૦-૪૮ અંશ જેટલા સંપૂર્ણ મંડલક્ષેત્રમાં ચંદ્રનાં [ ૫+૧૦ ] ૧૫ મંડલ અને સૂર્યનાં [ ૬૫+૧૧૯= ] ૧૮૪ સર્વમંડલો થાય છે. વળી વિશેષ એ કે—સૂર્યનાં ૬૫ મંડલોમાં પણ ભરત[1]સૂર્યનાં ૬૩ મંડલો નિષધપર્વતઉપર અને બે મંડલો હરિવર્ષ-ક્ષેત્રમાં ઈશાન ખૂણે થાય છે, તેવીજ રીતે બીજા ઐરવતસૂર્યનાં ૬૩ મંડલો નીલવંત પર્વતઉપર અને બે મંડલો રમ્યકક્ષેત્રના નૈઋત્યકોણમાં ( ક્ષેત્રદિશાની અપેક્ષાએ ) થાય છે.

प्रश्नः—૬૪-૬૫ મા મંડલને હરિવર્ષ અથવા રમ્યકક્ષેત્રના ખૂણામાં કહ્યું અને ત્યારબાદનાં મંડલ સમુદ્રનાં ગણ્યાં, તો દ્વીપના પર્યન્તે આવેલી ૪ યોજનવિસ્તારવાળી જગતીઉપર એકમંડલ સંપૂર્ણ અને બીજામંડલનો ઘણો ભાગ થવા યોગ્ય છતાં એકપણ મંડલ ન કહ્યું તે કેમ ઘટે ?

उत्तरः—જગતીઉપર સાધિક ૧ મંડલ થાયછે, પરન્તુ જગતીના ૪ યોજન હરિવર્ષરમ્યકક્ષેત્રની જીવામાં ( લંબાઈમાં ) ગણાયછે, જેથી તે ૪ યોજન હરિવર્ષરમ્યકક્ષેત્રના હોવાથી ક્ષેત્રના ખૂણામાં એ બે મંડલ કહ્યાં છે, અને જગતીનો વિસ્તાર જંબૂદ્વીપના તે તે ક્ષેત્રાદિમાં અન્તર્ગતગણવાનું જગતીના વર્ણનપ્રસંગેજ કહેવાઇ ગયુ છે. માટે વાસ્તવિકરીતે સાધિક ૧ મંડલ જગતીઉપર થાય છે, તો પણ જગતીઉપર ન કહેતાં ક્ષેત્રની જીવાકોટીમાંજ ગ્રંથકર્તાઓ ગણે છે.

તથા ગાથામાં ૧૮૦ અને ૩૩૦ એ બે યોજનઅંક કહેલા હોવાથી સંપૂર્ણ ૫૧૦ યોજન મંડલક્ષેત્ર થાય છે, અને મંડલક્ષેત્ર તો ૫૧૦ ઉપરાન્ત ૪૮ અંશ જેટલું છે, તોપણ ૪૮ અંશ જેટલા અલ્પક્ષેત્રની અહિં અલ્પતાના કારણથી વિવક્ષા નથી કરી એજ હેતુ સમજાય છે, માટે વિસંવાદ ન જાણવો.

अवतरणः—જંબૂદ્વીપમાં બે ચન્દ્ર અને બે સૂર્ય કહ્યા, તેમાં એક સૂર્ય-ચંદ્રની સ્હામે બીજી બાજુએ બીજો સૂર્યચંદ્ર હોય છે, તો સર્વાભ્યન્તરમંડલમાં

---

૧ સૂર્યવર્ષના પ્રારંભમાં જે સૂર્ય ભરતક્ષેત્રમાં ઉદય પામી સૂર્યવર્ષનું પહેલું મંડલ ( અને ૧૮૪ માંનું બીજું મંડલ ) નિષધપર્વત ઉપર પ્રારંભે છે તે સૂર્ય ભારતસૂર્ય કહેવાય, એ પદ્ધતિએ ઐરાવતસૂર્ય એવું ઉપચારનામ જાણવું, વાસ્તવિક નહિં.

વર્તતા ચંદ્રથી ચંદ્રને અથવા સૂર્યથી સૂર્યને કેટલું અન્તર ? તેમજ સર્વ બાહ્યમંડલમાં ફરતી વખતે કેટલું અન્તર ? તે બે અન્તર આ ગાથામાં કહેવાય છે—

**ससिससि रविरवि अंतरि, मज्झे इगलक्खुतिसयसाठूणो ।**
**साहिय दुसयरि पण चइ—बहि लक्खो छसयसाठहिओ ॥१७२॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| ससि ससि=એક ચંદ્રથી બીજા ચંદ્રને | साहिय दुसयरि=સાધિક બહોત્તર યોજન |
| रवि रवि=એક સૂર્યથી બીજા સૂર્યને | पण=સાધિક પાંચ યોજન |
| अंतरि=પરસ્પર અન્તર | चइ=વૃદ્ધિ (દર મંડલે અધિક વધારતાં ) |
| मज्झे=મધ્ય મંડલે, પહેલા મંડલે | बहि=સર્વબાહ્યમંડલે |
| इगलक्खु=એક લાખ યોજન | लक्खो=એક લાખ યોજન |
| तिसयसाठ ऊणो=ત્રણસો સાઠ યોજન ન્યૂન | छसयसाठ अहिओ=છસો સાઠ યોજનઅધિક. |

## સંસ્કૃત અનુવાદ.

**शशिनःशशिनो रवे रवेः अन्तरं मध्ये एकलक्षं त्रिशतषष्ट्यूनम् ।**
**साधिकद्विसप्ततिपंचचयो बहिर्लक्षं षट्शतषष्ट्यधिकम् ॥ १७२ ॥**

ગાથાર્થ:—સર્વાભ્યન્તરમંડલે ચંદ્રથી ચંદ્રને અને સૂર્યથી સૂર્યને પરસ્પર અન્તર ત્રણસો સાઠ યોજન ન્યૂન ૧ લાખ યોજન પ્રમાણ [ ૯૯૬૪૦ યોજન ] છે, ત્યારબાદ દરેક મંડલે સાધિક ૭૨ યોજન ચંદ્રાન્તર વધતાં અને સાધિક ૫ યોજન સૂર્યાન્તર વધતાં સર્વબાહ્યમંડલે છસોસાઠ યોજન અધિક ૧ લાખ યોજન પ્રમાણ [ =૧૦૦૬૬૦ યોજન ] જેટલુ પરસ્પર અન્તર હોય છે ॥૧૭૨॥

વિસ્તરાર્થ:—જંબૂદ્વીપની જગતીથી એટલે જંબૂદ્વીપના પર્યન્તભાગથી દ્વીપની અંદર ૧૮૦ યોજન ખસતું ચંદ્રસૂર્યનું પહેલું સર્વાભ્યન્તરમંડલ છે, માટે પૂર્વતરફના ૧૮૦ અને પશ્ચિમતરફના ૧૮૦ મળી ૩૬૦ યોજન જંબૂદ્વીપના ૧ લાખ યોજન વ્યાસમાંથી બાદ કરતાં ૯૯૬૪૦ યોજન જેટલું અન્તર સર્વાભ્યન્તરમંડલમાં વર્તતા ચંદ્રને ચંદ્રથી અને સૂર્યને સૂર્યથી હોય છે, અને એજ ૯૯૬૪૦ માંથી મેરૂપર્વતનો ભૂમિસ્થ વ્યાસ ૧૦૦૦૦ યોજન બાદ કરી બાકી રહેલા ૮૯૬૪૦ યોજનના બે વિભાગ કરતાં ૪૪૮૨૦ યોજન આવે તેથી એમ સ્પષ્ટ થયું કે—સર્વાભ્યન્તરમંડલમાં વર્તતો [ એટલે ઉત્તરાયણના છેલ્લા મંડલને

સમાપ્ત કરતો અને દક્ષિણાયનના પહેલા મંડલને પ્રારંભતો ] ભારતસૂર્ય નિષધઉપર રહ્યો છતો મેરૂથી અગ્નિખૂણે ૪૪૮૨૦ યોજન દૂર રહ્યો છે, તેજ વખતે ઐરાવત સૂર્ય તેનીજ બરાબર વક્ર સમશ્રેણિએ મેરૂપર્વતથી ૪૪૮૨૦ યોજન દૂર વાયવ્ય ખૂણે નીલવંતપર્વતઉપર મંડલને પ્રારંભતો હોય છે, એથી અધિક નજીક આવવાનો હવે બીજો કોઇ અવકાશ નથી, માટે સર્વાભ્યન્તરમંડલે વર્તતા બે
પૂર્વના મેરૂના પશ્ચિમના
સૂર્યને પરસ્પર [ ૪૪૮૨૦+૧૦૦૦૦+૪૪૮૨૦= ] ૯૯૬૪૦ યોજન જેટલું અન્તર હોય છે, એજ રીતે બે ચન્દ્રને પણ પરસ્પરઅન્તર એટલું જ જાણવું. ॥ इति सर्वाभ्यन्तरमंडले चंद्र चंद्रने वा सूर्य सूर्यने अन्तर ॥

તથા સર્વબાહ્યમંડલ લવણસમુદ્રમાં જંબૂદ્વીપના પર્યન્તભાગથી ૩૩૦ યોજન દૂર સર્વબાજુએ ફરતું હોવાથી બે બાજુના ૩૩૦-૩૩૦ ગણતાં ૬૬૦ યોજન જંબૂદ્વીપના ૧ લાખ યોજન વ્યાસમાં અધિક ગણવાથી ૧૦૦૬૬૦ યોજન થાય છે, જેથી એમ સ્પષ્ટ થયું કે સર્વબાહ્યમંડલને સમાપ્ત કરતી વખતે એ ૧૮૪ મા મંડલમાં વર્તતા ચંદ્રથી ચંદ્રને અને સૂર્યથી સૂર્યને પરસ્પર ઉત્કૃષ્ટ અન્તર ૧૦૦૬૬૦ યોજન [ માં *૧૬ ભાગ ન્યૂન ] હોય છે, એ વખતે ભારત-સૂર્ય મેરૂપર્વતથી ૪૫૩૩૦ યોજન દૂર અગ્નિખૂણે સમુદ્રમાં રહેલો હોય છે, ત્યારે બીજો ઐરાવતસૂર્ય તેનીજ ( ભારતસૂર્યની જ ) વક્ર ( ખૂણાથી ખૂણા તરફની ) સમશ્રેણિએ મેરૂથી વાયવ્યકોણમાં સમુદ્રને વિષે મેરૂથી ૪૫૩૩૦ યોજન દૂર રહેલો હોય છે, એ પ્રમાણે ચન્દ્ર ૧૫ મા મંડલે એજ સ્થાને એ રીતે જ રહેલા હોય ત્યારે એક ચંદ્રથી બીજા ચંદ્રને ઉત્કૃષ્ટઅન્તર જાણવું. આ બન્ને અન્તર મેરૂપર્વત વચ્ચે આવવાથી व्याघातिक अन्तर જાણવું. इति सर्वबाह्यमडले चन्द्र चन्द्रने सूर्य सूर्यने उत्कृष्ट अन्तर ॥

હવે દરેક મંડલે પરસ્પર અંતરવૃદ્ધિ આ પ્રમાણે—ચંદ્રમંડલથી ચંદ્રમંડલનું પરસ્પરઅન્તર પૂર્વે ૩૫ યોજન-૩૦ ભાગ-૪ પ્રતિભાગ કહ્યું છે, તે એક બાજુનું હોય છે, અને એટલું અન્તર બીજી સ્હામી બાજુએ પણ હોય છે, તે એ બે

---

* અહિં સૂર્યથી સૂર્યને ઉત્કૃષ્ટ અન્તર તો ગાથામાં કહ્યા પ્રમાણે સંપૂર્ણ છે, પરન્તુ ચંદ્રથી ચંદ્રના ઉત્કૃષ્ટ અન્તરમાં ૧૬ ભાગ ઓછા જાણવા, કારણ કે સૂર્યમંડલ ૪૮ અંશનું છે, ત્યારે ચંદ્રમંડલ ૫૬ અંશનું છે, જેથી બન્ને બાજુથી ૮-૮ ભાગ ત્રુટતાં ૧૬ ભાગ ત્રુટે, માટે સર્વબાહ્યમંડલે ચંદ્રથી ચંદ્રને ઉત્કૃષ્ટ અન્તર યો. ૧૦૦૬૫૯-૪૫ ભાગ જેટલું હોય છે.—એ વિશેષ છે.

## ॥ सूर्य सूर्यनुं परस्पर अन्तर, एज रीते चंद्र चंद्रनुं पण परस्पर अन्तर ॥

[ ગા૦ ૧૭૩, પૃ૦ ૨૬૪ ]

મેરૂ
૧૦૦૦૦
વિસ્તાર

૪૪૮૨૦ અબાધા

૪૪૮૨૦ અબાધા

૫ ૧ ૦

૫ ૧ ૦

સર્વાભ્યન્તર મંડલ

સર્વ બાહ્યમંડલ

આ મંડલો વાસ્તવિક નથી, પરન્તુ પ્રાયઃ મંડલ તુલ્ય છે, જે ગણિત માત્ર સમજવાને માટે છે. એમાં સર્વાભ્યન્તર મંડલે વર્તતા બે સૂર્યનું પરસ્પર અન્તર ત્રણે અંક મળીને ૯૯૬૪૦ યોજન, અને સર્વબાહ્યમંડલે પાંચે અંક મળીને ૧૦૦૬૬૦ યોજન અન્તર છે.

તથા સૂર્યની પરસ્પર અન્તરવૃદ્ધિ બે બાજુ ૨ ૪૮/૬૧ ૨ ૪૮/૬૧ યોજન છે, અને ચંદ્રની પરસ્પર અન્તરવૃદ્ધિ પ્રતિમંડલે બે બાજુ ૩૬ (યો૦)—૨૫ (ભા૦)—૪ (પ્રતિ૦) જૂદી જૂદી છે.

બાજુનાં અંતર ભેગાં કરતાં ૭૦ યોજન ૬૦ ભાગ અને ૮ પ્રતિભાગ ( સાતીયા ) આવ્યા, પુનઃ ચંદ્રમંડલ ૫૬ ભાગનું છે, તે પણ બન્ને બાજુનું ગણતાં ૧૧૨ ભાગ સાઠમાં ઉમેરતાં ૧૭૨ ભાગ થયા. તથા સાતીયા ૮ પ્રતિભાગમાંથી સાતપ્રતિભાગનો ૧ ભાગ ૧૭૨ માં ઉમેરતાં ૧૭૩ ભાગ થયા, અને ૧ પ્રતિભાગ રહ્યો, તે ૧૭૩ પ્રતિભાગને ૬૧ વડે ભાગતાં ૨ યોજન આવ્યા તે ૭૦ માં ઉમેરતાં ૭૨ યોજન આવ્યા, અને ભાગ ૫૧ રહ્યા, તેથી દરેક મંડલે યો. ૭૨ ભા. ૫૧ પ્રતિભાગ ૧ ( યો. ૭૨ ભા. ૫૧ ૧/૭ ) અધિક અધિક અંતર વધતું જાય છે. અથવા બીજી રીતે ગણીએ તો એક બાજુનું અંતર અને મંડલ મળીને યો. ૩૬ ભા. ૨૫ પ્રતિ. ૪ થાય તેને બે બાજુનું ગણી દ્વિગુણ કરતાં પણ યો. ૭૨ ભા. ૫૧ પ્રતિ. ૧ અંતરવૃદ્ધિ પ્રાપ્ત થાય છે.

```
   ૩૫-૩૦-૪
   ૩૫-૩૦-૪
   --------
   ૭૦-૬૦-૮
      ૧૧૨
   --------
   ૭૦-૧૭૨-૮
       ૧-૭
   --------
   ૭૦-૧૭૩-૧
 + ૨-૧૨૨
   --------
   ૭૨-૫૧-૧/૭
```

```
અંતર  ૩૫-૩૦-૪
મંડલ    + ૫૬
      --------
       ૩૫-૮૬-૪
     + ૧-૬૧
      --------
       ૩૬-૨૫-૪
       × ૨
      --------
       ૭૨-૫૦-૮
         +૧-૭
      --------
       ૭૨-૫૧-૧
```

હવે સૂર્યમંડલોમાં દરેક મંડલ ૨ યોજન અંતરે છે, અને ૪૮ ભાગ મંડલના મળીને ૨ યોજન ૪૮ ભાગ એક બાજુની અંતરવૃદ્ધિ હોય છે, તેવીજ બીજી બાજુ ગણતાં ૪ યોજન ૯૬ ભાગ આવે, એમાં ૯૬ માંથી ૬૧ ભાગનો એક યોજન કાઢી લઇ ચાર યોજનમાં ઉમેરતાં યોજન ૫ થાય, અને ભાગ ૩૫ રહે, જેથી સ્પષ્ટ થયું કે દરેક મંડલે બે સૂર્યને પરસ્પર ૫ યોજન ૩૫ ભાગ જેટલું અન્તર વધતું જાય છે. અને એ પ્રમાણે વધતાં વધતાં સર્વ બાહ્યમંડલે ૧૦૦૬૬૦ યોજન જેટલું અન્તર બે સૂર્યને પરસ્પર પ્રાપ્ત થાય છે.

```
યો. ભાગ
  ૨-૪૮  એક બાજુના
+ ૨-૪૮  બીજી બાજુના
  -----
  ૪-૯૬
+ ૧-૬૧
  -----
  ૫-૩૫
```

અથવા ચન્દ્રના પહેલા મંડલની આદિથી ચન્દ્રનું છેલ્લું મંડલ એક બાજુએ [મંડલક્ષેત્રની અપેક્ષાએ મંડલક્ષેત્રના પ્રારંભથી] યો. ૫૦૯—૫૩ ભાગ દૂર છે, તેવી જ રીતે બીજી બાજુએ પણ ગણતાં [યો. ૫૦૯—૫૩ ભા.×૨=] યો. ૧૦૧૯—૪૫ ભાગ

યો. ભા. પ્રતિ.
જેટલા ક્ષેત્રમાં ૧૫ મંડલ પૂરાય છે, અને દર મંડલે અંતરવૃદ્ધિ ૭૨–૫૧–૧ છે, અને
યો. ભાગ
અન્તર ૧૪ છે માટે ૭૨–૫૧–૧ ને ૧૪ વડે ગુણતાં પણ ૧૦૧૯–૪૫ પ્રાપ્ત થાય છે. તેવી જ રીતે સૂર્યને અંગે ગણતાં મંડલક્ષેત્રના પ્રારંભથી છેલ્લું મંડલ એક બાજુએ ૫૧૦ અને બીજી બાજુ પણ ૫૧૦ હોવાથી ૧૦૨૦ યોજન
યો. ભા.
મંડલક્ષેત્રમાં દૂર છે, અને અન્તરવૃદ્ધિ ૫–૩૫ છે જેથી ૧૮૩ આંતરાએ ગુણતાં [ મંડલસહિત આંતરાએ ગુણતાં ] ૧૦૨૦ યોજન પ્રાપ્ત થાય છે. એ મંડલક્ષેત્રમાં જંબૂદ્વીપના ૯૯૬૪૦ યોજન બન્નેમાં ઉમેરતાં ચંદ્રનું ઉત્કૃષ્ટ અન્તર પૂર્વે
યો. યો. ભા. યો. ભા.
કહ્યા પ્રમાણે [ ૯૯૬૪૦+૧૦૧૯–૪૫= ] ૧૦૦૬૫૯–૪૫ આવે, અને સૂર્યનું ઉત્કૃષ્ટ અન્તર [ ૯૯૬૪૦+૧૦૨૦= ] ૧૦૦૬૬૦ યોજન સંપૂર્ણ પ્રાપ્ત થાય છે. આ સૂર્યના અન્તરમાંથી જ ચંદ્રમંડલની અધિકતાના [ ૮+૮= ] ૧૬ ભાગ ઓછા કરતાં પૂર્વોક્ત ૧૦૦૬૫૯–૪૫ ચંદ્રાન્તર પ્રાપ્ત થાય છે. ઇત્યાદિક અનેક રીતે ગણિતજ્ઞોએ અંતરવૃદ્ધિ ઉપરથી મંડળક્ષેત્ર અને મંડળક્ષેત્ર ઉપરથી અંતરવૃદ્ધિ સ્વતઃ પ્રાપ્ત કરવી. ॥ ૧૭૩ ॥

अवतरण:—હવે આ ગાથામાં દરેકમંડલે ચંદ્ર એકમુહૂર્ત્તમાં કેટલું ચાલે ? તે કહેવાય છે—

**साहिअपणसहसतिहुत्तराइं ससिणो मुहुत्तगइ मज्झे ।**
**बावन्नहिआ सा बहि, पइमंडल पउणचउवुड्ढी ॥ १७४ ॥**

## શબ્દાર્થ:—

साहिअ=સાધિક
पणसहस=પાંચ હજાર
तिहुत्तराइं=ત્રિહુત્તર–તોતેર
मुहुत्तगइ=મુહૂર્ત્તગતિ
मज्झे=મધ્યમંડલે પહેલામંડલે
बावन्नअहिआ=બાવન યોજન અધિક
सा=તે પૂર્વોક્તગતિ
पउणचउ=પોણા ચાર યોજન

## સંસ્કૃત અનુવાદ

**साधिकपंचसहस्रत्रिसप्ततिः शशिनो मुहूर्तगतिर्मध्ये ।**
**द्विपंचाशदधिका सा बहिः प्रतिमंडलं पादोनचतुर्वृद्धिः ॥ १७४ ॥**

ગાથાર્થ:—સર્વાભ્યન્તરમંડલે ચન્દ્રની મુહૂર્ત્તગતિ પાંચહજાર ત્રિહુત્તર યોજનથી કંઇક અધિક છે, અને સર્વબાહ્યમંડલે એજ મુહૂર્ત્તગતિ બાવનયોજન અધિક છે, તથા દરેક મંડળે પોણા ચાર યોજન મુહૂર્ત્તગતિમાં વૃદ્ધિ થતી જાય છે. ॥ ૧૭૪ ॥

વિસ્તરાર્થ:—સર્વાભ્યન્તરમંડલનો પરિધિ ૩૧૫૦૮૯ ( ત્રણ લાખ પંદર હજાર નેવ્યાસી ) યોજન છે, તેટલા પરિધિને બે ચન્દ્ર મળીને અધિક એક અહોરાત્રમાં ગતિવડે સમાપ્ત કરે છે, જેથી એક અર્ધમંડલને પૂરતાં એક ચંદ્રને અધિક અહોરાત્ર કાળ લાગે છે; અને સંપૂર્ણ મંડલ પૂરતાં સાધિક બે દિવસ એટલે ગણિત પ્રમાણે ૨ દિવસ ૨ મુહૂર્ત્ત અને એક મુહૂર્ત્તના બસો એકવીસીઆ ૨૩ ભાગ [ =દિ ૨–મુ. ૨ $\frac{૨૩}{૨૨૧}$ ] જેટલો કાળ લાગે છે, અને સૂર્ય એ જ મંડલને સંપૂર્ણ બે અહોરાત્ર જેટલા કાળમાં સંપૂર્ણ કરે છે. અહિં ચંદ્રની ગતિ મંદ હોવાથી સૂર્યના મંડલપૂર્તિકાળથી ચંદ્રનો મંડલપૂર્તિકાળ અધિક છે. અહિં ગણિતની સુગમતા માટે ૨ દિવસ ૨ $\frac{૨૩}{૨૨૧}$ મુહૂર્ત્તના સર્વના બસો એકવીસીયા મુહૂર્ત્તભાગ કરીએ તો પ્રથમ ૨ દિવસના ૬૦ મુહૂર્ત્તમાં ૨ મુહૂર્ત્ત ઉમેરતાં ૬૨ મુહૂર્ત્ત થયા તેને ૨૨૧ વડે ગુણતાં ૧૩૭૦૨ આવ્યા તેમાં ૨૩ અંશ ઉમેરતાં ૧૩૭૨૫ અંશ થયા.

હવે મંડલના પણ અંશ કરવામાટે ૩૧૫૦૮૯ યોજનને ૨૨૧ વડે ગુણીએ તો ૬૯૬૩૪૬૬૯ મંડલાંશ થયા. તેને ૧૩૭૨૫ મુહૂર્ત્તાંશવડે ભાગતાં ૫૦૭૩ $\frac{૭૭૪૪}{૧૩૭૨૫}$ યોજન જેટલી ચંદ્રની મુહૂર્ત્તગતિ પ્રાપ્ત થઈ. અંકગણિત આ પ્રમાણે—

| | |
|---|---|
| દિ. મુ. અંશ. | ૩૧૫૦૮૯ યોજન સર્વાભ્યન્તર મંડલનો પરિધિ |
| ૨—૨—૨૩ | ×૨૨૧ |
| ×૩૦ [ ૨૨૧ ] | ૩૧૫૦૮૯ |
| ૬૦ મુ. | ૬૩૦૧૭૮× |
| +૨ | મુહૂર્ત્તાંશ. ૬૩૦૧૭૮×× |
| ૬૨ મુ. | ૧૩૭૨૫ ) ૬૯૬૩૪૬૬૯ મંડલાંશ ( ૫૦૭૩ યોજન. |
| ×૨૨૧ મુહૂર્ત્તાંશ | ૬૮૬૨૫ |
| ૬૨ | ૧૦૦૯૬૬ યોજન |
| ૧૨૪ | ૯૬૦૭૫ =૫૦૭૩ $\frac{૭૭૪૪}{૧૩૭૨૫}$ |
| ૧૨૪ | ૪૮૯૧૯ |
| ૧૩૭૦૨ | ૪૧૧૭૫ |
| ૨૩ | ૭૭૪૪ અંશ. શેષ. |
| ૧૩૭૨૫ મુહૂર્ત્તાંશ | |

અહિં બસોએકવીસીઆ અંશ કેવી રીતે ? તેની ઉત્પત્તિ ગ્રન્થાન્તરથી જાણવી, કારણકે તે ઉત્પત્તિવર્ણવવાનું વક્તવ્ય અધિક હોવાથી અહિં તેનું પ્રયોજન નથી.

હવે સર્વબાહ્યમંડલનો પરિધિ ગણિતરીતિ પ્રમાણે ૩૧૮૩૧૫ [ ત્રણ લાખ અઢાર હજાર ત્રણુસો પંદર ] યોજન છે, તેને પણ પૂર્વોક્ત રીતે ૨૨૧ વડે ગુણી ૧૩૭૨૫ મુહૂર્ત્તાંશવડે ભાગતાં ૫૧૨૫ $\frac{૬૯૯૦}{૧૩૭૨૫}$ યોજન જેટલી મુહૂર્ત્તગતિ પ્રાપ્ત થાય. [ત્યાં ૩૧૮૩૧૫ને ૨૨૧વડે ગુણતાં ૭૦૩૪૭૬૧૫ યોજનાંશ–મંડલાંશ આવે છે.]

એ પ્રમાણે ચન્દ્ર ૧૫ મંડલોમાંના કોઇપણ મંડલમાં ભ્રમણ કરતો હોય ત્યારે તેના પરિધિને ( પૂર્વોક્તરીતે ઉપજાવેલા મંડલાંશોને ) ૧૩૭૨૫વડે ભાગતાં તે મંડલે ચંદ્રની મુહૂર્ત્તગતિ પ્રાપ્ત થાય, અર્થાત્ ત્યાં ચંદ્ર એક મુહૂર્ત્તમાં એટલું ક્ષેત્ર વ્યતીત કરે. પુનઃ દરેક મંડલનો પરિધિ જાણવાની રીતિ આ
યો. ભા. પ્રતિ૦
પ્રમાણે–પૂર્વે ૭૨–૫૧–૧ જેટલી અન્તરવૃદ્ધિ કહી છે, તેનો પરિધિ ગણિતની રીતિ પ્રમાણે લગભગ સાધિક ૨૩૦ યોજન જેટલો થાય છે, જેથી દરેકમંડલે ૨૩૦ યોજન પૂર્વમંડલપરિધિમાં ઉમેરતાં અનન્તર ( અગ્ર અગ્ર ) મંડલનો પરિધિ આવે, જેમકે પહેલા મંડલનો પરિધિ ૩૧૫૦૮૯ યોજન છે તો તેમાં ૨૩૦ યોજન ઉમેરતાં ૩૧૫૩૧૯ યોજન આવે, પુનઃ એમાં ૨૩૦ ઉમેરતાં ૩૧૫૫૪૯ યોજન આવે, એ પ્રમાણે યાવત્ છેલ્લા પંદરમા મંડલનો પરિધિ ૩૧૮૩૧૫ યોજન પ્રાપ્ત થાય છે. અહિં ચૌદવાર ૨૩૦ ઉમેરતાં એટલે [ ૨૩૦×૧૪ ] ૩૨૨૦ યોજન ઉમેરતાં ૩૧૮૩૦૯ યોજન આવવાથી ૬ યોજન ત્રુટે છે તે ૨૩૦ યોજન ઉપરાન્તનો દેશોન ૦॥ યોજન ન વધારવાથી ત્રુટે છે, માટે પર્યન્તે વા મધ્યે પૂર્ણ અંકસ્થાને દેશોન ૦॥ યોજનથી ઉપજતો અંક વધારવાથી પરિધિ બરાબર પ્રાપ્ત થઈ શકે છે, માટે એ ત્રુટતા ૬ યોજન સંબંધિ વિસંવાદ ન જાણવો.

હવે ચંદ્રના પ્રત્યેક મંડલે ૨૩૦ યોજન પરિધિ વધે છે, તેને પૂર્વે કહ્યા પ્રમાણે ૨૨૧ વડે ગુણી ૧૩૭૨૫ વડે ભાગતાં ૩ $\frac{૯૬૫૫}{૧૩૭૨૫}$ યોજન એટલે લગભગ કિંચિત્‌ન્યૂન ૩॥ યોજનજેટલી મુહૂર્ત્તગતિ દરેક મંડલે વધતી જાય છે. જેથી એ ૩॥ ને ૧૪વડે

```
  ૨૩૦ યોજન.          ૧૩૭૨૫ ) ૫૦૮૩૦ ( ૩ યોજન
 ×૨૨૧ મુહૂર્ત્તાંશ              ૪૧૧૭૫
 ----                           ----
  ૨૩૦                           ૯૬૫૫ યોજનાંશ. શેષ.
 ૪૬૦×
૪૬૦××                     =૩ ૯૬૫૫/૧૩૭૨૫ યોજન
-----
૫૦૮૩૦ યોજનાંશ.
```

ગુણતાં ( ૧૪×૩॥ )=૫૨॥ યોજનવૃદ્ધિ પંદરમા મંડલે થઈ, પરન્તુ ૩॥ યોજન

સંપૂર્ણ ન હોવાથી પંદરમે મંડલે તે ન્યૂનતાઓને એકત્ર કરી ૦ll યોજન ઓછો કરતાં સંપૂર્ણ ૫૨ (બાવન) યોજનવૃદ્ધિ પહેલા મંડલની અપેક્ષાએ છેલ્લા મંડળમાં પ્રાપ્ત થઇ ।। ૧૭૪ ॥ **इति प्रतिमंडल चंद्रमुहूर्त्तगति ॥**

अवतरण:—પૂર્વગાથામાં ચંદ્રની મુહુર્ત્તગતિ મંડલે મંડલે કહીને હવે આ ગાથામાં પ્રત્યેક મંડલે સૂર્યની મુહૂર્ત્તગતિ કેટલી છે? તે કહેવાય છે—

**जा ससिणो सा रविणो, अडसयरिसएणऽसिसएणहिआ ।**
**किंचूणाणं अट्ठारसट्ठिहायाण [भागाण] मिहवुड्ढी ॥ १७५ ॥**

## શબ્દાર્થ:—

जा ससिणो–જે મુહૂર્તગતિ ચંદ્રની
सा रविणो–તે મુહૂર્ત્તગતિ સૂર્યની
अडसयरि सएण–એકસો અઠ્યોત્તર
असिसएण–એકસો એંસી યોજનવડે
अहिआ–અધિક જાણવી.

किंचऊणाणं–કંઇક ન્યૂન
अट्ठार–અઢાર ભાગ
सट्ठिभागाणं–સાઠીયા ભાગોની
इह–આ સૂર્યની મુહૂર્ત્તગતિમાં
वुड्ढी–પ્રતિમંડલે વૃદ્ધિ જાણવી

## સંસ્કૃત અનુવાદ.

**या शशिनोः सा रव्योः अष्टसप्तत्यधिकशतेनाशीत्यधिकशतेनाधिका ।**
**किंचिन्न्यूनानामष्टादश षष्टिभागानामत्रवृद्धिः ॥ १७५ ॥**

ગાથાર્થ:—પૂર્વગાથામાં જે મુહૂર્ત્તગતિ ચંદ્રની કહી તેજ મુહૂર્ત્તગતિ સૂર્યની જાણવી, પરંતુ સર્વાભ્યન્તરમંડલે ૧૭૮ યોજન અધિક જાણવી, અને સર્વ-બાહ્યમંડલે ૧૮૦ યોજન અધિક જાણવી, તથા અહિં સૂર્યની મુહૂર્ત્તગતિમાં દરેક સૂર્યમંડલે સાઠીયા ૧૮ ભાગ જેટલી વૃદ્ધિ જાણવી ।। ૧૭૫ ।।

विस्तरार्थ:—પૂર્વગાથામાં ચંદ્રની સર્વાભ્યન્તરમંડલે મુહૂર્ત્તગતિ ૫૦૭૩ યોજનથી અધિક કહી છે, તેમાં ૧૭૮ યોજન અધિક કરતાં [ ૫૦૭૩+૧૭૮= ] ૫૨૫૧ યોજન લગભગ મુહૂર્ત્તગતિ સૂર્યની સર્વાભ્યન્તરમંડલે જાણવી. અને સર્વબાહ્યમંડલે ચંદ્રની મુહૂર્ત્તગતિ સાધિક ૫૧૨૫ યોજન કહી છે તેમાં ૧૮૦ યોજન અધિક કરતાં [ ૫૧૨૫+૧૮૦= ] ૫૩૦૫ યોજન જેટલી મુહૂર્તગતિ સૂર્યની સર્વબાહ્યમંડલે જાણવી. તથા દરેક સૂર્યમંડલે સૂર્યની મુહૂર્ત્તગતિ કંઇક ન્યૂન સાઠીયા ૧૮ ભાગ જેટલી વધતી વધતી જાય છે, એ પ્રમાણે ગાથાને અનુ-સારે સ્થૂલથી [ અંશ પ્રત્યંશ વિના લગભગ અંકપૂર્વક ] મુહૂર્ત્તગતિ દર્શાવી, હવે સૂક્ષ્મતાથી અંશ પ્રત્યંશપૂર્વક મુહૂર્ત્તગતિની ઉત્પત્તિ આ પ્રમાણે—

પૂર્વગાથાના વિસ્તારમાં દર્શાવ્યા પ્રમાણે સર્વાભ્યન્તરમંડલનો પરિધિ ૩૧૫૦૮૯ યોજન છે, અને સૂર્ય પોતાના કોઇપણ મંડલને સંપૂર્ણ બે દિવસે ગતિવડે સમાપ્ત કરે છે, જેથી બે દિવસના ૬૦ મુહૂર્તવડે સર્વાભ્યન્તર પરિધિને ભાગતાં ૫૨૫૧ યોજન ઉપરાન્ત સાઠીયા ૨૯ ભાગ એટલું ક્ષેત્ર સૂર્ય સર્વાભ્યન્તરમંડલે એક મુહૂર્તમાં ચાલે છે. ત્યારબાદ બીજા મંડલે કંઇક ન્યૂન—૧૮/૬૦ યોજન અધિક ચાલે છે જેથી ત્યાં બીજે મંડલે સૂર્યની મુહૂર્ત્તગતિ ૨૯+૧૮=૪૭ અંશ અને ૫૨૫૧ યોજન [ ૫૨૫૧ ૪૭/૬૦ યો૦ ] જેટલી હોય છે, એ પ્રમાણે પ્રત્યેક મંડલે ૧૮-૧૮ ભાગ વધારતાં વધારતાં યાવત્ ૧૮૪મે મંડલે ૧૮૩ વાર અઢાર ભાગ વધે જેથી

```
૬૦) ૩૧૫૦૮૯ (૫૨૫૧ યોજન
    ૩૦૦
    ---
    ૧૫૦
    ૧૨૦      =૫૨૫૧ ૨૯/૬૦ યોજન
    ---
    ૩૦૮
    ૩૦૦
    ---
     ૮૯
     ૬૦
    ---
     ૨૯ શેષ અંશ
```

૮૩×૧૮=૩૨૯૪ ને ૬૦વડે ભાગતાં ૫૪ યોજન ૫૪ અંશ આવે તે ૫૨૫૧-૨૯ માં ઉમેરતાં ૫૩૦૫-૮૩ આવે, પરન્તુ વધારવા યોગ્ય ૧૮ અંશ સંપૂર્ણ નહિં પરન્તુ કંઇક ન્યૂન હોવાથી તે ન્યૂનતાઓ એકત્ર કરતાં છેલ્લા મંડલે ૬૮ અંશ ત્રુટે છે, તે બાદ કરતાં ૧૫ અંશ આવે, માટે ૫૩૦૫ યોજન અને સાઠીયા ૧૫ અંશ જેટલી સૂર્યની મુહૂર્ત્તગતિ સર્વબાહ્યમંડલે હોય છે. અથવા બીજી રીતે વિચારીએ તો—સર્વબાહ્યમંડલનો પરિધિ ૩૧૮૩૧૫ યોજન છે તેને ૬૦ વડે ભાગતાં પણ એજ મુહૂર્ત્તગતિ પ્રાપ્ત થાય.

```
૬૦) ૩૨૯૪ (૫૪ યો૦
    ૩૦૦
    ---
    ૨૯૪
    ૨૪૦
    ---
     ૫૪     અંશ
   ૫૨૫૧-૨૯
  + ૫૪-૫૪
  --------
   ૫૩૦૫-૮૩
 બાદ     ૬૮
  --------
   ૫૩૦૫-૧૫
   =૫૩૦૫ ૧૫/૬૦ યોજન
```

```
૬૦) ૩૧૮૩૧૫ (૫૩૦૫ યોજન
    ૩૦૦
    ---
    ૧૮૩
    ૧૮૦   =૫૩૦૫ ૧૫/૬૦ યો૦
    ---
    ૩૧૫
    ૩૦૦
    ---
     ૧૫ અંશ. શેષ.
```

હવે દરેક સૂર્યમંડલે ૧૮/૬૦ યોજન વૃદ્ધિ થવાનું કારણ કહેવાય છે—દરેક સૂર્યમંડલની અન્તરવૃદ્ધિ ૨ યોજન ૪૮ અંશ કહી છે, તેવીજ બીજી બાજુ પણ અન્તરવૃદ્ધિ હોવાથી બન્ને ભેગી કરતાં ૫ યોજન ૩૫ અંશ પૂર્વે

કહી છે, તેનો ગણિતરીતિ પ્રમાણે પરિધિ કાઢતાં સાધિક ૧૭ યોજન અથવા દેશોન ૧૮ યોજન થાય છે તો પણ સ્થૂલવ્યવહારથી સંપૂર્ણ ૧૮ યોજન ગણવા, જેથી પ્રતિસૂર્યમંડલે ૧૮-૧૮ યોજન પરિધિ વધતો જાય છે. વળી સૂર્ય પોતાના કોઈપણ મંડલને ૬૦ મુહૂર્ત્તે સંપૂર્ણ કરે છે, તેથી એ ૧૮ ની વૃદ્ધિને ૬૦ વડે ભાગતાં ૧૮ સાઠીયા અંશ જેટલી મુહૂર્ત્તગતિમાં વૃદ્ધિ પ્રત્યેક સૂર્યમંડલે પ્રાપ્ત થાય છે. ॥ ૧૭૫ ॥

अवतरण:—હવે સૂર્ય સર્વાભ્યન્તર વા સર્વબાહ્યમંડલે હોય તે વખતે જ્યાંથી ઉદય પામતો દેખાય ત્યાંથી કેટલે દૂર અસ્તપામે તે ઉદયઅસ્તનું અન્તર આ ગાથામાં કહેવાય છે—

**मज्झे उदयत्थंतरि चउणवइसहस्सपणसयछवीसा ।**
**बायाल सट्ठिभागा, दिणं च अट्ठारसमुहुत्तं ॥१७६॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| मज्झे=સર્વાભ્યન્તર મંડલે | बायाल=બેંતાલીસ |
| उदय अत्थ अंतरि=ઉદય અસ્તનું અન્તર | सट्ठिभागा=સાઠીયા ભાગ |
| चउणवइसहस्सा=ચોરાણુ હજાર | दिणं=દિવસ |
| पणसय छवीसा=પાંચસો છવીસ | अट्ठारस मुहुत्तं=અઢાર મુહૂર્ત્તનો |

## સંસ્કૃત અનુવાદ.

**मध्ये उदयास्तान्तरं चतुर्नवतिसहस्रपंचशतषड्विंशतिः ।**
**द्विचत्वारिंशत् षष्टिभागाः दिनं चाष्टादशमुहूर्त्तम् ॥ १७६ ॥**

गाथार्थ:—સર્વાભ્યન્તરમંડલે સૂર્ય હોય તે વખતે ચોરાણુહજારપાંચસો છવીસ યોજન ઉપરાન્ત સાઠીયા બેંતાલીસ ભાગ જેટલું ઉદયથી અસ્તનું અન્તર હોય, અને દિવસ ૧૮ મુહૂર્ત્તનો હોય. ॥ ૧૭૬ ॥

विस्तरार्थ:—સૂર્ય જ્યારે સર્વાભ્યન્તરમંડલે હોય છે ત્યારે પ્રકાશક્ષેત્રની પહોળાઈ $\frac{3}{10}$ ( ત્રણ દશાંશ ) જેટલી હોયછે, અને અંધકારની પહોળાઈ $\frac{2}{10}$ ( બે દશાંશ ) જેટલી હોય છે, પુનઃ તે $\frac{3}{10}$ પ્રકાશક્ષેત્ર ૧૮ મુહૂર્ત્તે સમાપ્ત થાય છે તે આ પ્રમાણે-અભ્યન્તરમંડલનો પરિધિ ૩૧૫૦૮૯ છે, તેને ૧૦ વડે ભાગી

ત્રણે ગુણતાં ૯૪૫૨૬ યોજન ઉપરાન્ત દશીયા સાત ભાગ આવે છે એ દશીયા સાત ભાગ તે સાઠીયા બેંતાલીસ ભાગ જ છે. કારણ કે બન્ને રકમને છ ગુણી કરતાં દશને સ્થાને ૬૦ અને સાતને સ્થાને ૪૨ આવે છે.

૧૦)૩૧૫૦૮૯(૩૧૫૦૮
૩૧૫૦૮૦
———
૯
૩૧૫૦૮–૯
× ૩
———
૯૪૫૨૪–૨૭
+ ૨૦૭–૨૦
———
૯૪૫૨૬–$\frac{૭}{૧૦}$ [ $\frac{૪૨}{૬૦}$ ]
યો. ભા.

અથવા બીજી રીતે વિચારતાં પૂર્વે સૂર્યની જે એક મુહૂર્ત્તની ગતિ કહી છે તે ગતિને ૧૮ વડે ગુણતાં પણ એજ ઉદયઅસ્તાન્તર પ્રાપ્ત થાય છે. તે આ પ્રમાણે—સર્વાભ્યન્તરમંડલે સૂર્ય એકમુહૂર્ત્તમાં ૫૨૫૧–૨૯ ચાલે છે, અને તે મંડલે દિવસ ૧૮ મુહૂર્ત્તનો છે માટે ૫૨૫૧ ને ૧૮ વડે ગુણતાં ૯૪૫૧૮ આવે, ત્યારબાદ ૨૯ અંશને ૧૮ વડે ગુણી સાઠે ભાગતાં આવેલા ૮ યોજનને યોજનમાં ઉમેરતાં ૯૪૫૨૬ યોજન અને ઉપરાન્ત શેષ ૪૨ વધ્યા તે સાઠીયા અંશ ગણાય. એ રીતે સર્વાભ્યન્તરમંડલે સૂર્ય પૂર્વમાં નિષધ પર્વત ઉપર જ્યાં ઉદય પામે

૫૨૫૧
× ૧૮
———
૯૪૫૧૮ યો૦
+ ૮–૪૨
———
૯૪૫૨૬–૪૨
યો૦ અંશ
=૯૪૫૨૬$\frac{૪૨}{૬૦}$યોજન

૨૯
× ૧૮
———
૨૩૨
૨૯
૬૦)૫૨૨(૮ યો૦
૪૮૦
———
૪૨ અંશ

ત્યાંથી ૯૪૫૨૬$\frac{૪૨}{૬૦}$ યોજન દૂર નિષધપર્વતઉપરજ પશ્ચિમદિશામાં અસ્ત પામે છે, માટે ઉદયઅસ્તનું એ અન્તર ભરતક્ષેત્રના મધ્યભાગવર્તી મનુષ્યોની અપેક્ષાએ જાણવું, પરન્તુ સર્વની અપેક્ષાએ નહિ, કારણકે વાસ્તવિકરીતે તો સૂર્યનો અસ્ત છે જ નહિ તેમ અમુક સ્થાનેજ ઉદય પામે છે તેમ પણ નથી, સદાકાળ પ્રકાશ કરનાર છે, પરન્તુ જે સ્થાનના મનુષ્યો ને જ્યાં ન દેખાય ત્યાં અસ્ત અને જ્યાંથી દેખાય ત્યાં ઉદય એ વ્યવહારવ્યપદેશ છે.

વળી સૂર્ય જ્યારે સર્વાભ્યન્તરમંડલે હોય ત્યારે કોઇપણ ક્ષેત્રમાં ( દરેક ક્ષેત્રમાં ) દિવસ ૧૮ મુહૂર્ત્તનોજ હોય, કારણ કે એ વખતે પ્રકાશક્ષેત્ર પૂર્વે કહ્યા પ્રમાણે મંડલના ( પરિધિના ) $\frac{૩}{૧૦}$ ભાગ જેટલું છે, અને મંડલપૂર્ત્તિકાલ સૂર્યનો ૬૦ મુહૂર્ત્ત છે, તેથી ૬૦ ને $\frac{૩}{૧૦}$ વડે ગુણતાં [ $\frac{૬૦}{૧} \times \frac{૩}{૧૦} = \frac{૧૮૦}{૧૦}$ ] ૧૮ મુહૂર્ત્ત આવે છે. ત્યારબાદ દરેક મંડલે સૂર્યનું પ્રકાશક્ષેત્ર એટલે દિવસ ઘટતો ઘટતો સર્વબાહ્યમંડલે ૧૨ મુહૂર્ત્ત થાય છે, કારણકે પ્રકાશક્ષેત્ર $\frac{૩}{૧૦}$ હતું તે ઘટતું ઘટતું $\frac{૨}{૧૦}$ થાય છે, જેથી બાહ્યમંડલે જતાં સૂર્યનું ઉદયઅસ્તાન્તર–પ્રકાશ

## ॥ उदयास्तनुं अन्तर अने द्रष्टिगोचर ॥

[ गा० १७६, पृ० २७२ ]

સર્વબાહ્ય મંડલ

સર્વાભ્યન્તર મંડલ

મેરૂપર્વત

નિષધ પર્વત

અસ્ત અ

ક ઉદય

૪૭૨૬૩ - ૨૧ બ ૪૭૨૬૩ - ૨૧ $\frac{21}{60}$

૩૧૮૩૧॥ દૃષ્ટિગોચર

૩૧૮૩૧॥ દૃષ્ટિગોચર

ઉદયાસ્તાન્તર

બ સ્થાને ઊભેલો મનુષ્ય ૧૮૪મે મંડલે ઉદયથી ૬૩૬૬૩ યોજન દૂર સૂર્યને અસ્ત પામતો દેખે इति उदयास्तान्तरम्. અને ૪૭૨૬૩ $\frac{21}{60}$ યો. દૂરથી ઉદય પામતો અને ૪૭૨૬૩ $\frac{21}{60}$ યોજન દૂર (સ્વસ્થાનથી) અસ્ત પામતો દેખે. इति द्रष्टिगोचरः । ઉદયાસ્તની વક્રલીટી अ ब क છે. એ પ્રમાણે સર્વબાહ્યમંડલે ચિત્રમાં આલેખ્યા પ્રમાણે इति जंबूद्वीपे. પુષ્કરાર્ધદ્વીપમાં ઉત્કૃષ્ટ અસ્તાન્તર ૨૧૩૪૫૩૭ યોજન, અર્ધ દૃષ્ટિગોચર.

ક્ષેત્રાંશ—અને આગળ કહેવાતી દ્રષ્ટિગોચરતા એ સર્વ ઘટતું જાય છે, અને સૂર્યની ગતિ તથા મુહૂર્ત્તગતિ અને અંધકારક્ષેત્ર વિગેરે સર્વ વધતું જાય છે, અને તે ઘટતાં ઘટતાં કેટલું ઘટી જાય છે, તે આગળની જ ગાથાઓમાં કહેવાશે.

વળી અહિં ઉદયઅસ્તનું અન્તર કેવળ સૂર્ય પ્રકાશનું જ ગણવાનું છે, પરન્તુ ચન્દ્રનું નહિં, કારણ કે ચંદ્રનો ઉદયઅસ્ત સૂર્યના પ્રકાશની આગળ વ્યાઘાત-વાળો છે, તેમજ ચંદ્રની ગતિ મંદ હોવાથી રાત્રે પણ અનિયમિત ઉદય અસ્ત થાય છે, માટે તે કહેવાનું અહિં પ્રયોજન નથી.

વળી અહિં ઉદયઅસ્તનું જે અન્તર ૯૪૫૨૬ $\frac{૪૨}{૬૦}$ યોજન કહ્યું છે તે આકાશમાં પણ સીધી લીટીએ નહિં તેમજ દેખનારની અપેક્ષાએ પણ સીધી લીટીએ નહિં પરન્તુ કેવળ પરિધિના ઘેરાવાને અનુસારે જ છે, જેથી સીધી લીટીએ તો એથી પણ ઓછું લગભગ હરિવર્ષજીવાથી અધિક [ ૭૪૦૦૦ યોજન ] હોય છે. ॥ ૧૭૬ ॥

अवतरण:—સર્વાભ્યન્તરમંડલથી સર્વબાહ્યમંડલે સૂર્ય જતા હોય ત્યારે દરેક મંડલે દિવસ ઘટતો ઘટતો જાય છે, તો કેટલો ઘટે ? તે આ ગાથામાં કહેવાય છે—

## पइमंडल दिणहाणी, दुण्ह मुहुत्तेगसट्ठिभागाणं ।
## अंते बारमुहुत्तं, दिणं णिसा तस्स विवरीआ ॥ १७७ ॥

### શબ્દાર્થ:—

पइमंडल=પ્રત્યેક મંડલે
दिणहाणी=દિવસની હાનિ
दुण्ह=બે ભાગ
मुहुत्तइगसट्ठिभागाणं=મુહૂર્ત્તના એકસઠીઆ ભાગની
अंते=સર્વબાહ્યમંડલે
बारमुहुत्त=બાર મુહૂર્ત
णिसा=નિશા, રાત્રિ
तस्स=તે દિવસથી
विवरीआ=વિપરીત

### સંસ્કૃત અનુવાદ.

प्रतिमंडलं दिनहानि द्वयोर्मुहूर्त्तैकषष्टिभागयोः ।
अन्ते द्वादशमुहूर्त्तं दिनं, निशा तस्माद्विपरीता ॥ १७७ ॥

## ॥ जंबूद्वीपना चंद्र सूर्यनो मंडलादियंत्र ॥

| જંબૂદ્વીપના ચંદ્ર–સૂર્ય | મંડલક્ષેત્રનો વિષ્કંભ | જંબૂદ્વીપમાં મંડલક્ષેત્ર | લવણસમુદ્રમાં મંડલ ક્ષેત્ર | સર્વ મંડલો | જંબૂદ્વીપમાં મંડલ સંખ્યા | લવણસમુદ્રમાં મંડલ સંખ્યા | મંડલ રેખાની પહોળાઈ | મંડલથી મંડલનું અન્તર | મેરૂથી દૂર અભ્યં૦ મંડલ | મેરૂથી દૂર બાહ્ય-મંડલ | અભ્યં૦ મંડલ પરિધિ | બાહ્યમંડલ પરિધિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચંદ્ર | ૫૧૦ ૪૮/૬૧ યોજન | ૧૮૦ યો. | ૩૩૦ ૪૮/૬૧ યોજન | ૧૫ | ૫ | ૧૦ | ૫૬/૬૧ યો. | યો. ભાગ ૩૫–૩૦ ૪/૭ | ૪૪૮૨૦ યો. | ૪૫૩૩૦ યો. | ૩૧૫૦૮૯ યોજન | ૩૧૮૩૧૫ યોજન |
| સૂર્ય | ,, | ,, | ,, | ૧૮૪ | ૬૫ | ૧૧૯ | ૪૮/૬૧ યો. | ૨ યોજન | ૪૪૮૨૦ યો. | ૪૫૩૩૦ યો. | ૩૧૫૦૮૯ યોજન | ૩૧૮૩૧૫ યોજન |

| પરિધિની વૃદ્ધિ હાનિ | અભ્યં૦ મંડલે પરસ્પર અન્તર | પ્રતિમંડલે અન્તરવૃદ્ધિ પરસ્પરની | બાહ્યમંડલે પરસ્પર અન્તર | અભ્યં૦ મંડલે ઉદય અસ્તનું અન્તર | બાહ્યમંડલે ઉદય અસ્તનું અન્તર | દ્રષ્ટિગોચર | અભ્યં૦ મંડલે દિનમાન | બાહ્યમંડલે દિનમાન | પ્રતિમંડલ દિનમાનની હાનિ વૃદ્ધિ | અભ્યં૦ મંડલે મુહૂર્ત ગતિ | બા૦ મંડલે મુહૂર્ત ગતિ | પ્રતિમંડલે મુહૂર્ત ગતિની હાનિ વૃદ્ધિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લગભગ ૨૩૦ યોજન | ૯૯૬૪૦ યોજન | ૭૨–૫૧/૬૧ યો. ભા. | યો. ૧૦૦૬૬૦ | ૯૪૫૨૬ ૪૨/૬૦ યો. | ૬૩૬૬૩ યો. | ઉદયાસ્તાન્તરથી અર્ધ | ૧૨ મુહૂર્ત રાત્રિ | ૧૮ મુહૂર્ત રાત્રિ | ૨/૬૧ મુહૂર્ત રાત્રિની | ૫૦૭૩ ૭૭૪૪/૧૩૭૨૫ | ૫૧૨૫ ૬૯૯૦/૧૩૭૨૫ | ૩ ૯૬૫૫/૧૩૭૨૫ યો. |
| લગભગ ૧૮ યોજન | ૯૯૬૪૦ યોજન | ૫ ૩૫/૬૧ યો. | યો. ૧૦૦૬૬૦ | ૯૪૫૨૬ ૪૨/૬૦ યો. | ૬૩૬૬૩ યો. | ઉદયાસ્તાન્તરથી અર્ધ | ૧૮ મુહૂર્ત દિવસ | ૧૨ મુહૂર્ત દિવસ | ૨/૬૧ મુહૂર્ત દિવસની | ૫૨૫૧ ૨૯/૬૦ યો. | ૫૩૦૫ ૧૫/૬૦ યો. | ૧૮/૬૦ યો. |

गाथार्थः—દરેક મંડલે મુહૂર્ત્તના એકસઠીયા બે ભાગ જેટલી દિવસની હાનિ થાય છે, જેથી સર્વપર્યન્તમંડલે દિવસ બાર મુહૂર્ત્તનો અને રાત્રિ તેથી વિપરીત અઢાર મુહૂર્ત્તની હોય છે ॥ ૧૭૭ ॥

विस्तरार्थः—પહેલા મંડલે ૧૮ મુહૂર્ત્તનો દિવસ છે, તેમાંથી દરેક મંડલે $\frac{2}{61}$ મુહૂર્ત્ત ઘટતાં ઘટતાં ૧૮૩ મંડલ સમાપ્ત કરે ત્યારે $\frac{2}{61}\times\frac{183}{1}=\frac{6}{1}=6$ મુહૂર્ત્ત દિવસ ઘટી જાય જેથી સર્વબાહ્યમંડલે એટલે ૧૮૪મા મંડલે ૧૨ મુહૂર્ત્તનો દિવસ રહે છે. અથવા ૧૮માંથી ૧૨ બાદ કરતાં શેષ ૬ મુહૂર્ત્તનો તફાવત ૧૮૩ મંડલોમાં થયો માટે ૬ મુહૂર્ત્તના એકસઠીયા ભાગ કરતાં ૬×૬૧=૩૬૬ ભાગ આવ્યા તેને ૧૮૩ મંડલવડે ભાગતાં ૨ અંશ જેટલો દરેક મંડલે દિવસ ઘટતો જાય એમ સ્પષ્ટ થયું. એથી બાહ્યમંડલનું પ્રકાશક્ષેત્ર પણ ઘટતું ઘટતું $\frac{3}{10}$ હતું તેનું $\frac{2}{10}$ થયું જેથી $\frac{1}{10}$ ઘટયું, તેથી ત્યાં પણ ૬૦ મુહૂર્ત્તનો એક દશાંશ તે [$\frac{60}{1}\times\frac{1}{10}=6$] છ મુહૂર્ત્ત દિનહાનિ થઇ, અને પ્રકાશક્ષેત્ર [$\frac{60}{1}\times\frac{2}{10}=12$] બાર મુહૂર્ત્ત જેટલું આવવાથી એ રીતે પણ દિવસ ૧૨ મુહૂર્ત્તનો સ્પષ્ટ થયો, હવે જ્યારે દિવસ બાર મુહૂર્ત્તનો છે ત્યારે રાત્રિમાં $\frac{2}{61}$ મુહૂર્ત વધતાં વધતાં છ મુહૂર્ત્તનો વધારો થતાં અને અંધકારક્ષેત્ર $\frac{3}{10}$ ( ત્રણ દશાંશ જેટલું ) થતાં રાત્રિ [ $\frac{60}{1}\times\frac{3}{10}=18$ ] અઢાર મુહૂર્ત્તની જ આવે એ સ્પષ્ટ છે. ॥ ૧૭૭ ॥

अवतरण:—હવે સર્વબાહ્યમંડલે સૂર્ય આવે ત્યારે ઉદયઅસ્તનું અન્તર કેટલું ? તથા એક ચંદ્રનો પરિવાર કેટલો ? તે કહેવાય છેઃ—

**उदयत्थंतरि बाहिं, सहसा तेसट्ठि छसयतेसट्ठा ।**
**तह इगससिपरिवारे, रिक्खडवीसाडसीइ गहा ॥ १७८ ॥**

### શબ્દાર્થઃ—

उदय अत्थ अंतरि–ઉદય અસ્તનું અન્તર
बाहिं–સર્વ બાહ્ય મંડલે
सहसा तेसट्ठि–ત્રેસઠ હજાર
छसय तेसट्ठा–છસોત્રેસઠ યોજન
इग ससि परिवारे–એક ચંદ્રના પરિવારમાં
रिक्ख–નક્ષત્રો
अडवीसा–અઠ્ઠાવીસ
अडसीइ गहा–અઠ્યાસી ગ્રહ

### સંસ્કૃત અનુવાદ.

**उदयास्तान्तरं बाह्ये त्रिषष्टिसहस्राणि षट्शतानि त्रिषष्टिः ।**
**तथैकशशिपरिवारे, ऋक्षाण्यष्टाविंशतिरष्टाशीतिर्ग्रहाः ॥ १७८ ॥**

ગાથાર્થ:—સર્વબાહ્યમંડલે ઉદયઅસ્તનું અન્તર ૬૩૬૬૩ ત્રેસઠહજાર છસો ત્રેસઠ યોજન છે, તથા એક ચંદ્રના પરિવારમાં ૨૮ નક્ષત્રો અને ૮૮ ગ્રહ છે. ॥ ૧૭૮ ॥

વિસ્તરાર્થ:—સર્વબાહ્યમંડલનો પરિધિ ૩૧૮૩૧૫ છે, અને પ્રકાશક્ષેત્ર ૨/૧૦ (બે દશાંશ) જેટલું છે, માટે બેએ ગુણી દશે ભાગતાં ઉદયઅસ્તનું અન્તર અથવા પ્રકાશક્ષેત્ર ૬૩૬૬૩ યોજન પ્રાપ્ત થાય છે. અથવા સર્વબાહ્યમંડલે દિવસ ૧૨ મુહૂર્ત્તનો છે, અને દરેક મુહૂર્ત્તે સૂર્ય ૫૩૦૫ ૧૫/૬૦ યોજન ચાલે છે, માટે તેને ૧૨ વડે ગુણતાં પણ પ્રકાશક્ષેત્ર અથવા ઉદયઅસ્તનું અન્તર આવે. એ પ્રમાણે બન્ને રીતે ઉદયઅસ્તાન્તર પ્રાપ્ત થાય છે. વળી જે ઉદયઅસ્તનું અન્તર છે તેનું જ અર્ધ કરવાથી સર્વાભ્યન્તરમંડલે ૪૭૨૬૩ ૨૧/૬૦ યોજન દૂરથી સૂર્ય ઉદય પામતો દેખાય છે, તેમજ એટલે દૂરથી અસ્ત પામતો દેખાય છે, માટે એટલો દૃષ્ટિગોચર ગણાય, તેમજ સર્વબાહ્યમંડલે પણ એ રીતે ૬૩૬૬૩ યોજનનું અર્ધ કરતાં ૩૧૮૩૧ ૧/૨ યોજન દૃષ્ટિગોચરતા છે તે પોતપોતાના ક્ષેત્રના મધ્યભાગવર્તી મનુષ્યની અપેક્ષાએ એટલો દૃષ્ટિગોચર સૂર્ય જાણવો.

```
     ૩૧૮૩૧૫
        × ૨
    ─────────      યોજન
૧૦) ૬૩૬૬૩૦ (૬૩૬૬૩
    ૬૩૬૬૩૦
    ─────────
    ૦૦૦૦૦૦
```

```
 ૫૩૦૫  ——   ૧૫
  ×૧૨       ૧૨
 ──────    ──────
 ૬૩૬૬૦  ૬૦) ૧૮૦ (૩ યોજન
    +૩       ૧૮૦
 ──────    ──────
 ૬૩૬૬૩       ૦૦૦   યોજન
```

## ॥ એક ચંદ્રનો નક્ષત્રાદિ પરિવાર ॥

હવે એક ચંદ્રનો પરિવાર કેટલો તે કહેવાય છે—એક ચંદ્રને ૨૮ નક્ષત્રો અને ૮૮ ગ્રહો તથા આગળની ગાથામાં કહેવાશે તે પ્રમાણે ૬૬૯૭૫ કોડાકોડી તારા, એટલો પરિવાર હોય છે. સૂર્યનો પરિવાર ચંદ્રવત્ જૂદો કહ્યો નથી, માટે જે ચંદ્રનો પરિવાર તેજ સૂર્યનો પણ પરિવાર ગણાય, એમ પૂર્વે અન્તર્નદીઓની પરિવારનદીઓના અભાવસદ્ભાવની ચર્ચાને અંગે દર્શાવ્યું છે. વળી સૂર્યથી ચંદ્ર મહર્દ્ધિક અને વિશેષ પુણ્યશાળી છે, માટે આકાશમાં દેખાતા સર્વ નક્ષત્ર ગ્રહ અને તારા તે ચંદ્રનો પરિવાર છે. સૂર્યના પરિવાર તરીકે ચંદ્રપરિવારથી જૂદા નક્ષત્ર ગ્રહ આદિ કંઇપણ નથી, ઇન્દ્ર પદવી બન્નેને છે, પણ પરિવાર અને મહર્દ્ધિકતામાં એ તફાવત છે. ૨૮ નક્ષત્રનાં નામ આ પ્રમાણે:—

| | | |
|---|---|---|
| ૧ અભિજિત્ | ૧૧ રોહિણી | ૨૧ ચિત્રા |
| ૨ શ્રવણ | ૧૨ મૃગશીર્ષ | ૨૨ સ્વાતી |
| ૩ ધનિષ્ઠા | ૧૩ આર્દ્રા | ૨૩ વિશાખા |
| ૪ શતભિષક્ | ૧૪ પુનર્વસુ | ૨૪ અનુરાધા |
| ૫ પૂર્વાભાદ્રપદા | ૧૫ પુષ્ય | ૨૫ જ્યેષ્ઠા |
| ૬ ઉત્તરાભાદ્રપદા | ૧૬ આશ્લેષા | ૨૬ મૂલ |
| ૭ રેવતી | ૧૭ મઘા | ૨૭ પૂર્વાષાઢા |
| ૮ અશ્વિની | ૧૮ પૂર્વાફાલ્ગુની | ૨૮ ઉત્તરાષાઢા |
| ૯ ભરણી | ૧૯ ઉત્તરાફાલ્ગુની | |
| ૧૦ કૃત્તિકા | ૨૦ હસ્ત | |

લૌકિક ગ્રંથોમાં **અશ્વિની**થી પહેલું બીજું આદિ નક્ષત્ર સંખ્યા ગણાય છે, અને અહિં જૈનશાસ્ત્રોમાં અભિજિતથી પ્રારંભીને નક્ષત્રોનો ક્રમ ગણાય છે તેનું કારણ કે યુગ–અવસર્પિણી આદિ મોટા કાળભેદોના પ્રારંભ સમયે ચંદ્ર અભિજિત નક્ષત્રના યોગમાં જ હોય છે માટે. તથા નક્ષત્રોનાં પોતપોતાનાં નિયત ૮ મંડલો છે તે આઠમાં જ ૨૭ નક્ષત્રો નિયત સ્થાને ફર્યા કરે છે, પરન્તુ મંડલ બદલાતાં નથી. વળી તે નક્ષત્રમંડલો ચંદ્રના ૧–૩–૬–૭–૮–૧૦–૧૧–૧૫ એ આઠ મંડલોમાં એકત્ર છે. તથા આકાશમાં દેખાતાં નક્ષત્રો તે નક્ષત્રદેવોનાં વિમાનો છે, અને એ વિમાનોમાં તે તે નામવાળા નક્ષત્ર-દેવો અધિપતિ તરીકે છે, અને વિમાનમાં બીજા અનેક પ્રજા આદિ ભેદવાળા નક્ષત્રદેવોની વસતિ છે.

તથા **વિકાલક અંગારક લોહિતાંગ શનિશ્ચર આધુનિક પ્રાધુનિક કણ કણક** તથા **સોમ મંગળ બુધ બૃહસ્પતિ** ઇત્યાદિ ૮૮ ગ્રહ છે. એ પણ ગ્રહદેવોનાં વિમાનો છે અને તે વિમાનોમાં વિકાલક આદિ નામવાળા અધિપતિ ગ્રહદેવો રહે છે, અને તેમાં બીજા પ્રજા આદિ ભેદવાળા પણ અનેક ગ્રહદેવો અને ગ્રહદેવીઓ પોતપોતાના પ્રાસાદોમાં રહે છે, આકાશમાં જે ગ્રહો દેખાય છે તે વિમાનો જ દેખાય છે. વળી ચંદ્રસૂર્યવત્ ગ્રહોનાં અનેક મંડલો નથી, તેમ નક્ષત્રવત્ નિયમિત મંડલો પણ નથી, પરન્તુ મેરૂની આસપાસ વલયાકારે અનિયમિતમંડલની પદ્ધતિએ ફરતા રહે છે, કોઇ વખત ફરતા ફરતા બહુ દૂર જાય છે, અને કોઇ વખત નજીક આવી જાય છે. કોઈ વખત પાછા હઠીને પશ્ચાત્ ચાલથી પણ ચાલે છે, એ પ્રમાણે અનિયતગતિના કારણથી શાસ્ત્રમાં નિયમિત ગણત્રીના વિષયમાં આવતા નથી, કોઈ રાહુ કેતુ મંગળ આદિ ગ્રહો કંઇક નિયતગતિવાળા હોવાથી તેનું ગણિત લોકમાં પ્રવર્તે છે.

વળી અન્ય શાસ્ત્રોમાં એકજ ચંદ્ર અને એકજ સૂર્ય માનીને તેની પંચાંગ ગણત્રી બંધબેસતી દર્શાવી છે અને જૈનદર્શનમાં બે ચંદ્ર બે સૂર્ય ગણીને પંચાંગગણત્રી બંધબેસતી દર્શાવી છે, પરન્તુ લોકસમુદાયમાં લૌકિક ગ્રંથ પ્રમાણે જ પંચાંગગણત્રી પ્રવર્તે છે, ઇત્યાદિ ઘણું વક્તવ્ય **શ્રી ચંદ્રપ્રજ્ઞપ્તિ-સૂર્યપ્રજ્ઞપ્તિ** આદિ જૈનશાસ્ત્રોથી જાણવા યોગ્ય છે.

ઉપર પ્રમાણે એક ચંદ્રના ૨૮ નક્ષત્ર અને ૮૮ ગ્રહ હોવાથી આ જંબૂદ્વીપમાં બે ચંદ્ર છે, માટે જંબૂદ્વીપમાં ૫૬ નક્ષત્ર અને ૫૭૬ ગ્રહ છે એમ જાણવું. ॥ ૧૭૮ ॥

अवतरण:—હવે આ ગાથામાં એક ચંદ્રનો તારાપરિવાર દર્શાવાય છે—

**छासट्ठिसहसणवसय—पणहत्तरि तार कोडिकोडीणं।**
**सण्णंतरेणवुस्सेहंगुलमाणेण वा हुंति ॥ १७९ ॥**

## શબ્દાર્થઃ—

छासट्ठिसहस=છાસઠ હજાર
णवसय=નવસો
पणहत्तरि=પંચોત્તર
तार=તારા
कोडिकोडीणं=કોડાકોડી
सन्नंतरेण वा=અથવા સંજ્ઞાન્તરે
उस्सेहंगुलमाणेण=ઉત્સેધાંગુલનાપ્રમાણવડે
वा हुंति—અથવા હોય છે.

## સંસ્કૃત અનુવાદ.

**षट्षष्टिसहस्रनवशतपंचसप्ततिः तारककोटिकोटीनां ।**
**संज्ञान्तरेण वोत्सेधांगुलमानेन वा भवंति ॥ १७९ ॥**

ગાથાર્થ:—છાસઠ હજાર નવસો પંચોત્તર કોડાકોડી તારા એક ચંદ્રનો પરિવાર છે. અહિં કોડાકોડિપદને કોઇ સંજ્ઞાન્તર માને છે, અથવા ઉત્સેધાંગુલના પ્રમાણથી એટલા તારા હોય છે, એમ બે રીતે અભિપ્રાય છે. ॥ ૧૭૯ ॥

વિસ્તરાર્થ:—એક ક્રોડને ક્રોડે ગુણતાં કોડાકોડિ સંખ્યા કહેવાય, જેટલી કોડાકોડિ કહી હોય તેટલી સંખ્યાને ક્રોડગુણી કરી પુનઃ ક્રોડગુણી કરવી. અહિં ૬૬૯૭૫ કોડાકોડિ કહી છે તેથી પહેલીવાર ક્રોડે ગુણતાં ૬૬૯૭૫૦૦૦૦૦૦૦ અને બીજી વાર ક્રોડે ગુણતાં ૬૬૯૭૫૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦ સંખ્યા આવે તેટલા તારા એક ચંદ્રનો પરિવાર છે, હવે અહિં શંકા એ ઉપસ્થિત થાય છે કે—જંબૂદ્વીપનું પ્રમાણ ૧ લાખ યોજન છે, અને તેનું ક્ષેત્રફળ ૭૯૦૫૬૯૭૧૫૦

યોજન તે અતિ અલ્પ છે, અને તારાઓની સંખ્યા ઘણી છે, તો એટલા તારા જંબૂદ્વીપના આકાશમાં કેવી રીતે સમાય ? તેના ઉત્તર તરીકે ગ્રંથકારે ગાથામાં જ સમાધાન કર્યું કે—અહિં કોડાકોડિ એ શબ્દ કોઇ અમુક સંખ્યાની સંજ્ઞાવાળો છે, એટલે કોડાકોડિ શબ્દથી પ્રસિદ્ધ સંખ્યા જે ક્રોડથી ક્રોડગુણી આવે છે તે અહિં ન લેતાં કોઇક એવી અલ્પ સંખ્યા જ ગ્રહણ કરવી, જેમ લોકમાં ૨૦ ની સંખ્યાને પણ કોડિ કહેવાય છે, તેમ અહિં પણ એવી જ કોઇ અલ્પ સંખ્યાને કોડિ કહીએ તો તેટલા તારા જંબૂદ્વીપમાં સુખે સમાઇ રહે, અથવા બીજા આચાર્યો આ બાબતમાં એમ કહે છે કે—કોડાકોડિ સંખ્યા તો પ્રસિદ્ધ સંખ્યા જ [ ચૌદ શૂન્યવાળી ] લેવી, પરન્તુ તારાનાં વિમાનોનું માપ ઉત્સેધાંગુલથી જાણવું, પરન્તુ પુઢવિનગવિમાણાઇં આદિ પાઠ પ્રમાણે પ્રમાણાંગુલથી ન જાણવું, જેથી જંબૂદ્વીપનું ક્ષેત્રફળ ૭૯૦૫૬૯૪૧૫૦ યોજન છે તે પ્રમાણાંગુલના હિસાબે છે, તેને ઉત્સેધાંગુલ પ્રમાણે [ ૪૦૦ વા ૧૬૦૦ ગુણ ] કરતાં જંબૂદ્વીપનું આકાશ ઘણું મોટું ગણાય, અને તેટલા આકાશમાં પ્રસિદ્ધ કોડાકોડિ સંખ્યાવાળા ૬૬૯૭૫ કોડાકોડિ તારાઓ સુખે સમાઇ શકે.

એ પ્રમાણે જંબૂદ્વીપના આકાશમાં તારાઓ સમાઇ રહેવાના સંબંધમાં બે આચાર્યોના બે જૂદા જૂદા *અભિપ્રાય શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે તે આ ગાથામાં પણ દર્શાવ્યા, ॥

અહિં પ્રમાણાંગુલ શું અને ઉત્સેધાંગુલ શું ? તે બાબત શ્રી બૃહત્સંગ્રહણીમાં આવી ગઇ છે, માટે અહિં તે વર્ણવવાનું પ્રયોજન નથી, માત્ર એટલું જ સમજવા યોગ્ય છે કે-ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ ૨॥ ગુણ ૪૦૦ ગુણ ૧૦૦૦

---

* અહિં જંબૂદ્વીપના (ક્ષેત્રફળ) પ્રમાણ જેટલુ જ આકાશ ગણીને તેમાં તારાઓનાં વિમાન સમાવવાની વાત જણાવી, પરન્તુ બીજી રીતે વિચારીએ તો જંબૂદ્વીપના ક્ષેત્રફળ જેટલું જ આકાશ શા માટે ગણવું ? ૧૧૦ યોજન જેટલું જ્યોતિષ્પ્રતર ઉંચું છે તે ઉંચાઇ ગણીએ તો પુનઃ ૧૧૦ ગુણ આકાશ એટલે ઘનફળ પ્રમાણ આકાશ પણ ગણવું હોય તો ગણી શકાય તેમ છે, કારણ કે તારાઓ જ્યોતિષ્પ્રતરની ઉંચાઇમાં પ્રારંભથી પર્યન્ત સુધી રહ્યા છે, એમ પણ શાસ્ત્રમાં માનેલું છે, જેથી જ્યોતિષ્પ્રતરનું ઘનફળ ગણીને પુનઃ તારાઓનું પ્રમાણ ઉત્સેધાંગુલથી ગણીએ તો પણ તારાઓના સમાવેશ માટે ઘણું ક્ષેત્ર મળી આવે તેમ છે. વળી બીજી વાત એ છે કે-જંબૂદ્વીપના કેટલાક તારાઓને લવણસમુદ્રના આકાશમાં પણ રહેલા ગણીએ તો પણ શું હાનિ ? લવણસમુદ્રના ચંદ્રના તારાઓમાં એ તારાઓ મિશ્ર કેમ થાય ? એવા તર્કને પણ અવકાશ નથી, કારણ કે લવણસમુદ્રના ચંદ્ર સમુદ્રમાં ઘણે દૂર છે, અને ત્યાં ચાર ચંદ્રના પરિવાર માટે ક્ષેત્ર ઘણું છે. માટે આ સર્વવક્તવ્યસમાધેય તર્કવાદરૂપ છે, તથા સત્યનિર્ણય શ્રી સર્વજ્ઞગમ્ય.

ગુણ અને ૧૬૦૦ ગુણ એમ યથાસંભવ ઘણું મોટું છે. કોઇ પદાર્થ માટે કોઇ રીતે અને કોઇ પદાર્થ માટે બીજી કોઇ રીતે યથાવસ્થિત માપ લેવાય છે, માટે જ્યાં જેમ સંભવતું હોય ત્યાં તેટલા ગુણ પ્રમાણાંગુલ ગણીને તે વસ્તુનું માન જાણવું યોગ્ય છે ॥ ૧૭૯ ॥

अवतरण:—હવે કયા દ્વીપના સમુદ્રમાં કેટલા ગ્રહ નક્ષત્ર તારા હોય? તેનું કરણ કહેવાય છે—

**गहरिक्खतारगाणं, संखं ससिसंखसंगुणं काउं ।**
**इच्छिअदीवुदहिम्मि अ, गहाइमाणं विआणेह ॥ १८० ॥**

**શબ્દાર્થ:—**

गहरिक्खतारगाणं—ગ્રહનક્ષત્ર તારાઓની
संखं—સંખ્યાને
ससिसंख—ચન્દ્રની સંખ્યા સાથે
संगुणं काउं—ગુણાકાર કરીને
इच्छिअ—ઇચ્છેલા
दीवउदहिम्मि—દ્વીપસમુદ્રમાં
गहाइमाण—ગ્રહાદિનું પ્રમાણ
विआणेह—જાણો

## સંસ્કૃત અનુવાદ.

**ग्रहर्क्षतारकाणां संख्यां शशिसंख्यासंगुणां कृत्वा ।**
**इष्टद्वीपसमुद्रे च ग्रहादिमानं विजानीत ॥ १८० ॥**

गाथार्थ:—ગ્રહનક્ષત્ર અને તારાઓની સંખ્યાને ચંદ્રની સંખ્યા સાથે ગુણાકારકરીને ઇચ્છેલા દ્વીપ વા સમુદ્રમાં ગ્રહાદિકનું સંખ્યાપ્રમાણ જાણો [જાણવું] ॥ ૧૮૦ ॥

विस्तरार्थ:—ગ્રહની સંખ્યા ૮૮, નક્ષત્રની સંખ્યા ૨૮, અને તારાઓની સંખ્યા ૬૬૯૭૫ કોડાકોડિ છે, તે પૂર્વગાથામાં એક ચંદ્રના પરિવારરૂપે કહેલી છે, માટે જે દ્વીપમાં વા સમુદ્રમાં જેટલા ચંદ્ર હોય તેટલા ચંદ્રની સાથે તે સંખ્યાને ગુણીએ તો તે દ્વીપ વા સમુદ્રમાં સર્વ ગ્રહનક્ષત્ર તારાની સંખ્યા આવે. જેમકે—જંબૂદ્વીપમાં ૨ ચંદ્ર છે તો ૧૭૬ ગ્રહ, ૫૬ નક્ષત્ર અને ૧૩૩૯૫૦ કોડાકોડી તારા જંબૂદ્વીપમાં છે, અને પુષ્કરાર્ધદ્વીપમાં ૭૨ ચંદ્ર છે, તો [૮૮×૭૨=] ૬૩૩૬ ગ્રહ, [૭૨×૨૮=] ૨૦૧૬ નક્ષત્ર, અને [૭૨×૬૬૯૭૫=] ૪૮૨૨૨૦૦ કોડાકોડી તારા અર્ધપુષ્કરદ્વીપમાં છે, એ પ્રમાણે યાવત્ સ્વયંભૂરમણસમુદ્રસુધી ગ્રહાદિજાણવાની એજ રીતિ છે ॥ ૧૮૦ ॥

## ॥ अढीद्वीपमां ज्योतिषीओनी संख्या ॥

| ૫ જ્યોતિષીનાં નામ. | જંબૂ દ્વીપમાં | લવણ સમુદ્રમાં | ધાતકી ખંડમાં | કાલોદધિ સમુદ્રમાં | પુષ્કરાર્ધ દ્વીપમાં | વિમાનનું પ્રમાણ | ગતિ | ઋદ્ધિ |
|---|---|---|---|---|---|---|---|---|
| ચંદ્ર | ૨ | ૪ | ૧૨ | ૪૨ | ૭૨ | $\frac{૫૬}{૬૧}$ યોજન | મંદ | અધિક |
| સૂર્ય | ૨ | ૪ | ૧૨ | ૪૨ | ૭૨ | $\frac{૪૮}{૬૧}$ યોજન | અધિક | તેથી અલ્પ |
| ગ્રહ | ૧૭૬ | ૩૫૨ | ૧૦૫૬ | ૩૬૯૬ | ૬૩૩૬ | ૨ ગાઉ | તેથી અધિક | તેથી અલ્પ |
| નક્ષત્ર | ૫૬ | ૧૧૨ | ૩૩૬ | ૧૧૭૬ | ૨૦૧૬ | ૧ ગાઉ | તેથી અધિક | તેથી અલ્પ |
| તારા | ૧૩૩૯૫૦ કોડા કોડી | ૨૬૭૯૦૦ કો૦ કો૦ | ૮૦૩૭૦૦ કો૦ કો૦ | ૨૮૧૨૯૫૦ કો૦ કો૦ | ૪૮૨૨૨૦૦ કો૦ કો૦ | ૦।। ગાઉ | તેથી અધિક | તેથી અલ્પ |

अवतरणः—પૂર્વગાથામાં દ્વીપસમુદ્રોમાં ગ્રહાદિકની સર્વસંખ્યા જાણવાને તે દ્વીપની ચંદ્રસંખ્યા સાથે ગુણાકાર કરવાનું કહ્યું, પરન્તુ કયા દ્વીપમાં વા સમુદ્રમાં કેટલા ચંદ્ર વા સૂર્ય છે? તે જાણ્યા વિના ગ્રહાદિસંખ્યા જાણી શકાય નહિં, માટે આ ગાથામાં દ્વીપ વા સમુદ્રમાં ચંદ્રસંખ્યા જાણવાનું કરણ કહેવાય છે, તે આ પ્રમાણે—

**चउ चउ बारस बारस, लवणे तह धायइम्मि ससिसूरा ।**
**परओदहिदीवेसु अ, तिगुणा पुव्विल्लसंजुत्ता ॥ १८१ ॥**

### શબ્દાર્થઃ—

धायइंमि–ધાતકીખંડમાં
ससिसूरा–ચંદ્ર અને સૂર્ય
पर [ परओ ]– ત્યારપછીના
उदहि दीवेसु–સમુદ્રોમાં અને દ્વીપોમાં
तिगुणा–ત્રણ ગુણા કરીને
पुव्विल्लसंजुत्ता–પૂર્વના ચંદ્રાદિ સહિત કરવા.

### સંસ્કૃત અનુવાદ.

**चत्वारश्चत्वारो द्वादश द्वादश लवणे तथा धातकीखंडे शशिसूर्याः ।**
**परत उदधिद्वीपेषु च, त्रिगुणाः पूर्वसंयुक्ताः ॥ १८१ ॥**

गाथार्थः—ચાર ચંદ્ર ચાર સૂર્ય લવણસમુદ્રમાં છે, બાર ચંદ્ર બાર સૂર્ય ધાતકીખંડમાં છે, ત્યારપછીના સમુદ્રામાં અને દ્વીપોમાં ત્રિગુણા કરીને પૂર્વના સર્વ ચંદ્રસૂર્ય ઉમેરવા, [ જેથી આગળ આગળના દ્વીપસમુદ્રમાં ચંદ્રાદિકની સંખ્યા આવે છે. ] ॥ ૧૮૧ ॥

विस्तरार्थः—જંબૂદ્વીપમાં ૨ ચંદ્ર અને ૨ સૂર્ય છે તે ૧૬૯ મી ગાથામાં કહેવાઇ ગયું છે, ત્યારબાદ લવણસમુદ્રમાં ૪ ચન્દ્ર ૪ સૂર્ય છે, ત્યારબાદ ધાતકીદ્વીપમાં ૧૨ ચંદ્ર ૧૨ સૂર્ય છે, અને ત્યારપછીના સમુદ્રમાં અને દ્વીપમાં ચંદ્રસૂર્યની સંખ્યા જાણવી હોય તો તે માટે કરણ કહે છે–જે સમુદ્ર વા દ્વીપમાં ચંદ્રસૂર્ય જાણવા હોય તેથી પૂર્વના [ પાછલા ] દ્વીપ વા સમુદ્રમાં ચંદ્રસૂર્યની જે સંખ્યા હોય તેને ત્રણગુણી કરીને તેથી પણ પહેલાંના દ્વીપસમુદ્રોમાં જેટલી ચંદ્રસૂર્ય સંખ્યા વ્યતીત થઇ હોય તે સર્વ આ ગુણાકારમાં ઉમેરવી, જેથી ઇચ્છેલા દ્વીપ વા સમુદ્રમાં ચંદ્રસૂર્યની સર્વસંખ્યા પ્રાપ્ત થાય, તે આ પ્રમાણે—

ધાતકીખંડમાં ૧૨ ચંદ્ર ૧૨ સૂર્ય જાણેલા છે અને તેથી આગળના કાલોદધિસમુદ્રમાં જાણવાના છે, તો ધાતકીખંડના ૧૨ ચંદ્રસૂર્યને ૩ ગુણા

કરતાં ૩૬ આવ્યા, તેમાં તે પહેલાંના વ્યતીત થયેલા લવણસમુદ્રના ૪ અને જંબૂદ્વીપના ૨ મળી ૬ ચંદ્રસૂર્ય ઉમેરતાં કાલોદધિસમુદ્રમાં ૪૨ ચંદ્ર ૪૨ સૂર્ય પ્રાપ્ત થયા, પુનઃ એ ૪૨ ને ૩ ગુણા કરતાં ૧૨૬ થયા, તેમાં ધાતકીના ૧૨ લવણના ૪ અને જંબૂદ્વીપના ૨ મળી ૧૮ ચંદ્રસૂર્ય ઉમેરતાં પુષ્કરદ્વીપમાં ૧૪૪ ચંદ્ર ૧૪૪ સૂર્ય આવ્યા, અને તેનું અર્ધ કરતાં અર્ધપુષ્કરદ્વીપમાં ૭૨ ચંદ્ર ૭૨ સૂર્ય પ્રાપ્ત થયા, એ પ્રમાણે ચંદ્રસૂર્યની સંખ્યા જાણવાનું [1]કરણ કહ્યું ॥૧૮૧॥

अवतरण:—હવે એ ચંદ્રસૂર્યાદિ જ્યોતિષીઓ મનુષ્યક્ષેત્રમાં કેવી રીતે રહેલા છે? તથા કેટલે દૂરથી દ્રષ્ટિગોચર થાય છે? ઇત્યાદિ આ ગાથામાં કહેવાય છે—

**णरखित्तं जा समसेणिचारिणो सिग्घसिग्घतरगइणो ।**
**दिट्ठिपहमिंति खित्ताणुमाणओ ते णराणेवं ॥ १८२ ॥**

### શબ્દાર્થઃ—

णरखित्तं—નરક્ષેત્ર, અઢીદ્વીપ
जा—સુધી
समसेणि—સમશ્રેણિએ
चारिणो—ચાલનારા
सिग्घसिग्घतर—શીઘ્ર શીઘ્રતર
गइणो—ગતિવાળા, ચાલનારા
दिट्ठिपहं—દ્રષ્ટિપથ, દ્રષ્ટિગોચર
इंति—આવે છે, થાય છે
खित्त अणुमाणओ—ક્ષેત્રને અનુસારે
णराण—મનુષ્યોને
एवं—આ પ્રમાણે

### સંસ્કૃત અનુવાદ.

**नरक्षेत्रं यावत् समश्रेणिचारिणः शीघ्रशीघ्रतरगतयः ।**
**दृष्टिपथं यन्ति क्षेत्रानुमानतस्ते नराणामेवं ॥ १८२ ॥**

गाथार्थः—તે ચંદ્રાદિ જ્યોતિષીઓ મનુષ્યક્ષેત્રસુધી સમશ્રેણિએ ચાલનારા છે,

---

[1] ચંદ્રસૂર્યની સંખ્યાજાણવાનું આ કરણ પુષ્કરદ્વીપ સુધી કે આગળના સર્વદ્વીપ સમુદ્રોને માટે છે ? તે સંબંધ વિચારવો બહુ દુષ્કર છે. કારણ કે અઢીદ્વીપની બહાર ચંદ્ર સૂર્ય કેવી રીતે રહ્યા છે ? તેનો નિર્ણય જ્યાં સુધી ન થાય ત્યાં સુધી આ કરણ માટે પણ નિર્ણય થઇ શકે તેમ નથી, માટે આ સંબંધમાં વિસંવાદની ચર્ચા અન્યગ્રંથોથી જાણવા યોગ્ય છે, પુષ્કરાર્ધદ્વીપ સુધી તો આ કરણ અને ચંદ્રસૂર્યની સમશ્રેણિમાટે કોઇ પણ પ્રકારનો વિસંવાદ નથી.

અને ક્રમશઃ શીઘ્ર શીઘ્રતર [ અધિક અધિક ઝડપથી ] ગતિ કરનારા છે, તથા ક્ષેત્રને અનુસારે ( મોટા નાના ક્ષેત્ર પ્રમાણે ) મનુષ્યોને [ દૂરથી વા નજીકથી ] દ્રષ્ટિગોચર થાય છે, તે આ પ્રમાણે ॥ ૧૮૨ ॥

विस्तरार्थः—પુષ્કરાર્ધદ્વીપસુધીના અઢીદ્વીપ અને બે સમુદ્ર જેટલા અથવા ૪૫ લાખ યોજન જેટલા મનુષ્યક્ષેત્રસુધીમાં એટલે સંપૂર્ણ મનુષ્યક્ષેત્રમાં જેટલા જ્યોતિષીઓ છે, તે સર્વે જંબૂદ્વીપના મેરૂથી બે બાજુએ બે સમશ્રેણિએ રહીને ફરતા રહ્યા છે, અર્થાત્ મનુષ્યક્ષેત્રમાં સર્વમળીને ૧૩૨ ચંદ્ર તથા ૧૩૨ સૂર્ય છે, ત્યાં મેરૂની પૂર્વદિશામાં જ્યારે ૬૬ ચંદ્રની એક સમશ્રેણિ મેરૂને પ્રદક્ષિણા દેતી ફરે ત્યારે બીજી ૬૬ ચંદ્રની સમશ્રેણિ એજ મેરૂની પશ્ચિમ દિશામાં પ્રદક્ષિણા દેતી ફરે, જેથી ૧૩૨ ચંદ્રની એક મોટી સીધી પંક્તિના બે વિભાગ, વચ્ચે મેરૂ આવવાથી થયેલા છે, એજ રીતે ૧૩૨ સૂર્યની પણ એક મોટી સમશ્રેણિવચ્ચે મેરૂ આવવાથી ૬૬-૬૬ સૂર્યની બે શ્રેણિ ગણાય છે. શ્રેણિમાં રહેલા ચંદ્રસૂર્યોમાંનો કોઇએકપણ ચંદ્રસૂર્ય શ્રેણિથી ખસતો કે આઘો પાછો કોઇ પણ વખત થતા નથી. એ રીતે મેરૂની આસપાસ બે શ્રેણિ ચંદ્રની અને બે શ્રેણિ સૂર્યની મળીને ચાર શ્રેણિઓ એજ મેરૂને પ્રદક્ષિણા દેતી ફરે છે, પરન્તુ ધાતકીદ્વીપના બે મેરૂ અને પુષ્કરદ્વીપના બે મેરૂની આસપાસ જ્યોતિષીઓની પ્રદક્ષિણા નથી.

વળી નક્ષત્ર ગ્રહ અને તારાઓની સમશ્રેણિઓ પણ એ રીતે સરખા સરખા નામવાળાની જાણવી, જેમ કે ૬૬-૬૬ અભિજીત્ નક્ષત્રોની બે સમશ્રેણિ, ૬૬-૬૬ શ્રવણ નક્ષત્રની બે શ્રેણિ ઇત્યાદિ રીતે અઠ્ઠાવીસ નક્ષત્રોની દરેકની ૬૬-૬૬ ની બે સમશ્રેણિ છે, જેથી મેરૂની આસપાસ નક્ષત્રોની ૫૬ શ્રેણિઓ છે, એજ રીતે દરેક નામવાળા ગ્રહની ૬૬-૬૬ ની બે શ્રેણિઓ હોવાથી મેરૂની આસપાસ ગ્રહની ૧૭૬ શ્રેણિઓ છે, એ રીતે તારાની સમશ્રેણિઓ પણ યથાસંભવ પોતાની મેળે વિચારી લેવી. ॥ इति समश्रेणिचारः ॥

તથા ચંદ્ર સર્વથી મંદગતિવાળા છે, તેથી સૂર્ય અધિક ગતિવાળા છે, તેથી ગ્રહ નક્ષત્ર અને તારા અનુક્રમે અધિક [1]અધિક ગતિવાળા છે. ॥ इति शीघ्रशीघ्रतर गतिः ॥

તથા ૧૭૬ અને ૧૭૮ મી ગાથામાં ઉદયઅસ્તનું અન્તર કહેવાયું છે, તે ઉદયઅસ્તના અન્તરથી અર્ધ દ્રષ્ટિગોચરતા હોય છે, ત્યાં જંબૂદ્વીપમાં ક્ષેત્ર નાનું

---

૧ અથવા સમશ્રેણિમાં રહીને મંડલાકારે ફરવાનું હોવાથી ૬૬-૬૬ સૂર્યો પણ પૂર્વ પૂર્વથી ક્રમશઃ શીઘ્રગતિવાળા છે, જેમાં દરેક બેની સમગતિ હોય છે, એ રીતે ચંદ્રાદિ પણ જાણવા.

હોવાથી ( ૧ લાખ યોજન માત્ર હોવાથી ) પરિધિ પણ ૩૧૬૨૨૭ યોજનથી અધિક તે ન્હાનો છે, માટે પરિધિને અનુસારે પૂર્વે કહ્યા પ્રમાણે ૯૪૫૨૬ $\frac{42}{60}$ યોજન ઉદયાસ્તનું અન્તર છે તો તેથી અર્ધ ૪૭૨૬૩ $\frac{21}{60}$ દ્રષ્ટિગોચરતા પણ અલ્પ છે, દ્રષ્ટિગોચરતા સર્વાભ્યન્તરમંડલે વર્તતા સૂર્યની છે, અને સર્વબાહ્ય મંડલે વર્તતા સૂર્યની ૧૭૮મી ગાથામાં કહ્યા પ્રમાણે તેથી અર્ધભાગની ૩૧૮૩૧ $\frac{1}{2}$ યોજનની છે, ત્યારબાદ લવણસમુદ્રાદિક્ષેત્રોમાં વધતા વધતા ક્ષેત્રપ્રમાણે મંડલ પરિધિને અનુસારે ઉદયઅસ્તાન્તર અને દ્રષ્ટિગોચરતા પણ ઘણી અધિક અધિક વધતી જાય છે, તે યાવત્ પુષ્કરાર્ધદ્વીપના પર્યન્તમંડલની પરિધિ ઘણી મોટી હોવાથી ત્યાંનું ઉદયઅસ્તાન્તર અને દ્રષ્ટિગોચરતા પણ ઘણા યોજન પ્રમાણે હોય છે તેથી ત્યાંના મનુષ્યોને સૂર્યોદય જંબૂદ્વીપના મનુષ્યોની અપેક્ષાએ ઘણે દૂરથી દેખાય છે, તેમ સૂર્ય અસ્ત પામતો પણ ઘણે દૂરથી દેખાય છે, હવે તે કેટલા યોજન દૂરથી દેખાય છે તે આ પ્રમાણે, એટલે આગળની ગાથામાં કહેવાય છે તે પ્રમાણે જાણવા. ॥ ૧૮૨ ॥

अवतरण:—પૂર્વ ગાથામાં કરેલી સૂચના પ્રમાણે આ ગાથામાં પુષ્કરદ્વીપના મનુષ્યો ચંદ્રસૂર્યને ઉદયઅસ્ત પામતા કેટલા યોજન દૂરથી દેખે તે કહેવાય છે -

**पणसयसत्तत्तीसा, चउतीससहस्स लरकइगवीसा ।**
**पुरकरदीवड्ढणरा, पुव्वेण ऽवरेण पिच्छंति ॥ १८३ ॥**

## શબ્દાર્થ:—

पणसयसत्तत्तीसा—પાંચસો સાડત્રીસ
चउतीससहस्स—ચોત્રીસ હજાર
लरकइगवीसा—એકવીસ લાખ
पुक्खरदीवड्ढणरा—પુષ્કરદ્વીપાર્ધના મનુષ્યો
पुव्वेण—પૂર્વદિશામાં ઉદય પામતો
अवरेण—પશ્ચિમદિશામાં અસ્ત પામતો
पिच्छंति—દેખે

## સંસ્કૃત અનુવાદ.

**पंचशतानि सप्तत्रिंशदधिकानि चतुस्त्रिंशच्छहस्राणि लक्षाण्येकविंशतिः ।**
**पुष्करद्वीपार्धनराः पूर्वस्यामपरस्यां प्रेक्षन्ते [ पश्यन्ति ] ॥ १८३ ॥**

ગાથાર્થ:—અર્ધપુષ્કરદ્વીપના મનુષ્યો પૂર્વદિશામાં ઉદય પામતા સૂર્યને એકવીસલાખ ચોત્રીસહજાર પાંચસો સાડત્રીસ યોજન દૂરથી દેખે છે, તેમજ એટલેજ દૂરથી પશ્ચિમદિશામાં સૂર્યને અસ્ત પામતો દેખે છે ॥ ૧૮૩ ॥

विस्तरार्थ:—અર્ધ પુષ્કરદ્વીપનો પરિધિ ૪૫ લાખ યોજન વ્યાસને અનુસારે ગણિતરીતિ પ્રમાણે ૧૪૨૩૦૨૪૯ [એકક્રોડ બેંતાલીસલાખ ત્રીસહજાર બસો ઓગણપચાસ] યોજન છે, તેનું પૂર્વે દર્શાવ્યા પ્રમાણે $\frac{3}{10}$ [ત્રણદશાંશ] તાપક્ષેત્ર-પ્રકાશક્ષેત્ર ગણવાથી પ્રથમ દશ વડે ભાગતાં ૧૪૨૩૦૨૪ $\frac{9}{10}$ આવ્યા તેને ૩ વડે ગુણતાં ૪૨૬૯૦૭૪ $\frac{7}{10}$ આવ્યા, એટલું પ્રકાશક્ષેત્ર છે અથવા એટલું ઉદયઅસ્તનું અન્તર છે. જેથી એનુંજ અર્ધ કરતાં ૨૧૩૪૫૩૭ $\frac{3\frac{1}{2}}{10}$ જેટલી દ્રષ્ટિગોચરતા આવી, અહિં ૩॥ ને છએ ગુણવાથી ૨૧ અને ૧૦ ને છએ ગુણવાથી ૬૦ આવે જેથી $\frac{21}{60}$ એ સરખા અંક ગણતાં *૨૧૩૪૫૩૭$\frac{21}{60}$ યોજન દૂરથી પુષ્કરાર્ધદ્વીપના મનુષ્યો સૂર્યને ઉદય પામતો દેખે અને એટલેજ દૂરથી સૂર્યને અસ્ત પામતો દેખે. ॥ इति द्रष्टिगोचरता ॥

પરિધિ

```
10)14230249(1423024યો૦
   14230240
   --------
          9   શેષ=9/10

1423024-9
      ×3
----------
4269072-27
    +27-20
----------
2)4269074-7 (પ્રકાશક્ષેત્ર
  4269074--   2134537
  ----------
        2) 7 (3॥ દૃષ્ટિગોચર
           7
           -
           0
```

अवतरण:—હવે મનુષ્યક્ષેત્રની બહારના ચંદ્રસૂર્યનું સ્વરૂપ દર્શાવાય છે—

**णरखित्तवहिं ससिरवि—संखा करणंतरेहिं वा होई ।**
**तह तत्थ य जोइसिआ. अचलद्धपमाणसुविमाणा ॥ १८४ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| णरखित्तवहि—નરક્ષેત્ર બહાર | जोइसिआ—જ્યોતિષીઓ |
| ससिरविसंखा—ચંદ્ર સૂર્યની સંખ્યા | अचल—સ્થિર |
| करणंतरेहि—બીજા કરણ વડે | अद्धपमाण—અર્ધા પ્રમાણના |
| वा—અથવા, પણ | सुविमाणा—સુંદર વિમાનવાળા |
| तह तत्थ—તથા ત્યાંના | |

* જંબૂદ્વીપવત્ પુષ્કરાર્ધદ્વીપમાં સર્વાભ્યન્તરમંડલે વર્તતા અન્તિમ ( ૬૬મા ) સૂર્યની અપેક્ષાએ ઉત્કૃષ્ટ ઉદયઅસ્તાન્તર અથવા દૃષ્ટિગોચરતા હોઇ શકે અને સર્વબાહ્યમંડલ વખતે અલ્પ અન્તર વા દૃષ્ટિગોચરતા હોય, અને એ પ્રમાણે ૬૬મા સૂર્યનું અભ્યન્તરમંડલ માનુષોત્તર પર્વતથી અથવા મનુષ્યક્ષેત્રના પર્યન્તભાગથી અંદરના ભાગમાં ૫૧૦ યોજન ખસતું નજીક હોય છે, અને તે સ્થાને સૂર્યમંડલનો પરિધિ પૂર્વોક્ત પરિધિથી અલ્પ હોય છે, જેથી ઉદયઅસ્તાન્તર અલ્પ અને દૃષ્ટિગોચરતા પણ ૨૧૩૪૫૩૭$\frac{21}{60}$ યોજનથી અલ્પ હોય, તો અહિં બાહ્યમંડલની અપેક્ષાએ ઉદયાસ્તનું અન્તર તથા દૃષ્ટિગોચરતા ૨૧૩૪૫૩$\frac{21}{60}$ કેવી રીતે પ્રાપ્ત થાય? તે શ્રી બહુશ્રુતગમ્ય.

## સંસ્કૃત અનુવાદ

**नरक्षेत्राद्बहिः शशिरविसंख्या करणान्तरेण वा भवति ।**
**तथा तत्र च ज्योतिष्का अचलार्धप्रमाणसुविमानाः ॥ १८४ ॥**

ગાથાર્થ:—મનુષ્યક્ષેત્રથી બહાર ચંદ્રસૂર્યની સંખ્યા પૂર્વે કહેલા ત્રિગુણ-પૂર્વયુક્ત કરણથી થાય છે અથવા બીજા કરણવડે પણ થાય છે. તથા ત્યાં રહેલા જ્યોતિષીઓ ગતિવાળા નથી પણ અચલ સ્થિર છે, અર્ધ પ્રમાણવાળા છે, અને વિશેષ સુંદર વિમાનવાળા છે ॥ ૧૮૪ ॥

વિસ્તરાર્થ:—મનુષ્યક્ષેત્રસુધીના ચન્દ્રસૂર્યની સંખ્યાજાણવામાટે ૧૮૧ મી ગાથામાં ત્રિગુણપૂર્વયુક્તનું કરણ કહેવાયું છે, તેજ કરણવડે મનુષ્યક્ષેત્રની બહારના ચન્દ્રસૂર્યની સંખ્યા જાણી શકાય છે, અથવા બીજા કોઇ કરણવડે પણ સંખ્યાપ્રાપ્ત કરી શકાય છે—અહિં કહેવાનું તાત્પર્ય એ છે કે—મનુષ્ય-ક્ષેત્રની બહારના ચંદ્રસૂર્યોને મનુષ્યક્ષેત્રવત સમશ્રેણિવાળા માનીએ તો પૂર્વોક્ત કરણ પ્રમાણે જે સંખ્યા આવે તેટલા જ ચંદ્રસૂર્ય હોય છે, અને જો વલય શ્રેણિએ [ પરિધિ સરખી ગોળાકાર શ્રેણિએ ] રહેલા માનીએ તો બીજા કરણથી ઉપજતી સંખ્યા જેટલા ચંદ્રસૂર્ય હોય છે. ત્યાં સમશ્રેણિના મતપ્રમાણે માનુ-ષોત્તર પર્વતથી બહારના અર્ધા પુષ્કરદ્વીપમાં [ ૮ લાખ યોજનમાં ] ૭૨ ચંદ્ર અને ૭૨ સૂર્ય હોવાથી ૩૬–૩૬ ની બેપંક્તિ ચંદ્રની તથા ૩૬–૩૬ ની બે પંક્તિ સૂર્યની તે અંદરના પુષ્કરાર્ધ સરખી જ હોય. અને જો વલયશ્રેણિ માનીએ તો માનુષોત્તર પર્વતથી ૫૦ હજાર યોજન દૂર પહેલી વલયપંક્તિ છે, તેમાં ૭૨ ચંદ્ર અને ૭૨ સૂર્ય પરસ્પર અંતરિત [ ચંદ્ર-સૂર્ય—ચંદ્ર—સૂર્ય—ચંદ્ર એ રીતે ] રહ્યા છે, ત્યારબાદ ૧ લાખ યોજન દૂર બીજી પંકિતમાં બે ચંદ્ર બે સૂર્ય અધિક મળીને ૭૪ ચંદ્ર ૭૪ સૂર્ય પરસ્પર અંતરિત રહ્યા છે, એ પ્રમાણે યાવત્ આઠમી પંક્તિમાં ૧૭૨ ચંદ્રસૂર્ય રહેલા છે, દરેક પંકિત લાખ લાખ યોજનને અન્તરે આવેલી છે. માટે પુષ્કરાર્ધથી આગળના દરેક દ્વીપ વા સમુદ્ર જેટલા લાખ યોજનનો હોય ત્યાં તેટલી પંકિતઓ હોય, જેમકે—પુષ્કર પછીનો વારૂણીવરદ્વીપ ૬૪ લાખ યોજનનો છે તો ત્યાં ૬૪ પંકિતઓ વલયાકારે છે. એ પ્રમાણે બાહ્યપુષ્કરાર્ધમાં ૮ પંકિતઓમાં સર્વમળીને ૧૨૬૪ ચંદ્રસૂર્ય સમુદિત હોવાથી ૬૩૨ ચંદ્ર અને ૬૩૨ સૂર્ય છે. આ પ્રમાણે દરેક પંક્તિમાં આગળ આગળ બે ચંદ્ર બે સૂર્યનો વધારો કરવો એજ બીજું વલયપંક્તિને અનુ-સારે જાણવું. અને એ રીતે મનુષ્યક્ષેત્રની બહારના ચંદ્રસૂર્યો માટે શાસ્ત્રમાં બે અભિપ્રાય મળવાથી કંઇ પણ નિર્ણય કહી શકાય નહિં.

| પંક્તિ | ચંદ્રસૂર્ય |
|---|---|
| ૧ | ૧૪૪ |
| ૨ | ૧૪૮ |
| ૩ | ૧૫૨ |
| ૪ | ૧૫૬ |
| ૫ | ૧૬૦ |
| ૬ | ૧૬૪ |
| ૭ | ૧૬૮ |
| ૮ | ૧૭૨ |
| | ૧૨૬૪ |

તથા બહારના ચંદ્રસૂર્ય સ્થિર હોવાથી જ્યાં રાત્રિ ત્યાં સદાકાળ રાત્રિ અને જ્યાં પ્રકાશ ત્યાં સદાકાળ પ્રકાશ જ હોય છે. તથા મનુષ્યક્ષેત્રના જ્યોતિષીઓનાં વિમાનથી બહારના ચંદ્રસૂર્યાદિનાં વિમાનો અર્ધપ્રમાણનાં છે, જેથી ચંદ્રનું વિમાન એક યોજનના એકસઠીયા ૨૮ ભાગનું સૂર્યનું ૨૪ ભાગનું ગ્રહનું ૧ ગાઉનું નક્ષત્રનું ૦॥ ગાઉનું અને તારાનું અઢીસો ધનુઃ પ્રમાણનું છે, તથા મનુષ્યક્ષેત્રના જ્યોતિષીઓ અર્ધ કવિઠ ( કોઠું ) ફળ [ અર્ધઘનગોળના ] આકારે છે, અને બહારના જ્યોતિષીઓ પાકી ઈંટ સરખા એટલે લંબચોરસ આકારના છે. તેમજ અધિક સુંદર વિમાનો છે—અહિં પાકી ઇંટનું દૃષ્ટાન્ત તે વિમાનની રક્ત કાંતિને સૂચવવા માટે છે. તથા પ્રકાશ—અન્તર ઇત્યાદિ અધિકવર્ણન અન્યગ્રંથોથી જાણવા યોગ્ય છે ॥ इति बाह्यद्वीपसमुद्रगत ज्योतिष्क स्वरूप ॥

अवतरण:—આ જંબૂદ્વીપના પ્રકરણમાં જંબદ્વીપ વૃત્તપ્રતર ( ગોળ થાળી સરખો ) છે, તો તેનો પરિધિ—ઘેરાવો કેટલો ? તે આ ગાથામાં કહેવાય છે—

**इह परिहि तिलक्खासोलसहस सयदुन्नि पउणअडवीसा ।**
**धणुहडवीससयंगुल—तेरससड्ढा समहिआ य ॥ १८५ ॥**

## શબ્દાર્થ:—

इह—અહિં, જબૂદ્વીપનો
परिहि—પરિધિ—ઘેરાવો
तिलक्खासोलसहस—ત્રણલાખ સોલહજાર
सयदुन्नि—બસો
पउणअडवीसा—પોણીઅઠ્ઠાવીસ
धणुह—ધનુષ
अडवीससय—એકસોઅઠ્ઠાવીસ
अंगुलतेरससड्ढा—સાડાતેર અંગુલ
समहिआय—અને કંઇક અધિક

## સંસ્કૃત અનુવાદ.

**अत्र परिधिस्त्रीणि लक्षाणि षोडशसहस्राणि द्वे शते पादोनाष्टाविंशतिः ।**
**धनुषोऽष्टाविंशत्यधिकशतमंगुलानि त्रयोदशसार्धानि समधिकानि च ॥१८५॥**

गाथार्थः—અહિં જંબૂદ્વીપનો પરિધિ એટલે ઘેરાવો ત્રણલાખ સોલહજાર બસો પોણીઅઠ્ઠાવીસ યોજન—એકસો અઠ્ઠાવીસ ધનુષ્ સાડાતેર અંગુલ અને તેથી પણ કંઇક અધિક છે. ॥ १८५ ॥

विस्तरार्थ:—જંબૂદ્વીપની જગતીની બહારથી જગતીને અડીને જો જંબૂદ્વીપની પ્રદક્ષિણા ફરીએ તો ૩૧૬૨૨૭॥। યોજન, ૧૨૮ ધનુષ્ અને ૧૩॥ અંગુલ

ઉપરાન્ત કંઇક અધિક, એટલું ચાલવું પડે. એ ગોળ વસ્તુઓનો પરિધિ–અથવા પરિઘ કહેવાય છે. એ પરિધિનું પ્રમાણ કઇ રીતે પ્રાપ્ત કરી શકાય? તેનું કરણ તો ૧૮૮મી ગાથામાં જ કહેવાશે, અને અહિં તો કેવળ પરિધિનું પ્રમાણજ દર્શાવ્યું. તથા અહિં "કંઇક અધિક" એમ કહ્યું તે ૧૩ાા અંગુલ ઉપરાન્ત યવ–યૂકા–લીખ આદિ પ્રમાણ આવે છે માટે. તથા ૨૨૭ાાા યોજન કહ્યા તેમાંના ૦ાાા યોજનના ૩ ગાઉ ગણીએ તો યોજન સંપૂર્ણ રહે જેથી

યો. ગા. ધ. અં.
૩૧૬૨૨૭–૩–૧૨૮–૧૩ાા એ અંકથી પણ જંબૂદ્વીપનો પરિધિ ગણાય ॥૧૮૫॥

अवतरण:—હવે આ ગાથામાં જંબૂદ્વીપનું ગણિતપદ [ક્ષેત્રફળ] કહેવાય છે–

**सगसयणउआ कोडी, लरकाछप्पन्न चउणवइ सहसा ।**
**सड्ढसयं पउणदुकोस सड्ढबासट्ठिकर गणिअं ॥ १८६ ॥**

## શબ્દાર્થ:—

સગસયણઉઆ–સાતસો નેવુ
ચઉણવઇ–ચોરાણુ
સડ્ઢસયં–દોઢસો
પઉણદુકોસ–પોણા બે ગાઉ
સડ્ઢબાસટ્ઠિકર–સાડીબાસઠ હાથ
ગણિઅં–ગણિતપદ–ક્ષેત્રફળ

## સંસ્કૃત અનુવાદ.

**सप्तशतानि नवत्यधिकानि कोटयो लक्षाणि षट्पंचाशच्चतुर्नवतिसहस्राणि ।**
**सार्धशतं पादोनद्विक्रोशं सार्धद्विषष्टिकरं गणितं ॥ १८६ ॥**

गाथार्थ:—સાતસોનેવુંક્રોડ છપ્પનલાખ ચોરાણુહજાર દોઢસો યોજન પોણાબે કોશ અને સાડીબાસઠ હાથ [ યોજન. ૭૯૦૫૬૯૪૧૫૦–ગા. ૧ાાા–હાથ. ૬૨ાા ] એટલું ગણિતપદ છે. ॥ ૧૮૬ ॥

विस्तरार्थ:—જંબૂદ્વીપની ભૂમિને કોઇ પત્થરની લાદીઓથી મઢવા ઇચ્છે તો ૧ યોજન લાંબા ૧ યોજન પહોળા એવા સમચોરસ પત્થર ૭૯૦૫૬૯૪૧૫૦ જોઇએ,. ઉપરાન્ત ૧ યોજન લાંબા અને ૧ ગાઉ *પહોળા એવા ૧ાાા પત્થર

* અહિં જેમ યોજનના કકડા સમચોરસ ગણ્યા, તેમ ગાઉ અને અંગુલના કકડા સમચોરસ કેમ નહિં? એ તર્ક થાય તો પણ એ ગણિતરીતિ પ્રમાણે તેમ બની શકતું નથી એટલુંજ સમજવું યોગ્ય છે. એ ગણિતની સમજના ક્લિષ્ટ વર્ણનનું અહિં પ્રયોજન નથી.

જોઇએ, અને તે ઉપરાન્ત એક યોજન લાંબા અને એક અંગુલ પહોળા એવા ૬૨।। પત્થર જોઇએ, તો આખો જંબૂદ્વીપ પત્થરથી મઢાઈ રહે. જેમ ૮ હાથ લાંબા અને ૮ હાથ પહોળા એક સમચોરસ ઓરડામાં ૧ હાથ લાંબી અને ૧ હાથ પહોળી પત્થરની લાદીઓ જડવી હોય તો [ ૮×૮= ] ૬૪ લાદીઓ જોઇએ તેમ આ જંબૂદ્વીપ જડવાને ઉપર કહેલા પત્થર જોઇએ, જેથી તાત્પર્ય એ છે કે જંબૂદ્વીપની ભૂમિના યોજન યોજન પ્રમાણ સમચોરસ ખંડ કરીએ તો ૭૯૦ ક્રોડ ઇત્યાદિ જેટલા થાય. આ ગણિતને ગણિતપદ–ક્ષેત્રફળ–અથવા પ્રતર કહેવાય છે. જે પદાર્થ ચોરસ હોય તેની લંબાઇ પહોળાઇના ગુણાકાર જેટલું જ ક્ષેત્રફળ આવે, પરન્તુ જે થાળી સરખા ગોળ આકારવાળો પદાર્થ હોય તેનું ક્ષેત્રફળ જૂદી રીતે આવે છે, અને તે રીતિ પણ ૧૮૮ મી ગાથામાંજ કહેવાશે. ।। ૧૮૬ ।।

## ।। वृत्तपदार्थनुं गणित प्रकरण ।।

अवतरण:—હવે વૃત્ત પદાર્થોના ૮ પ્રકારના માપનું ગણિત કેવી રીતે થાય ? તે કહેવાય છે:—

**वट्टपरिहिं च गणिअं, अंतिमखंडाइ उसु जिअं च धणुं ।**
**बाहुं पयरं च घणं, गणेहिं एएहिं करणेहिं ।। १८७ ।।**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| वट्टपरिहिं–વૃત્ત પદાર્થના પરિધિને | बाहुं–બાહુને, બાહાને |
| गणिअं–ગણિતપદને, ક્ષેત્રફળને | पयरं–પ્રતરને, ક્ષેત્રફળને |
| अंतिमखंडाइ–છેલ્લા ખંડથી પ્રારંભીને | घणं–ઘનને |
| उसु–ઇષુને, બાણને | गणेहिं–ગણો |
| जिअं–જીવાને, ગુણને, દોરીને | एएहिं–આ [ આગળ કહેવાતા ] |
| धणुं–ધનુઃપૃષ્ઠને, ધનુપૃષ્ઠને | करणेहिं–કરણવડે, રીતિવડે |

### સંસ્કૃત અનુવાદ.

**वृत्तपरिधिं च गणितमन्तिमखंडादिषुं [ दीनामिषुं ] जीवां च धनुःपृष्ठं ।**
**बाहां प्रतरं च घनं गणयतैभिः करणैः ।। १८७ ।।**

ગાથાર્થ:—વૃત્તવસ્તુનો પરિધિ, ગણિતપદ, છેલ્લા ખંડ વિગેરેના ઇષુ

અથવા છેલ્લા ખંડથી ગણાતો ઇષુ, જીવા, ધનુઃપૃષ્ઠ, બાહા, પ્રતર, અને ઘન એ આઠ માપને આ આગળ કહેવાતા કરણોવડે [ ગણિતરીતિઓવડે ] ગણો-ગણવા. ॥ ૧૮૭ ॥

विस्तरार्थः—વૃત્તવસ્તુનો ઘેરાવો તે परिधि, અમુક માપના સમચોરસ ખંડ તે गणितपद,* છેલ્લાખંડ વિગેરેના અથવા છેલ્લાખંડથી મપાતો વિષ્કંભ તે ઇષુ અથવા ધનુઃપૃષ્ઠના મધ્યથી જીવાના મધ્યભાગ સુધીનો વિષ્કંભ તે इषु, અથવા બાણ, ખંડથી છેલ્લી લંબાઇ તે जीवा, ખંડ પર્યન્ત ઘેરાવો ( ખંડિત ઘેરાવો ) તે धनुःपृष्ठ, અથવા ધનુષ્‌ આકારવાળા ખંડનો કામઠીભાગ તે ધનુઃપૃષ્ઠ, ખંડની બે બાજુનાં પડખાં તે बाहा, ખંડનું ક્ષેત્રફળ તે प्रतर, અથવા ચોરસ પદાર્થની લંબાઇ પહોળાઇનો ગુણાકાર તે પ્રતર, તથા લંબાઇ પહોળાઇ અને ઉંચાઇનો ગુણાકાર તે घन. ॥ ૧૮૭ ॥

अवतरण:—પૂર્વગાથામાં કરેલી સૂચના પ્રમાણે હવે આ ગાથામાં પ્રથમ પરિધિ જાણવાની રીતિ અને ત્યારબાદ ગણિતપદ જાણવાની રીતિ દર્શાવાય છે—

**विरकंभवग्गदहगुण–मूलं वट्टस्स परिरओ होइ ।**
**विरकंभपायगुणिओ, परिरओ तस्स गणिअपयं ॥ १८८ ॥**

**શબ્દાર્થ:—**

विक्खंभवग्ग–વિષ્કંભનો વર્ગ
दहगुण–દશગુણ કરી
मूलं–તેનું વર્ગમૂળ કાઢતાં
वट्टस्स–વૃત્ત પદાર્થનો
परिरओ होइ–પરિધિ થાય છે.

विक्खंभ–વિષ્કંભના
पायगुणिओ–ચોથાભાગે ગુણેલો
परिरओ–પરિધિ
तस्स–તે વૃત્ત પદાર્થનું
गणिअपयं–ગણિતપદ થાય છે

**સંસ્કૃત અનુવાદ.**

**विष्कंभवर्गदशगुणमूलं वृत्तस्य परिरयो भवति ।**
**विष्कंभपादगुणितः परिरयस्तस्य गणितपदम् ॥ १८८ ॥**

---

* અહિં સંપૂર્ણ વૃત્તવસ્તુનાં પરિધિ અને ગણિતપદ હોય છે, અને એજ સંપૂર્ણ વસ્તુના દેશ ભાગનાં ઇષુ આદિ ૬ માપ હોય છે, તેથી ગણિતપદ અને પ્રતર એ એના પ્રાયઃ સરખા અર્થમાં વિસંવાદ ન જાણવો.

ગાથાર્થ:—વિષ્કંભના વર્ગને દશગુણ કરી તેનું વર્ગમૂળ કાઢતાં વૃત્તવસ્તુનો પરિધિ આવે છે, અને એજ પરિધિ વિષ્કંભના પા ભાગે [ ચોથા ભાગે ] ગુણ્યો છતો તે વૃત્તવસ્તુનું ગણિતપદ થાય છે [ અર્થાત્ પરિધિને વિષ્કંભના ચોથા ભાગે ગુણતાં ગણિતપદ આવે ] ॥ ૧૮૮ ॥

વિસ્તરાર્થ:—કોઇપણ વૃત્તપદાર્થનો જેટલો વિષ્કંભ–વ્યાસ–વિસ્તાર હોય તેનો પ્રથમ વર્ગ કરવો, એટલે તેને તેટલાએ ગુણવા [ જેમ ૪નો વર્ગ ૪×૪=૧૬ ], ત્યારબાદ પુન: ૧૦ વડે ગુણવા, અને જે જવાબ આવે તેનું વર્ગમૂળ કાઢવું, તેની રીતિ આ પ્રમાણે—

## ॥ વર્ગમૂળ કાઢવાની રીતિ ॥

વર્ગમૂળ કાઢવા યોગ્ય અંકના છેલ્લા અંક ઉપર । આવું ચિન્હ કરવું ત્યારબાદ — આવું ચિન્હ કરવું, એ બે ચિન્હનાં ઉભીલીટી વિષમઅંક અને આડીલીટી સમઅંકને સૂચવનારી છે, અને ભાગાકારમાં પ્રથમ ભાગાકાર વિષમઅંક સુધીનો [ । એ ચિન્હવાળી પ્રથમ લીટીના અંક સુધીનો ] કરવાનો હોય છે, અને ઉતારવાના અંક પણ વિષમ ચિન્હ સુધીના જ ઉતારવા માટે એ ચિન્હો ઉપયોગી છે.

ત્યારબાદ પહેલા વિષમચિન્હસુધીના અંક બાદ જઇ શકે એવા વર્ગવડે ભાગવો, અને જેના વર્ગવડે બાદ જાય તે મૂળ અંકને ભાજકસ્થાને તથા ભાગાકાર–જવાબના સ્થાને સ્થાપીને તેનો વર્ગ ભાજ્યમાંથી બાદ કરી જવાબની રકમ પુન: ભાજ્યઅંકમાં ઉમેરવી, ત્યારબાદ ભાજ્ય રકમ વિષમચિન્હસુધીની નીચે ઉતારી ભાજકરકમવડે એવી રીતે ભાગાકાર કરવો કે ભાજકઅંક આગળ જે અંક ગોઠવાય તેજ અંકવડે ભાજક સાથે ગોઠવાયલા તેજ અંક સહિતનો ગુણાકાર ભાજ્યમાંથી બાદ જાય, અને તે ગુણક રકમ પુન: જવાબસ્થાને સ્થાપવી, એ રીતે સંપૂર્ણ રકમનું વર્ગમૂળ કાઢી શકાય છે, તેનું ઉદાહરણ આ જંબૂદ્વીપની પરિધિદ્વારા દર્શાવાય છે તે આ પ્રમાણે:—

૧૦૦૦૦૦ જંબૂદ્વીપનો વ્યાસ } વિષ્કંભનો વર્ગ કરવા માટે
× ૧૦૦૦૦૦ ” ”
૧૦૦૦૦૦૦૦૦૦૦ યોજન. વિષ્કંભનો વર્ગ આવ્યો.
× ૧૦
૧૦૦૦૦૦૦૦૦૦૦૦ [ સો અબજ ] વર્ગમૂળ કાઢવા યોગ્ય ભાજ્ય રકમ થઇ.

```
                              । – । – । – । – । – ।
૧ લો ભાજક ૩ ) ૧ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ( ૩ યોજન. ભાગાકાર
        + ૩      ૯
૨ જો ભાજક ૬, ૧ ) ૧૦૦ ( ૧
             + ૧   ૬૧                    આ છએ યોજનના અંકને એકત્ર કરતાં
૩ જો ભાજક ૬૨, ૬ ) ૩૯,૦૦ ( ૬                  ૩૧૬૨૨૭ યોજન થયા.
               + ૬  ૩૭૫૬
૪ થો ભાજક ૬૩૨, ૨ ) ૧૪૪,૦૦ ( ૨
                + ૨  ૧૨૬૪૪
૫ મો ભાજક ૬૩૨૪, ૨ ) ૧૭૫૬,૦૦ ( ૨
                 + ૨   ૧૨૬૪૮૪
૬ ઠ્ઠો ભાજક  ૬૩૨૪૪, ૭ ) ૪૯૧૧૬,૦૦ ( ૭
                  +  ૭  ૪૪૨૭૧૨૯
૭ મો ભાજક   ૬૩૨૪૫૪ શેષ ૪૮૪૪૭૧ શેષ યોજનના ગાઉ કરવા માટે
* ધ્રુવભાજક                    × ૪ [ ચાર ગાઉનો યોજન માટે ]
               ૬૩૨૪૫૪ ) ૧૯૩૭૮૮૪ ( ૩ ગાઉ
                        ૧૮૯૭૩૬૨
                          ૪૦૫૨૨ શેષ ગાઉ
                        ×  ૨૦૦૦ [ બે હજાર ધનુષ્નો ૧ ગાઉ હોવાથી ]
               ૬૩૨૪૫૪ ) ૮૧૦૪૪૦૦૦ ધનુ. ( ૧૨૮ ધનુ.
                        -૬૩૨૪૫૪
                        ૧૭૭૯૮૬૦
                        -૧૨૬૪૯૦૮
                        ૫૧૪૯૫૨૦
                        ૫૦૫૯૬૩૨
                          ૮૯૮૮૮ ધનુષ્ શેષ વધ્યા.
                             × ૪ [ ચાર હાથનો ધનુષ્ હોવાથી ]
               ૬૩૨૪૫૪ )  ૩૫૯૫૫૨ ( ૦ હાથ [ ભાગ ન ચાલવાથી ૦ આવી ]
                        ૦૦૦૦૦૦
                        ૩૫૯૫૫૨ હાથ શેષ વધ્યા
                           × ૨૪
               ૬૩૨૪૫૪ ) ૮૬૨૯૨૪૮ હાથ ( ૧૩।।
                        ૬૩૨૪૫૪
                        ૨૩૦૪૭૦૮
```

* આગળ ગાઉ ધનુષ્ અંગુલ આદિ કાઢવા માટે એજ ભાજક સર્વત્ર ઉપયોગી હોવાથી એ ધ્રુવભાજક છે, અને ઉપરના છએ અધ્રુવભાજક ગણાય.

૧૮૯૭૩૬૨
૪૦૭૩૪૬
૩૧૬૨૨૭
૯૧૧૧૯ અંગુલ શેષ[1] વધ્યા.

યો. ગા. ધ. અંગુલ

એ પ્રમાણે જંબૂદ્વીપનો પરિધિ ૩૧૬૨૨૭–૩–૧૨૮–૧૩॥ પ્રાપ્ત થયો.

હવે એજ પરિધિને વિષ્કંભના એટલે જંબૂદ્વીપના ૧ લાખ યોજનના પાય–ચોથા ભાગે એટલે ૨૫૦૦૦ વડે ગુણતાં જંબૂદ્વીપનું ગણિતપદ આવે તેનું અંકગણિત આ પ્રમાણે—

| ૩૧૬૨૨૭ યોજન | ૩ ગાઉ | ૧૨૮ ધનુ૦ |
|---|---|---|
| × ૨૫૦૦૦ | × ૨૫૦૦૦ | ૨૫૦૦૦ |
| = ૭૯૦૫૬૭૫૦૦૦ યોજન | ૭૫૦૦૦ ગાઉ | =૩૨૦૦૦૦૦ ધનુ૦ |

| ૧૩॥ અંગુલ | ૯૬) ૩૩૭૫૦૦ (૩૫૧૫ ધનુષ્ |
|---|---|
| × ૨૫૦૦૦ | ૩૩૭૪૪૦ |
| ૩૩૭૫૦૦ અંગુલ | ૬૦ અંગુલ શેષ. |

| ૩૨૦૦૦૦૦ ધનુ૦ | ૭૫૦૦૦ ગાઉ |
|---|---|
| + ૩૫૧૫ ધનુ૦ | +૧૬૦૧ ગાઉ |
| ૨૦૦૦) ૩૨૦૩૫૧૫ (૧૬૦૧ ગાઉ | ૪) ૭૬૬૦૧ (૧૯૧૫૦ યોજન |
| ૩૨૦૨૦૦૦ | ૭૬૬૦૦ |
| ૧૫૧૫ ધનુ૦ શેષ. | ૧ ગાઉ શેષ. |

૭૯૦૫૬૭૫૦૦૦ યોજન
૧૯૧૫૦
૭૯૦૫૬૯૪૧૫૦ યોજન.

એ ગણિતમાં ૩૩૭૫૦૦ અંગુલના ધનુષ્ કરવા માટે ૯૬ વડે ભાગ્યા, અને જે ધનુષ્ આવ્યા તે ૩૨ લાખ ધનુષ્માં ઉમેરી ૨૦૦૦ ધનુષ્નો ૧ ગાઉ હોવાથી તેને ૨૦૦૦ વડે ભાગ્યા, જવાબ ગાઉ આવ્યા તેને મૂળ ગાઉ ૭૫૦૦૦ માં ઉમેરી ૪ ગાઉના યોજન પ્રમાણે ચારે ભાગતાં યોજન આવ્યા તે યોજનને મૂળ યોજનમાં ઉમેરતાં ૭૯૦ ઇત્યાદિ યોજન આવ્યા, અને ભાગાકારમાં સર્વત્ર શેષ વધ્યા તે સર્વ અધિક ગણાય, જેથી એ અંકગ-

---

૧ એ વધેલા ૯૧૧૧૯ અંગુલના શેષને આઠ આઠ ગુણા કરી વારંવાર ધ્રુવભાજક ૬૩૨૪૫૪થી ભાગતાં અનુક્રમે યવ–જૂ–લીખ–વાલાગ્ર–રથરેણુ–ત્રસરેણુ ઇત્યાદિ ન્હાનાં ન્હાનાં પ્રમાણ પણ આવે છે. પરન્તુ અહિં મૂળગાથા ૧૮૫ મીને અનુસારે એટલુંજ ગણિત ઉપયોગી છે. તથા એ વધેલા શેષ પ્રમાણે કંઇક અધિકતા અંગુલ ઉપરાન્ત ગણાય. તથા અહિં ૬૩૨૪૫૪ એ ભાજકરાશિ અથવા છેદરાશિ કહેવાય તેનું અર્ધ કરતાં પણ યોજન જવાબ આવે, અને ત્યારબાદ વધેલા શેષને ગાઉ આદિકે ગુણી એજ છેદરાશિવડે ભાગતાં ગાઉ ધનુષ્ આદિ પ્રમાણ આવે. વર્ગમૂળમાં ભાજકથી અર્ધ જવાબ અને જવાબથી અર્ધ ભાજકરાશિ હોય છે,

યો. ગા.* ધ. અં.
ણિત પ્રમાણે સંપૂર્ણ ગણિતપદ ( ક્ષેત્રફળ ) ૭૯૦૫૬૯૪૧૫૦-૧-૧૫૧૫-૬૦ જેટલું આવ્યું.

એ પ્રમાણે આ ગણિતપદ રીતિ સમપ્રતરવૃત્ત પદાર્થની ગણાય, પરન્તુ વલયવૃત્ત ( ચૂડી સરખા ગોળ મંડલાકાર ) પદાર્થોનાં ગણિતપદ બીજી રીતે છે, તે રીતિ ગણિતના જ્ઞાતા પાસેથી સમજવી, અહિં તેના વિશેષ વિસ્તારનું પ્રયોજન નથી. તેમજ વિષમવૃત્તપદાર્થનાં ગણિતપદ અને પરિધિ પણ જૂદી રીતે હોય છે, આ રીતિ તો કેવળ સમવૃત્તની જ જાણવી. ॥ इति समवृत्तस्य परिधिकरणं, गणितपदकरणं च ॥ १८८ ॥

अवतरण:—હવે આ ગાથામાં ઇષુ અને જીવા જાણવાનું કરણ દર્શાવાય છે—

## ओगाहुउसू सुच्चिअ, गुणवीसगुणो कला उसू होइ ।
## विउसुपिहुत्ते चउगुण–उसुगुणिए मूलमिह जीवा ॥ १८९ ॥

### શબ્દાર્થ:—

ओगाहु–અવગાહ, દૂર જવું
उसु–ઇષુ, બાણસ્થાનીય વિસ્તાર
सुच्चिअ–નિશ્ચય એજ
गुणवीसगुणो–ઓગણીસગુણો
कलाउसु–કળારૂપ ઇષુ
विउसु–ઇષુ રહિત કરેલી
पिहुत्ते–વૃત્તની પહોળાઇને
चउगुण उसु–ચારે ગુણેલા ઇષુવડે
गुणिए–ગુણતાં [અને તેનું]
मूलं–વર્ગમૂલ કાઢતાં
इह जीवा–અહિં જીવા આવે.

### સંસ્કૃત અનુવાદ

**अवगाह इषु स वैकोनविंशतिगुणाः कलेषु [ इषुकला ] र्भवति ।**
**वीषु [ विगतेषु ] पृथुत्वे चतुर्गुणितेषुगुणिते मूलमत्र जीवा ॥ १८९ ॥**

गाथार्थ:—[ ધનુઃપૃષ્ઠના મધ્યભાગથી ] અવગાહીએ, જેટલા દૂર જઇએ તેટલા જ નિશ્ચય इषु કહેવાય. તથા ઓગણીસગુણો કરેલો ઇષુ તે કલાઇષુ

---

* ૧૫૧૫ ધનુષ્યમાંના ૧૫૦૦ ધનુષ્યનો ૦।।। ગાઉ ગણતાં ૧।।। ગાઉ, અને શેષ ૧૫ ધનુના ૬૦ હાથમાં ૬૦ અંગુલના ૨।। હાથ ઉમેરતાં ૬૨।। હાથ ૧૮૬ મી ગાથામાં કહ્યા પ્રમાણે આવે છે.

કહેવાય, તથા ઇષુરહિત વૃત્તવસ્તુની પહોળાઇને ચારગુણા ઇષુવડે ગુણીને વર્ગમૂળ કાઢતાં જે આવે તે અહિં જીવા કહેવાય ॥ ૧૮૯ ॥

વિસ્તરાર્થ:—વૃત્તપદાર્થનો જે એક છેલ્લો દેશભાગ ધનુષ્યના આકાર સરખો થાય છે, તેટલા દેશભાગને ખંડ કહેવાય, તે ખંડસ્થાને છેલ્લો ધનુષ્યની કામઠી સરખો દેશ પરિધિ તે ધનુ:પૃષ્ઠ કહેવાય, તે ધનુ:પૃષ્ઠના અતિમધ્યભાગથી તે ખંડના પર્યન્તભાગસુધીનો બાણ સરખો જે વિષ્કંભ એજ इषु કહેવાય. અહિં વિષ્કંભ અને ઇષુમાં એજ તફાવત છે કે—તે ખંડની જ પહોળાઇ તે વિષ્કંભ, અને ધનુ:પૃષ્ઠથી પ્રારંભીને તે ખંડની ઉત્કૃષ્ટ જીવા સુધીની પહોળાઇ તે इषु, ઇષુમાં ખંડની પહોળાઇ અન્તર્ગત છે, અને તે ઉપરાન્ત ધનુ:પૃષ્ઠસુધીની પહોળાઇ અધિક છે, અને વિષ્કંભમાંતો માત્ર ખંડની જ પહોળાઇ ગણાય, જેથી ઘણા ક્ષેત્રોમાં ઇષુથી વિષ્કંભ ન્હાનો હોય છે, અને પર્યન્તવિભાગોમાં ઇષુ અને વિષ્કંભ એ સરખા હોય છે.

તથા એજ ઇષુને ૧૯ ગુણા કરતાં જે આવે તે કલાઇષુ કહેવાય. અહિં કલાઇષુ કહેવાનું પ્રયોજન માત્ર ગણિતની સુગમતા માટે જ, નહિંતર અપૂર્ણાંક યોજનોનાં ગણિત વિકટ થઇ જાય છે, જેથી સર્વત્ર કળાઓ કરીને જ ગણિત કરવામાં આવે છે.

તથા વૃત્તપદાર્થનો જે વિસ્તાર હોય તેમાંથી ઇષુ બાદ કરવો, ત્યારબાદ ઇષુને ચારે ગુણી જે આવે તેના વડે [ ઇષુ બાદ કરતાં આવેલી રકમ સાથે ] ગુણાકાર કરવો, જે આવે તેનું વર્ગમૂળ કાઢતાં તે ક્ષેત્રની जीवा એટલે ધનુ્ની દોરી સરખી ઉત્કૃષ્ટ લંબાઇ પ્રાપ્ત થાય છે, ત્યાં ભરતક્ષેત્રના દ્રષ્ટાન્તે અંકગણિત આ રીતે—

અહિં ભરતક્ષેત્રનો ઇષુ ૫૨૬ યોજન ૬ કળા છે, [ અને વિષ્કંભ પણ એજ છે. ] તેને ૧૯ ગુણા કરતાં

```
 ૫૨૬-૬
  ×૧૯
 ૯૯૯૪ કળામાં
   +૬ ઉપરના કળા ઉમેરતાં
૧૦૦૦૦ [દશહજાર] કળાઇષુ.
   ×૪
૪૦૦૦૦ ચતુર્ગુણ ઇષુ
```

૧૦૦૦૦૦ જંબૂદ્વીપનો વિષ્કંભ, યોજન રૂપ છે તેની સર્વ કળાઓ કરવાને
×૧૯ કળાનો ૧ યોજન હોવાથી ૧૯ વડે ગુણતાં
૧૯૦૦૦૦૦ કળા, જંબૂદ્વીપની પહોળાઇ આવી તેમાંથી
૧૦૦૦૦ કળા ઇષુની બાદ કરતાં
૧૮૯૦૦૦૦ કળા આવી. તેને
૪૦૦૦૦ ચતુર્ગુણ ઇષુકળા વડે ગુણતાં
૭૫૬૦૦૦૦૦૦૦૦ સર્વ કળા આવી, તેનું વર્ગમૂળની રીતિપ્રમાણે વર્ગમૂળ કાઢતાં ૨૭૪૯૫૪ કળા આવી [ ૨૯૭૮૮૪ શેષ વધ્યા ] તેને ૧૯ વડે ભાગતાં

૧૯)૨૭૪૯૫૪(૧૪૪૭૧ યોજન
૨૭૪૯૪૯
૫ શેષ

=૧૪૪૭૧ ૫/૧૯ યોજન, ભરતક્ષેત્રની જીવા એટલે પર્યન્ત લંબાઇ આવી. એજ ઉત્કૃષ્ટ લંબાઇ છે.

એ [1] પ્રમાણે શેષ સર્વ ક્ષેત્ર અને પર્વતોના ઇષુ તથા જીવા પ્રાપ્ત કરવી. ॥૧૮૯॥

| વૃત્ત પદાર્થોનાં નામ. | વિષ્કંભ. | પરિધિ. |
|---|---|---|
| પદ્મદ્રહનું મુખ્ય કમળ [૧૦ કુરૂદ્રહકમળ] | ૧ યો. | ૩ ૧/૬ યો. |
| પુંડરીકદ્રહનું મુખ્ય કમળ | ,, ,, | ૩ ૧/૬ યો. |
| મહાપદ્મદ્રહનું ,, | ૨ યો. | ૬ ૧/૩ યો. |
| મહાપુંડરીકદ્રહનું ,, | ૨ યો. | ૬ ૧/૩ યો. |
| તિગિચ્છીદ્રહનું ,, | ૪ યો. | ૧૨ ૨/૩ યો. |
| કેસરિદ્રહનું ,, | ૪ યો. | ૧૨ ૨/૩ યો. |
| ૧૭ ગંગાદ્વીપ | ૮ યો. | ૨૫ ૩/૧૦ યો. |
| ૧૭ સિંધુદ્વીપ | ૮ યો. | ૨૫ ૩/૧૦ યો. |
| ૧૭ રક્તાદ્વીપ | ૮ યો. | ૨૫ ૩/૧૦ યો. |
| ૧૭ રક્તવતીદ્વીપ | ૮ યો. | ૨૫ ૩/૧૦ યો. |
| રોહિતા-રોહિતાંશાદ્વીપ | ૧૬ યો. | ૫૦ ૩/૫ યો. |
| સુવર્ણકૂલા રૂપ્યકૂલાદ્વીપ | ૧૬ યો. | ૫૦ ૩/૫ યો. |
| હરિકાન્તા-હરિસલિલાદ્વીપ | ૩૨ યો. | ૧૦૧ ૩૯/૨૦૨ યો. |

૧ અથવા બે નાની મોટી જીવાના બે વર્ગને ભેગા કરી વર્ગમૂળ કાઢતાં પણ બાહા આવે છે. એ બીજી રીતિ બૃ૦ ક્ષે૦ સ૦ વૃત્તિમાં કહી છે.

| | | |
|---|---|---|
| નરકાન્તા–નારીકાન્તાદ્વીપ | ૩૨ યો. | ૧૦૧$\frac{૩૯}{૨૦૨}$ યો. |
| શીતા–શીતોદાદ્વીપ | ૬૪ યો. | ૧૯૯$\frac{૩૫૯}{૩૯૬}$ યો. |
| ગંગા–સિંધુ–રક્તા–રક્તવતીકુંડ | ૬૦ યો. | ૧૮૯$\frac{૨૭૯}{૩૭૨}$ યો. |
| રોહિતા–રોહિતાંશાકુંડ | ૧૨૦ યો. | ૩૭૯$\frac{૩૫૯}{૭૫૨}$ યો. |
| સુવર્ણકૂલા–રૂપ્યકૂલાકુંડ | ૧૨૦ યો. | ૩૭૯$\frac{૩૫૯}{૭૫૨}$ યો. |
| હરિકાન્તા–હરિસલિલાકુંડ | ૨૪૦ યો. | ૭૫૮$\frac{૧૪૩૬}{૧૫૧૬}$ યો. |
| નરકાન્તા–નારીકાન્તાકુંડ | ૨૪૦ યો. | ૭૫૮$\frac{૧૪૩૬}{૧૫૧૬}$ યો. |
| શીતા–શીતોદાકુંડ | ૪૮૦ યો. | ૧૫૧૭$\frac{૨૭૧૧}{૩૦૩૪}$ યો. |
| ૧૨ અન્તર્નદીઓના કુંડ | ૧૨૦ યો. | ૩૭૯$\frac{૩૫૯}{૭૫૨}$ યો. |
| ૬૪ મહાવિદેહનદીઓના કુંડ | ૬૦ યો. | ૧૮૯$\frac{૨૭૯}{૩૭૨}$ યો. |
| મેરૂપર્વતનું મૂળ | ૧૦૦૯૦$\frac{૧૦}{૧૧}$ | ૩૧૯૧૦$\frac{૨}{૧૧}$ યો. |
| મેરૂપર્વતનો કંદ ( સમભૂ૦ ) | ૧૦૦૦૦ યો. | ૩૧૬૨૨$\frac{૪૯૧૧૬}{૬૩૨૪૪}$ યો. |
| નંદનવનમાં બાહ્યમેરૂ | ૯૯૫૪$\frac{૬}{૧૧}$ | ૩૧૪૭૯ સાધિક |
| ,, અભ્યન્તરમેરૂ | ૮૯૫૪$\frac{૬}{૧૧}$ | ૨૮૩૧૬$\frac{૮}{૧૧}$ સાધિક |
| સૌમનસવનમાં બાહ્યમેરૂ | ૪૨૭૨$\frac{૮}{૧૧}$ | ૧૩૫૧૧$\frac{૬}{૧૧}$ સાધિક |
| ,, અભ્યન્તરમેરૂ | ૩૨૭૨$\frac{૮}{૧૧}$ | ૧૦૩૪૯$\frac{૩}{૧૧}$ સાધિક |
| પંડકવને મેરૂ | ૧૦૦૦ યો. | ૩૧૬૨$\frac{૧૭૫૬}{૬૩૨૪}$ યો |
| મેરૂની ચૂલિકાનું મૂળ | ૧૨ યો. | ૩૭$\frac{૭૧}{૭૪}$ યો. |
| ૧૬૬ વર્ષધરાદિકનાં કૂટ મૂળ | ૫૦૦ યો. | ૧૫૮૧$\frac{૪૩૯}{૩૧૬૨}$ યો. |
| ૩ સહસ્રાંકકૂટ મૂળ | ૧૦૦૦ યો. | ૩૧૬૨$\frac{૧૭૫૬}{૬૩૨૪}$ યો. |
| ૩૦૬ વૈતાઢ્યકૂટ મૂળ | ૬| યો. | યો. ૧૯–૩$\frac{૬}{૧૫૭}$ ગાઉ |
| ૩૪ ઋષભકૂટ મૂળ | ૧૨ યો. | ૩૭$\frac{૭૧}{૭૪}$ યો |
| ૧૬ વૃક્ષકૂટ મૂળ | ૧૨ યો. | ૩૭$\frac{૭૧}{૭૪}$ યો. |
| ૪ વૃત્તવૈતાઢ્ય મૂળ | ૧૦૦૦ યો. | ૩૧૬૨$\frac{૧૭૫૬}{૬૩૨૪}$ યો. |
| ૨૦૦ કંચનગિરિ મૂળ | ૧૦૦ યો. | ૩૧૬$\frac{૧૪૪}{૬૩૨}$ યો. |
| ૪ *યમલગિરિ મૂળ | ૧૦૦૦ યો. | ૩૧૬૨$\frac{૧૭૫૬}{૬૩૨૪}$ યો. |

*અહિં વૃત્તપદાર્થોના પરિધિના ગણિતપ્રસંગે એ કેટલાક વૃત્તપદાર્થોના પરિધિ સ્પષ્ટ દર્શાવ્યા, પરન્તુ એ સિવાય બીજા ઘણા વૃત્તપદાર્થો છે, તે સર્વ લખતાં બહુ વિસ્તાર થવાના કારણથી અહિં એટલાજ પદાર્થો જંબૂદ્વીપનાજ કહ્યા છે. અને ચાલુ પ્રકરણ પણ જંબૂદ્વીપનુંજ **છે. ક્ષેત્રસમાસવૃત્તિમાં ઉપર દર્શાવેલા પદાર્થમાંના કેટલાક પદાર્થ દર્શાવ્યા છે.**

અવતરણઃ—હવે આ ગાથામાં ધનુઃપૃષ્ઠ અને બાહા જાણવાનું કરણ કહે છે—

**उसुवग्गि छगुणि जीवावग्गजुए मूल होइ धणुपिट्ठं ।**
**धणुदुगविसेससेसं, दलिअं बाहादुगं होइ ॥ १९० ॥**

### શબ્દાર્થઃ—

उसुवग्गि–ઇષુના વર્ગને
छगुणि–છ ગુણો કરી
जीवावग्गजुए–જીવાનો વર્ગયુક્ત કરતાં
मूल–તેનું વર્ગમૂલ કાઢતાં
धणुपिट्ठं–ધનુઃપૃષ્ઠ થાય
धणुदुग–બે ધનુઃપૃષ્ઠનો
विसेस–વિશ્લેષ કર્યે
सेसं–શેષ રહે તેનું
दलिअं–અર્ધ કર્યાથી
बाहादुगं–બે બાહા આવે

### સંસ્કૃત અનુવાદ.

**इषुवर्गे षड्गुणे जीवावर्गयुते मूलं भवति धनुःपृष्ठम् ।**
**धनुर्द्विकविश्लेपशेषं दलितं बाहाद्विकं भवति ॥ १९० ॥**

ગાથાર્થઃ—ઇષુના વર્ગને છ ગુણો કરી તેમાં જીવાનો વર્ગયુક્ત કરી તેનું વર્ગમૂળ કાઢીએ તો ધનુઃપૃષ્ઠ આવે, અને બે [ નાના મોટા ] ધનુઃપૃષ્ઠનો વિશ્લેષ ( બાદબાકી ) કરતાં જે શેષ રહે તેનું અર્ધ કરીએ તેટલું બે બાહાનું [ જૂદું જૂદું ] પ્રમાણ આવે ॥ ૧૯૦ ॥

વિસ્તારર્થઃ—સુગમ છે, ભરતક્ષેત્રના ઉદાહરણથી અંકગણિત આ પ્રમાણે—

| | | યો. ક. | |
|---|---|---|---|
| ૧૦૦૦૦ | ભરતની ઇષુકળા | ૧૪૪૭૧–૫ | ભરત જીવા યોજન |
| ×૧૦૦૦૦ | ” ” | ×૧૯ | |
| ૧૦૦૦૦૦૦૦૦ | ભરતઇષુવર્ગકળા | ૨૭૪૯૪૯ | |
| × ૬ | | + ૫ | |
| ૬૦૦૦૦૦૦૦૦ | ષડ્ગુણ ભરતઇષુમાં | ૨૭૪૯૫૪ | ભરત જીવા કળા |
| +૭૫૬૦૦૦૦૦૦૦૦ | જીવાવર્ગકલા ઉમેરતાં | ×૨૭૪૯૫૪ | ભરત જીવા કળા |
| ૭૬૨૦૦૦૦૦૦૦૦ | કળાનું વર્ગમૂળ કરતાં | ૭૫૫૯૯૭૦૨૧૧૬ | વર્ગકળા વર્ગમૂળ- |
| | | +૨૯૭૮૮૪ | વખતં રહેલા શેષ |
| | | ૭૫૬૦૦૦૦૦૦૦૦ | જીવા વર્ગકળા |

૨૬૨૧૫૧ શેષ વધ્યા, ૫૫૨૦૮૬ ભાજક રાશિ આવ્યો, અને જવાબ ૨૭૬૦૪૩ કળા, તેને ૧૯ વડે ભાગતાં ૧૪૫૨૮ યોજન ૧૧ કળા એ ભરતક્ષેત્રનું ધનુઃપૃષ્ઠ જાણવું.

હવે બાહાનું અંકગણિત આ પ્રમાણે—અહિં સંપૂર્ણ ભરતક્ષેત્ર એક ગણતાં

ધનુઃપૃષ્ઠ પણ એક હોય, અને તેથી બાહા હોય નહિં, પરન્તુ વચ્ચે આવેલા વૈતાઢ્યથી ભરતના દક્ષિણભરત અને ઉત્તરભરત એવા બે વિભાગ પૂર્વે ૮૧ મી ગાથામાં કહ્યા છે તે રીતે ઉત્તરભરતની બે બાહા હોઇ શકે છે, પરન્તુ દક્ષિણભરતની નહિં. જેથી ઉત્તરભરતની બાહાનું ગાથામાં કહ્યા પ્રમાણે અંકગણિત આ પ્રમાણે—

યો. ક.
૧૪૫૨૮–૧૧ [ ઉત્તરભરતનું ] મોટું ધનુઃપૃષ્ઠ તેમાંથી
૧૦૭૪૩–૧૫ [ દક્ષિણભરતનું ] નાનું ધનુઃપૃષ્ઠ બાદ કરતાં
૩૭૮૪–૧૫ શેષ રહ્યા તેનું અર્ધ કરતાં
× ૦॥
૧૮૯૨–૭॥ [ અઢારસો બાણુ યોજન સાડાસાત કળા ] એ ઉત્તર ભરતની એક બાજુની બાહા અને એટલા જ પ્રમાણવાળી બીજી બાજુની બાહા જાણવી. પરન્તુ એ બે બાહા ભરતક્ષેત્રની છે એમ ન કહેવાય, ઉત્તરભરતની જ કહેવાય. ॥ ૧૯૦ ॥

अवतरणः—હવે આ ગાથામાં પ્રતર જાણવાનું કરણ દર્શાવાય છે તે આ પ્રમાણે–

**अंतिमखंडस्सिषुणा, जीवं संगुणिअ चउहिं भइऊणं ।**
**लद्धम्मि वग्गिए दस–गुणम्मि मूलं हवइ पयरो ॥ १९१ ॥**

## શબ્દાર્થ:—

अंतिमखंडस्स–છેલ્લાખંડના
इषुणा–ઇષુવડે
जीवं संगुणिअ–જીવાને ગુણીને
चउहिं भइऊणं–ચારવડે ભાગીને
लद्धंमिवग्गिए–જે લબ્ધ–પ્રાપ્ત થાય તેનો વર્ગ કર્યે છત [ કરીને ]
दसगुणंमि–તેને દશે ગુણીને
मूलं–વર્ગમૂળ કાઢતાં
हवइ पयरो–પ્રતર થાય

## સંસ્કૃત અનુવાદ.

**अंतिमखंडस्येषुणा जीवां संगुणयित्वा चतुर्भिर्भक्त्वा**
**लब्धे वर्गिते दशगुणिते मूलं भवति प्रतरः ॥ १९१ ॥**

गाथार्थः—છેલ્લા ખંડના ઇષુવડે જીવાને ગુણીને ચારે ભાગીને જે જવાબ આવે તેનો વર્ગ કરી દશગુણ કરી તેનું વર્ગમૂળ કાઢતાં પ્રતર પ્રાપ્ત થાય ॥ ૧૯૧ ॥

विस्तरार्थः—આ પ્રતરનું ગણિત કેવળ ધનુષ્ આકારવાળાજ કોઇપણ ખંડને માટે છે, પરન્તુ સર્વક્ષેત્ર વા પર્વતોને માટે નથી. જંબૂદ્વીપરૂપી વૃત્તપદાર્થમાં તેવા ધનુષ્ આકારવાળા ભરત અને ઐરવત એ બે ક્ષેત્ર છે, અને તેમાં પણ એ બે વિભાગની વિવક્ષા કરીએ તો વર્ષધરપર્વત તરફનું અર્ધક્ષેત્ર પ્રાયઃ

લંબચતુરસ્ત્ર આકારવાળું થાય છે, જેથી કેવળસમુદ્ર પાસેના દક્ષિણભરત તથા ઉત્તરઐરવત ક્ષેત્રનુંજ પ્રતર એ કહેલા કરણથી પ્રાપ્ત થાય, અને શેષ સર્વ વિભાગોનું પ્રતર જૂદું જૂદું કરવું હોય તો લંબચોરસના ક્ષેત્રફળની *રીતિએ પ્રાપ્ત થાય, અને પર્યન્તભાગથી ત્યાં સુધીના સર્વક્ષેત્રનું કરવું હોય તો આ કહેલા કરણથીજ પ્રાપ્ત થાય. ધારો કે-હરિવર્ષક્ષેત્રનું પ્રતર જાણવું હોય તો હરિવર્ષક્ષેત્ર લંબચોરસ હોવાથી ૧૯૨ મી ગાથામાં કહેવાતી રીતેજ ક્ષેત્રફળ આવે છે, પરન્તુ હરિવર્ષક્ષેત્રસુધીના [ ભરતથી હરિવર્ષસુધીના ] ધનુષાકાર ક્ષેત્રનું ક્ષેત્રફળ જાણવું હોય તો ગાથામાં કહેલી રીતિ પ્રમાણેજ પ્રાપ્ત થાય, અને તેમાં ભરત–હિમવંતપર્વત–હિમવંતક્ષેત્ર–મહાહિમવંતપર્વત અને હરિવર્ષક્ષેત્ર એટલા સર્વ વિભાગના ક્ષેત્રનું ક્ષેત્રફળ અંતર્ગત આવી જાય છે. એ પ્રમાણે હોવાથી આ ગાથાનુ ગણિત વૃત્તપદાર્થમાંનો કોઇ પણ વિભાગ ધનુષાકારે હોય તેને માટે જ છે, પરન્તુ ગમે તે એકેક વિભાગ માટે નથી, હવે અહિં દક્ષિણભરતાર્ધનેજ ધનુષાકાર ગણીને તેનું પ્રતર એટલે ક્ષેત્રફળ પ્રાપ્ત કરવું હોય તો તેનું અંકગણિત આ પ્રમાણે—

યો. ક.
૨૩૮–૩ દક્ષિણભરતના ઇષુયોજન
× ૧૯ [ કળાઓ કરવા માટે ગુણતાં ]
૪૫૨૨ કળામાં
+ ૩ ઉપરની કળા ઉમેરતાં
૪૫૨૫ દ. ભ. ની ઇષુકળાને
× ૧૮૫૨૨૫ દ. ભ. ની જીવાકળાએ ગુણતાં
૪ ) ૮૩૮૧૪૩૧૨૫ પ્રતિકળાને ચારે ભાગતાં
૨૦૯૫૩૫૭૮૧–૧ કળાનો વર્ગ કરવાને
× ૨૦૯૫૩૫૭૮૧
૪૩૯૦૫૨૪૩૫૧૯૨૭૯૯૬૧ } વર્ગિત કળાને દશગુણ કરતાં
× ૧૦
૪૩૯૦૫૨૪૩૫૧૯૨૭૯૯૬૧૦

પ્રતિકળાનું વર્ગમૂળ કરતાં શેષ રાશિ ૩૪૭૫૧૭૮૪૯, ભાજકરાશિ ૧૩૨૫૨૨૦૬૩૮, અને જવાબનો અંક ૬૬૨૬૧૦૩૧૯ પ્રતિકળા આવી, તેને ૧૯ વડે ભાગતાં ૩૪૮૭૪૨૨૭ કળા–૬ પ્રતિકળા આવી; અને પુનઃ ૧૯ વડે ભાગતાં ૧૮૩૫૪૮૫ યોજન–૧૨ કળા–૬ પ્રતિકળા

આ ગણિતમાં ચારે ભાગતાં ૧ પ્રતિકળાની પણ પ્રતિકળા આવી છે, તેને અલ્પગણી ગણિતમાં ન લેવી. વળી દક્ષિણ ભરતની જીવાકળા સાધિક ૧૮૫૨૨૪ છે, તેને વ્યવહારથી અહિં સંપૂર્ણ ૧૮૫૨૨૫ ગણી છે. અને ઇષુકળાને જીવાકળાએ ગુણતાં કળા ન આવે પણ પ્રતિકળાજ આવે એ ગણિતરીતિ છે, કારણ એ જૂદા જૂદા પદાર્થોના યોજનોની કળાઓને પરસ્પર ગુણતાં કળાને બદલે [1]પ્રતિકળા આવે.

* એ જીવાવર્ગના સર્વાળાના અર્ધનું વર્ગમૂળ કરી વિષ્કંભ સાથે ગુણતાં પ્રતર આવે, એ ગાથા ૧૯૨ માં કહેવાશે.

૧ અહિં સંક્ષેપમાં એટલુંજ સમજવું કે બન્ને સ્થાને યોજનો ૧૯ ગુણા થયેલા હોવાથીજ એ ભિન્નપદાર્થોની કળાનો ગુણાકાર પ્રતિકળાજ આવે.

આવી, એજ દક્ષિણભરતનું પ્રતરજાણવું. અહિં દક્ષિણભરતનું પ્રતર એટલે સમચોરસ યોજન એટલા છે, અથવા દક્ષિણભરતનું ગણિતપદ એટલું છે. ॥ ૧૯૧ ॥

अवतरणः—પૂર્વગાથામાં વૃત્તપદાર્થના ધનુષાકારવાળા છેલ્લા ખંડનું પ્રતર જાણવાની રીતિદર્શાવીને હવે આ ગાથામાં વૃત્તપદાર્થની અંદર લંબચોરસખંડ આવ્યા હોય તો તેનું પ્રતર કેવી રીતે કાઢવું તે કહેવાય છે, એટલે અહિં વૈતાઢ્યાદિલંબચોરસપર્વતો અને ક્ષેત્રોનું પ્રતર જાણવાની રીતિ કહેવાય છે—

**जीवावग्गाण दुगे, मिलिए दलिए अ होइ जं मूलम् ।**
**वेयड्ढाईण तयं सपिहुत्तगुणं भवे पयरो ॥ १९२ ॥**

### શબ્દાર્થઃ—

जीवावग्गाण–જીવાના વર્ગને
दुगे–બે
मिलिए–મેળવ્યે છતે, મેળવતાં
दलिए–દળતાં, અર્ધ કરતાં તેનું
जं मूलं–જે વર્ગમૂળ આવે
वेयड्ढ आईण–વૈતાઢ્ય આદિના
तयं–તેને
सपिहुत्तगुणं–સ્વપૃથુત્વ સાથે ગુણતાં
भवे–થાય
पयरो–પ્રતર

### સંસ્કૃત અનુવાદ

**जीवावर्गयोर्द्विके मिलिते दलिते च भवति यन्मूलम् ।**
**वैताढ्यादीनां तत्स्वपृथुत्वगुणं भवेत् प्रतरः ॥ १९२ ॥**

गाथार्थः—નાની મોટી બે જીવાનો વર્ગ મેળવીને અર્ધ કરી તેનું જે વર્ગમૂળ આવે તેને પોતાના વિસ્તારસાથે ગુણતાં વૈતાઢ્યઆદિ પર્વતો તથા ક્ષેત્રોનું પ્રતર થાય છે ॥ ૧૯૨ ॥

विस्तरार्थ:—સુગમ છે. અને અંકગણિત વૈતાઢ્યના ઉદાહરણથી આ પ્રમાણે—

અહિં ૩૪૩૦૮૦૯૭૫૦૦ કળા વૈતાઢ્યની લઘુજીવા એટલે દક્ષિણભરતની [1]જીવાની વર્ગકળા છે, અને મૂળકળા પૂર્વગાથામાં દર્શાવ્યા પ્રમાણે ૧૮૫૨૨૪ છે.

---

૧ દક્ષિણભરતની જીવા યોજન તરીકે ૯૭૪૮ $\frac{12}{19}$ યોજન છે, તેને ૧૯ વડે ગુણતાં ૧૮૫૨૨૪ આવે છે.

એનો વર્ગકરીને વર્ગમૂળ વખતે શેષ રહેલા ૧૬૭૩૨૪ ઉમેરીએ તો ૩૪૩૦૮૦૯૭૫૦૦ આવે. તથા વૈતાઢ્યની ગુરૂજીવા તે વૈતાઢ્યની પોતાની જ જીવા છે, ૧૦૭૨૦$\frac{11}{19}$ યોજનની કળા ૨૦૩૬૯૧ છે, તેનો વર્ગકરી વર્ગમૂળ વખતના વધેલા ૭૪૦૧૯ શેષ ઉમેરતાં ૪૧૪૯૦૦૯૭૫૦૦ વર્ગકળા આવે. વળી ઉત્તરભરતની કળાઓ લઘુજીવાની વર્ગકળા ગણાય, એ પ્રમાણે બન્ને જીવાની વર્ગકળા ઉપરથી પ્રતરનું અંકગણિત આ પ્રમાણે—

૩૪૩૦૮૦૯૭૫૦૦ વૈતાઢ્ય લઘુજીવાની વર્ગકળા. તેમાં
૪૧૪૯૦૦૯૭૫૦૦ વૈતાઢ્યની ગુરૂજીવાની વર્ગકળા ઉમેરતાં
૨ ) ૭૫૭૯૮૧૯૫૦૦૦ કળા આવી. તેનું અર્ધકરતાં

૩૭૮૯૯૦૯૭૫૦૦ કળા આવી, તેનું વર્ગમૂળ કરતાં ૧૯૪૬૭૬ કળા અને શેષ ૩૫૨૫૨૪ તથા ભાજકઅંક ૩૮૯૩૫૨ કળા. અહિં શેષના તથા ભાજકના છેદ ઉડાડતાં $\frac{૩૫૨૫૨૪}{૩૮૯૩૫૨}=\frac{૨૯૩૭૭}{૩૨૪૪૬}$ બાર વડે બન્નેનો છેદ ઉડ્યો જેથી ૨૯૩૭૭=શેષકળા અને ૩૨૪૪૬ ભાજકકળા થઇ. જેથી $\frac{૨૯૩૭૭}{૩૨૪૪૬}$ રકમ મૂળકળા ઉપરાન્તની આવી.

૧૯૪૬૭૬ વર્ગમૂળ કળાને
× ૫૦ વૈતાઢ્યભૂમિની પહોળાઇવડે ગુણતાં
૯૭૩૩૮૦૦ કળા આવી. તેમાં ૨૯૩૭૭ શેષકળા
+ ૪૫ શેષરાશિને ૫૦ ગુણતાં આવેલી ઉમેરતાં × ૫૦
૧૯ ) ૯૭૩૩૮૪૫ ક. ( ૫૧૨૩૦૭ યોજન ૩૨૪૪૬ ) ૧૪૬૮૮૫૦ ( ૪૫ કળા
૯૭૩૩૮૩૩ ૧૨૯૭૮૪
૧૨ શેષ કળા. ૧૭૧૦૧૦
૧૬૨૨૩૦
૦૮૭૮૦ શેષ

એ પ્રમાણે વૈતાઢ્યભૂમિનું પ્રતર ૫૧૨૩૦૭ યોજન–૧૨ કળા પ્રાપ્ત થયું, એટલે વૈતાઢ્યની ભૂમિ એટલા સમચોરસ યોજનવાળી છે, તે ભાવાર્થ ગણિતપદને અનુસારેજ જાણવો. વળી અહિં ૮૭૮૦ શેષ રહ્યા તે લગભગ $\frac{1}{4}$ ( ૫ા ) કળા જેટલો છે, માટે તેની ગણત્રી ન કરવી. અથવા એની પ્રતિકળાકરવામાટે ૧૯ વડે ગુણીએ તો ૧૬૬૮૨૦ ને ૩૨૪૪૬ વડે ભાગતાં ૩૨૪૪૬ ) ૧૬૬૮૨૦ ( ૫ પ્રતિકળા આવે.
૧૬૨૨૩૦
૩૫૯૦ શેષ

એ પ્રમાણે ઉત્તરભરતાદિક્ષેત્રો અને લઘુહિમવંતઆદિપર્વતોનું પણ પ્રતર એ રીતિ પ્રમાણેજ પ્રાપ્ત કરવું.

प्रश्न:—લંબચોરસ અથવા સમચોરસ ક્ષેત્રની લંબાઇ પહોળાઇના ગુણાકારમાત્રથી જ ક્ષેત્રાદિનાં પ્રતર પ્રાપ્ત થાય, એ ગણિતરીતિ હોવા છતાં " બે જીવાવર્ગને મેળવી અર્ધકરીને વર્ગમૂળકાઢી પહોળાઇસાથે ગુણાકારકરવાથી પ્રતર પ્રાપ્ત થાય " એ ક્લિષ્ટ રીતિ દર્શાવવાનું કારણ શું ?

उत्तर:—લંબાઇ પહોળાઇના ગુણાકાર માત્રથી જે પ્રતર આવે છે તે તો સર્વાંશે ચોરસ એટલે સીધી લીટીના લંબચોરસ વા સમચોરસ પદાર્થો હોય તેને માટે છે, પરન્તુ વૃત્તક્ષેત્રની અંદરનાં ક્ષેત્રાદિના પર્યન્તભાગો સીધીલીટીવાળા નહિં પરન્તુ વક્રલીટીવાળા હોય છે, તે કારણથી ગાથામાં કહેલી રીતિ પ્રમાણે પ્રતર પ્રાપ્ત થાય છે, અને તે પણ સ્થૂલથીજ પ્રાપ્ત થાય છે, અને લંબાઇ પહોળાઇના ગુણાકારમાત્રથી પ્રાપ્ત કરવા જઇએ તો પ્રતર ઘણું ન્યૂન આવે છે. તથા બે જીવાના અર્ધસાથે [ એટલે મધ્યમ લંબાઇ સાથે ] પહોળાઇનો ગુણાકાર કરી પ્રતર લાવવાની રીતિ પણ કોઇ આચાર્યે દર્શાવી છે, પરન્તુ તે મતાન્તર તરીકે ગણીને જંબૂદ્વીપના ક્ષેત્રાદિમાટે ઉપયોગી નથી એમ જણાવીને ઘણા ગણિતજ્ઞ ગ્રંથકર્તાઓએ સ્વીકારી નથી. બૃ૦ ક્ષે૦ સમાસમાં સ્પષ્ટ રીતે તે ગાથામાં કહેલા ગણિતને અયોગ્ય ગણી સ્વીકાર્યું નથી. ॥ ૧૯૨ ॥

अवतरण:—પૂર્વગાથામાં કહેલું પ્રતર ગણિતવ્યવહારથી સ્થૂળ ગણિત છે. એમ આ ગાથામાં સૂચના કરાય છે:—

**एवं च पयरगणिअं, संववहारेण दंसिअं तेण ।**
**किंचूणं होइ फलं, अहिअंपि हवे सुहुमगणणा ॥१९३॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| एवं च–વળી એ પ્રમાણે કહેલું | तेण–તે કારણથી |
| पयरगणिअं–પ્રતરગણિત | किंच ऊणं–કંઇક ન્યૂન |
| सववहारेण–વ્યવહારથી | फलं–ફળ, જવાબ, પ્રતર |
| दंसिअं–દર્શાવ્યું છે. | अहिअंपि–અધિક પણ |
| | सुहुमगणणा–સૂક્ષ્મ ગણિતથી |

## સંસ્કૃત અનુવાદ.

**एवञ्च प्रतरगणितं संव्यवहारेण दर्शितं तेन ।**
**किंचिदूनं भवति फलमधिकमपि भवेत् सूक्ष्मगणनया ॥ १९३ ॥**

गाथार्थः—વળી એ પ્રતરગણિત વ્યવહારથી દર્શાવ્યું છે, માટે સૂક્ષ્મ ગણત્રીવડે પ્રતરરૂપ જવાબ કંઈક ન્યૂન આવે, તેમ અધિક પણ હોય. ॥૧૯૩॥

विस्तरार्थः—એ પ્રતરગણિત વ્યવહારથી સ્થૂલકહેવાનું કારણ એ છે કે વર્ગમૂળમાં રહેલા શેષો છોડી દીધેલા હોય છે, માટે જો શેષઅંશ પ્રત્યંશ ( કળા પ્રતિકળામાંના પણ શેષ ) ગણવામાં આવે, તો પણ સંપૂર્ણ પ્રતર બરાબર ન આવે. વળી એ પ્રતરગણિત સ્થૂલ હોવાનાં કારણથી જ સર્વપ્રતરોને એકત્ર કરીએ તો ૭૭૯૧૮૭૭૪૫૬ યોજન થાય છે, અને જંબૂદ્વીપનું ગણિતપદ (પ્રતર) તો પૂર્વે યો. ૭૯૦૫૬૯૪૧૫૦–ગા. ૧–ધ. ૧૫૧૫–હાથ ૨॥ આવ્યું છે, જેથી ૧૧૩૮૧૬૬૯૪ યોજનથી કંઈક અધિક જેટલો તફાવત આવે છે, અર્થાત્ એકત્ર કરતાં એટલું ન્યૂન પ્રતર આવે છે. માટે *કરણોથીજ એ તફાવત આવે છે, તત્વ શ્રીસર્વજ્ઞ જાણે ॥ ૧૯૩ ॥

अवतरणः—પૂર્વગાથાઓમાં પ્રતરગણિતકહીને હવે આ ગાથામાં घनगणित કહે છે—

**पयरो सोस्सेहगुणो, होइ घणो परिरयाइसव्वं वा ।**
**करणगणणालसेहिं, जंतगलिहिआउ दट्ठव्वं ॥ १९४ ॥**

## શબ્દાર્થઃ—

पयरो–પ્રતરને
सउस्सेहगुणो–પોતાની ઉંચાઈ સાથે ગુણાકાર કરતાં
होइ घणो–ઘન થાય છે.
परिरय आइ सव्वं–પરિધિ વિગેરે સર્વ
करण गणणा–ગણિત ગણવામાં
अलसेहिं–આળસુઓએ
जंतगलिहिआउ–યંત્રલિખિતમાંથી
दट्ठव्वं–દેખવું, જાણવું.

## સંસ્કૃત અનુવાદ.

**प्रतरः स्वोत्सेधगुणो भवति घनः परिरयादिसर्वं वा ।**
**करणगणनालसैर्यन्त्रकलिखिताद् द्रष्टव्यम् ॥ १९४ ॥**

* જીવાઓમાં વર્ગમૂળ પહેલાં પણ ઘણાઅંશો અને પ્રત્યંશો બાકી હોય છે, અને તેના પુનઃ વર્ગ કરવાથી ઘણા અંશ પ્રત્યંશોત્રુટે છે, તેથી તફાવત પડે તે વાસ્તવિક છે, વળી આ વિશેષ તફાવત પ્રતરગણિતમાં અધિક આવે છે, અને ધનુઃપૃષ્ઠાદિકમાં અલ્પ આવે, તેની વિવક્ષા નહિં.

## ॥ जंबूद्वीपना क्षेत्र–पर्वतोना

| ક્ષેત્રાદિકનાં નામ | ઇષુ યો. કળા | વિષ્કંભ | ( દેશપરિધિ ) ધનુ: પૃષ્ઠ | જીવા |
|---|---|---|---|---|
| દક્ષિણ ભરત | ૨૩૮— ૩ | ૨૩૮— ૩ | ૯૭૬૬— ૧ | ૯૭૪૮–૧૨ |
| ઉત્તર ઐરવત | ૨૩૮— ૩ | ૨૩૮— ૩ | ” | ” |
| દીર્ઘવૈતાઢ્યપર્વત | ૨૮૮— ૩ | ૫૦ | ૧૦૭૪૩—૧૫ | ૧૦૭૨૦–૧૧ |
| ઉત્તર ભરત | ૫૨૬— ૬ | ૨૩૮— ૩ | ૧૪૫૨૮—૧૧ | ૧૪૪૭૧– ૫ |
| દક્ષિણ ઐરવત | ૫૨૬— ૬ | ૨૩૮— ૩ | ” | ” |
| લઘુ હિમવંતપર્વત | ૧૫૭૮—૧૮ | ૧૦૫૨—૧૨ | ૨૫૨૩૦— ૪ | ૨૪૯૩૨–૦॥ |
| શિખરી પર્વત | ૧૫૭૮—૧૮ | ૧૦૫૨—૧૨ | ” | ” |
| હિમવંતક્ષેત્ર | ૩૬૮૪— ૪ | ૨૧૦૫— ૫ | ૩૮૭૪૦—૧૦ | ૩૮૬૭૪–૧૫ |
| હિરણ્યવંતક્ષેત્ર | ૩૬૮૪— ૪ | ૨૧૦૫— ૫ | ” | ” |
| મહાહિમ૦ પર્વત | ૭૮૯૪—૧૪ | ૪૨૧૦—૧૦ | ૫૭૨૯૩—૧૦ | ૫૩૯૩૧–૬॥ |
| રૂક્મી પર્વત | ૭૮૯૪—૧૪ | ૪૨૧૦—૧૦ | ” | ” |
| હરિવર્ષ ક્ષેત્ર | ૧૬૩૧૫—૧૫ | ૮૪૨૧— ૧ | ૮૪૦૧૬— ૪ | ૭૩૯૦૧–૧૭॥ |
| રમ્યક ક્ષેત્ર | ૧૬૩૧૫—૧૫ | ૮૪૨૧— ૧ | ” | ” |
| નિષધ પર્વત | ૩૩૧૫૭—૧૭ | ૧૬૮૪૨— ૨ | ૧૨૪૩૪૬— ૯ | ૯૪૧૫૬– ૨ |
| નીલવંત પર્વત | ૩૩૧૫૭—૧૭ | ૧૬૮૪૨— ૨ | ” | ” |
| ઉત્તર વિદેહાર્ધ | ૫૦૦૦૦ | ૧૬૮૪૨— ૨ | ૧૫૮૧૧૩—૧૬॥ | ૧૦૦૦૦૦ |
| દક્ષિણ વિદેહાર્ધ | ૫૦૦૦૦ | ૧૬૮૪૨— ૨ | ” | ” |

## इषु विगेरेनो यन्त्र ॥

| બાહા | પ્રતર ( ક્ષેત્રફળ ) | ઘનફળ |
|---|---|---|
| —— <br> —— | યો. ક. પ્ર.કળા. <br> ૧૮૩૫૪૮૫-૧૨-૬ <br> ” ” ” | ઉંચાઇ વા ઉંડાઇ——રહિત હોવાથી ઘનફળ ન હોય—— |
| ૪૮૮—૧૬॥ <br> ” ” | ૫૧૨૩૦૭-૧૨ ૧ લા ભાગે <br> ૩૦૭૩૮૪-૧૧ ૨ જા ભાગે <br> ૧૦૨૪૬૦- ૦ ૩ જા ભાગે | ૫૧૨૩૦૭૬— ૬ ભૂમિસ્થ વૈતાઢ્યે <br> ૩૦૭૩૮૪૫—૧૫ પહેલી મેખલાનું <br> ૫૧૨૩૦૭—૧૨ બીજી મેખલાનું <br> ૮૭૦૯૨૨૯—૧૪ સર્વ ઘનફળ |
| ૧૮૯૨— ૭॥ <br> ” ” | ૩૦૩૨૮૮૮-૧૨ <br> ” ” | —— <br> —— |
| ૫૩૫૦—૧૫॥ <br> ” ” | ૨૧૪૫૬૯૭૧-૮-૧૦ <br> ” ” ” | ૨૧૪૫૬૯૭૧૪૪—૧૬—૧૨ <br> ” ” ” |
| ૬૭૫૫— ૩ <br> ” ” | ૬૭૨૫૩૧૪૫-૫-૮ <br> ” ” ” | —— <br> —— |
| ૯૨૭૬— ૯॥ <br> ” ” | ૧૯૫૮૬૮૧૮૬-૧૦-૫ <br> ” ” ” | ૩૯૧૭૩૬૩૭૩૦૮—૦—૧૨ <br> ” ” ” |
| ૧૩૩૬૧— ૬॥ <br> ” ” | ૫૪૪૭૭૩૮૭૦-૭ <br> ” ” | —— <br> —— |
| ૨૦૧૬૫— ૨॥ <br> ” | ૧૪૨૫૪૬૬૫૬૬૯-૧૮ <br> ” | ૫૭૦૧૮૬૬૨૭૯૭૯ <br> ” |
| ૧૬૮૮૩—૧૩॥ <br> ” ” | ૧૬૩૫૭૩૯૩૦૨- ૧/૧૫ <br> ” ” | —— <br> —— |

ગાથાર્થઃ—જે પર્વતાદિનું પ્રતર આવે તે પ્રતરને તેજ પર્વતાદ્રિની ઉંચાઇ સાથે ગુણે તો તેનો (પર્વતાદિનો) ઘન આવે. અથવા ગણિતગણવાના આળસુઓએ પરિધિ વિગેરે ઉપરના સર્વ યંત્રમાં લખ્યું છે તેમાંથી જાણવું. ॥ ૧૯૪ ॥

વિસ્તરાર્થઃ—અહિં ઘનફળનો ઉપયોગ પર્વતો અને સમુદ્રાદિમાટે છે, કારણ કે પર્વતોની ઉંચાઇ અને સમુદ્રાદિ જળાશયોની ઉંડાઇ હોય છે, માટે ભૂમિપ્રતરને ઉંચાઇ તથા ઉંડાઇસાથે ગુણતાં તેનું ઘનફળ આવે છે, ઘનફળ એટલે જેમ પ્રતરમાં ભૂમિસ્થાને સમચોરસખંડનું માપ આવે છે. તેમ ઘનફળમાં તે આખી વસ્તુના સર્વસમચોરસખંડનું માપ આવે છે. ઉદાહરણ તરીકે ચાર યોજનલાંબી ચાર યોજનપહોળી અને ચાર યોજનઉંચી વસ્તુમાંથી સમચોરસ યોજન જેવડા [ ૪×૪= ] ૧૬ ખંડ નિકળે તે પ્રતર ગણિત અથવા ક્ષેત્રફળ કહેવાય, અને તે એક યોજન જેટલી ઉંચાઇમાંથીજ ૧૬ ખંડ થયા છે, માટે શેષ ત્રણયોજન જેટલી ઉંચાઇમાંથી તેવાજ સમચોરસખંડ ૪૮ નિકળે જેથી તે આખી વસ્તુમાંથી [૪×૪×૪=] ૬૪ ખંડ નિકળે, એ ઘનફળ કહેવાય, એજ રીતે પર્વતો સમચોરસ યોજનના માપથી ઉંચાઇસહિત કેટલા યોજનપ્રમાણના છે. તે જાણવાને માટે આ ઘનગણિત ઉપયોગી છે. ત્યાં વૈતાઢ્યપર્વતના ઉદાહરણથી અંકગણિત દર્શાવાય છે તે આ પ્રમાણે;—વૈતાઢ્યપર્વતની બે મેખલા છે, તેમાં પહેલી મેખલાની નીચે ભૂમિ-વૈતાઢ્યનું ઘન આ પ્રમાણે—

યો. ક.<br>
૫૧૨૩૦૭–૧૨ વૈતાઢ્યનું ભૂમિપ્રતર છે, તેને દશયોજનની ઉંચાઇ સાથે ગુણતાં<br>
×૧૦ ૧૯ ) ૧૨૦ ( ૬ યોજન<br>
૫૧૨૩૦૭૦–૧૨૦ ૧૧૪<br>
+૬ — ૬ કળા શેષ.<br>
૫૧૨૩૦૭૬–૬ ભૂમિવૈતાઢ્યનું ઘનફળ

યો. ક.<br>
૩૦૭૩૮૪–૧૧ પહેલી મેખલાનું પ્રતર, તેને પહેલી મેખલાની ૧૦ યોજન ઉંચાઇએ ગુણતાં<br>
×૧૦<br>
૩૦૭૩૮૪૦–૧૧૦ ૧૯ ) ૧૧૦ ( ૫ યો.<br>
+ ૫— ૯૫<br>
૩૦૭૩૮૪૫–૧૫ પહેલી મેખલાનું ઘનફળ ૧૫ ક.

યો. ક.<br>
૧૦૨૪૬૧–૧૦ બીજી મેખલાનું પ્રતર, તેને બીજી મેખલાની ૫ યો-જન ઉંચાઇએ ગુણતાં<br>
×૫<br>
૫૧૨૩૦૫–૫૦ ૧૯ ) ૫૦ ( ૨ યો.<br>
+૨ — ૩૮<br>
૫૧૨૩૦૭–૧૨ બીજી મેખલાનું ઘનફળ ૧૨ ક.

| | | |
|---|---|---|
| ૫૧૨૩૦૭૬– ૬ | ભૂમિસ્થ વૈતાઢ્યનું ઘનફળ | એ ત્રણને એકત્ર કરતાં |
| ૩૦૭૩૮૪૫–૧૫ | પહેલી મેખલાનું ,, | |
| ૫૧૨૩૦૭–૧૨ | બીજી મેખલાનું ,, | |
| ૮૭૦૯૨૨૮–૩૩ | | |
| +૧૭–૧૯ | સમગ્ર વૈતાઢ્યનું ઘનફળ પ્રાપ્ત થયું. એટલે સમગ્ર | |
| યો.૮૭૦૯૨૨૯–૧૪ ક. | વૈતાઢ્યમાંથી યોજન યોજન પ્રમાણના સમચોરસ ખંડ | |

કાઢીએ તો એટલા ખંડ નિકળે એ તાત્પર્ય.

એ પ્રમાણે વૈતાઢ્યપર્વતની ત્રણ પહોળાઇ જૂદી જૂદી હોવાથી ત્રણવાર ઘન ૩૪ વૈતાઢ્યોનો સરખી રીતે આવે છે, શેષ હિમવંતઆદિ લંબચોરસ પર્વતોના ઘન એકવાર જ થાય છે, અને રીતિ સરખી જ છે. સમઘનવૃત્તપર્વતોના ઘનકરવા હોય તો કંઇક તફાવતવાળી રીતિએ પ્રાપ્ત થઈ શકે, પરન્તુ શાસ્ત્રમાં તેવા પર્વતોના ઘન કરેલા નથી માટે અહિં પણ તેનું પ્રયોજન નથી. તથા ઉંડાઇને અંગે સમુદ્રાદિપરિમંડલ જળાશયોના ઘનની રીતિ લવણસમુદ્રના પ્રસંગે કહેવાશે, અને ચોરસ દ્રહો વાવડીઓ વિગેરેના ઘન તો લંબાઇ પહોળાઇ અને ઉંડાઇના ગુણાકારથી જ આવે, જેમ કે–પદ્મસરોવર ૫૦૦ યોજન પહોળું છે, અને ૧૦૦૦ યોજન દીર્ઘ છે તો [૫૦૦×૧૦૦૦=] ૫૦૦૦૦૦ યોજન થયા તેને ૧૦ યોજન ઉંડાઈએ ગુણતાં [૫૦૦૦૦૦×૧૦=] ૫૦૦૦૦૦૦ પચાસલાખ યોજન ઘનફળ આવ્યું. એ રીતે શેષ દ્રહાદિકોનું પણ ઘનફળ પ્રાપ્ત થાય છે. તથા ગણિતગણવાથી પરિશ્રમપામતા જિજ્ઞાસુઓને માટે આ પૃષ્ઠ ૩૦૬–૩૦૭માં લખેલા યંત્રથી શેષ ક્ષેત્રપર્વતાદિના ઇષુ વિગેરેના તૈયાર અંક જોવા. ॥૧૯૪॥

# लवण समुद्रनुं वर्णन.

अवतरणः—પૂર્વે જંબૂદ્વીપનું સ્વરૂપ કહીને હવે તે જંબૂદ્વીપની ચારે બાજુ ફરતા પહેલા લવણસમુદ્રનું સ્વરૂપ કહેવાય છે—

**गोतित्थं लवणोभय–जोअण पणनवइसहस जा तत्थ ।**
**समभूतलाओ सगसय–जलवुड्ढी सहसमोगाहो ॥१॥ १९५॥**

### શબ્દાર્થ:—

गोतित्थं=ગોતીર્થ, ભૂમિનો ઉતાર
लवणोभय=લવણસમુદ્રની બે બાજુ
पणनवइसहस=પંચાણુ હજાર
जा=યાવત્, સુધી
तत्थ=ત્યાં
समभूतलाओ=સમભૂતલથી
सगसय=સાતસો યોજન
जलवुड्ढी=જળવૃદ્ધિ, પાણીનો ચઢાવ
सहसं=એક હજાર યોજન
ओगाहो=અવગાહ, ઉંડાઇ

### સંસ્કૃત અનુવાદ.

**गोतीर्थं लवणोभयतो योजनानि पंचनवतिसहस्राणि यावत् तत्र ।**
**समभूतलात् सप्तशतजलवृद्धिः सहस्रावगाहः ॥ १ ॥ १९५ ॥**

गाथार्थः—લવણસમુદ્રમાં બે બાજુએ ૯૫૦૦૦ યોજનસુધી ગોતીર્થ છે, અને ત્યારબાદ ત્યાં મધ્યભાગે સમભૂતલથી સાતસો યોજન ઉંચી જળવૃદ્ધિ છે, અને એકહજાર ૧૦૦૦ યોજન જેટલી ઉંડાઇ છે. ॥ ૧ ॥ ૧૯૫ ॥.

विस्तरार्थः—જંબૂદ્વીપને ફરતો લવણસમુદ્રને ફરતો ધાતકીખંડ છે, જેથી લવણસમુદ્રનું બન્ને કિનારાનું જળ બે દ્વીપના બે કિનારાને અડીને–સ્પર્શીને રહ્યું છે. તેમાં જંબૂદ્વીપને સ્પર્શેલ અભ્યન્તરકિનારો અને ધાતકીદ્વીપને સ્પર્શેલ બાહ્યકિનારો ગણાય, ત્યાં જંબૂદ્વીપની જગતીને સ્પર્શેલા અભ્યન્તર

કિનારાથી ૯૫૦૦૦ યોજન સમુદ્રમાં દૂર જઇએ ત્યાં સુધી સમુદ્રની ભૂમિ અનુક્રમે નીચી નીચી ઉતરતી ગઇ છે, જેથી ૯૫૦૦૦ યોજનને અન્તે ૧૦૦૦ યોજન જેટલી ભૂમિ ઉંડી થવાથી ત્યાં જળની ઉંડાઇ ૧૦૦૦ યોજન છે, તેવીજ રીતે ધાતકીખંડને અડેલા કિનારાથી સમુદ્રમાં ૯૫૦૦૦ યોજન ( જંબૂદ્વીપતરફ ) આવીએ ત્યાં સુધી ક્રમશઃ ભૂમિઉતાર થતાં ત્યાં પણ ૯૫૦૦૦ ને અન્તે જળની ઉંડાઇ ૧૦૦૦ યોજન થયેલી છે, એવા પ્રકારના ભૂમિઉતારને શાસ્ત્રમાં गोतीर्थ કહે છે. અર્થાત્ गो એટલે ગાય પાણી પીતી વખતે જેમ મુખતરફ નમેલા અને પૂછડાતરફ ઉંચા અંગવાળી હોય છે, તેવા પ્રકારનું જે तीर्थ એટલે જળમાંનો ભૂમિઉતાર અથવા જળનો ઉતાર તે गोतीर्थ કહેવાય. જેથી જંબૂદ્વીપને અડતું જળ અંગુલના અસંખ્યાતમાભાગનું ઉંડું ગણવું, અને ત્યારબાદ અનુક્રમે જળની ઉંડાઇ વધતાં વધતાં ૯૫૦૦૦ યોજનને અન્તે ૧૦૦૦ યોજન ઉંડુ છે. એજ રીતે ધાતકી તરફના ૯૫૦૦૦ યોજનમાં પણ જાણવું.

તથા લવણસમુદ્ર ૨૦૦૦૦૦ બે લાખ યોજન વિસ્તારવાળો હોવાથી બે બાજુના ૯૫૦૦૦–૯૫૦૦૦ યોજન ગોતીર્થના બાદ કરતાં અતિમધ્યભાગે શેષ રહેલા ૧૦૦૦૦ દશ હજાર યોજન જેટલા વિસ્તારમાં ૧૦૦૦ યોજન ઉંડાઇ એક સરખી રીતે છે.

તથા બન્ને બાજુએ જેમ ૯૫૦૦૦ યોજનસુધી ભૂમિઉતાર છે તેમ ૯૫૦૦૦ યોજનસુધી જળ પણ અનુક્રમે સમભૂમિની સપાટીથી ચઢતું ચઢતું ઉંચું થતું ગયું છે, જેથી બન્ને બાજૂ ૯૫૦૦૦ને અન્તે સમભૂમિની સપાટીથી ૭૦૦ યોજન જેટલું ઉંચું જળ છે. જેથી તે સ્થાને નીચે ૧૦૦૦ યોજન ઉંડાઇ અને ૭૦૦ યોજન ઉંચાઇ હોવાથી ત્યાંની ભૂમિથી ૧૭૦૦ યોજન જેટલું [1]ઉંચુ જળ છે. ॥ ૧ ॥ ૧૯૫ ॥

अवतरण:—પૂર્વગાથામાં લવણસમુદ્રના જળની ક્રમશઃ વૃદ્ધિ થતાં ૯૫૦૦૦ ને અન્તે ૭૦૦ યોજન જળવૃદ્ધિ કહી, તો ૯૫૦૦૦ માંના કોઇપણ ઇચ્છિતસ્થાને જળવૃદ્ધિ જાણવી હોય તો શી રીતે જાણવી ? તેનો ઉપાય આ ગાથામાં [ ગણિતરીતિ ] દર્શાવાય છે—

---

**प्रश्न:**—જળનો કુદરતી સ્વભાવ હંમેશાં સપાટીમાં રહેવાનો છે, છતાં આ જળને ક્રમશઃ ચઢાવપૂર્વક ૭૦૦ યોજન ઉંચું કહો છો તે કેમ બને ? **उत्तर:**—આ લવણસમુદ્રનું જળ તથાપ્રકારના ક્ષેત્રસ્વભાવેજ ક્રમશઃ ચઢતું છે, એટલુંજ નહિં પરન્તુ આગળકહેવાતી ત્રીજી ગાથાને અનુસારે કોટ સરખા ઉભા આકારનું અથવા ઉભી ભીત્તિ સરખું પણ છે, તે વળી એથી પણ અધિક આશ્ચર્યકારક છે.

**तेरासिएण मिज्झिल्लरासिणा संगुणिज्ज अंतिमगं ।**
**तं पढमरासिभइअं उव्वेहं मुणसु लवणजले ॥ २ ॥ १९६ ॥**

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| तेरासिएण–ત્રિરાશિવડે, થી | तं–તે ગુણાકારને |
| मज्झिल्लरासिणा–મધ્યરાશિવડે | पढमरासि–પહેલા રાશિવડે |
| संगुणिज्ज–ગુણવો | भइअं–ભાગતાં જે આવે તે |
| अंतिमगं–છેલ્લા રાશિને | उव्वेहं मुणसु–ઉંડાઇ જાણો |

## સંસ્કૃત અનુવાદ.

**त्रिराशिकेन मध्यराशिना संगुणयेदन्तिमकं ।**
**तं प्रथमराशिभक्तं उद्वेधं मुणध्वं लवणजले ॥ २ ॥ १९६ ॥**

गाथार्थः—ત્રિરાશિના ગણિતથી મધ્યરાશિવડે છેલ્લારાશિને ( અંકને ) ગુણવો, અને તે ગુણાકારને પહેલા અંકવડે ભાગવો, જે આવે તેટલી લવણ સમુદ્રમાં તે સ્થાને ઉંડાઇ જાણવી ॥ ૨ ॥ ૨૯૬ ॥.

विस्तरार्थः—લવણસમુદ્રમાં કોઇપણ સ્થાને જળવૃદ્ધિજાણવાનો ઉપાય ત્રિરાશિના ગણિતથી છે, અહિં ત્રિરાશિ [ ત્રણ અંકવાળા ] ગણિતમાં સર્વયોજન પહેલો અંક, જળવૃદ્ધિનો બીજો અંક, અને અતિક્રમેલા ઇષ્ટયોજન એ ત્રીજો ( છેલ્લો ) અંક છે, તે આ પ્રમાણે—ધારો કે ૧ યોજન દૂર ગયા તો ત્યાં જળવૃદ્ધિ કેટલી, તે જાણવાને ત્રિરાશિ સ્થાપના આ પ્રમાણે—

યોજન જતાં જળવૃદ્ધિ તો યોજને કેટલી ?
૯૫૦૦૦ — ૭૦૦ — ૧

આવા ગણિતમાં બીજા ત્રીજા અંકના ગુણાકારને પહેલા અંકવડે ભાગવો એજ રીતિ હોય છે, જેથી ૭૦૦×૧=૭૦૦ ભાગ્યા ૯૫૦૦૦ જેથી $\frac{૭૦૦}{૯૫૦૦૦}$ એ પ્રમાણે બન્ને અંકની બે બે શૂન્ય ઉડાડતાં $\frac{૭}{૯૫૦}$ એટલે એક યોજનના ૯૫૦ ભાગ કરવાથી જે એક ભાગ આવે તેવા સાત ભાગ જળ-વૃદ્ધિ ૧ યોજન દૂર જતાં હોય.

યોજનગયે યો० *જળવૃદ્ધિ તો યોજનગયે કેટલી જળવૃદ્ધિ ?
બીજું ઉદાહરણ—૯૫૦૦૦ — ૭૦૦ — ૪૨૦૦૦

*વર્તમાનપદ્ધતિની ત્રિરાશિમાં ૭૦૦ યોજન છેલ્લા અને ૪૨૦૦૦ મધ્યમાં સ્થપાય છે. પરન્તુ ગણિતમાં તફાવત ન હોવાથી એમાં પણ વિસંવાદ નથી.

## ॥ लवणसमुद्रमां गोतीर्थ अने जळवृद्धि ॥ ( चित्र नं. १. )

[ गा० १९५–१९६, पृ० ३११–३१२ ]

બે ગોતીર્થ અને સમતલ મળી લવણ સમુદ્રના ૨૦૦૦૦૦ યોજન પૂર્ણ.
બે જળવૃદ્ધિ અને શિખાવિષ્કંભ મળીને પણ ૨૦૦૦૦૦ યોજન પૂર્ણ.



જંબૂદ્વીપથી ૯૫૦૦૦ યોજન સુધી સમુદ્રમાં ભૂમિ અનુક્રમે ઉતરતી હોવાથી જળની અધિકતા અનુક્રમે દેખાય તેવો દેખાવ. તેવીજ રીતે ધાતકીખંડથી પણ ૯૫૦૦૦ યોજન સુધી તેવો અનુક્રમે અધિક જળનો દેખાવ અને વચ્ચે ૧૦૦૦૦ યોજન એક સરખી ૧૦૦૦ યોજનની ઉંડાઇ હોવાથી સમાન જળ અને સમાન સમુદ્રતલનો દેખાવ. ॥ इति गोतीर्थ ॥

બન્ને બાજુથી ૭૦૦–૭૦૦ યોજન જળવૃદ્ધિનો દેખાવ પણ એ રીતે જ. અને વચ્ચે ૧૦૦૦૦ યોજનમાં જળશિખા છે, તે ચિત્ર આગળ દર્શાવાશે.

**क ख च** તથા **घ ग छ** એ જળ વૃદ્ધિ ૭૦૦-૭૦૦ યોજન ( પર્યન્ત ) ઉંચી છે.

**क च ज** તથા **घ छ झ** એ બે ગોતીર્થ છે. ૧૦૦૦-૧૦૦૦ યોજન ( પર્યન્ત ) ઉંડાં છે.

સમતલથી શિખાજલ સુધીનું જળ ૧૭૦૦૦ યોજન ઉંચું છે, તે ૧૦૦૦૦ યોજનમાં તેની ઉંચાઇ છે.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર.

$$\frac{૪૨૦૦૦ \times ૭૦૦}{૯૫૦૦૦} = \frac{૨૯૪૦૦}{૯૫}$$

```
૯૫) ૨૯૪૦૦ (૩૦૯ યોજન
    ૨૮૫
    ----
    ૦૯૦૦
૯    ૮૫૫
૪૫/૯૫ = ૯/૧૯   ૦૪૫ શેષ ભાગ
૧૯
```

અહિં અપૂર્ણાંકની રીતિ પ્રમાણે અંક-સ્થાપના કરી ત્રણ ત્રણ શૂન્ય ઉડાવતાં ઉપર ૪૨ અને ૭૦૦ રહ્યા તેનો ગુણાકાર ૨૯૪૦૦ આવ્યો, તેને ૯૫ વડે ભાગતાં ૩૦૯ યોજન આવ્યા, અને ૪૫ શેષ વધ્યા તેને ૯૫ ભાજક સાથે પાંચવડે ઉડાવતાં $\frac{૯}{૧૯}$ આવ્યા, જેથી જવાબ એ આવ્યો કે જંબૂદ્વીપના કિનારાથી ૪૨૦૦૦ યોજન દૂર સમુદ્રમાં જઇએ ત્યાં અથવા ધાતકીખંડના કિનારાથી ૪૨૦૦૦ યોજન દૂર સમુદ્રમાં જંબૂદ્વીપતરફ આવતાં બન્ને સ્થાને ૩૦૯ $\frac{૯}{૧૯}$ યોજન જેટલી જળવૃદ્ધિ હોય. એ પ્રમાણે ત્રિરાશિની રીતે કોઇપણ સ્થાને જળવૃદ્ધિ જાણી શકાય છે. ॥ ૨ ॥ ૧૯૬ ॥

अवतरणः—હવે લવણસમુદ્રના અતિમધ્યભાગે જળની શિખા [ કોટ સરખું ઉભું અને સર્વબાજુએ ફરતું વલયાકાર જળ ] છે તે આ ગાથામાં કહેવાય છે—

**हिट्ठुवरिसहसदसगं, पिहुला मूलाउ सतरसहसुच्चा ।**
**लवणि सिहा सा तदुवरि, गाउदुगं वड्ढइ दुवेलं ॥ ३ ॥ १९७ ॥**

## શબ્દાર્થ:—

हिट्ठुवरि—હેઠે અને ઉપર
सहसदसगं—દશહજાર યોજન
पिहुला—પહોળી, વિસ્તારવાળી
मूलाउ—મૂળમાંથી, સમુદ્રભૂમિથી
सतरसहस—સત્તરહજાર યોજન
उच्चा—ઉંચી
लवणि—લવણસમુદ્રમાં, લ૦ સ૦ ની
सिहा—શિખા
सा—તે શિખા
तदुवरि—તે ૧૭૦૦૦ યો૦ થી ઉપર
गाउदुगं—બે ગાઉ ઉંચી
वड्ढइ—વધે છે
दुवेलं—બે વાર [ એક અહોરાત્રમાં ]

## સંસ્કૃત અનુવાદ.

**अध उपरि सहस्रदशकं पृथुला मूलात् सप्तदशसहस्रोच्चा ।**
**लवणे शिखा सा तदुपरि गव्यूतद्विकं वर्धते द्विवेलं ॥ ३ ॥ १९७ ॥**

ગાથાર્થઃ—નીચે અને ઉપર દશહજાર યોજન પહોળી, અને મૂળમાંથી સત્તર-હજાર યોજન ઉંચી એવી જળશિખા લવણસમુદ્રમાં છે, તે શિખા પુનઃ ૧૭૦૦૦ યોજનના ઉપરભાગે [ એક અહોરાત્રમાં ] બે વાર બે ગાઉ ઉંચી વધે છે. [ ઉછળે છે. ] ॥ ૩ ॥ ૧૯૭ ॥

## ॥ લવણસમુદ્રની ૧૬૦૦૦ યોજન ઉંચી શિખા ॥

વિસ્તરાર્થ:—૧૯૫ મી ગાથામાં કહ્યા પ્રમાણે બે બાજુના ગોતીર્થની વચ્ચે જે ૧૦૦૦૦ યોજન સુધી એક સરખું ૧૦૦૦ યોજન ઉંડું જળ છે, તે જળની ઉપલી સપાટીથી ૧૬૦૦૦ યોજન ઉંચું ચારે તરફ વલયાકારે ભીત્તિ સરખું જળ છે, તે शिखा ( લવણસમુદ્રરૂપ પુરૂષની ઉભી ચોટલી સરખું ) કહેવાય છે. એ શિખાજળ તે જંબૂદ્વીપની આસપાસ સર્વબાજુએ ૯૫૦૦૦ યોજન દૂર રહેલો અને ૧૬૦૦૦ યોજન ઉંચો જળનો કોટ–ગઢ–કિલ્લો બાંધેલો હોય તેવું છે. વળી નીચેની ઉંડાઇ ૧૦૦૦ યોજન ગણીએ તો એ શિખા ( જળનો કોટ ) સમુદ્રના તળીયાથી ૧૭૦૦૦ યોજન ઉંચી ગણાય, અને મૂળમાં ( ભૂમિતળે ) ૧૦૦૦૦ યોજન પહોળી છે, તેવીજ સોળ હજાર ઉંચાઈની ઉપર પણ તેટલીજ ૧૦ હજાર યોજન પહોળી છે.

તથા ૧૬૦૦૦ ની ઉંચાઇ ઉપર એટલે શિખાની ઉપરનું જળ દરરોજ બે વખત બે ગાઉ ઉંચું ચઢે છે, અને પુનઃ નીચું ઉતરી જાય છે. જેથી એ ચઢેલી જળવેલવખતે સમુદ્રના ભૂમિતળથી જળની ઉંચાઇ ૧૭૦૦૦ યોજન ઉપરાન્ત ૨ ગાઉ અધિક હોય છે. એ ઊર્ધ્વ *જળવેલ પણ ૧૦૦૦૦ યોજન જેટલા વિસ્તા-રમાં ચઢે છે, પુનઃ એ શિખાજળ જેમ ઉંચું ચઢવાના સ્વભાવવાળું છે તેમ ભીત્તિભાગમાંથી બન્ને બાજુ બે દ્વીપતરફ પણ વધવાના–ફેલાવાના સ્વભાવવાળું છે, પરન્તુ નાગકુમારનિકાયના દેવો ત્રણે બાજુ વધતીવેલને અટકાવવામાં સદા-કાળ નિયુક્ત જોડાયલા છે, [1]તેથી ત્રણ બાજુની વેલ વધુ ફેલાતી નથી તે વાત આગળ ગાથામાંજ કહેવાશે. ॥ ૩ ॥ ૧૯૭ ॥

* શિખાનું જળ બે ગાઉ જેટલું ઉંચુ ઉછળવાનું કારણ ભૂમિતળમાં રહેલા મોટા નાના પાતાળકળશોના વાયુ છે, તે સંબંધ આગળ ૮–૯ મી ગાથામાં કહેવાશે. તથા એ વેલને ક્ષે૦ લોકપ્રકાશમાં સંપૂર્ણ બે ગાઉ નહિં પરન્તુ કંઇક ન્યૂન બે ગાઉ ઉંચી કહી છે.

૧ તથા શિખાનું જળ ત્રણે બાજુ અધિક નહિં ફેલાવાનું કારણ બન્ને દ્વીપમાં રહેલા શ્રીસંઘ અરિહંતભગવંત અને ચક્રવર્તિ આદિ મહાપુણ્યશાળી જીવોનો પુણ્યપ્રભાવ છે, અથવા જગતસ્વભાવે પણ શિખાજળ અધિક વધતું નથી, એમ બે કારણો શાસ્ત્રમાં અધિક કહ્યાં છે, ઉપરાન્ત વાયુવિપર્યાસનું પણ ત્રીજું કારણ કહ્યું છે, જેથી સર્વમળી ચાર કારણોથી શિખા-જળ અધિક ફેલાતું નથી.

## ॥ लवण समुद्रमां शिखानो देखाव ॥

સમભૂમિના સમજળથી ૧૬૦૦૦ યોજન ઉંચી અને સમુદ્રતલથી ૧૭૦૦૦ યોજન ઉંચી આ જળની શિખા લવણસમુદ્રમાં મધ્યભાગે ચાર બાજુ ફરતા વલય આકારે જળના કોટ સરખી દેખાય છે. એનો વિસ્તાર ૧૦૦૦૦ યોજનમાં છે. એટલે ૧૦ હજાર યોજન પહોળી છે. [ ગા૦ ૧૧૭, પૃ૦ ૨૧૪ ]

## ॥ पाताल कलश ॥

લવણસમુદ્રના અતિમધ્યભાગે ચાર દિશાએ ચાર મોટા પાતાળકળશ છે, તે દરેક રત્નપ્રભાપૃથ્વીમાં ૧૦૦૦૦૦ યોજન ઊંડો છે, ૧૦૦૦૦૦ યોજનનું પેટ છે. ૧૦૦૦૦ યોજન પહોળું મુખ છે, અને તેટલું જ પહોળું બુધ્ન ( બુંધુ ) છે, ૧૦૦૦ યોજન જાડી ઠીકરી છે, તેના ઉંચાઈના $\frac{1}{3}$ ભાગમાં ( ૩૩૩૩૩$\frac{1}{3}$ યો૦ માં ) નીચે કેવળ વાયુ, ઉપરના બીજા $\frac{1}{3}$ ભાગમાં જળ અને વાયુ, તથા ઉપરના $\frac{1}{3}$ ભાગમાં કેવળ જળ છે. [ ગા૦ ૧૧૧, પૃ૦ ૨૧૫ ]

$\frac{1}{3}$ ભાગમાં રહેલા મહાવાયુઓ ક્ષોભ પામવાથી સમુદ્રનું જળ ઉછળે છે તેથી ભરતી ઓટ થાય છે. દિવસમાં બેવાર સામાન્યથી અને અમાવાસ્યાદિ તિથિઓમાં અત્યંત વાયુ ક્ષોભ થાય છે.

अवतरणः—હવે લવણસમુદ્રમાં જે ચાર મોટા પાતાલકળશ રહેલા છે તે દર્શાવાય છે—

**बहुमज्झे चउदिसि चउ, पायाला वयरकलससंठाणा ।**
**जोअणसहस्स जड्डा, तद्दसगुणहिट्ठुवरि रूंदा ॥ ४ ॥ १९८ ॥**
**लक्खं च मज्झि पिहुला, जोअणलक्खं च भूमिमोगाढा ।**
**पुव्वाइसु वडवामुह-केजुवजूवेसरभिहाणा ॥ ५ ॥ १९९ ॥**

### શબ્દાર્થઃ—

बहुमज्झे-બહુમધ્યભાગે
पायाला-પાતાળકળશો
वयरकलस-વજ્રના ઘટસરખા
संठाणा-આકારવાળા

जोअणसहस-હજાર યોજન
जड्डा-જાડા
तद्दसगूण-તેથી (જાડાઇથી) દશગુણુ
हिट्ठुवरिरुंदा-હેઠેઉપર વિસ્તારવાળા

लक्खं-એક લાખ યોજન
मज्झि पिहुला-મધ્યભાગે પહોળા
भूमिं ओगाढा-ભૂમિમાં અવગાહેલા
पुव्वाइसु-પૂર્વાદિ ચાર દિશાઓમાં

वडवामुह-વડવામુખ
केजुव-કેયૂપ
जूव इसर-યૂપ અને ઈશ્વિર
अभिहाणा-નામવાળા

### સંસ્કૃત અનુવાદ.

**बहुमध्ये चतुर्दिक्षु चत्वारः पाताला वज्रकलशसंस्थानाः**
**योजनसहस्रजड्डाः तद्दशगुणा अधउपरि रुन्दाः ॥ ४ ॥ १९८ ॥**
**लक्षं च मध्ये पृथुला योजनलक्षं च भूमाववगाढाः ।**
**पूर्वादिषु वडवामुख-केयूपयूपेश्वराभिधानाः ॥ ५ ॥ १९९ ॥**

गाथार्थः—સમુદ્રના અતિમધ્યભાગમાં ( ભૂમિતળમાં ) વજ્રના ઘડા સરખા આકારવાળા ચારે દિશાએ ચાર મોટા પાતાલકળશ છે, તે હજાર યોજન જાડા અને હેઠે ઉપર જાડાઇથી દશગુણા વિસ્તારવાળા-પહોળા ॥ ૪ ॥ ૧૯૮ ॥ મધ્ય-ભાગમાં લાખ યોજન પહોળા અને લાખ યોજન ભૂમિમાં દટાયલા છે, તે પૂર્વાદિ ચારદિશાએ વડવામુખ-કેયૂપ-યૂપ-અને ઈશ્વર એ ચાર નામવાળા છે ॥ ૫ ॥ ૧૯૯ ॥

विस्तरार्थः—હવે લવણસમુદ્રના ચાર મોટા પાતાલકળશનું સ્વરૂપ કહેવાય છે-

## ॥ લવણસમુદ્રમાં ૪ મોટા પાતાલકળશ ॥

સમુદ્રના જે અતિમધ્યભાગમાં દશહજાર યોજન જેટલા વિસ્તારમાં જળ-શિખા કહી છે, તેજ શિખાની નીચે ભૂમિતળમાં મોટા ઘડાના આકાર સરખા ચાર દિશાએ ચાર મોટા કળશ છે, તે વજ્રરત્નમય છે, તથા એ કળશોની ઠીકરી ૧૦૦૦ યોજન જાડી છે, અને ઠીકરીથી દશ ગુણા એટલે ૧૦૦૦૦ દશહજાર યોજન નીચે બુધ્નભાગે ( બુંધે ) પહોળા છે, તેમજ એટલાજ ઉપર પહોળા છે, એટલે એ કળશોનું મુખ ૧૦૦૦૦ યોજન પહોળું છે. તથા મધ્યભાગમાં એટલે કળશોનું પેટ એક લાખ યોજન પહોળું છે, અને ભૂમિમાં ૧૦૦૦૦૦ એકલાખ યોજન ઉંડા દટાયલા છે, જેથી આ રત્નપ્રભાપૃથ્વીની સમભૂમિથી-સપાટીથી ૧ લાખ ઉપરાન્ત એક હજાર યોજન નીચે કળશનું તળીયું છે, જેથી દરેક મહાકળશ ૭ નરકપ્રતરોને ઉલ્લંઘીને છઠ્ઠા ભવનપતિનિકાયસુધી ઉંડો ઉતરેલો છે, તથા દરેક કળશનું મુખ સમુદ્રના ભૂમિતળની સપાટીમાં આવેલું છે, પણ ભૂમિથી ઉંચુ નથી. એવા પ્રકારના એ ચાર મહાકળશોનાં ચાર નામ તે આ પ્રમાણે—પૂર્વદિશામાં वडवामुख, દક્ષિણદિશામાં केयूप પશ્ચિમદિશામાં यूप અને ઉત્તરદિશામાં ईश्वर નામનો મહાકળશ છે. ॥ ૪-૫ ॥ ૧૯૮ ॥ ૧૯૯ ॥

अवतरण:—પૂર્વગાથામાં જે ચાર મોટા પાતાલકળશો કહ્યા તે ઉપરાન્ત સમુદ્રમાં બીજા અનેક નાના પાતાલકળશો પણ છે તે આ ગાથામાં કહેવાય છે—

**अन्ने लहुपायाला, सगसहस्सा अडसया सचुलसीआ ।**
**पुव्वुत्तसयंसपमाण तत्थ तत्थ प्पएसेसु ॥ ६ ॥ २०० ॥**

### શબ્દાર્થ:—

अन्ने—બીજા
लहुपायाला—લઘુ પાતાળકળશો
सगसहस्सा—સાતહજાર
अडसया—આઠસો
स चुलसीआ—ચોર્યાસીસહિત
पुव्वुत्त—પૂર્વોક્ત, પ્રથમકહેલા
सयंसपमाण—સોમા અંશજેટલા
तत्थ तत्थ—તે તે
प्पएसेसु—સ્થાનોમાં

### સંસ્કૃત અનુવાદ.

**अन्ये लघुपातालाः सप्तसहस्राण्यष्टशतानि सचतुरशीतिः ।**
**पूर्वोक्तशतांशप्रमाणास्तत्र तत्र प्रदेशेषु ॥ ६ ॥ २०० ॥**

## ॥ ४ महा पातालकलश *७८८४ लघु पातालकलश लवण समुद्रमां ॥

[ गा० २००, पृ० ३१७ ]

| દરેક દિશામાં | પહેલી | પંક્તિમાં | ૨૧૫ |
|---|---|---|---|
| | બીજી | ,, | ૨૧૬ |
| | ત્રીજી | ,, | ૨૧૭ |
| | ચોથી | ,, | ૨૧૮ |
| | પાંચમી | ,, | ૨૧૯ |
| | છઠ્ઠી | ,, | ૨૨૦ |
| | સાતમી | ,, | ૨૨૧ |
| | આઠમી | ,, | ૨૨૨ |
| | નવમી | ,, | ૨૨૩ |
| | | | ૧૯૭૧ |
| | | | ×૪ દિશા |
| | | | ૭૮૮૪ |

લઘુ પાતાળ કળશ ભૂમિમાં ૧૦૦૦ યોજન ઉંડા ૧૦૦૦ યોજન પેટવાળા, ૧૦૦ યોજન મુખે અને બુંધે પહોળા તથા ૧૦ યો૦ જાડી ઠીકરીવાળા છે.

* લઘુ પાતાલ કલશાઓની સંખ્યા જોકે ૭૮૮૪ છે. તોપણ સ્થાપના ચિત્રમાં તેટલાનો સમાવેશ ન થાય તે માટે ફક્ત અમુક સંખ્યા આપેલ છે.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર.

ગાથાર્થ:—લવણસમુદ્રમાં તે તે સ્થાને બીજા સાત હજાર આઠસો ચોર્યાસી ૭૮૮૪ નાના પાતાલકળશો છે, તે પૂર્વે કહેલા ચાર મહાકળશોથી સોમા ભાગે પ્રમાણવાળા છે ॥ ૬ ॥ ૨૦૦ ॥

વિસ્તરાર્થ:—લવણસમુદ્રની જ્યાં શિખા આવેલી છે, ત્યાં શિખાના અભ્યન્તરભાગનો જંબૂદ્વીપ તરફનો પરિધિ [ સમુદ્રનો ઘેરાવો ] ૨૯૦૦૦૦ બે લાખ નેવુ હજાર યોજનના વ્યાસ પ્રમાણે ૯૧૭૦૬૦ નવલાખ સત્તરહજાર સાઠ યો૦ છે, તે ઘેરાવામાં આવેલા ચાર મહાકળશોના ચાર મુખનો એકત્ર વિસ્તાર ૪૦૦૦૦ *ચાલીસહજાર યોજન બાદ કરીએ તો ૮૭૭૦૬૦ આઠ લાખ સિત્તોતરહજાર સાઠ યોજન આવે, તેને ચાર મહાકળશોનો ચાર આંતરાવડે ભાગતાં ૨૧૯૨૬૫ યોજનનું એકેક આંતરૂ આવે, વળી દરેક આંતરૂ ૧૦૦૦૦ યોજન વિસ્તારવાળું છે, ત્યાં અભ્યન્તરના એ લઘુપરિધિમાં ચાર આંતરામાં દરેકમાં ૨૧૫-૨૧૫ લઘુ પાતાલકળશોની ચાર શ્રેણી પરિધિ પ્રમાણે ગોળ આકારમાં આવેલી છે. ત્યારબાદ

**૭૮૮૪ લઘુ પાતાળ કળશો**

બીજી પંક્તિમાં ૨૧૬-૨૧૬ પાતાળકળશો, ત્રીજી પંક્તિમાં ૨૧૭-૨૧૭, ચોથી પંક્તિમાં ૨૧૮-૨૧૮, પાંચમી પંક્તિમાં ૨૧૯-૨૧૯, છઠ્ઠી પંક્તિમાં ૨૨૦-૨૨૦, સાતમી પંક્તિમાં ૨૨૧-૨૨૧, આઠમી પંક્તિમાં ૨૨૨-૨૨૨, અને નવમી પંક્તિમાં ૨૨૩-૨૨૩ પાતાલકળશો છે, જેથી એક આંતરામાંની ૯ પંક્તિઓમાં સર્વમળીને ૧૯૭૧ પાતાલકળશ છે, અને ચારે આંતરાના સર્વ કળશો ગણતાં [ ૧૯૭૧×૪= ] ૭૮૮૪ લઘુ પાતાલકળશો થાય છે. અહિં છેલ્લી નવમી પંક્તિ ધાતકીખંડતરફ શિખાની બાહ્યપરિધિમાં આવેલી છે, અને પહેલી પંક્તિથી

---

* અભ્યન્તરપરિધિસ્થાને મહાપાતાળકળશનું મુખ જો કે ૧૦૦૦૦ યોજન વિસ્તારવાળું નથી, પરન્તુ સમુદ્રના મધ્યભાગમાંજ છે. તોપણ મધ્યભાગે રહેલા મુખવિસ્તારની સીધી લીટીએ-સમશ્રેણીએ અભ્યન્તરપરિધિમાં પણ ૧૦૦૦૦ મુખવિસ્તાર ગણવો અનુચિત નથી. પુનઃ અહિં બીજી એ પણ આશંકા થવા યોગ્ય છે કે-સમુદ્રનો મધ્યપરિધિ ગણવો ઉચિત છે, તેને બદલે અભ્યન્તરપરિધિ ગણીને દશહજાર યોજન મુખ કેમ ગણ્યું ? મુખનો મધ્યવિસ્તાર મધ્યસમુદ્રમાં હોવાથી મધ્યપરિધિ ગણવો જોઇએ, એ શંકાના સમાધાનમાં એટલુંજ કહી શકાય કે લઘુકળશોની પહેલી પંક્તિ જે સ્થાને ગોઠવી છે તેજ સ્થાનનો પરિધિ ગણવો યોગ્ય હોવાથી મધ્યપરિધિ ન ગણતાં અભ્યન્તર પરિધિ જ ગણ્યો, અને મુખનો મધ્યવિસ્તાર ત્યાં ન હોવા છતાં સીધી લીટી પ્રમાણે મધ્યવિસ્તાર બાદ કર્યો તેમાં કોઈ વિસંવાદ નથી, એ પણ ગણિતરીતિ જ છે. વળી ૨૧૫ની પહેલી પંક્તિ પરસ્પર આંતરા પૂર્વક રહી શકે છે એમ પણ અભ્યન્તરપરિધિના પ્રમાણ ઉપરથી સ્પષ્ટ થાય છે.

ધાતકીખંડતરફ જતાં મોટા મોટા પરિધિ હોવાથી દરેક આંતરામાં એકેક પાતાળકળશ અધિક અધિક આવેલો છે. તથા એ લઘુ પાતાળકળશો પણ પરસ્પર યથાસંભવ કંઇક આંતરે આંતરે રહેલા છે, પણ એકબીજાને અડીને રહ્યા નથી.

**લઘુપાતાળ કળશોનું પ્રમાણ** એ દરેક લઘુપાતાળકળશ મોટા કળશથી ૧૦૦ મા ભાગના છે, જેથી ૧૦ યોજન જાડી ઠીકરી છે, ૧૦૦ યોજન મુખે પહોળા છે, ૧૦૦ યોજન બુંધે ( તળીયે ) પહોળા છે, ૧૦૦૦ યોજન પેટવાળા છે, અને ૧૦૦૦ યોજન ઉંડા ભૂમિમાં દટાયલા છે. એ પ્રમાણે એ ૭૮૮૪ લઘુ કળશો तत्थ तत्थ पएसेसु [ તે તે સ્થાનમાં ] એટલે ચાર મોટા કળશોના ચાર આંતરામાં રહેલા છે, આ દરેક કળશના પણ અધિપતિ દેવો છે તે સાતમી ગાથામાં કહેવાશે. વળી એ લઘુ કળશો પણ સચિત્ત વજ્રરત્નમય પૃથ્વીના છે. ॥ ૬ ॥ ૨૦૦ ॥

अवतरणः—હવે આ ગાથામાં એ સર્વકળશોના અધિપતિ દેવો કહેવાય છે–

**कालो अ महाकालो, वेलंबपभंजणे अ चउसु सुरा ।**
**पलिओवमाउणो तह, सेसेसु सुरा तयद्धाऊ ॥ ७ ॥२०१॥**

**શબ્દાર્થઃ—**

कालो–કાળ નામનો દેવ
महाकालो–મહાકાલ
वेलंब–વેલંબ
पभंजणे–પ્રભંજન
चउसु—ચારે મહાકળશોના
सुरा–દેવ
पलिओवमाउणो–પલ્યોપમના આયુષ્યવાળા
तह–તથા
सेसेसु–શેષ લઘુકળશોના
तय अद्ध आऊ–તેથી અર્ધ આયુષ્યવાળા

**સંસ્કૃત અનુવાદ.**

**कालश्च महाकालो वेलंबः प्रभंजनश्च चतुर्षु सुराः ॥**
**पल्योपमायुषस्तथा शेषेसु सुरास्तदर्धायुषः ॥ ७ ॥ २०१ ॥**

गाथार्थः—ચાર મહાકળશોના ચાર અધિપતિદેવ કાળ–મહાકાળ–વેલંબ–અને પ્રભંજન એ નામના છે, તે ચારે દેવો પલ્યોપમના આયુષ્યવાળા છે, અને શેષ લઘુકળશોના અધિપતિ જે દેવો છે તે સર્વ તેથી અર્ધ આયુષ્યવાળા [ ૦॥ પલ્યોપમ આયુષ્યવાળા ] છે ॥ ૭ ॥ ૨૦૧ ॥

| પાતાળકળશનાં નામ. | કઈ દિશામાં | ઉંડાઈ | મૂળ વિસ્તાર | મધ્ય વિસ્તાર | મુખ વિસ્તાર | મુખ અન્તર | ઠીકરીની જાડાઈ | અધિપતિ દેવ | ત્રણ વિભાગોમાં વાયુ જલ | દેવ સ્થિતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વડવા મુખ | પૂર્વ | ૧ લાખ યો. | ૧૦ હજાર | ૧ લાખ | ૧૦ હજાર | ૨૧૯૨૬૫ | ૧૦૦૦ યો. | કાલ | નીચેના ત્રીજા ભાગ માં વાયુ<br>મધ્ય ભાગ માં વાયુ-જલ<br>ઉપરના ભાગ માં જલ | મહર્દ્ધિક |
| કેયૂપ | દક્ષિણ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | મહાકાલ | | |
| યૂપ | પશ્ચિમ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | વેલંબ | | |
| ઈશ્વર | ઉત્તર | ,, | ,, | ,, | ,, | ,, | ,, | પ્રભંજન | | |
| લઘુકળશ ૭૮૮૪ | ચારે વિદિશામાં ચાર કળશોના ચાર આંતરામાં ૯-૯ પંક્તિએ ૨૧૩ થી ૨૨૩ | ૧૦૦૦ યો. | ૧૦૦ યો. | ૧૦૦૦યો. | ૧૦૦ યો. | યથાસંભવ | ૧૦ યો. | દરેકના જૂદા | ,, | ,, |

विस्तरार्थः—પૂર્વદિશામાં વડવામુખનામના કળશનો અધિપતિ काल નામનો દેવ છે, દક્ષિણદિશામાં કેયૂપનામના કળશનો અધિપતિ महाकाल દેવ છે, પશ્ચિમ દિશામાં યૂપનામના કળશનો અધિપતિ वेलंब દેવ છે, અને ઉત્તરદિશામાં ઈશ્વર-નામના કળશનો અધિપતિ प्रभंजन નામનો દેવ છે. એ ચારે દેવો એકપલ્યોપમના આયુષ્યવાળા છે, તે દેવોની [1]રાજધાનીઓ અસંખ્યદ્વીપસમુદ્ર વીત્યા-બાદ આવેલા બીજા લવણસમુદ્રમાં પોતપોતાની દિશિમાં વિજયદેવ સરખી ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે, શેષ ૭૮૮૪ લઘુ પાતાલકળશોના અધિપતિ દેવો ૦॥ પલ્યોપમના આયુષ્યવાળા છે. ॥ ૭ ॥ ૨૦૧ ॥.

अवतरणः—હવે એ પાતાલકળશોમાં શું શું રહ્યું છે ? તે અને તેમાં રહેલા વાયુથી જે વેલવૃદ્ધિ થાય છે તે આ ગાથામાં કહેવાય છે.

**सव्वेसिमहोभागे, वाऊ मज्झिल्लयंमि जलवाऊ ।**
**केवलजलमुवरिल्ले, भागदुगे तत्थ सासुव्व ॥८॥२०२॥**

**बहवे उदारवाया, मुच्छंति खुहंति दुन्निवाराओ ।**
**एगअहोरत्तंतो, तया तया वेलपरिवुड्ढी ॥९॥ २०३ ॥**

### શબ્દાર્થઃ—

सव्वेसिं—સર્વ કળશોના
अहोभागे—અધોભાગે, નીચે
मज्झिल्लयंमि—મધ્યભાગે
केवलजले—કેવળ જળ
उवरिल्ले—ઉપલા ભાગમાં
भागदुगे- બે ભાગમાં
तत्थ—ત્યાં, કળશોમાં
सासुव्व—શ્વાસવત

बहवे—ઘણા
उदारवाया- મોટા વાયરા
मुच्छंति—સમ્મૂર્છે છે, ઉત્પન્ન થાય છે.
खुहंति- ક્ષોભ પામે છે, ઉછળે છે
दुन्निवाराओ—બે વાર
एगअहोरत्त अंतो—એક અહોરાત્રમાં
तया तया=ત્યારે ત્યારે
वेलपरिवुड्ढी—વેલની વૃદ્ધિ થાય છે

---

૧ આ દેવોની રાજધાનીઓ શ્રી જીવાભિગમજી વિગેરેમાં સ્પષ્ટ રીતે કહી નથી, પરન્તુ આ પ્રકરણની જ ૨૦ મી ગાથાને અનુસારે રાજધાનીઓ કહેવામાં વિસંવાદ નથી, કારણ કે પલ્યોપમના આયુષ્યવાળા અને મહર્ધિક એ ચાર દેવો છે, અને લઘુકળશાધિપતિદેવોની રાજધાનીઓ હશે કે નહિં તે શ્રી બહુશ્રુતગમ્ય. પરન્તુ ૦॥ પલ્યના આયુષ્યવાળા હોવાથી એ દેવોની રાજધાનીઓ ન હોવી જોઈએ એ વિશેષ સમજનીય છે.

## સંસ્કૃત અનુવાદ.

सर्वेषामधोभागे वायुर्मध्ये जलवायू
केवलं जलमुपरितने, भागद्विके तत्रोच्छ्वासवत् ॥ ८ ॥ २०२ ॥
बहव उदारवायवो मूर्च्छन्ति क्षुभ्यन्ते द्विवारं ।
एकाहोरात्रान्तस्तदा तदा वेलपरिवृद्धिः ॥ ९ ॥ २०३ ॥

ગાથાર્થ:—સર્વ કળશોની નીચેના ત્રિભાગમાં કેવળ વાયુ હોય છે, મધ્યના ત્રિભાગમાં વાયુ અને જળ બે મિશ્ર હોય છે, અને ઉપરના ત્રિભાગમાં કેવળ જળ હોય છે, ત્યાં નીચેના બે ભાગમાં શ્વાસોચ્છ્વાસની પેઠે ઘણા મોટા વાયરા ઉત્પન્ન થાય છે, અને એક અહોરાત્રમાં બેવાર એ રીતે ઉત્પન્ન થઇ ક્ષોભ પામે છે, તેમ તેમ સમુદ્રની વેલ વૃદ્ધિ પામે છે ॥ ૮-૯ ॥ ૨૦૨ ॥ ૨૦૩ ॥

## ॥ પાતાલ કળશોના મોટા વાયરા અને તેથી વેલવૃદ્ધિ ॥

વિસ્તરાર્થ:—ચાર મહા પાતાલકળશો ૧ લાખ યોજન યોજન ઉંડા અથવા ઉંચા છે તેનો ત્રીજો ભાગ ૩૩૩૩૩ ૧/૩ યોજન છે, જેથી નીચેના ૩૩૩૩૩ ૧/૩ યોજનમાં ફક્ત વાયુ હોય છે, તેની ઉપરના ૩૩૩૩૩ ૧/૩ યોજનમાં વાયુ અને જળ બન્ને મિશ્ર રહે છે, અને ઉપરના ૩૩૩૩૩ ૧/૩ યોજનમાં કેવળ જળ હોય છે, અને એ રીતે લઘુકળશોના ૩૩૩૩ ૧/૩ યોજન જેટલા ત્રણ ભાગમાં વાયુ-જળવાયુ અને જળ હોય છે, એ પ્રમાણે નીચેના બે ભાગમાં વાયુ મૂર્છે છે, એટલે સ્વભાવથીજ મોટા વાયરા ઉત્પન્ન થાય છે, અને ક્ષોભ પામે છે એટલે ઉંચે ઉછળે છે, જેમ મનુષ્યના પેટમાં રહેલો શ્વાસોચ્છ્વાસ રૂપ પ્રાણવાયુ પેટમાં સ્વભાવથીજ ઉત્પન્ન થઇ ઉચ્છ્વાસ રૂપે બહાર નિકળે છે, તેમ કળશમાં મહાવાયુ ઉત્પન્ન થઇ કળશની બહાર નિકળવાનો પ્રયત્ન કરતો હોય તેમ ઉંચો ઉછળે છે, અને તથી કળશોનું જળ બહાર નિકળવાના પ્રયત્નથી કળશોની ઉપર રહેલું ૧૭૦૦૦ યોજન ઉંચું શિખાજળ પણ ઉંચું ઉછળે છે. જેથી શિખાની ઉપરનું જળ બે ગાઉ સુધી ઉછળીને સ્વભાવથી અથવા અનુવેલંધર દેવોના પ્રયત્નથી અટકે છે, અને બે પડખે ફેલાતું જળ શિખાભીત્તિથી વિશેષ આગળ વધતું નથી. પરન્તુ ૭૦૦ યોજન વૃદ્ધિવાળા ભાગમાંથી આખા સમુદ્રનું જળ અમુકમર્યાદાએ વધીને કિનારો છોડી ઉપરાન્ત વધી જાય છે, તેમાં પણ જ્યાં જ્યાં જગતીવડે રોધાયલું છે તે તો જગતીનેજ અથડાય છે, અને જગતીમાંનાં કેટલાંક વિવરોમાં થઇને જે જળ દ્વીપની અંદર પ્રવેશ કરેલું હોય છે તે જળ ભૂમિઉપર વધી

જાય છે, અને તે કળશના મોટા વાયરા જ્યારે શાન્ત થાય છે ત્યારે ભૂમિ ઉપર વધેલું દ્વીપવર્તીજળ અને શિખા ઉપર વધેલું બે ગાઉ ઉંચી વેલનું જળ એ બન્ને ઉતરીને મૂળ સ્થાને આવી જાય છે.

વળી એવા પ્રકારના કળશવાયુઓના ક્ષોભ એક અહોરાત્રમાં બે વખતજ થાય છે, તેથી વેલવૃદ્ધિ પણ દિવસમાં બે વારજ હોય છે. તથા અષ્ટમી પૂર્ણિમા અને ચતુર્દશી તથા અમાવાસ્યા એ ચાર દિવસોમાં એ વાયરાઓ ઘણો ક્ષોભ પામે છે, તેથી એવા દિવસોમાં વેલવૃદ્ધિ ઘણી અધિક થાય છે.

અન્યદર્શનમાં કેટલાક લોક એમ માને છે કે સમુદ્રનો પુત્ર ચંદ્ર છે, તે ચંદ્ર શુદિ દિવસોમાં વિશેષ વૃદ્ધિવાળો હોવાથી બહુ ખુશી થયેલો ચંદ્રનો પિતા બહુ ઉછળે છે, એટલે જાણે ચંદ્રને ભેટવા જતો હોય તેમ ઉંચો ઉછળે છે, પરન્તુ એ સર્વ કવિઓની કલ્પના છે, અને વાસ્તવિક કારણ તો સમુદ્રનો વાયુવિકારજ છે. ॥ ૮–૯ ॥ ૨૦૨ ॥ ૨૦૩ ॥

अवतरण:—હવે શિખાની ત્રણે બાજુ થતી જળવૃદ્ધિને અટકાવવામાટે નિયુક્ત થયેલા દેવોની સંખ્યા આ ગાથામાં કહેવાય છે—

**बायालसट्ठिदुसयरि–सहसा नागाण मज्झुवरिबाहिं ।**
**वेलं धरंति कमसो, चउहत्तरु लक्खु ते सव्वे ॥ १० ॥ २०४ ॥**

### શબ્દાર્થ:—

बायाल ( सहसा )=બેંતાલીસ હજાર
सट्ठि ( सहसा )=સાઠ હજાર
दुसयरि सहसा=બહોત્તર હજાર
नागाण=નાગકુમાર દેવોની સંખ્યા
मज्झ उवरि बाहिं=અંદર ઉપર બહાર
वेलं=વેલને, વધતા જળને
धरंति=ધરે છે, અટકાવે છે
कमसो=અનુક્રમે
चउहत्तरु लक्खु=ચુમોત્તર હજાર એક લાખ
ते सव्वे=તે સર્વ વેલંધર દેવો.

### સંસ્કૃત અનુવાદ.

**द्विचत्वारिंशच्छष्टिद्विसप्ततिसहस्राणि नागानां मध्योपरिबाह्यां ।**
**वेलां धरन्ति क्रमशश्चतुःसप्ततिसहस्राधिकलक्षं ते सर्वे ॥ १० ॥ २०४ ॥**

गाथार्थ:—અનુક્રમે ૪૨૦૦૦ નાગકુમાર દેવો મધ્યવેલને ( જંબૂદ્વીપ તરફની વેલને ) અટકાવે છે, ૬૦૦૦૦ દેવો શિખાની ઉપર વધતી વેલને અટકાવે છે, અને ૭૨૦૦૦ દેવો બહારના ભાગનાં વધતી વેલને અટકાવે છે. એ પ્રમાણે એ સર્વ નાગકુમાર દેવો ૧૭૪૦૦૦ છે ॥ ૧૦ ॥ ૨૦૪ ॥

विस्तरार्थः—શિખાની અભ્યન્તરની બાજુએ એટલે જંબૂદ્વીપતરફના ભિત્તિભાગે વધતા જળને ૪૨૦૦૦ (બેંતાલીસ હજાર) નાગકુમાર દેવો અટકાવે છે, એટલે જળની ભિત્તિની સપાટીમાંથી વિશેષ ખસવા દેતા નથી, તેવીજ રીતે શિખાની બહારની બાજુમાં પણ ૬૦૦૦૦ (સાઠ હજાર) નાગકુમાર દેવો જળને ધાતકીખંડતરફ ખસવા દેતા નથી, અને શિખાની ઉપરના ભાગમાં બે ગાઉ જેટલું ઉંચું વધવા દઇને અધિક વધતું અટકાવવાને નિયુક્ત થયેલા ૭૨૦૦૦ નાગકુમાર દેવો છે. એ પ્રમાણે ત્રણે બાજુ વધતા જળને અટકાવવા માટે એ દેવો તે તે સ્થાને હાથમાં મોટા કડછા રાખીને આકાશમાં રહેલા હોય છે, તે કડછાઓવડે વધતા જળને આઘાત કરી કરીને અટકાવે છે.

**વેલવૃદ્ધિને અટકાવનારા નાગકુમાર દેવો**

વળી એ બધું જળ અટકાવવાનું કામ સમભૂમિથી ૭૦૦ યોજન જળવૃદ્ધિથી ઉપરાન્તની શેષ શિખામાં જ એટલે સમભૂમિથી ૧૬૦૦૦ ઉંચી શિખામાં ૭૦૦ બાદ કરતાં ૧૫૩૦૦ જેટલી ઉંચી શિખામાં જ ચાલે છે, અને ૭૦૦ યોજન જેટલા ઉંચા વિભાગમાંનું વધતું જળ તો પૂર્વ ગાથાના વિસ્તરાર્થમાં કહ્યા પ્રમાણે વધીને અમુક હદ સુધી દ્વીપમાં પણ પ્રવેશે છે, અને તેથી મૂળ કિનારાને છોડીને પણ ભૂમિઉપર વધી જાય છે, અને કળશવાયુઓના મહાન્ ક્ષોભથી પણ એ (૭૦૦ યોજનમાંનું) જળ ઘણું વધવું જોઇએ તેને બદલે અતિઅલ્પ વધીને જ અટકે છે તે જગત્સ્વભાવે જ, અથવા દ્વીપવર્તી શ્રીસંઘ આદિક પુણ્યવંતોના પુણ્યપ્રભાવે જ સમુદ્રજળ નિયમિતમર્યાદા છોડીને વધતું નથી. તથા શિખાનું જળ ઉપર ગમે તેટલું વધે તો કોઇ હરકત નથી, પરન્તુ બે બાજુએ ભિત્તિભાગમાંથી (વાયુઓના નિર્વિઘ્ન ક્ષોભપૂર્વક) વધવા માંડે તો પણ દ્વીપને ડુબાવી દે, માટે એ રીતે પણ નહિ વધવામાં જગત્સ્વભાવ તથા શ્રીસંઘાદિકનો પુણ્યપ્રભાવ [1]કારણરૂપ ગણવામાં કોઇ વિરોધ નથી.

એ પ્રમાણે વેલવૃદ્ધિને રોકનારા સર્વ નાગકુમાર દેવો એકલાખ ચુમોત્તર હજાર ૧૭૪૦૦૦ છે, એ સર્વ ભવનપતિની બીજી નિકાયના છે. ॥૧૦॥૨૦૪॥

अवतरणः—પૂર્વગાથામાં વધતી વેલને અટકાવનારા જે વેલંધરદેવો કહ્યા તેના અને તેની આજ્ઞામાં વર્તનારા અનુવેલંધર દેવો તેના સર્વ મળી આઠ પર્વત આ સમુદ્રમાં છે તે આ ગાથામાં કહેવાય છે—

---

૧ અથવા એ વેલવૃદ્ધિ દેવોના પ્રયત્ન છતાં પણ અટકે એવી નથી, છતાં પણ અટકે છે, એટલે વિશેષ વધતી નથી તેનું કારણ શ્રીસંઘાદિકનો પુણ્યપ્રભાવ તથા જગત્સ્વભાવ તથા સમુદ્રનાજ બીજા બહારના પ્રતિકૂળ મોટા વાયરા છે.

**बायालसहस्सेहिं, पुव्वेसाणाइदिसिविदिसि लवणे।**
**वेलंधराणुवेलंधरराईणं गिरिसु वासा ॥ ११ ॥ २०५॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| बायालसहस्सेहिं=બેંતાલીસ હજાર યોજન દૂર | लवणे=લવણસમુદ્રમાં |
| पुव्व ईसाणाइ=પૂર્વ આદિ અને ઇશાન આદિ | वेलंधर=વેલંધર રાજાઓના |
| दिसि विदिसि=દિશિમાં અને વિદિશીઓમાં | अणुवेलंधरराईणं=અનુવેલંધર રાજાઓના |
| | गिरिसु=પર્વતો ઉપર |
| | वासा=નિવાસસ્થાનો છે. |

### સંસ્કૃત અનુવાદ.

**द्विचत्वारिंशत्सहस्रैः पूर्वेशानादिदिग्विदिक्षु लवणे ।**
**वेलंधरानुवेलंधरराजानां गिरिषु वासाः ॥ ११ ॥ २०५ ॥**

ગાથાર્થ:—લવણસમુદ્રમાં ૪૨૦૦૦ યોજન દૂર જઇએ ત્યાં પૂર્વઆદિ ચાર દિશાઓમાં વેલંધરરાજાઓના અને ઇશાન આદિ ચાર વિદિશિઓમાં અનુવેલંધર રાજાઓના પર્વતો આવે છે, તે ઉપર તેમના આવાસ ( પ્રાસાદ ) છે. ॥ ૧૧ ॥ ૨૦૫ ॥

વિસ્તરાર્થ:—वेलं–સમુદ્રની વધતી વેલને धर–ધારણ કરનાર જે પૂર્વે ૧૭૪૦૦૦ નાગકુમાર દેવ કહ્યા તેમના રાજા એટલે અધિપતિ ચાર દેવો છે, તથા વેલંધરને अनु–અનુસરનારા એટલે ૧૭૪૦૦૦ દેવોની આજ્ઞાને અનુસરનારા તે અનુવેલંધર દેવોના પણ ચાર અધિપતિ દેવો છે, એ પ્રમાણે ચાર વેલંધરાધિપતિદેવોના અને ચાર અનુવેલંધરાધિપતિના ૪–૪ પર્વતો લવણસમુદ્રમાં જંબૂદ્વીપના કિનારાથી ૪૨૦૦૦ યોજન દૂર છે, ત્યાં ચાર દિશામાં વેલંધરના અને ચાર વિદિશામાં અનુવેલંધરના ચાર ચાર પર્વતો છે, એ આઠે પર્વતો ઉપર આઠ અધિપતિદેવોના આઠપ્રાસાદ છે, તેમાં કોઇ વખતે આવીને બેસે છે, અને આરામ લે છે, અને એ આઠેનું મૂળ સ્થાન તો અસંખ્ય દ્વીપસમુદ્ર વ્યતીત થયાબાદ આવતા બીજા લવણસમુદ્રમાં પોતપોતાની દિશિમાં ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી વિજયરાજધાની સરખી ગોસ્તૂપાદિ રાજધાનીઓ છે, આઠે દેવોનું આયુષ્ય એકેક પલ્યોપમનું છે, અને એ આઠ અધિપતિઓ પણ નાગકુમારનિકાયના છે. ॥ ૧૧ ॥ ૨૦૫ ॥

અવતરણ:—હવે કયા પર્વતઉપર કયો અધિપતિ દેવ રહે છે ? તેનાં નામ કહેવાય છે—

**गोथूभे दगभासे संखे दगसीमनामि दिसि सेले ।**
**गोथूभो सिवदेवो, संखो अ मणोसिलो राया ॥ १२ ॥ २०६ ॥**
**कक्कोडे विज्जुपभे केलासऽरुणप्पहे विदिसिसेले ।**
**कक्कोडगु कद्दमओ केलास रुणप्पहो[1] सामी ॥ १३ ॥ २०७ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| गोथूभे—ગોસ્તૂપ પર્વત ઉપર | गोथूभो—ગોસ્તૂપ નામનો દેવ |
| दगभासे—દકભાસ પર્વત ઉપર | सिवदेवो—શિવદેવ નામનો દેવ |
| संखे—શંખ પર્વત ઉપર | संखो—શંખદેવ |
| दगसीम नामि—દકસીમ નામના પર્વત ઉપર | मणोसिलो—મનોશિલદેવ |
| दिसि सेले—એ દિશાના પર્વતો ઉપર | राया—રાજા, અધિપતિ છે. |

| | |
|---|---|
| कक्कोडे—કર્કોટક પર્વત ઉપર | कक्कोडगु—કર્કોટક નામનો દેવ |
| विज्जुपभे—વિદ્યુત્પ્રભ પર્વત ઉપર | कद्दमओ—કર્દમક દેવ |
| केलास—કૈલાસ પર્વત ઉપર | केलास—કૈલાસ દેવ |
| रणुप्पहे—અરૂણપ્રભ પર્વત ઉપર | रणुप्पहो—અરૂણપ્રભ દેવ |
| विदिसिसेले—એ વિદિશિના પર્વતો ઉપર | सामी—સ્વામી, અધિપતિ |

## સંસ્કૃત અનુવાદ.

**गोस्तूपे दकभासे शंखे दकसीमनाम्नि दिक्शैलेषु ।**
**गोस्तूपः शिवदेवः शंखश्च मनःशिलो राजा ॥ १२ ॥ २०६ ॥**
**कर्कोटकविद्युत्प्रभे कैलासेऽरुणप्रभे विदिक्शैलेषु ।**
**कर्कोटकः कर्दमकः कैलासोऽरुणप्रभः स्वामी ॥ १३ ॥ २०७ ॥**

ગાથાર્થ:—ગોસ્તૂપ નામના પર્વતઉપર ગોસ્તૂપદેવનો નિવાસ છે, દકભાસ પર્વતઉપર શિવદેવનો, શંખ પર્વતઉપર શંખદેવનો અને દકસીમ નામના

1 रणुप्पहे, रणुप्पहो એવા પાઠ મુદ્રિત લઘુક્ષેત્રસમાસમાં છે.

પર્વતઉપર મનઃશિલ નામનો દેવ અધિપતિ છે, એ પ્રમાણે ચાર દિશાના ચાર પર્વતોઉપર એ ચાર દેવો અધિપતિ કહ્યા ॥ ૧૨ ॥ ૨૦૬ ॥

તથા કર્કોટકપર્વતનો અધિપતિ કર્કોટક દેવ છે, વિદ્યુત્પ્રભપર્વતનો કર્દમક દેવ છે, કૈલાસપર્વતનો કૈલાસદેવ, અને અરૂણપ્રભપર્વતનો અધિપતિ અરૂણ-પ્રભ નામે દેવ છે, એ પ્રમાણે વિદિશિના ચાર અનુવેલંધર પર્વતના અધિપતિ કહ્યા ॥ ૧૩ ॥ ૨૦૭ ॥

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે. અને એ દેવોની રાજધાની આદિ વિગત પૂર્વગાથાના વિસ્તરાર્થમાં કહી છે. તથા પર્વતઉપરના આઠે પ્રાસાદ ૬૨॥ યોજન ઉંચા અને ૩૧। યોજન વિસ્તારવાળા છે. એ પ્રાસાદોના મધ્યભાગે સર્વ-રત્નમય મણિપીઠિકા ૧ યોજન વિસ્તારવાળી અને ૦॥ યોજન ઉંચી છે, અને તે ઉપર અધિપતિદેવને બેસવા યોગ્ય એક સિંહાસન છે, અને તેને ફરતાં સામાનિકાદિ દેવોનાં ભદ્રાસનો છે, એ પ્રમાણે વિજયદેવના પ્રાસાદસરખો એ પ્રાસાદ છે. પોતાની ગોસ્તૂપા આદિ નામવાળી રાજધાનીમાંથી જ્યારે અહિં આવે ત્યારે પરિવારસહિત પોતાના પ્રાસાદમાં બેસે છે, નહિતર પ્રાસાદ શૂન્ય રહે છે, પરન્તુ પર્વતઉપરના મનોહર સપાટપ્રદેશોમાં તો હંમેશાં અનેક દેવદેવીઓ ફરતા વા સૂતા બેસતા હોય છે. ॥ ૧૨–૧૩ ॥ ૨૦૬–૨૦૭ ॥

अवतरणः—હવે આ ગાથામાં આઠ વેલંધરપર્વતોનું પ્રમાણ તથા વર્ણ વિગેરે કહેવાય છે—

**ए ए गिरिणो सव्वे, बावीसाहिआ य दससया मूले ।**
**चउसय चउवीसाहिआ, विच्छिन्ना हुंति सिहरतले ॥ १४ ॥ २०८॥**
**सतरससय इगवीसा, उच्चत्ते ते सवेइआ सव्वे ।**
**कणगंकरयय फालिह, दिसासु विदिसासु रयणमया॥१५॥२०९॥**

શબ્દાર્થઃ—

एए गिरिणो–એ પર્વતો
बावीस अहिआ–બાવીસ અધિક
दस सया–દસ સો, એક હજાર
मूले–મૂળમાં, ભૂમિઅંદર

चउसय–ચારસો
चउवीस अहिआ–ચોવીસ અધિક
विच्छिन्ना–વિસ્તીર્ણ, પહોળા
सिहरतले–શિખર ઉપર

## ॥ लवण समुद्रमां ८ वेलंधर पर्वत अने १२—१२ चंद्रसूर्यना द्वीप, १ गौतमद्वीप ॥

[ ગા૦ ૨૦૬, પૃ૦ ૩૨૬ ]

૪ વેલંધરપર્વત દિશામાં
૪ અનુવેલંધરપર્વત વિદિશામાં
૧૨ ચંદ્રદ્વીપ પૂર્વદિશામાં

૧૨ સૂર્યદ્વીપ પશ્ચિમદિશામાં
૧ ગૌતમદ્વીપ ,,
૪ સૂર્યદ્વીપની વચ્ચે ગૌતમદ્વીપ છે.



૮ પર્વતો ૧૭૨૧ યોજન ઉંચા
૧૦૨૨ યો૦ મૂળ વિસ્તાર
૪૨૪ યો૦ શિખર વિસ્તાર
૯૬૯ [illegible] યો૦ જળ ઉપર જંબૂ૦ તરફ
૯૬૩ [illegible] યો૦ ,, શિખા તરફ
૪૨૦૦૦ યો૦ જંબૂ૦ થી દૂર

૨૫ દ્વીપો ૧૨૦૦૦ યો૦ જંબૂ૦ થી દૂર
૧૨૦૦૦ યો૦ વિસ્તૃત
૮૮॥ [illegible] યો૦ જંબૂ૦ તરફ જળથી ઉપર
૨ ગાઉ જળથી ઉંચા શિખા તરફ

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર.

सतरससयइगवीसा—સત્તરસો એકવીસ
उच्चत्ते—ઉંચાઈમાં
ते—તે સર્વે પર્વતો
सवेइआ—વેદિકા સહિત
सव्वे—સર્વે
कणग—કનકના, સુવર્ણના
अंक—અંક રત્નના
रयय—રજતમય, રૂપાના
फालिह—સ્ફટિકમય
रयणमया—રત્નમય

## સંસ્કૃત અનુવાદ.

**एते गिरयः सर्वे, द्वाविंशत्यधिकानि च दशशतानि मूले ।**
**चतुःशतानि चतुर्विंशत्यधिकानि विस्तीर्णा भवन्ति शिखरतले ॥१४॥२०८॥**

**सप्तदशशतान्येकविंशत्यधिकान्युच्चत्वे ते सवेदिकाः सर्वे ।**
**कनकांकरजतस्फाटिकमया दिक्षु विदिक्षु रत्नमयाः ॥ १५ ॥ २०९ ॥**

गाथार्थः—એ સર્વે પર્વતો મૂળમાં ૧૦૨૨ યોજન વિસ્તારવાળા, અને શિખર ઉપર ૪૨૪ યોજન વિસ્તારવાળા [ઊર્ધ્વગોપુચ્છાકાર] છે. ॥ ૧૪ ॥ ૨૦૮ ॥ તથા તે સર્વે પર્વતો ૧૭૨૧ યોજન ઉંચા છે, પર્યન્તે વેદિકા સહિત છે, પૂર્વાદિ દિશાઓમાં અનુક્રમે સુવર્ણ—અંકરત્ન—રૂપું—અને સ્ફટિકના છે, તથા વિદિશામાં ચારે પર્વત રત્નના ( શ્વેતવર્ણે ) છે. ॥ ૧૫ ॥ ૨૦૯ ॥.

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે.

अवतरणः—એ આઠ વેલંધરપર્વતો જળઉપર કેટલા દેખાય છે ? તે કહેવાય છે—

**णवगुणहत्तरिजोअण, बहि जलुवरि चत्त पणणवइभाया ।**
**एए मज्झे णवसय, तेसट्ठा भाग सगसयरि ॥१६॥२१०॥**

## શબ્દાર્થઃ—

णवगुणहत्तरि—નવસે ઓગણોત્તર
बहि—બહાર, જંબૂદ્વીપતરફ
जल उवरि—જળની ઉપર
चत्त पणनवइभाया—પંચાણુઆ ચાલીસ ભાગ
एए—એ આઠે પર્વતો
मज्झे—મધ્યભાગે, શિખાતરફ
णवसयतेसट्ठा—નવસો ત્રેસઠ યોજન
भाग सगसयरि—સિત્તોત્તર ભાગ

## સંસ્કૃત અનુવાદ.

**नवशतान्येकोनसप्ततिर्योजनानि बहिर्जलोपरि चत्वारिंशत् पंचनवतिभागाः ।**
**एते मध्ये नवशतानि त्रिषष्टिर्भागाः सप्तसप्ततिः ॥ १६ ॥ २१० ॥**

गाथार्थः—એ આઠે પર્વતો [1]બહાર જંબૂદ્વીપતરફ જળના ઉપર નવસો અગુણોત્તર યોજન અને પંચાણુઆ ચાલીસ ભાગ [ ૯૬૯$\frac{૪૦}{૯૫}$ યોજન ] ઉંચા દેખાય છે, અને [1]મધ્યભાગે શિખાતરફ નવસો ત્રેસઠ યોજન ઉપરાન્ત પંચાણુઆ સિત્તેર ભાગ [૯૬૩$\frac{૭૦}{૯૫}$ યોજન] જળથી ઉંચા દેખાય છે ॥ ૧૬ ॥ ૨૧૦ ॥.

विस्तरार्थः—આ આઠે પર્વતો જળમાં કેટલા ડુબેલા છે, અને જળની ઉપર બહાર કેટલા દેખાય છે તે અહિં દર્શાવવાનું છે, તેમાં પ્રથમ એ પર્વતો જંબૂદ્વીપના પર્યન્ત કિનારાથી ૪૨૦૦૦ યોજન દૂર છે, એમ કહેવાયું છે, અને ૯૫૦૦૦ યોજન સુધીમાં ૭૦૦ યોજન જેટલું જળ ક્રમશઃ ઉંચું વધતું ગયું છે. એ વાત પણ પૂર્વે કહી છે, તો એ ઉપરથી ત્રિરાશિગણિત કરવાથી તે સ્થાને જળ કેટલું છે? તે પ્રથમ જાણ્યાબાદ ત્યાં ગોતીર્થ કેટલું છે તે જાણીને એનો સરવાળો કરીએ તેટલા પાણીમાં ડૂબેલા છે, અને પર્વતની ઉંચાઇમાંથી બાદ કરતાં બાકી રહે તેટલા જળ ઉપર દેખાય છે, તે આ પ્રમાણે—

---

૧ बहि–બહાર એ શબ્દનો અર્થ વ્યવહારૂ રીતે તેમજ બીજા ગ્રંથોમાં કહ્યા પ્રમાણે "લવણસમુદ્રની શિખાતરફ" થાય છે, અને मज्झे–મધ્ય–અભ્યન્તર એ શબ્દનો અર્થ જંબૂદ્વીપ તરફ થાય છે, પરન્તુ આ પ્રકરણમાં એ બન્ને શબ્દનો અર્થ એથી વિપરીત કરવાનો છે, જેથી बहि એટલે જંબૂદ્વીપતરફ અને मज्झे એટલે શિખા તરફ એવો વિલક્ષણ અર્થ કરવાનો છે. એવો વિલક્ષણ અર્થ રાખવામાં પણ ગ્રંથકર્તાની અપેક્ષા જો કે બંધબેસતી છે, પરન્તુ સ્થૂલદ્રષ્ટિએ કંઇક ગુંચવણવાળી છે, તે અપેક્ષા આ પ્રમાણે–જંબૂદ્વીપના પર્યન્ત ભાગે ઉભા રહીને જ્યારે જંબૂદ્વીપતરફ નહિં પણ બહાર લવણસમુદ્રતરફ દ્રષ્ટિ કરીએ ત્યારેજ જંબૂદ્વીપતરફની પર્વતાદિકની ઉંચાઇ દેખી શકાય માટે અહિં બહાર એટલે જંબૂદ્વીપતરફ એવો અર્થ ઉપજી શકે છે, અને શિખાતરફ ઉભા રહીને જ્યારે અભ્યન્તર એટલે જંબૂદ્વીપતરફ દ્રષ્ટિ કરીએ ત્યારેજ શિખાતરફની બહારની ઉંચાઇ પર્વતાદિકની દેખી શકાય છે માટે એ અપેક્ષાએ મધ્ય–અભ્યન્તર એટલે શિખાતરફ એવો અર્થ થઇ શકે છે. એ પ્રમાણે આ ક્ષેત્રસમાસ પ્રકરણમાં આગળ પણ બહાર એટલે અંદર અને અભ્યન્તર એટલે બહાર એવો વિલક્ષણ અર્થજ કરવો.

## ॥ जळ उपर देखातो वेलंधर पर्वत ॥

[ गा० २१०. पृ० ३२८ ]

યોજન ગયે ગોતીર્થ તો યોજને કેટલું ? $\frac{૪૨૦૦૦\times૧૦૦૦૦}{૯૫૦૦૦}=\frac{૪૨૦૦૦૦}{૯૫}$
૯૫૦૦૦ — ૧૦૦૦૦ — ૪૨૦૦૦

૯૫)૪૨૦૦૦૦(૪૪૨ યોજન
૪૧૯૯૯૦
૦૦૦૦૧૦ શેષ અર્થાત્ ૪૪૨ યોજન ૧૦ ભાગ ગોતીર્થ છે.

યોજને યો. જળવૃદ્ધિ તો યોજનેકેટલી ? $\frac{૪૨૦૦૦\times૭૦૦}{૯૫૦૦૦}=\frac{૨૯૪૦૦}{૯૫}$
૯૫૦૦૦ ૭૦૦ ૪૨૦૦૦

૯૫)૨૯૪૦૦(૩૦૯ યોજન
૨૯૩૫૫
૦૦૦૪૫ શેષ

૪૪૨–૧૦ ગોતીર્થ
૩૦૯–૪૫ જળવૃદ્ધિ
૭૫૧–૫૫ જળાવગાહ

૧૭૨૧ પર્વતની ઉંચાઇમાંથી
૭૫૧–૫૫ જળાવગાહ બાદ કરતાં
૯૬૯–૪૦ એટલા યોજન જળઉપર જંબૂદ્વીપતરફ પર્વતની ઉંચાઇ છે.

એ પ્રમાણે ૭૫૧ યોજન ૫૫ પંચાણુઆ ભાગ જેટલો પર્વત જળમાં ડૂબેલો છે, તો મૂળથી ૭૫૧$\frac{૫૫}{૯૫}$ યોજન ઉંચાઇને સ્થાને એટલે જળાવગાહના પર્યન્તે અને દ્રષ્ટિગોચરના પ્રારંભસ્થાને પર્વતનો વિસ્તાર-પહોળાઇ કેટલી છે તે જાણીને ૪૨૦૦૦ યોજનમાં ઉમેરીને તેટલે દૂર જઇએ તો જળાવગાહ કેટલો ? તે જાણ્યાબાદ શિખાતરફનો બાહ્ય દેખાવ કાઢી શકાય, માટે ૭૫૧$\frac{૫૫}{૯૫}$ યોજન જળાવગાહને અન્તે વિસ્તાર જાણવાને ગણિતની સુગમતામાટે પ્રથમ જળાવગાહના ભાગ-અંશોજ કરી નાખવા, જેથી ૭૫૧×૯૫=૭૧૩૪૫ માં ૫૫ ઉમેરતાં ૭૧૪૦૦ સર્વકળા જળાવગાહની આવી, ત્યારબાદ विस्थाग्गुग विसेसो એ આ પ્રકરણની જ ૧૪ મી ગાથામાં દર્શાવેલી રીતિ પ્રમાણે એ વિસ્તારનો વિશ્લેષ કરતાં [ ૧૦૨૨ બાદ ૪૨૪=] ૫૯૮ આવ્યા તેને ઉંચાઇના ૧૭૨૧ વડે ભાગતાં ભાજક અધિક હોવાથી ભાગાકાર થાય નહિં માટે એ ભાગાકાર બંધ રાખીને પ્રથમ ૫૯૮ ને ૭૧૪૦૦ વડે ગુણીને પછી ૧૭૨૧ વડે ભાગવા, જેથી ગુણાકાર [૫૯૮×૭૧૪૦૦=] ૪૨૬૯૭૨૦૦ આવ્યા, તેને ૧૭૨૧ વડે ભાગતાં જવાબ ૨૪૮૦૯ અને શેષ ૯૧૧ આવ્યા, એ ૯૧૧ શેષ તે ૧૭૨૧ ભાજકનો અર્ધ ઉપરાન્તનો અંક હોવાથી વ્યવહારથી પૂર્ણ ગણીને ( ૧ ગણીને ) ૨૪૮૦૯ માં ૧ ઉમેરતાં ૨૪૮૧૦ આવ્યા, તે પંચાણુઆ ભાગ હોવાથી ૯૫ વડે ભાગતાં ૨૬૧ યોજન ૧૫ ભાગ આવ્યા, તેને મૂળવિસ્તાર ૧૦૨૨ માંથી બાદ કરતાં શેષ ૭૬૦ યોજન ૮૦ પંચાણુઆ ભાગ આવ્યા જેથી સ્પષ્ટ થયું કે પર્વતની ઉંડાઇના અન્તે અથવા દેખાવના પ્રારંભમાં પર્વતનો વિસ્તાર ૭૬૦$\frac{૮૦}{૯૫}$ યોજન છે.

હવે શિખાતરફનો જળાવગાહ જાણવામાટે એજ અંક ઉપરથી જળવૃદ્ધિ પ્રાપ્તકરીને પૂર્વોક્ત જળાવગાહમાં ઉમેરવા યોગ્ય છે, માટે ગણિતની સુગમતા માટે પ્રથમ ૭૬૦ $\frac{૮૦}{૯૫}$ યોજનના સર્વ પંચાણુઆ ભાગ બનાવતાં ૭૬૦×૯૫=૭૨૨૦૦+૮૦=૭૨૨૮૦ ભાગ થયા. જેથી પુનઃ ત્રિરાશિ આ પ્રમાણે—

યોજન યો. જળવૃદ્ધિ તો ભાગે કેટલી જળવૃદ્ધિ ?
૯૫૦૦૦ — ૭૦૦ — ૭૨૨૮૦

અહિં અન્ત્ય અંક ભાગરૂપ છે માટે પહેલો અંક પણ ભાગરૂપ સરખો જ હોવો જોઇએ એ ગણિતરીતિ હોવાથી ૯૫૦૦૦×૯૫=૯૦૨૫૦૦૦ ભાગ આવ્યા જેથી પુનઃ ત્રિરાશિ—

ભાગ દૂર ગયે યો. જળવૃદ્ધિ તો ભાગ દૂર ગયે કેટલી વૃદ્ધિ ?
૯૦૨૫૦૦૦ — ૭૦૦ — ૭૨૨૮૦

$\frac{૭૦૦-૭૨૨૮૦}{૯૦૨૫૦૦૦} = \frac{૫૦૫૯૬}{૯૦૨૫}$

એ પ્રમાણે ૫ યોજન ઉપરાન્ત ૫૪૭૧ શેષ તે પ્રતિભાગ રૂપ ગણાય, જેથી ૯૫ વડે ભાગતાં ૫૭ ભાગ આવ્યા અને ૫૬ પ્રતિભાગ શેષ રહ્યા તે ભાજક ૯૫ ના અર્ધ ઉપરાન્ત હોવાથી વ્યવહારે સંપૂર્ણ ગણી ૧ ભાગ ગણીએ તો ૫૭+૧=૫૮ ભાગ આવ્યા, જેથી ૫ યોજન ૫૮ ભાગ જેટલી જળવૃદ્ધિ જંબૂદ્વીપતરફની જળવૃદ્ધિથી અધિક આવવાથી પૂર્વોક્ત જળવૃદ્ધિમાં ઉમેરતાં

૯૦૨૫)૫૦૫૯૬(૫ યોજન
૪૫૧૨૫
૦૫૪૭૧ શેષ પ્રતિભાગ
$=૫\frac{૫૪૭૧}{૯૦૨૫}$

૯૫)૫૪૭૧(૫૭ ભાગ
૪૭૫
૭૨૧
૬૬૫
૫૬ શેષ પ્રતિભાગ.

૭૫૧-૫૫ અભ્યન્તર જળથી [ ૪૨૦૦૦ યોજન દૂરની ]
૫-૫૮ અધિક જળવૃદ્ધિ બાહ્ય ભાગે [ ૭૬૦ $\frac{૮૦}{૯૫}$ વ્યાસની ]
૭૫૬-૧૧૩
બાદ ૯૫
+ ૧
૭૫૭-૧૮ જળ ૪૨૭૬૦ $\frac{૮૦}{૯૫}$ યોજન દૂર પ્રાપ્ત થયું.

એ પ્રમાણે ૭૫૭-૧૮ જળમાં ૧૭૨૧ યોજન ઉંચો પર્વત ડુબેલો હોવાથી તે

૧૭૨૧—૦ ઉંચાઇમાંથી
૭૫૭-૧૮ જળાવગાહ બાદ કરતાં
૯૬૩-૭૭

૧૭૨૧ માંથી બાદ કરતાં ૯૬૩ યોજન ૭૭ પંચાણુઆ ભાગ જેટલો પર્વત શિખા તરફ જળથી ઉંચો દેખાય. અથવા બીજી રીતે ગણીએ તો જે ૫ યોજન ૫૮ ભાગ આવ્યા છે, તેને અભ્યન્તર દૃષ્ટિગોચરમાંથી બાદ કરતાં પણ એજ જવાબ આવે, તે આ પ્રમાણે—

# ॥ लवण समुद्रमां ५६ अन्तर्द्वीपनो सामान्य देखाव ॥

[ ગા० ૨૧૭, પૃ० ૩૩૧ ]

૯૬૯—૪૦ જંબૂદ્વીપતરફ દ્રષ્ટિગોચર પર્વત, તેમાંથી
૫—૫૮ બાદ કરતાં [ ૪૦ માંથી બાદ ૫૮ ન જાય માટે ૯૬૯ ને બદલે ૯૬૮ યોજન રાખી ૧ યોજનના ૯૫ ભાગ ૪૦ માં ઉમેરતાં ૧૩૫ ભાગ થાય

| યો. | ભાગ. |
|---|---|
| ૯૬૮ - | ૧૩૫ માંથી |
| ૫ - | ૫૮ બાદ |
| ૯૬૩ - | ૭૭ |

જેથી પુનઃ અંક સ્થાપના કરી બાદ કરતાં પણ એજ જવાબ આવે. જેથી એમ સ્પષ્ટ થયું કે શિખાતરફ બહાર ભાગમાં એ પર્વતો ૯૬૩$\frac{77}{95}$ યોજન જળથી ઉંચા દેખાય છે ॥ ૧૬ ॥ ૨૧૦ ॥

## ॥ લવણસમુદ્રમાં ૫૬ અન્તર્દ્વીપ ॥

अवतरण:—હવે લવણસમુદ્રમાં ૫૬ અન્તર્દ્વીપનું વર્ણન કરાય છે—

**हिमवंतंता विदिसीसाणाइगयासु चउसु दाढासु ।**
**सग सग अंतरदीवा, पढमचउक्कं च जगईओ ॥१७॥२११॥**
**जोअण तिसएहिं तओ, सयसयवुड्ढी अ छसु चउक्केसु ।**
**अन्नुन्न जगइ अंतरि अंतरसम वित्थरा सव्वे ॥१८॥२१२॥**

### શબ્દાર્થ:—

हिमवंत अंता—હિમવંતપર્વતને અન્તે રહેલા
विदिसी—વિદિશાઓ
ईसाणाइगयासु—ઈશાન આદિકમાં રહેલી
चउसु दाढासु—ચાર દાઢાઓમાં—ઉપર
सग सग—સાત સાત
अंतरदीवा—અન્તરદ્વીપો છે
पढमचउक्कं—પહેલું ચતુષ્ક. પહેલા ચાર
जगईओ—જગતીથી

---

जोअणतिसएहिं—ત્રણસો યોજન દૂર
तओ—ત્યારપછી ( ના ચતુષ્કોમાં )
सयसयवुड्ढी—સો સો યોજન અધિક
छसु चउक्केसु—છ ચતુષ્કોમાં
अन्नुन्न—અન્યોન્ય અન્તરવાળા
जगइ अंतरि—જગતીથી અંતરવાળા
अंतरसम—અંતર તુલ્ય
वित्थरा—વિસ્તારવાળા

### સંસ્કૃત અનુવાદ.

**हिमवन्तान्ताद्विदिक्षु ईशानादिगतासु चतसृषु दंष्ट्रासु ।**
**सप्तसप्तान्तर्द्वीपाः, प्रथमचतुष्कं च जगतीतः ॥ १७ ॥ २११ ॥**

**योजनत्रिशतैस्ततः शतं शतं वृद्धिश्च षट्सु चतुष्केषु ।**
**अन्योन्यजगत्यन्तरे अन्तरसमविस्तराः सर्वे ॥ १८ ॥ २१२ ॥**

ગાથાર્થ:—હિમવંતપર્વતના છેડાથી (પર્યન્તથી) ઇશાનાદિ વિદિશાઓમાં રહેલી ચાર દાઢાઓ ઉપર સાત સાત અન્તર્દ્વીપ છે, એમાં પહેલા ચાર અન્તર્દ્વીપ જગતીથી ત્રણસો યોજન દૂર છે, ત્યારબાદ છએ ચતુષ્કોમાં દ્વીપોનું પરસ્પર અન્તર તથા જગતીથી દ્વીપનું અન્તર એ એમાં ૧૦૦–૧૦૦ યોજનની વૃદ્ધિ કરવી, તથા એ સર્વે દ્વીપો જગતીથી જેટલા દૂર છે, તેટલાજ વિસ્તારવાળા છે. ॥ ૧૭–૧૮ ॥ ૨૧૧–૨૧૨ ॥

વિસ્તરાર્થ:—ભરતક્ષેત્રને છેડે જે લઘુહિમવંત નામનો પહેલો વર્ષધરપર્વત છે તેનો એક છેડો પૂર્વસમુદ્રને અને બીજો છેડો પશ્ચિમસમુદ્રને મળેલો છે. ત્યાં પૂર્વછેડે એ પર્વત જગતપાટી જેટલી પ્રારંભની ઉંચાઇથી આગળ સમુદ્રમાં ફાડેલા મગરમુખસરખો બે ફાડરૂપ થઇને એવી રીતે વધેલો છે કે જેની એક ફાડ દક્ષિણતરફ વધતી વધતી જગતીને અનુસારે વક્ર થતી ગઇ છે અને બીજી ઊર્ધ્વફાડ ઉત્તરતરફ વધીને જગતીને અનુસારે વક્ર થતી ગઇ છે. એજ રીતે હિમવંતપર્વતનો પશ્ચિમછેડો પણ સમુદ્રમાં ફાડેલા મગરમુખની પેઠે બે ફાડ થઇ અનુક્રમે જગતીને અનુસારે વક્ર થઇ વધતો ગયો છે. એ પ્રમાણે હિમવંત પર્વત બન્ને છેડે દંષ્ટ્રા=દાઢાના ( એટલે મગરની બે દાઢા અથાત ફાડેલા મુખના ) આકારે વધેલો હોવાથી એ ચાર ફાડનું નામ ૪ દાઢા કહેવાય છે, મગરમુખની સાથે વિસંવાદ એટલોજ છે કે મગરમુખની ફાડ પ્રારંભે પહોળી અને પર્યન્તે સાંકડી હોય છે, અને આ પર્વતની ફાડ પ્રારંભમાં સાંકડી અને ક્રમશઃ પહોળી થતાં થતાં પર્યન્તે ઘણી પહોળી છે.

એ ચાર દાઢાઓમાં પૂર્વછેડાની ઉત્તરતરફ ગયેલી તે પહેલી ઇશાન વિદિશાની દાઢા કહેવાય. દક્ષિણતરફ વળેલી બીજી દાઢા અગ્નિખુણાની દાઢા ગણાય, પશ્ચિમછેડે દક્ષિણતરફ વળેલી તે નૈઋત્યકોણની ત્રીજી દાઢા, અને ઉત્તરતરફ વળેલી તે વાયવ્યકોણની ચોથી દાઢા ગણાય. એ પ્રમાણે પ્રદક્ષિણાવર્તના ક્રમ પ્રમાણે ૪ વિદિશાઓમાં ૪ દાઢાઓ છે ત્યાં પહેલી ઇશાન દાઢા ઉપર જગતીથી ( પ્રારંભથી ) ૩૦૦ યોજન દૂર જઇએ ત્યાં ૩૦૦ યોજન વિસ્તારવાળો પહેલો અન્તર્દ્વીપ આવે છે, કે જેની સન્મુખ ચોથીદીઠીએ આવેલી જગતી પણ તેટલીજ ૩૦૦ યોજન દૂર છે. અથવા સમશ્રેણિએ રહેલી જગતીથી એ પહેલો દ્વીપ સમશ્રેણિએ ૩૦૦ યોજન દૂર છે, ત્યારબાદ પહેલા દ્વીપથી ૪૦૦ યોજન દૂર જઇએ ત્યારે બીજો દ્વીપ ૪૦૦ યોજન

**દ્વીપથી દ્વીપનું અને જગતીથી દ્વીપનું અધિક અધિક અન્તર**

## ॥ दाढा अने अन्तरद्वीपनी वास्तविक स्थिति ॥

[ गा० २२१–२२२, पृ० ३२२ ]

આ ચિત્ર માપણીપૂર્વક છે.

વિસ્તારવાળો આવે, આ દ્વીપથી સ્હામેની જગતી ૪૦૦ યોજન દૂર છે, પરન્તુ જ્યાંથી દાઢા નિકળી તે મુખજગતી તો ૧૦૦૦ યોજન દૂર રહી, અર્થાત્ જ્યાંથી દાઢા નિકળી તે પ્રારંભસ્થાનથી ૧૦૦૦ યોજન દૂર દાઢા ઉપર ચાલીએ ત્યારે બીજો દ્વીપ આવે. તથા એજ બીજા દ્વીપથી ૫૦૦ યોજન દૂર જતાં ત્રીજો દ્વીપ ૫૦૦ યોજન વિસ્તારવાળો આવે, અને સન્મુખ જગતીથી પણ એ ૫૦૦ યોજન દૂર છે, ત્યારબાદ ૬૦૦ યોજન દૂર ગયે ૬૦૦ યોજન વિસ્તારવાળો ચોથો દ્વીપ સન્મુખ જગતીથી પણ ૬૦૦ યોજન દૂર છે, ત્યારબાદ ૭૦૦ યોજન દૂર ૭૦૦ યોજન વિસ્તારવાળો અને સન્મુખ જગતીથી પણ ૭૦૦ યોજન દૂર પાંચમો દ્વીપ છે, ત્યારબાદ ૮૦૦ યોજન દૂર ૮૦૦ યોજન વિસ્તારવાળો અને જગતીથી પણ ૮૦૦ યોજન દૂર છઠ્ઠો દ્વીપ છે, ત્યારબાદ છઠ્ઠા દ્વીપથી અને સન્મુખ જગતીથી ૯૦૦ યોજન દૂર ૯૦૦ યોજન વિસ્તારવાળો [1]સાતમો દ્વીપ છે. એ પ્રમાણે ઇશાન દાઢા ઉપરના સાતદ્વીપોનું પરસ્પર અન્તર સો સો યોજન અનુક્રમે અધિક અધિક છે, તેમજ જગતીથી દ્વીપનું અન્તર પણ ક્રમશઃ સો સો યોજન અધિક છે તથા જેવી રીતે ઇશાનદાઢાના ૭ દ્વીપ કહ્યા તેવી રીતે શેષ ત્રણે દાઢાના પણ સાત સાત દ્વીપ સરખી રીતે કહેવા, અને સર્વે- દ્વીપ વૃત્ત આકારના છે. ॥ इति अन्योन्य अन्तर तथा जगतीथी अन्तर ॥

તથા અહિં પહેલું ચતુષ્ક એટલે ચારે દાઢા ઉપરના ત્રણસો ત્રણસો યોજન દૂર ગયે આવતા પહેલા ચાર દ્વીપ જાણવા, ત્યારબાદ ચારસો યોજન દૂર જતાં જે આવે તે ચાર દ્વીપોનું બીજું ચતુષ્ક કહેવાય, એ રીતે ત્રીજું ચોથું યાવત્ સાતમું ચતુષ્ક જાણવું. इति चतुष्कम

એ પ્રમાણે આ લઘુહિમવંતપર્વતના બે છેડે આવેલી ( પર્વતની ) ચાર દાઢાઓઉપર સર્વમળીને ૨૮ દ્વીપ થયા તે अन्तः=જળની અંદર રહેલા હોવાથી अन्तर्द्वीप અથવા अन्तर એટલે એક બીજાથી અમુક અન્તરે અન્તરે ( દૂર દૂર ) રહેલા એવા દ્વીપ તે अन्तरद्वीप એવી વ્યુત્પત્તિ શાસ્ત્રમાં કહેલી છે. ॥ इति अन्तरद्वीप शब्दार्थ ॥

વળી એવાજ ૨૮ બીજા અન્તરદ્વીપ શિખરીપર્વતની દાઢાઓ ઉપર છે તે ૨૪મી ગાથામાં કહેવાશે, જેથી સર્વમળીને જંબૂદ્વીપમાં ૫૬ અન્તર્દ્વીપ છે. તથા એ દ્વીપોની ઉંચાઇ તથા એમાં યુગલિકોની વસતિઆદિનું સ્વરૂપ તથા દ્વીપનાં નામ પણ આગળની ગાથાઓમાં કહેવાશે. ॥ ૧૭-૧૮ ॥ ૨૧૧-૨૧૨ ॥

---

[1] એ પ્રમાણે ૩૦૦+૩૦૦+૪૦૦+૪૦૦+૫૦૦+૫૦૦+૬૦૦+૬૦૦+૭૦૦+૭૦૦+૮૦૦+ (૧) (૨) (૩) (૪) (૫)
૮૦૦+૯૦૦+૯૦૦= ૮૪૦૦. અર્થાત્ સાતમો દ્વીપ સમાપ્ત થયે ૮૪૦૦ યોજન થાય છે. (૬) (૭) માટે દરેક દાઢા ૮૪૦૦ યોજન વક્રદીર્ઘ છે.

अवतरण:—હવે અન્તરદ્વીપો જળની ઉપર કેટલા ઉંચા દેખાય છે, અને તે ઉપરથી જળમાં કેટલા ડૂબેલા છે, તેનું પ્રમાણ આ ગાથામાં દર્શાવાય છે—

**पढमचउक्कुच्च बहिं, अड्ढाइअजोअणे अ वीसंसा ।**
**सयरिंसवुड्ढि परओ, मज्झदिसिं सव्वि कोसदुगं ॥ १९ ॥ २१३ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| पढमचउक्क–પહેલું ચતુષ્ક | सयरि अंस–સિત્તેર અંશ |
| उच्च–જળથી ઉંચું | वुड्ढि–વૃદ્ધિ, અધિક. |
| बहिं–બહાર, જંબૂદ્વીપતરફ | परओ–આગળ આગળના દ્વીપોમાં |
| अड्ढाइअ जोअणे–અઢી યોજન | मज्झदिसिं–મધ્યદિશિએ, શિખાતરફ |
| वीस अंसा–વીસ અંશ | कोसदुगं–બે કોશ |

## સંસ્કૃત અનુવાદ.

**प्रथमचतुष्कमुच्चं बहिः सार्धे द्वे योजने च विंशत्यंशाः ।**
**सप्तत्यंशा वृद्धिः परतो मध्यदिशि सर्वे क्रोशद्विकम् ॥ १९ ॥ २१३ ॥**

गाथार्थ:—પહેલા ચાર દ્વીપ જંબૂદ્વીપતરફ અઢીયોજન વીસઅંશ જળથી ઉંચા છે, અને ત્યાર પછીના ચાર ચાર દ્વીપો [ એટલે ૬ ચતુષ્કો ] ૭૦ અંશ અધિક અધિક ઉંચા છે, અને સાતે ચતુષ્કો મધ્યદિશિએ [ શિખા તરફ ] તો બે બે ગાઉ જ ઉંચા છે ॥ ૧૯ ॥ ૨૧૩ ॥

विस्तरार्थ:—જગતીથી ૩૦૦ યોજન દૂર રહેલા અને ૩૦૦ યોજન વિસ્તારવાળા જે પહેલા ચાર દ્વીપ છે તે ૨॥ યોજન ઉપરાન્ત પંચાણુઆ ૨૦ ભાગ જેટલા જળથી ઉંચા દેખાય છે, અને એ સિવાયનો બધો ભાગ જળમાંજ ડૂબેલો છે. હવે એ ઠેકાણે એટલો બાહ્ય દેખાવ કેવી રીતે ? તે જાણવાની ગણિતરીતિ આ પ્રમાણે;–પંચાણુ હજાર યોજને ૧૦૦૦ ગોતીર્થ છે, અને ૭૦૦ યોજન જળવૃદ્ધિ છે તો ત્રણસો યોજન દૂર ગયે ગોતીર્થ અને જળવૃદ્ધિ કેટલી ? તે પ્રાપ્ત કરીને બન્નેનો સર્વાળો કરીએ તેટલું જળ ત્યાં હોય, પરન્તુ અહિં શાસ્ત્રમાં સર્વદ્વીપોની ઉંચાઈ જૂદી જૂદી કહી નથી, કે જેથી તે સર્વાળો ઉંચાઈમાંથી બાદ કરાય, કેવળ જળ ઉપરનો દેખાવ માત્ર કહ્યો છે, માટે પ્રથમ અભ્યન્તરભાગની ઉંચાઈ જાણવાને

**અન્તરદ્વીપોનો જળ ઉપર દેખાવ**

માટે શિખાતરફનો બે ગાઉનો સર્વનો જે સરખો દેખાવ કહ્યો છે તેજ અહિં ઉપયોગી છે, માટે કેવળ જળવૃદ્ધિ જ પ્રાપ્ત કરવી તે આ રીતે—

યો. ગયે જળવૃદ્ધિ તો યોજને કેટલી ?

૯૫૦૦૦ – ૭૦૦ — ૩૦૦ $\frac{૭૦૦ \times ૩૦૦}{૯૫૦૦૦} = \frac{૨૧૦}{૯૫}$

૯૫)૨૧૦(૨ યો.
૧૯૦
૨૦ ભાગ.

એ પ્રમાણે ૨ યોજન ૨૦ ભાગ જેટલી જળવૃદ્ધિ ૩૦૦ યોજન દૂર જતાં દ્વીપના પ્રારંભે હોય અને શિખાતરફના પર્યન્ત ભાગે પુનઃ ૩૦૦ યોજન જતાં પણ એટલી અધિક જળવૃદ્ધિ હોવાથી ૪ યોજન ૪૦ ભાગ જળવૃદ્ધિ હોય, પુનઃ એટલી જળવૃદ્ધિ હોઇને પણ ૨ ગાઉ ઉંચો પર્યન્તે દેખાય છે, તેવાજ બે ગાઉ ઉંચો જંબૂદ્વીપતરફ પણ હોયજ અને તે

યો. ભા.
૨—૨૦
+૨—૨૦
૪—૪૦

ઉપરાન્ત પર્યન્તભાગ સુધીના જે ૨–૪૦ અધિક ડૂબેલા ગણ્યા હતા તે જંબૂ-દ્વીપતરફ તેટલો ખુલ્લો હોય છે, જેથી

યો૦ ગાઉ ભાગ.
૨—૦—૪૦ જંબૂદ્વીપ તરફ અધિક દ્રષ્ટિગોચર
૦—૨—૦ પર્યન્તભાગવત પ્રથમથી જ દ્રષ્ટિગોચર — યોજન ભાગ.
૨—૨—૪૦ જંબૂદ્વીપ તરફ સર્વ દ્રષ્ટિગોચર =૨॥–૪૦

હવે ૩૦૦ યોજન ગયે ગોતીર્થ કેટલું છે તે જાણવાનો ઉપાય પણ આ પ્રમાણે–

યો. ગયે ગોતીર્થ તો યોજને કેટલું ?

૯૫૦૦૦ – ૧૦૦૦ — ૩૦૦ $\frac{૧૦૦૦ \times ૩૦૦}{૯૫૦૦૦} = \frac{૩૦૦}{૯૫}$

૯૫)૩૦૦(૩ યો
૨૮૫
૦૧૫ ભા.

૩–૧૫ ગોતીર્થ
૨–૨૦ જળવૃદ્ધિ
૫–૩૫ જળાવગાહ } ૩૦૦ યોજન ગયે

એ પ્રમાણે ગોતીર્થ અને જળવૃદ્ધિ મળીને પહેલો દ્વીપ જંબદ્રીપતરફ

યો. ભા.
૫–૩૫ જળમાં ડૂબેલો છે અને — ૫–૩૫ જળાવગાહ
૨॥–૪૦ દ્રષ્ટિગોચર છે, તો તે બે — +૨॥–૪૦ દ્રષ્ટિગોચર
મેળવતાં પહેલા દ્વીપની અભ્યન્તર — ૭॥–૭૫ દ્વીપની અભ્યન્તર ઉંચાઇ.

ઉંચાઇ ૭॥ યોજન–૭૫ ભાગ જેટલી આવી, પુનઃ ત્રણસો યોજન દૂર શિખા તરફના ભાગમાં ઉંચાઇ જાણવી હોય તો ૩૦૦ યોજન સંબંધિ ૩–૧૫ (યો. ભા.) જેટલું અધિક ગોતીર્થજ ઉમેરવાનું રહ્યું, કારણકે જળવૃદ્ધિ તો પ્રથમથીજ અભ્યન્તર દ્રષ્ટિગોચરમાં અન્તર્ગત ગણેલીજ છે, માટે પુનઃ ગણવાની જરૂર હોય નહિ જેથી

૭॥—૭૫ અભ્યન્તર ઉંચાઇ પહેલા દ્વીપની, તેમાં
+ ૩—૧૫ પર્યન્તે અધિક ગોતીર્થ ઉમેરતાં
૧૦॥—૯૦ પહેલા દ્વીપની બાહ્ય ઉંચાઇ ( શિખાતરફની ).

એ પ્રમાણે આ પહેલા દ્વીપની ઉંચાઇ વિગેરેનો સર્વ સંગ્રહ આ પ્રમાણે—

| યો. ભા. | |
|---|---|
| ૫ —૩૫ | અભ્યન્તર જળાવગાહ ( જળમાં ડૂબેલો ) |
| ૨॥—૪૦ | અભ્યન્તર દ્રષ્ટિગોચર ( જળથી ઉંચો દેખાય છે ). |
| ૭॥—૭૫ | અભ્યન્તર ઉંચાઇ |
| ૧૦ —૭૦ | બાહ્ય જળાવગાહ ( શિખા તરફ જળમાં ડૂબેલો ) |
| ૦॥— ૦ | બાહ્ય દ્રષ્ટિગોચર ( જળથી ઉંચો દેખાય છે ) |
| ૧૦॥—૭૦ | બાહ્ય ઉંચાઇ [ અભ્યન્તર જળાવગાહને દ્વિગુણ કરી બે ગાઉ ઉમેરતાં ]. |

હવે બીજા ચારદ્વીપ ત્રીજા ચારદ્વીપ યાવત સાતમા ચારદ્વીપો એ ૭ ચતુષ્કોમાં અનુક્રમે દ્રષ્ટિગોચરમાં ૭૦-૭૦ અંશ અધિક અધિક વધતા જાય છે તેનું કારણ કે-એ ચતુષ્કો જગતીથી સો સો યોજન અધિક અધિક દૂર છે માટે યો. ૯૫૦૦૦-૭૦૦ વૃ. તો -૧૦૦ યોજને કેટલી ? એ ત્રિરાશી પ્રમાણે $\frac{700\times100}{95000}=\frac{14}{19}$ આ રીતે પંચાણુઆ ૭૦ અંશજ પ્રાપ્ત થાય છે માટે અંદરના ભાગમાં ૭૦-૭૦ અંશો વધતા જાય છે. જેથી બીજો દ્વીપ ૨॥-૯૦, ત્રીજો દ્વીપ ૩॥-૬૫, ચોથો દ્વીપ ૪॥-૪૦, પાંચમો દ્વીપ ૫॥-૧૫, છઠ્ઠો દ્વીપ ૫॥-૮૫. અને સાતમો દ્વીપ ૬॥-૬૦ જેટલો જળથી ઉંચો દ્રષ્ટિગોચર થાય છે. અને એ સાતે ચતુષ્ક ( અઠ્ઠાવીસ દ્વીપ ) શિખાતરફ તો બે ગાઉજ દ્રષ્ટિગોચર છે.

દ્વીપની ઉંચાઇ જો કે શાસ્ત્રમાં કહી નથી, તોપણ જાણવી હોય તો બીજા ત્રીજા આદિ ચતુષ્કોમાં અનુક્રમે અભ્યન્તર ભાગે ૧ યોજન ૫ અંશ અને બાહ્યભાગે ૨ યોજન ૧૦ અંશ અધિક અધિક વધારતા જવું, જેથી બીજા દ્વીપની અભ્યન્તર ઉંચાઇ યો. ૮॥-૮૦ ભા. અને બાહ્ય ઉંચાઇ યો. ૧૨॥-૮૦ ભા. છે, ઇત્યાદિ ઉંચાઇ જાણવી. ॥ ૧૯ ॥ ૨૧૩ ॥

अवतरणः—હવે આ ચાર ગાથાઓમાં અન્તર્દ્વીપોનાં નામ કહે છે—

**सव्वे सवेइअंता, पढम चउक्कम्मि तेसि नामाइं ।**
**एगोरुअ आभासिअ वेसाणिअ चेव लंगूले ॥ २० ॥ २१४ ॥**

बीयचउक्के हयगय–गोसकुलि पुव्वकन्नणामाणो ।
आयंसमिंढगअओ–गोपुव्व मुहा य तइयम्मि ॥२१॥२१५॥

हयगयहरिवग्घमुहा, चउत्थए असकन्न हरिकण्णो ।
अकण्ण कण्णपावरणु दीवा पंचमचउक्कम्मि ॥२२॥२१६॥

उक्कमुहो मेहमुहो विज्जुमुहो विज्जुदंत छट्टम्मि ।
सत्तमगे दंतंता, घणलट्ठनिगूढसुध्धा य ॥ २३ ॥ २१७ ॥

## શબ્દાર્થ:—

सवेइ अंता–અન્તે વેદિકા સહિત
पढमचउक्कम्मि–પહેલા ચારદ્વીપમાં
तेसि–તે ચારદ્વીપનાં
नामाइं–નામો આ પ્રમાણે

बीअचउक्के–બીજા ચારદ્વીપમાં (નાં)
पुव्व–પૂર્વક
कण्णणामाणो–કર્ણ એ નામવાળા
पुव्वमुहा–પૂર્વક "મુખ" એવા નામવાળા
तइअम्मि–ત્રીજા ચારદ્વીપમાં (નાં)

मुहा–(એ શબ્દો પૂર્વક) મુખનામવાળા
पंचम चउक्कम्मि–પાંચમાં ચતુષ્કનાં

दंत अन्ता–(એ શબ્દોને) અન્તે દન્ત શબ્દસહિત નામવાળા.

## સંસ્કૃત અનુવાદ.

सर्वे सवेदिकान्ताः प्रथमचतुष्के तेषां नामानि ।
एकोरुकआभासिकोवैषाणिकश्चैव लांगूलिकः ॥ २० ॥ २१४ ॥

द्वितीयचतुष्के हयगजगोशष्कुलिपूर्वककर्णनामानः ।
आदर्शमेंढायोगोपूर्वमुखाश्च तृतीये ॥ २१ ॥ २१५ ॥

हयगजहरिव्याघ्रमुखाश्चतुर्थके आसकर्णो हरिकर्णः ।
अकर्णः कर्णप्रावरणो द्वीपः पंचमचतुष्के ॥ २२ ॥ २१६ ॥

उल्कामुखो मेघमुखो विद्युन्मुखो विद्युद्दन्तः षष्ठे ।
सप्तमे दन्तान्ता घन–लष्ट–गूढ–शुद्धाश्च ॥ २३ ॥ २१७ ॥

गाथार्थः—સર્વે દ્વીપોને અન્તે વેદિકા છે [ અર્થાત્ દરેક દ્વીપ પર્યન્તભાગે વન અને વેદિકાવડે વીટાયલો છે ], સાતચતુષ્કમાં જે પહેલું ચતુષ્ક એટલે પહેલા ચાર દ્વીપ છે તેનાં નામ–એકોરૂક–આભાસિક–વૈષાણિક–અને લાંગૂલિક દ્વીપ ॥ ૨૦ ॥ ૨૧૪ ॥

બીજા ચતુષ્કમાં [ હય ગજ ગો અને શષ્કુલી એ ચાર શબ્દો પૂર્વે રાખીને ઉત્તરમાં દરેકને कर्ण શબ્દ જોડીએ એવા નામવાળા છે એટલે ] હયકર્ણ–ગજ-કર્ણ–ગોકર્ણ–અને શષ્કુલીકર્ણ એ ચારનામવાળા છે, તથા ત્રીજા ચતુષ્કમાં [ આદર્શ મેંઢ અયો અને ગો એ ચાર શબ્દને પૂર્વે રાખી ઉત્તરમાં "મુખ" શબ્દ જોડવાથી જે નામ થાય તેવા નામવાળા છે એટલે ] આદર્શમુખ–મેંઢ-મુખ–અયોમુખ–અને ગોમુખ એ ચારનામવાળા છે ॥ ૨૧ ॥ ૨૧૫ ॥

ચોથા ચતુષ્કમાં [હય આદિને મુખ શબ્દ જોડવાથી] હયમુખ–ગજમુખ–હરિમુખ ( સિંહમુખ )–અને વ્યાઘ્રમુખ એ નામવાળા દ્વીપો છે, તથા પાંચમા ચતુષ્કમાં આસકર્ણ–હરિકર્ણ–અકર્ણ–કર્ણપ્રાવરણદ્વીપ એ ચાર નામવાળા દ્વીપ છે. ॥ ૨૨ ॥ ૨૧૬ ॥

છઠ્ઠા ચતુષ્કમાં ઉલ્કામુખ–મેઘમુખ–વિદ્યુન્મુખ–અને વિદ્યુદ્દંત એ ચાર નામ-વાળા દ્વીપ છે. અને સાતમા ચતુષ્કમાં [ ઘન આદિ શબ્દોને અન્તે "દન્ત" શબ્દ જોડીએ એવા નામવાળા એટલે ] ઘનદન્ત–લષ્ટદન્ત–ગૂઢદન્ત–અને શુદ્ધ-દન્ત એ ચાર નામવાળા દ્વીપ છે. ॥ ૨૩ ॥ ૨૧૭ ॥

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એજ કે એ સર્વે દ્વીપ કાંગરા સિવાયના કોટસરખી એકેક વેદિકાવડે વીટાયલા છે, જંબૂદ્વીપની જગતીઉપર વેદિકાનું જે સ્વરૂપ કહ્યું છે, તેવી જ બે ગાઉ ઉંચી અને ૫૦૦ ધનુષ્ પહોળી આ વેદિકાઓ પણ જાણવી. તથા વન પણ જગતીઉપરના વનસરખું યથાસં-ભવ જાણવું. ॥ ૨૦–૨૧–૨૨–૨૩ ॥ ૨૧૪–૨૧૫–૨૧૬–૨૧૭ ॥

अवतरणः—જેવા ૨૮ અન્તર્દ્વીપ લઘુહિમવંતપર્વતના બે છેડે છે, તેવાજ બીજા ૨૮ અન્તર્દ્વીપ શિખરીપર્વતના બે છેડે પણ છે તે, તથા અન્તર્દ્વીપોમાં કોની વસતિ છે ? તે આ ગાથામાં કહેવાય છે—

## एमेव य सिहरिम्मिवि, अडवीसं सव्वि हुंति छप्पण्णा ।
## एएसु जुअलरूवा, पलिआसंखंसआउ णरा ॥ २४ ॥२१८ ॥

### શબ્દાર્થ:—

एमेव–એ પ્રમાણે જ
सिहरिम्मिवि–શિખરીપર્વતને અંતેપણ
अडवीसं–અઠ્ઠાવીસ અન્તર્દ્વીપ છે
सव्वि छप्पण्णा–સર્વ મળીને છપ્પનદ્વીપ
एएसु–એ અન્તર્દ્વીપોમાં
जुअलरूवा–યુગલિક રૂપ
पलिअ असंखंस आउ–પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા આયુવાળા
णरा–મનુષ્યો (તિર્યંચો પણ)

### સંસ્કૃત અનુવાદ.

**एवमेव च शिखरिण्यष्टाविंशतिः सर्वे भवन्ति षट्पंचाशत् ।**
**एतेषु युगलरूपाः पल्यासंख्येयांशायुषो नराः ॥ २४ ॥ २१८ ॥**

गाथार्थ:—એ પ્રમાણેજ શિખરીપર્વતના બન્ને છેડે પણ ૨૮ દ્વીપ છે, જેથી સર્વમળીને ૫૬ અન્તર્દ્વીપ છે, અને છપ્પનઅન્તર્દ્વીપોમાં યુગલિકમનુષ્યો પલ્યોપમના અસંખ્યાતમાભાગના આયુષ્યવાળા વસે છે [ ગર્ભજતિર્યંચો પણ એવાજ વસે છે ] ॥ ૨૪ ॥ ૨૧૮ ॥

विस्तरार्थ:—લઘુહિમવંતને છેડે જેવા ૨૮ અન્તરદ્વીપ કહ્યા તેવાજ ઉત્તરદિશામાં ઐરવતક્ષેત્રને અન્તે રહેલા શિખરી વર્ષધરપર્વતના બે છેડે પણ ૨૮ અન્તરદ્વીપ છે. જેથી સર્વ ૫૬ અન્તરદ્વીપોમાં યુગલિકમનુષ્યો અને યુગલિકતિર્યંચો પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગના આયુષ્યવાળા વસે છે, તથા ભૂમિ કલ્પવૃક્ષ ઇત્યાદિ જે સ્વરૂપ હિમવંતક્ષેત્રાદિનું કહેવાયું છે, તે સર્વસ્વરૂપ અહિં પણ યથાયોગ્ય જાણવું. સમ્મૂર્ચ્છિમ તિર્યંચપંચેન્દ્રિયો પણ આયુષ્યના તત્પ્રાયોગ્ય શુભઅધ્યવસાયે અન્તર્દ્વીપના મનુષ્યનું આયુષ્ય બાંધે છે અને અહિં ઉત્પન્ન થાય છે, અને તેથી હીન પણ તત્પ્રાયોગ્ય શુભઅધ્યવસાયે યુગલતિર્યંચનુંજ આયુષ્ય બાંધી અહિં યુગલતિર્યંચમાં ઉત્પન્ન થાય છે. ગાથામાં જો કે યુગલતિર્યંચ કહ્યા નથી તો પણ ઉપલક્ષણથી ગ્રહણ કરવા. ॥ ૨૪ ॥ ૨૧૮ ॥

अवतरण:—હવે આ ગાથામાં અન્તરદ્વીપના યુગલિકોના શરીરની ઉંચાઇ પાંસળી આહારનું અન્તર અને અપત્યપાલના એ ચાર બાબત કહેવાય છે—

**जोअणदसमंसतणू पिट्ठिकरंडाणमेसि चउसट्ठी ।**
**असणं च चउत्थाओ, गुणसीदिणवच्चपालणया ॥ २५ ॥ २१९ ॥**

## શબ્દાર્થ:—

जोअणदसमअंस—એક યોજનનો દશમો ભાગ
तणू—શરીરની ઉંચાઇ
पिट्ठकरंडाणं—પૃષ્ઠકરંડકો, પાંસળીઓ
एसि—એ યુગલિકોને
चउसट्ठी—ચોસઠ
असणं च—વળી આહાર (નું અન્તર)
चउत्थाओ—ચતુર્થભકતથી (એક દિવસને આંતરે)
गुणसीदिण—ઓગોન્યાસી (૭૯) દિવસ
अवच्चपालणया—અપત્યપાલના (સંતતિ પાલન)

## સંસ્કૃત અનુવાદ.

**योजनदशमांशतनवः, पृष्ठकरंडकानामेनेषां चतुःषष्टिः ।**
**अशनं च चतुर्थादेकोनाशीतिदिनान्यपत्यपालना ॥ २५ ॥ २१९ ॥**

ગાથાર્થ:—એ યુગલિકોનું શરીર યોજનના દશમા ભાગ જેટલું [ ૮૦૦ ધનુષ્નું ] ઉંચું હોય છે, એ મનુષ્યોને પાંસળીઓ ૬૪ હોય છે, એક દિવસને અન્તરે આહાર હોય છે, અને અપત્યપાલના ૭૯ દિવસ સુધી હોય છે. ॥ ૨૫ ॥ ૨૧૯ ॥

વિસ્તરાર્થ:—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એજ કે—એ ચારે બાબત યુગલિકમનુષ્યોને અંગેજ જાણવી, પરન્તુ યુગલતિર્યંચોને અંગે નહિં. કુરૂક્ષેત્રના યુગલતિર્યંચોને ઉત્કૃષ્ટ આહારાન્તર બે દિવસનું કહ્યું છે, અને મનુષ્યોને ત્રણ દિવસનું કહ્યું છે, તે અનુસારે શેષ યુગલભૂમિઓમાં પણ યુગલતિર્યંચોને મનુષ્યની અપેક્ષાએ કંઇક ન્યૂન આહારાન્તર સંભવે, પરન્તુ સ્પષ્ટ કહેલું નથી માટે અહિં પણ કેટલું આહારાન્તર તે સ્પષ્ટ કહેવાય નહિં અને શેષ ત્રણ વાત તો યુગલતિર્યંચનેમાટે કુરૂક્ષેત્રમાં તેમજ બીજે પણ દર્શાવી નથી.

તથા છ માસ આયુષ્ય શેષ રહે યુગલપ્રસવ હોવાથી અહિં ૭૯ દિવસસુધી પુત્રપુત્રીનું રક્ષણકરી શેષ ( ૧૦૧ દિવસ લગભગ ) આયુષ્યપૂર્ણ કરી માતપિતા ભવનપતિ અથવા વ્યન્તરમાં જાય છે, અને ૭૯ દિવસબાદ યુગલબાળકો યુવાન થઇ સ્વતંત્ર વિચરે છે. ॥ ૨૫ ॥ ૨૧૯ ॥

## ॥ ५६ अन्तरद्वीपनुं कोष्टक ॥

| અન્તર્દ્વીપ | જગતીથી દૂર | પૂર્વ દ્વીપથી દૂર | દ્વીપ વિસ્તાર | જંબૂદ્વીપ તરફ જળથી ઉંચા | શિખાન્ત તરફ જળથી ઉંચા | કાળ અને મનુષ્ય તિર્યંચ | પૃષ્ઠ કરંડક આહારાન્તર અપત્ય પાલન | શરીરની ઉંચાઈ | આયુષ્ય | દ્વીપ પરિધિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પહેલા ૪ દ્વીપ | ૩૦૦ યો. | ૩૦૦ યો. (જગતીથી) | ૩૦૦ યો. | ૨॥ ૨૨/૯૫ યો. | ૨ ગાઉ | ત્રીજા આરાના પર્યન્ત સરખો. અને મનુષ્યો તથા તિર્યંચો યુગલિક | ૬૪ પૃષ્ઠ કરંડક ૧ દિવસને અંતરે આહાર ૭૯ દિવસ અપત્ય પાલન | ધનુ ૮૦૦ ( આઠસો ધનુષ્ય ) | પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ | ૯૪૯ યો. |
| બીજા ૪ દ્વીપ | ૪૦૦ | ૪૦૦ (પૂર્વ દ્વીપથી) | ૪૦૦ યો. | યો. ૩॥—૮૦ | ૨ ગાઉ | | | | | ૧૨૬૫ |
| ત્રીજા ૪ દ્વીપ | ૫૦૦ | ૫૦૦ | ૫૦૦ યો. | ૩॥—૬૫ | ૨ ગાઉ | | | | | ૧૫૮૧ |
| ચોથા ૪ દ્વીપ | ૬૦૦ | ૬૦૦ | ૬૦૦ યો. | ૪॥—૪૦ | ૨ ગાઉ | | | | | ૧૮૯૭ |
| પાંચમા ૪ દ્વીપ | ૭૦૦ | ૭૦૦ | ૭૦૦ યો. | ૫॥—૧૫ | ૨ ગાઉ | | | | | ૨૨૧૩ |
| છઠ્ઠા ૪ દ્વીપ | ૮૦૦ | ૮૦૦ | ૮૦૦ યો. | ૫॥—૮૫ | ૨ ગાઉ | | | | | ૨૫૨૯ |
| સાતમા ૪ દ્વીપ | ૯૦૦ યો. | ૯૦૦ | ૯૦૦ યો. | ૬॥—૬૦ | ૨ ગાઉ | | | | | ૨૮૪૫ યો. |

અવતરણ:—પૂર્વે ગાથાઓમાં કહેલા ૫૬ અન્તરદ્વીપઉપરાન્ત બીજા પણ ગૌતમદ્વીપઆદિ દ્વીપો આ લવણસમુદ્રમાં છે તે આ બે ગાથાઓમાં કહેવાય છે—

**पच्छिमदिसि सुत्थिअ लवणसामिणो गोअमुत्ति इगुदीवो ।**
**उभओवि जंबुलावण दु दु रवि दीवा य तेसिं च ॥ २६ ॥ २२० ॥**
**जगइपरुप्परअंतरि, तहवित्थर बारजोअणसहस्सा ।**
**एमेव य पुव्वदिसिं, चंदचउक्कस्स चउदीवा ॥ २७ ॥ २२१ ॥**

**શબ્દાર્થ:—**

पच्छिमदिसि—પશ્ચિમદિશાએ
सुत्थिअ—સુસ્થિત નામના
लवणसामिणो—લવણસમુદ્રના અધિપતિનો
गोअमुत्ति—ગૌતમ એવા નામનો
इगु दीवो—એકદ્વીપ છે

उभओवि—બન્ને બાજુએ પણ
जंबुलावण—જંબૂદ્વીપના અને લવણસમુદ્રના
दुदु रवि दीवा—બે બે સૂર્યદ્વીપ
तेसिं च—અને તે દ્વીપોનું

---

जगइ (अंतरि)—જગતીથી અન્તર
परुप्पर अंतरि—પરસ્પર અન્તર
तह वित्थर—તથા વિસ્તાર
बारजोअणसहस्सा—બારહજાર યોજન

एमेव य—વળી એ પ્રમાણેજ
पुव्वदिसिं—પૂર્વ દિશામાં
चंदचउक्कस्स—ચાર ચંદ્રના
चउदीवा—ચારદ્વીપ

**સંસ્કૃત અનુવાદ.**

**पश्चिमदिशि सुस्थितलवणस्वामिनो गौतमेत्येको द्वीपः ।**
**उभयतोऽपि जाम्बुलावणयोर्द्वे द्वे द्वीपे च तेषां च ॥ २६ ॥ २२० ॥**

**जगतीपरस्परान्तरं तथा विस्तारो द्वादशयोजनसहस्राणि ।**
**एवमेव च पूर्वदिशि चन्द्रचतुष्कस्य चत्वारो द्वीपाः ॥ २७ ॥ २२१ ॥**

ગાથાર્થ:—પશ્ચિમદિશામાં લવણસમુદ્રના અધિપતિ સુસ્થિતનામના દેવનો ગૌતમદ્વીપ નામનો એક દ્વીપ છે, અને તે ગૌતમદ્વીપની બે બાજુએ જંબૂદ્વીપના બે સૂર્યના બે દ્વીપ અને લવણસમુદ્રના બે સૂર્યના [ચાર સૂર્યમાંથી બે સૂર્યના] બે દ્વીપ છે, તથા તે પાંચે દ્વીપોનું જગતીથી અન્તર અને દ્વીપોનું પરસ્પર

[ દ્વીપથી દ્વીપનું ] અન્તર તથા વિસ્તાર બાર હજાર યોજન છે, અને એ પ્રમાણે જ પૂર્વદિશામાં ચાર ચંદ્રના ચાર દ્વીપ છે. ॥ ૨૬-૨૭ ॥ ૨૨૦-૨૨૧ ॥

विस्तरार्थः—હવે આ લવણસમુદ્રમાં ચંદ્રસૂર્યના આવાસ દ્વીપો છે તે કહેવાય છે—

## ॥ લવણસમુદ્રમાં ૨૪ ચંદ્રસૂર્યદ્વીપ તથા ૧ ગૌતમદ્વીપ ॥

લવણસમુદ્રનો અધિપતિ सुस्थित એ નામનો વ્યન્તરનિકાયનો મહર્દ્ધિક દેવ છે, તેની સુસ્થિતા નામની રાજધાની અસંખ્યદ્વીપસમુદ્ર વ્યતીત થયા બાદ બીજા લવણસમુદ્રમાં પશ્ચિમદિશામાં વિજયરાજધાની સરખી ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે, ત્યાં આ સુસ્થિતદેવ રહે છે, પરન્તુ જ્યારે પોતાના તાબાના લવણસમુદ્રના કોઇ કાર્યપ્રસંગે અથવા બીજા કોઇ કારણે અહિં આવે ત્યારે આ ગૌતમદ્વીપના ઉપર ભૌમેય આવાસમાં આરામ લે છે, આ ક્રીડા આવાસ ૬૨II યોજન ઉંચો અને ૩૧I યોજન વિસ્તારવાળો છે, એમાં સુસ્થિતદેવને બેસવાયોગ્ય સિંહાસન નથી પરન્તુ શયનકરવાયોગ્ય શય્યા છે, સુસ્થિતદેવનું ૧ પલ્યોપમ આયુષ્ય છે. લવણસમુદ્ર અને સમુદ્રમાં રહેલા દ્વીપપર્વતઆદિ પદાર્થો પ્રત્યે પણ એનું આધિપત્ય છે, નારદને અવિરતિ જાણીને દ્રૌપદીએ પોતાના નિવાસભુવનમાં આવતાં યોગ્યસત્કાર ન કર્યો ત્યારે કલેશપ્રિય નારદે ધાતકી ખંડની અપરકંકા નગરીના પદ્મોત્તરરાજા આગળ દ્રૌપદીની સુંદરતાનું વર્ણન કરતાં રાજાએ સ્વાધીનદેવદ્વારા દ્રૌપદીનું હરણ કર્યું, તે વખતે દ્રૌપદીની શોધમાં વ્યાકુળ થયેલા કૃષ્ણને અન્યોક્તિમાં નારદેજ દ્રૌપદીનું સ્થાન દર્શાવ્યું, જેથી અપરકંકા નગરીમાં જવાને લવણસમુદ્ર ઉલ્લંઘવા માટે કૃષ્ણે એજ સુસ્થિત દેવનું આરાધન કર્યું હતું, અને એજ દેવે લવણસમુદ્રમાં મોટી સડક સરખો સ્થલ-માર્ગ કરી આપ્યો હતો, કે જે માર્ગે થઇને અપરકંકા નગરીમાં પાંડવો સહિત જઇ પદ્મોત્તરને જીતી દ્રૌપદીને પાછી લાવ્યા.

આ ગૌતમદ્વીપ જંબૂદ્વીપની જગતીથી ૧૨૦૦૦ યોજન દૂર સમુદ્રમાં મેરૂની પશ્ચિમદિશાએ એટલે જયંતદ્વારની સન્મુખ છે, અને એ દ્વીપની લંબાઇ પહોળાઇ પણ ૧૨૦૦૦ યોજન છે, અને સમવૃત્ત આકારનો છે, જેથી મૂળ વિસ્તાર અને ઉપરનો વિસ્તાર બન્ને સરખા છે. ॥ इति लवणाधिपतिसुस्थितदेवस्य गौतमद्वीपः ॥

તથા એજ ગૌતમદ્વીપને બે પડખે ઉત્તરદક્ષિણબાજુએ બે બે सूर्यद्वीप છે, એમાં બે સૂર્યદ્વીપ જંબૂદ્વીપના બે સૂર્યના છે, અને બીજા બે દ્વીપ લવણ-

સમુદ્રની શિખાના અભ્યન્તર ભાગે એટલે જંબૂદ્વીપતરફ ફરતા બે* અભ્યન્તર સૂર્યના છે, જેથી બે બે સૂર્યદ્વીપની વચ્ચે ગૌતમદ્વીપ આવેલો છે, અને એ ચારે દ્વીપો પણ ગૌતમદ્વીપસરખા જ જાણવા, જેથી જગતીથી ૧૨૦૦૦ યોજન દૂર છે, અને ૧૨૦૦૦ યોજનના વિસ્તારવાળા છે, તથા પશ્ચિમદિશામાં એ પાંચે વક્ર પંક્તિએ પરસ્પર બારબાર હજાર યોજન દૂર રહેલા છે, પણ એક બીજાને અડીને નજીકમાં રહ્યા નથી.

એ સૂર્યદ્વીપોની ઉપર પણ પૂર્વે કહેલા ભૌમેય આવાસ ( ભવન ) સરખો એકેક ક્રીડા[1]પ્રાસાદ છે, વળી એમાં જંબૂદ્વીપના બે સૂર્યની મુખ્ય રાજધાનીઓ અસંખ્યદ્વીપસમુદ્ર વ્યતીત થયા બાદ બીજા જંબૂદ્વીપમાં છે, અને લવણ સૂર્યની બે રાજધાનીઓ એટલે જ દૂર બીજા લવણસમુદ્રમાં પોતપોતાના દ્વીપની પશ્ચિમદિશાએ છે. ત્યાં અનેક જ્યોતિષીદેવદેવીઓનું આધિપત્ય ભોગવે છે, જન્મ પણ ત્યાં છે, અને કાર્યપ્રસંગે અહિં આવે ત્યારે આકાશમાં ફરતા પોતાના સૂર્યવિમાનમાં સિંહાસનઉપર પરિવાર સહિત બેસે છે, અને કોઇ વખત આ દ્વીપ ઉપરના પ્રાસાદમાં આવી શય્યામાં શયન કરે છે. પુનઃ આ દ્વીપ ઉપરના સપાટ પ્રદેશોમાં હંમેશા બીજા અનેક જ્યોતિષદેવદેવીઓ ફરે છે બેસે છે સૂએ છે, અને આનંદ કરતા વિચરે છે ॥ इति ४ सूर्यद्वीपाः ॥

તથા જે રીતે પશ્ચિમદિશામાં ચાર સૂર્યદ્વીપ કહ્યા તેવા જ મેરૂની પૂર્વદિશામાં એટલે વિજયદ્વારની સ્હામે જગતીથી ૧૨૦૦૦ યોજન દૂર અને ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળા ૪ चंद्रद्वीप છે, એમાં પણ બે દ્વીપ જંબૂદ્વીપના બે ચંદ્રના છે, અને બીજા બે દ્વીપ લવણસમુદ્રના શિખાની અભ્યન્તર ભાગે ફરનારા બે ચંદ્રના છે. એ ચારે દ્વીપ પરસ્પર બારબારહજાર યોજન દૂર રહેલા છે. તથા એ દ્વીપો ઉપરના ક્રીડાપ્રાસાદો તથા ચંદ્રા રાજધાનીઓ વિગેરે સ્વરૂપ સર્વ સૂર્યવત્ કહેવું, વિશેષ કે એ ચંદ્રોની ચંદ્રા નામની રાજધાનીઓ બીજા જંબૂદ્વીપમાં તથા લવણસમુદ્રમાં પૂર્વદિશામાં જાણવી. ॥ इति ४ चंद्रद्वीप ॥ ॥ ૨૬-૨૭ ॥ ૨૨૦-૨૨૧ ॥

---

* ગૌતમદ્વીપને બે પડખે બે બે સૂર્યદ્વીપ સામાન્યથી કહ્યા છે, પરન્તુ એમાં જંબૂ-સૂર્યના દ્વીપ કઇ બાજુએ અને અભ્યન્તરલવણસૂર્યના દ્વીપ કઇ બાજુએ તે સ્થાનની સ્પષ્ટતા ઉપલબ્ધ થતી નથી, તેમજ પૂર્વદિશામાં ચાર ચંદ્રદ્વીપમાં પણ કયા ચંદ્રના દ્વીપ કઇ બાજૂએ છે, તેની સ્પષ્ટતા દેખાતી નથી, માટે તે સ્થાનનિયમ શ્રીબહુશ્રુતથી જાણવો.

૧ અર્થાત્ ગૌતમદ્વીપઉપર ભૌમેયવિહાર ( ભવન ) છે અને ચંદ્રસૂર્યદ્વીપોઉપર પ્રાસાદ છે. એ તફાવત છે.

अवतरण:—પૂર્વગાથામાં જંબૂદ્વીપતરફ જેમ ચાર સૂર્યદ્વીપ અને ચાર ચંદ્રદ્વીપ કહ્યા તેમ ધાતકીખંડતરફ પણ ૮ સૂર્યદ્વીપ અને ૮ ચંદ્રદ્વીપ છે તે આ ગાથામાં કહેવાય છે—

## एवं चिअ बाहिरओ, दीवा अट्ठट्ठ पुव्वपच्छिमओ ।
## दु दु लवण छ छ धायइ–संड ससीणं रवीणं च ॥ २८ ॥ २२२ ॥

### શબ્દાર્થ:—

एवं चिअ–એ પ્રમાણેજ
बाहिरओ–બહારભાગમાં
दीवा=ચંદ્રસૂર્યના દ્વીપ
अट्ठट्ठ–આઠ આઠ
पुव्व पच्छिमओ–પૂર્વ અને પશ્ચિમે
दु दु–બે ચંદ્રદ્વીપ બે સૂર્યદ્વીપ
लवण–લવણસમુદ્રના
छ छ–૬ ચંદ્રદ્વીપ ૬ સૂર્યદ્વીપ
धायइसंड–ધાતકીખંડ
ससीणं रवीणं–ચંદ્રસૂર્યના

### સંસ્કૃત અનુવાદ.

**एवं चैव बाह्यतो द्वीपा अष्टाष्ट पूर्वपश्चिमतः**
**द्वे द्वे लावणयोः षट् षट् धातकीखंडचन्द्राणां सूर्याणां च ॥ २८ ॥ २२२ ॥**

ગાથાર્થ:—એ પ્રમાણેજ લવણસમુદ્રની શિખાથી બહારના ભાગમાં પૂર્વદિશામાં બે દ્વીપ બાહ્યલવણચંદ્રના અને છ દ્વીપ ધાતકીખંડના અભ્યન્તરચંદ્રના, તથા પશ્ચિમદિશામાં બે દ્વીપ બાહ્યલવણસૂર્યના અને છ દ્વીપ અભ્યન્તરધાતકી સૂર્યના છે, સર્વમળી ૮ ચંદ્રદ્વીપ અને ૮ સૂર્યદ્વીપ છે. ॥ ૨૮ ॥ ૨૨૨ ॥

विस्तरार्थ:—લવણસમુદ્રની શિખાની બહાર લવણસમુદ્રના બે ચંદ્ર અને બે સૂર્ય ફરે છે, અને ધાતકીખંડમાં જે ૧૨ સૂર્ય ૧૨ ચંદ્ર છે તેમાંના ૬–૬ સૂર્યચંદ્ર ધાતકીના મેરૂપર્વતની અભ્યન્તરબાજુએ લવણસમુદ્ર તરફ ફરે છે, અને બીજા ૬ સૂર્ય ૬ ચંદ્ર ધાતકીમેરૂની બહારના ભાગમાં કાળોદધિસમુદ્રતરફ પણ ધાતકીખંડમાંજ ફરે છે, જેથી ૬ ચંદ્ર ૬ સૂર્ય અભ્યન્તરધાતકીના અને બીજા ૬–૬ બાહ્યધાતકીના ગણાય. ત્યાં લવણસમુદ્રના પર્યન્તે લવણસમુદ્રની જગતી ધાતકીખંડના અભ્યન્તરકિનારે આવેલી છે, ત્યાંથી ૧૨૦૦૦ યોજન દૂર પૂર્વદિશામાં ૮ ચંદ્રદ્વીપ આવેલા છે, તેમાં બે દ્વીપ બાહ્યલવણચંદ્રના અને ૬ દ્વીપ અભ્યન્તર ધાતકીચંદ્રના છે, અને સર્વરીતે પૂર્વોક્ત ચાર ચંદ્રદ્વીપ સરખા છે, તથા પશ્ચિમ

દિશામાં પણ ધાતકીના અભ્યન્તરકિનારાથી ૧૨૦૦૦ યોજન દૂર લવણસમુદ્રમાં ૮ દ્વીપ છે, તેમાં બે દ્વીપ બાહ્યલવણસૂર્યના છે, અને ૬ દ્વીપ અભ્યન્તરધાતકી સૂર્યના છે.

તથા એ દ્વીપના તે તે ચંદ્રોની ચંદ્રાનામની રાજધાનીઓ તથા સૂર્યની સૂર્યાનામની રાજધાનીઓ પૂર્વે કહ્યા પ્રમાણે અસંખ્યદ્વીપસમુદ્ર વીત્યાબાદ બીજા લવણસમુદ્રમાં અને બીજા ધાતકીદ્વીપમાં પોતપોતાની દિશાઓમાં વિજયરાજધાની સરખી ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળી છે ॥ इति बाह्यवर्तिनः ८–८ चंद्रसूर्यद्वीपाः ॥

એ પ્રમાણે આ લવણસમુદ્રમાં ૧ ગૌતમદ્વીપ ૧૨ ચંદ્રદ્વીપ અને ૧૨ સૂર્યદ્વીપ મળીને ૨૫ દ્વીપ સરખા પ્રમાણવાળા અને શાશ્વતા છે. એ ઉપરાન્ત રત્નદ્વીપ વિગેરે બીજા દ્વીપો પણ સંભવે છે, પરન્તુ શાસ્ત્રોમાં સમુદ્રના અધિકાર પ્રસંગે તેવા દ્વીપોનું વર્ણન આવતું નથી, તેનું કારણ અશાશ્વત હોય અથવા તો એવા ક્ષુલ્લદ્વીપોમાં કંઇ જાણવા લાયક ન હોય તો તે કારણ પણ હોય, ઇત્યાદિ યથાયોગ્ય કારણ વિચારવું. ॥ ૨૮ ॥ ૨૨૨ ॥

अवतरण:—પૂર્વગાથાઓમાં કહેલા ગૌતમદ્વીપ વિગેરે ૨૫ દ્વીપો જળ ઉપર કેટલા ઉંચા દેખાય છે? તેનું પ્રમાણ આ ગાથામાં કહેવાય છે—

**एए दीवा जलुवरि, बहिजोअण सङ्घअट्ठसीइ तहा ।**
**भागावि अ चालीसा, मज्झे पुण कोसदुगमेव ॥२९॥२२३॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| एए दीवा—એ દ્વીપો | भागावि अ—વળી ભાગ પણ |
| जलउवरि—જળ ઉપર | चालीसा—(પંચાણુઆ) ચાલીસ |
| बहि—જંબૂદ્વીપ ધાતકીદ્વીપ તરફ | मज्झे पुण—અને શિખાદિશિ તરફ |
| सड्ढ अट्ठसीइ—સાઢી અઠ્યાસી | कोसदुगंएव—બે કોશ જ |

## સંસ્કૃત અનુવાદ.

**एते द्वीपा जलोपरि बहिर्योजनानि सार्धाष्टाशीतिस्तथा ।**
**भागा अपि च चत्वारिंशत् मध्ये पुनः क्रोशद्विकमेव ॥२९॥२२३॥**

ગાથાર્થ:—એ દ્વીપો અભ્યન્તરદિશિએ [ દ્વીપદિશિએ ] ૮૮॥ યોજન તથા ૪૦ પંચાણુઆભાગજેટલા જળઉપર દેખાય છે, અને બહારની દિશિએ બે ગાઉજ દેખાય છે ॥ ૨૯ ॥ ૨૨૩ ॥

विस्तरार्थ:—એ ૨૫ દ્વીપોની બહારનો તથા અંદરનો જળ ઉપર દેખાવ આ પ્રમાણે—

## ॥ ગૌતમદ્વીપ આદિ ૨૫ દ્વીપોનો જળઉપર દેખાવ ॥

અહિં પૂર્વના સંકેતપ્રમાણે બાહ્યશબ્દથી અભ્યન્તરદિશિ અને મધ્ય વા અભ્યન્તરશબ્દથી બાહ્યદિશિ એ અર્થ છે. ત્યાં એ દ્વીપો બાહ્યદિશિએ એટલે જંબૂદ્વીપતરફના દ્વીપો જંબૂદ્વીપતરફ અને ધાતકીખંડતરફના દ્વીપો ધાતકીખંડ-તરફ જળથી કેટલા ઉંચા દેખાય છે તે દર્શાવવાનું છે, ત્યાં બન્ને દ્વીપના કિનારાથી ૧૨૦૦૦-૧૨૦૦૦ યોજન દૂર જતાં એ દ્વીપો આવે છે અને ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળા હોવાથી ૨૪૦૦૦ યોજનને અન્તે જળવૃદ્ધિ કેટલી ? તે જાણીને ત્યારબાદ દ્વીપદિશિનો દેખાવ જાણવો સુગમ હોવાથી પ્રથમ તે જળવૃદ્ધિ કાઢવાની ત્રિરાશિ આ પ્રમાણે—યોજને—વૃદ્ધિ તો યોજને—કેટલી ?

૯૫૦૦૦—૭૦૦— ૨૪૦૦૦

$$\frac{૭૦૦×૨૪૦૦૦}{૯૫૦૦૦} = \frac{૧૬૮૦૦૦}{૯૫}$$

૯૫ ) ૧૬૮૦૦૦ ( ૧૭૬ યોજન
૯૫
૭૩૦
૬૬૫
૦૬૫૦
૫૭૦
૦૮૦ શેષ ભાગ.

$= ૧૭૬\frac{૮૦}{૯૫}$

૨ ) ૧૭૬ ( ૮૮      ૨ ) ૮૦ ( ૪૦
૧૭૬
૦૦૦

યો૦ ભા૦
=૮૮ — ૪૦
+ ૦॥
દૃષ્ટિગોચર ૮૮॥—૪૦ દ્વીપદિશિ
( અભ્યન્તર દૃષ્ટિગોચર )

એ પ્રમાણે ૨૪૦૦૦ યોજનાન્તે ૧૭૬ $\frac{૮૦}{૯૫}$ યોજન જળવૃદ્ધિ હોવાથી સમભૂમિથી એટલો ઉંચો જળમાં ડુબેલો છે, અને બે ગાઉ બહાર છે, પુનઃ જેવો બહારના ભાગમાં બહાર દેખાય છે એટલાજ અભ્યન્તર ભાગે પણ જળબહાર હોય છે, અને તે ઉપરાન્ત અભ્યન્તર દિશિમાં ૧૨૦૦૦ યોજન હઠીને પાછા આવવાથી ૧૭૬—૮૦ નું અર્ધ ૮૮—૪૦ અધિક ખુલ્લો હોય, જેથી સર્વ મળીને ૮૮॥ યોજન—૪૦ ભાગ દ્વીપતરફ સર્વે દ્વીપો જળ બહાર ઉંચા દેખાય છે, અર્થાત્ જંબૂદ્વીપ પાસેના ૯ દ્વીપ જંબૂદ્વીપતરફ ૮૮॥ યો.—૪૦ ભા. ખુલ્લા છે, અને ધાતકીખંડતરફના ૧૬ દ્વીપ ધાતકી

યો. ભા.
તરફ ૮૮॥—૪૦ ખુલ્લા છે. આ પ્રમાણે બન્ને દ્વીપતરફ સરખા દૃષ્ટિગોચર થવાનું કારણકે—જેવું ગોતીર્થ અને જળવૃદ્ધિ જંબૂદ્વીપથી શિખાસુધી છે, તેવુંજ ગોતીર્થ અને જળવૃદ્ધિ ધાતકીખંડથી પણ શિખાસુધી છે. તથા બહારભાગે એટલે એ સર્વે દ્વીપો શિખાતરફ તો બે ગાઉ દૃષ્ટિગોચર છે તે સ્વાભાવિક છે, જેથી એ ઉંચાઇ ગણિતલબ્ધ નથી ॥

## ગૌતમાદિ ૨૫ દ્વીપોની મૂળથી *અનુક્ત ઉંચાઇ

હવે એ ૨૫ દ્વીપો સમુદ્રની ભૂમિથી કેટલા ઉંચા છે? તે જો કે શાસ્ત્રમાં દર્શાવેલું નથી તોપણ અહિં વિશેષ અર્થ તરીકે કહેવાય છે તે ત્રિરાશિના ગણિતથી આ પ્રમાણે—

યોજને ગોતીર્થ તો યોજને કેટલું ?
૯૫૦૦૦ — ૧૦૦૦ — ૧૨૦૦૦ $\frac{૧૨૦૦૦\times૧૦૦૦}{૯૫૦૦૦} = \frac{૧૨૦૦૦}{૯૫}$

૯૫) ૧૨૦૦૦ (૧૨૬ યો. ભા.
૯૫ = ૧૨૬ – ૩૦ ગોતીર્થ (૧૨૦૦૦ યો૦નું)
૨૫૦ +૮૮॥– ૪૦ દૃષ્ટિગોચર ( .. ની)પૂર્વવત
૧૯૦ ૨૧૪॥– ૭૦ અભ્યન્તર ઉંચાઇ.
૦૬૦૦
૫૭૦
૩૦ શેષ ભાગ

યોજન ભાગ
એ પ્રમાણે ૨૧૪–૭૦ જેટલી ઉંચાઇ દ્વીપદિશિએ એટલે અભ્યન્તરભાગ છે, અને બાહ્યભાગે એટલે શિખાદિશિતરફની ઉંચાઇ જાણવાને પ્રથમ જે ૧૨૦૦૦ યોજન અન્તરનું ગોતીર્થ તથા જળવૃદ્ધિ કહી છે તેને જ બમણી કરવી, કારણ કે દ્વીપના પર્યન્તે જતાં દ્વીપવિસ્તારના બીજા ૧૨૦૦૦ યોજન અધિક વધે છે, જેથી દ્વીપથી ૨૪૦૦૦ યોજન દૂરનું ગોતીર્થ અને જળવૃદ્ધિ પ્રાપ્ત કરીને ત્યારબાદ ૦॥ યોજન દૃષ્ટિગોચર ઉમેરતાં બાહ્ય ઉંચાઇ આવે છે તે આ પ્રમાણે—

યોજને ગોતીર્થ તો યોજને કેટલું ?
૯૫૦૦૦—૧૦૦૦—૨૪૦૦૦

* શાસ્ત્રમાં એ દ્વીપો ભૂમિભાગથી કેટલા ઉંચા છે? તે કહ્યું નથી. માટે શાસ્ત્રમાં નહિ કહેલી ઉંચાઇ તે અહિં અનુક્ત ઉંચાઇ જાણવી.

$\frac{૨૪૦૦૦ \times ૧૦૦૦}{૯૫૦૦૦} = \frac{૨૪૦૦૦}{૯૫}$

યોજને વૃદ્ધિ તો યોજને કેટલી ?
૯૫૦૦૦—૭૦૦—૨૪૦૦૦

૯૫ ) ૨૪૦૦૦ ( ૨૫૨ યોજન ગોતીર્થ
૧૯૦
૫૦૦
૪૭૫
૨૫૦
૧૯૦
૬૦ શેષ ભાગ

$\frac{૭૦૦ \times ૨૪૦૦૦}{૯૫૦૦૦} = \frac{૧૬૮૦૦}{૯૫}$

૯૫ ) ૧૬૮૦૦ ( ૧૭૬ યોજન જળવૃદ્ધિ.
૯૫
૭૩૦
૬૬૫
૬૫૦
૫૭૦
૮૦ શેષ ભાગ

યો. ભા.
૨૫૨—૬૦ ગોતીર્થજળ
૧૭૬—૮૦ વૃદ્ધિજળ
૦ll દ્રષ્ટિગોચર
* ૪૨૮ll ૧૪૦
+ ૧ ૯૫ [ પંચાણું અંશનો ૧ યોજન કાઢી લઇ યોજનોમાં ઉમેરતાં ]
૪૨૯ll—૪૫ બાહ્યદિશિએ શિખાતરફ ૨૫ દ્વીપોની મૂળથી ઉંચાઇ.

એ પ્રમાણે ગૌતમાદિ દ્વીપોની અભ્યન્તરઉંચાઇ ૨૧૪ll—૭૦ (યો. ભાગ.) અને બાહ્ય ઉંચાઇ ૪૨૯ll—૪૫ (યો. ભાગ.) જાણવી. ॥ ૨૯ ॥ ૨૨૩ ॥

---

* અથવા બાહ્યગતે ત્રિરાશિએ તો ૯૫૦૦૦ યોજન ગયે ભૂમિથી ૧૭૦૦ યોજન ઉંચું જળ છે માટે યોજને નિરંતર તો યોજને કેટલું ?
૯૫૦૦૦ ૧૭૦૦ ૨૪૦૦૦

$\frac{૧૭૦૦ \times ૨૪૦૦૦}{૯૫૦૦૦} = \frac{૪૦૮૦૦}{૯૫}$

૯૫ ) ૪૦૮૦૦ ( ૪૨૯ યો.
૪૦૭૫૫
યો. ભા. ૦૦૦૪૫ શેષ ભાગ

એમાં ૦ll યોજન દ્રષ્ટિગોચરનો મેળવતાં એ રીતે પણ ૪૨૯ll—૪૫ બાહ્ય ઉંચાઇ આવે છે.

## ॥ लवणसमुद्रना गौतमद्वीप आदि ३१ द्वीपोनो यंत्र ॥

| દ્વીપ | દિશા (જંબૂ મેરૂથી) | જગતીથી દૂર | પરસ્પર દૂર | વૃત્ત વિસ્તાર | જંબૂ૦ તરફ જળથી ઉંચા | શિખા તરફ જળથી ઉંચા | ઉપર શું છે? | અધિપતિ દેવ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ ગૌતમ દ્વીપ | પશ્ચિમે | (જંબૂ.જગતીથી) ૧૨૦૦૦ યો. | ૧૨૦૦૦ | ૧૨૦૦૦ યો. | યો. ભા. ૮૮–૪૦ | ૨ ગાઉ | સુસ્થિત દેવનો પ્રાસાદ | લવણસમુદ્રનો અધિપતિ સુસ્થિતદેવ |
| ૪ ચંદ્ર દ્વીપ | પૂર્વે | ,, | ,, | ,, | ,, | ,, | ચંદ્રપ્રાસાદ | ૨ ચંદ્ર જંબૂના<br>૨ લવણના ચંદ્ર |
| ૪ સૂર્ય દ્વીપ | પશ્ચિમે | ,, | ,, | ,, | ,, | ,, | સૂર્યપ્રાસાદ | ૨ સૂ૦ જંબૂના<br>૨ સૂ૦ લવણના |
| ૮ ચંદ્ર દ્વીપ | પૂર્વે | (ધાતકીથી) ૧૨૦૦૦ | ,, | ,, | ,, | ,, | ચંદ્રપ્રાસાદ | ૨ લવણચંદ્ર<br>૬ ધાતકીચંદ્ર |
| ૮ સૂર્ય દ્વીપ | પશ્ચિમે | ,, | ,, | ,, | ,, | ,, | સૂર્યપ્રાસાદ | ૨ લવણસૂર્ય<br>૬ ધાતકીસૂર્ય |
| ૩-૩ તીર્થ દ્વીપ | ઉત્તરે–૩<br>દક્ષિણે–૩ | જંબૂ.જગતીથી ૧૨ યો. | — | ૧૨ યો. | સાધિક પા યો. | ,, | તીર્થદેવના પ્રસાદ | માગધ–વરદામ–પ્રભાસ |

## ॥ लवणसमुद्रमां आवेला पदार्थोनुं संक्षिप्तकोष्ठक ॥

| | કેટલા | ક્યાંથી પ્રારંભીને ક્યાંસુધી | ઉંચાઈ | ઉંડાઈ | પહોળાઈ | કેટલે દૂર (જગતીથી) | જગતીથી ઉપર ઊંચે પાણી બહાર કેટલે | જગતી ઉપર ઊંચા- પાણીથી કેટલે | મૂળ વિસ્તાર | ઉપર વિસ્તાર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગોતીર્થ | ૨ | બે જગતીથી ૯૫૦૦૦ યો. | — | ક્રમશઃ ૧૦૦૦ યો. | ૯૫૦૦૦ યો. | પ્રારંભથી | — | — | — | — |
| જળવૃદ્ધિ | ૨ | જગતીથી ૯૫૦૦૦ યો. | ક્રમશઃ ૭૦૦ યો. | — | ૯૫૦૦૦ યો. | પ્રારંભથી | — | — | — | — |
| શિખા | ૧ | અતિ મધ્ય ભાગે (૧૦૦૦૦ યોજનમાં) | જગથી ૧૬૦૦૦ યો. | — | ૧૦૦૦૦ યો. | ૯૫૦૦૦ યો. | ૧૬૦૦૦ યો. | ૧૬૦૦૦ | ૧૦૦૦૦ યો. | ૧૦૦૦૦ યો. |
| કળશ | ૭૮૮૮ | ( ૧ લાખ " યોજનમાં ) | — | ૧૦૦૦૦૦ યો. | ૧ લાખ યો. | ૯૫૦૦૦ યો. મુખવિવક્ષાએ | — | — | ,, | ,, |
| વેલંધરપર્વત | ૮ | —— | ૧૭૨૧ | ઉંચાઈના ચોથા ભાગે | ૧૦૨૨ યો. | ૪૨૦૦૦ યો. | ૯૬૯$\frac{४०}{९५}$ | ૯૬૩$\frac{७६}{९५}$ | ૧૦૨૨ યો. | ૪૨૪ યો. |
| અન્તરદ્વીપ | ૫૬ | જગતીથી ૮૪૦૦ યો. | ક્રમશઃ ભિન્ન ભિન્ન | — | ૩૦૦ થી ૯૦૦ યો. | ૩૦૦ થી ૯૦૦ યો. | ૨ા$\frac{२०}{९५}$થી ૬ા$\frac{४०}{९५}$ સુધી | ૨ ગાઉ | — | — |
| ચંદ્રાદિદ્વીપ | ૨૫ | —— —— | ,, | — | ૧૨૦૦૦ યો. | ૧૨૦૦૦ યો. | ૮૮$\frac{४०}{९५}$ | ૨ ગાઉ | ૧૨૦૦૦ યો. | ૧૨૦૦૦ યો. |

અવતરણ:—હવે એ ૨૫ દ્વીપોઉપર સુસ્થિતદેવ તથા ચંદ્રસૂર્યના જે ક્રીડા-પ્રાસાદ રહેલા છે તે પ્રાસાદોનું પ્રમાણ તથા લવણસમુદ્રના જ્યોતિષીવિમાનોનું કંઇક સ્વરૂપ કહેવાય છે, અને તે સાથે આ લવણસમુદ્રનો અધિકાર પણ સમાપ્ત કરાય છે—

**कुलगिरिपासायसमा, पासाया एसु णिअणिअपहूणं ।**
**तह लावणजोइसिआ, दगफालिह उड्ढलेसागा ॥३०॥ २२४ ॥**

**શબ્દાર્થ:—**

કુલગિરિપાસાય—વર્ષધરના પ્રાસાદો
સમા—સરખા
एसु—એ દ્વીપો ઉપર
णिअणिअ—નિજ નિજ, પોતપોતાના
पहूणं—પ્રભુઓના, અધિપતિઓના
तह—તથા
लावणजोइसिआ—લવણસમુદ્રનાજ્યોતિષિઓ
दगफालिह—દકસ્ફટિક, જળસ્ફટિકરત્નના
उड्ढलेसागा—ઊર્ધ્વલેશ્યાવાળા, અધિક ઊર્ધ્વતેજવાળા.

**સંસ્કૃત અનુવાદ.**

**कुलगिरिप्रासादसमाः प्रासादा एतेषु निजनिजप्रभूणाम् ।**
**तथा लावणज्योतिष्का दकस्फटिका ऊर्ध्वलेश्याकाः ॥ ३० ॥ २२४ ॥**

ગાથાર્થ:—એ દ્વીપોઉપર પોતપોતાના અધિપતિદેવોના જે પ્રાસાદો છે તે કુલગિરિઉપરના પ્રાસાદો સરખા છે, તથા લવણસમુદ્રના જ્યોતિષીઓ જળસ્ફટિકરત્નના અને અધિક ઊર્ધ્વતેજવાળા છે. ॥ ૩૦ ॥ ૨૨૪ ॥

**દ્વીપો ઉપર દેવપ્રાસાદોનું પ્રમાણ.**

વિસ્તરાર્થ:—લઘુહિમવંતઆદિ ૬ વર્ષધરપર્વતો ઉપર સિદ્ધાયતનકૂટ સિવાયના કૂટોઉપર જેવા દેવપ્રાસાદ છે તેવાજ અને તેટલા પ્રમાણવાળા આ ૨૫ દ્વીપઉપરના [1]પ્રાસાદ પણ છે, જેથી આ ૨૫ દેવપ્રાસાદો ૬૨।। યોજન ઉંચા અને ૩૧। યોજન વિસ્તારવાળા છે, અને એ સર્વે ક્રીડાગૃહસરખા છે, સુસ્થિતના આવાસમાં એક દેવશય્યા છે, પોતાની રાજધાનીમાંથી સુસ્થિતદેવ જ્યારે અહિં આવે ત્યારે શયન ક્રીડા અથવા આરામ કરવાને માટે આ આવાસ ઉપયોગી છે, અને ચંદ્ર સૂર્યના પ્રાસાદોમાં દરેકમાં એકેક સપરિવાર સિંહાસન છે, અને તે તે ચંદ્ર સૂર્ય જ્યારે પોતાની બીજા જંબૂદ્વીપલવણસમુદ્રમાં રહેલી રાજધાનીમાંથી અહિં આવે ત્યારે કોઇકોઇ વખતે પોતાના આ દ્વીપઉપરના પ્રાસાદમાં આવી સુખે બેસે છે, અને આરામ કરે છે. એ પ્રમાણે ૨૫ પ્રાસાદોમાંના ૧ પ્રાસાદમાં શય્યા અને ૨૪ પ્રાસાદમાં સિંહાસન જાણવાં.

---

૧ ગાથામાં સામાન્યથી ૨૫ માં પ્રાસાદ કહ્યા છે તો પણ ગૌતમદ્વીપમાં ભવન અને ૨૪ દ્વીપોમાં પ્રાસાદ છે એટલું વિશેષ જાણવું.

તથા લવણસમુદ્રની શિખા ૧૬૦૦૦ યોજન ઉંચી છે, અને જ્યોતિષીઓ ૭૯૦ યોજન ઉંચે આકાશમાં ફરે છે, તો ૧૦૦૦૦ યોજન જેટલા વિસ્તારવાળી શિખામાં જળ હોવાથી તેટલો વિસ્તાર સર્વથા જ્યોતિષીઓ રહિત છે કે સહિત છે? અર્થાત્ લવણસમુદ્રના જ્યોતિષીઓ

**લવણસમુદ્રનાં જ્યોતિષ્ વિમાનો જળસ્ફટિકનાં**

શિખાનીઆજુબાજુએ જ છે કે શિખાની અંદર પણ છે? અને જો શિખાની અંદર હોય તો જળમાં વિમાનો કેવી રીતે ચાલે? એ સર્વ શંકાઓનાં સમાધાન તરીકે આ ગાથામાં કહે છે કે-લવણસમુદ્રમાં ફરતાં જ્યોતિષવિમાનો જળસ્ફટિક રત્નનાં છે, અને જળસ્ફટિકરત્ન જળમાં પોતાની જગ્યા કરી કરીને ચાલતું જાય એવા સ્વભાવવાળું હોય છે, માટે શિખાની અંદરનાં જ્યોતિષવિમાનો પણ શિખાના જળને ભેદીને કોઈપણ નડતર વિના અસ્ખલિતપણે ફરે છે, અર્થાત્ શિખાની બહારનાં વિમાનો જેમ ખુલ્લાઆકાશમાં નિર્વિઘ્નપણે ફરે છે તેવી જ રીતે શિખાની અંદરનાં વિમાનો પણ જળની અંદર નિર્વિઘ્નપણે ગતિ કરે છે.

**પ્રશ્ન:** જો એ પ્રમાણે છે તો શિખાની અંદર ફરતાં જ્યોતિષવિમાનો જ જળસ્ફટિકરત્નનાં છે કે શિખાની બહાર ફરનારાં પણ તેવાજ રત્નનાં છે?

**ઉત્તર:**—લવણસમુદ્રમાં જેટલાં વિમાનો છે તેટલાં સર્વવિમાનો જળસ્ફટિકનાં છે. જો કે શિખાબહાર જળભેદ કરવાનો નથી તોપણ સ્વભાવથી જ સર્વ વિમાનો જળસ્ફટિકનાં છે.

**પ્રશ્ન.**—તો લવણસમુદ્રવત્ બીજા સમુદ્રોમાં પણ જળસ્ફટિકનાં કે અન્યથા?

**ઉત્તર:**—કેવળ લવણસમુદ્રનાં જ સર્વવિમાનો જળસ્ફટિકમય છે, અને શેષ સર્વ દ્વીપસમુદ્રનાં વિમાનો સામાન્ય સ્ફટિકનાં છે.

તથા એ વિમાનોનો ઊર્ધ્વ પ્રકાશ ઘણો હોય છે. જેથી ચંદ્રસૂર્યનો પ્રકાશ શિખાના પર્યન્તભાગ સુધી પહોંચે છે. અને તેથી જે વખતે જંબૂદ્વીપમાં જે સ્થાને દિવસ હોય છે, તે જ સ્થાનની સન્મુખ રહેલા લવણસમુદ્રના પણ સંપૂર્ણ ક્ષેત્રમાં એટલે જંબૂદ્વીપના પર્યન્તથી ધાતકીખંડના પ્રારંભસુધીનાં સર્વત્ર દિવસ હોય છે તે વખતે તેટલા ક્ષેત્રમાં આવેલો શિખાનો ભાગ પણ તેટલા વિસ્તારમા ૧૬૦૦૦ યોજન ઉંચાઈ સુધી સપ્રકાશ હોય છે, અને

**જળસ્ફટિક વિમાનોનો અધિક ઊર્ધ્વપ્રકાશ**

બાકીના એ ભાગમાં રાત્રિ હોવાથી અંધકાર હોય છે. શિખાની અંદર જળમાં ચંદ્રસૂર્ય ફરતા નથી પરન્તુ શિખાની બન્ને બાજુએ દ્વીપદિશિતરફ ખુલ્લા આકાશમાં ફરે છે, અને તેથી તેનો ઊર્ધ્વતાન્છો પ્રકાશ ઠેઠ શિખાની ઉપર પહોંચે છે. જંબૂદ્વીપાદિ સર્વદ્વીપસમુદ્રના ચન્દ્રસૂર્યનો ઊર્ધ્વપ્રકાશ માત્ર ૧૦૦ યોજન સુધીજ હોય

છે, અને આ લવણસમુદ્રના સૂર્યચંદ્રનો ઊર્ધ્વપ્રકાશ સાધિક ૮૦૦ યોજન જેટલો હોવાથી આ વિમાનોને અધિક ઊર્ધ્વલેશ્યાવાળાં ( અધિક ઊર્ધ્વતેજવાળાં ) કહ્યાં છે તે યથાર્થ છે. વળી જો એ વિમાનો એવાં ઊર્ધ્વતેજસ્વી ન હોય તો ૭૦૦ યોજન જેટલી શિખાનો ઊર્ધ્વભાગ સર્વત્ર સદાકાળ અપ્રકાશિત જ રહે.

## ॥ લવણસમુદ્રના સ્વરૂપનો ઉપસંહાર ॥

એ પ્રમાણે અહિં લવણસમુદ્રનું સ્વરૂપ હવે સમાપ્ત થયું, વિશેષવર્ણનના જિજ્ઞાસુઓએ અન્યશાસ્ત્રોમાંથી વિશેષવિસ્તારજાણવા યોગ્ય છે, અને કિંચિત્ સંક્ષિપ્ત સંગ્રહ કહેવાય છે તે આ પ્રમાણેઃ—

## ॥ લવણસમુદ્રના પદાર્થોનો સંક્ષિપ્ત સંગ્રહ ॥

| | | |
|---|---|---|
| ૫૬ અન્તર્દ્વીપ | ૪ મોટા પાતાલકળશ | ૪ ચન્દ્ર |
| ૧ ગૌતમદ્વીપ | ૭૮૮૪ લઘુ પાતાલકળશ | ૪ સૂર્ય |
| ૧૨ ચંદ્રદ્વીપ | [ ૭૮૮૮ પાતાલકળશ ] | ૧૩૨ નક્ષત્ર |
| ૧૨ સૂર્યદ્વીપ | ૪ વેલંધરપર્વત | ૩૫૨ ગ્રહ |
| [ ૮૧ દ્વીપ ] | ૪ અનુવેલંધરપર્વત | ૨૬૭૯૦૦ કોડાકોડતારા |
| ૬ તીર્થદ્વીપ | ૧ ઉદકમાળા (શિખા) | ૨ ગોતીર્થ |
| | ૧૭૪૦૦૦ વેલંધરદેવ | |

વળી એ ઉપરાન્ત ઉત્કૃષ્ટથી ૫૦૦ યોજન [ઉત્સેધાંગુલ] પ્રમાણના મત્સ્યાદિ જલચરો છે, તથા જગતીના વિવરોમાં થઈને જંબૂદ્વીપમાં પ્રવેશેલા જળમાં એ જ વિવરોમાં થઈને મત્સ્યોપણ વધુમાં વધુ ૯ યોજનદીર્ઘ કાયાવાળા પ્રવેશ કરે છે. આ લવણસમુદ્ર કાળોદધિસમુદ્ર અને સ્વયંભૂરમણસમુદ્રમાં મત્સ્ય ઘણી જાતિના અને ઘણા છે, અને શેષસમુદ્રોમાં મત્સ્યો છે પરન્તુ લવણાદિ ત્રણસમુદ્રની અપેક્ષાએ બહુ અલ્પ છે. તેમાં પણ કાલોદધિમાં મોટામાં મોટા ૭૦૦ યોજનના મત્સ્ય અને સ્વયંભૂરમણમાં ૧૦૦૦ યોજનના મત્સ્ય છે, શેષ સમુદ્રોમાં ૭૦૦ થી ૧૦૦૦ ની અંદર મધ્યમપ્રમાણવાળા મત્સ્ય છે. એ રીતે આ લવણસમુદ્રનો અધિકાર સમાપ્ત થયો. ॥ ૩૦-૨૨૪ ॥

अवतरण:—પૂર્વે લવણસમુદ્રનો અધિકાર સમાપ્ત થયો, અને હવે આ ત્રીજા અધિકારમાં धातकीखंड નામના બીજા દ્વીપનું વર્ણન કરવાનો પ્રસંગ છે, ત્યાં આ ધાતકીખંડદ્વીપ લવણસમુદ્રની ચારે બાજુ વલયાકારે વીંટાઇ રહ્યો છે, તે લવણસમુદ્રથી બમણો એટલે ૪૦૦૦૦૦ ( ચારલાખ ) યોજન પહોળો અને લંબાઇમાં આગળ કહેવાશે તેવા ત્રણ પરિધિઓ જેટલો પ્રારંભમાં મધ્યમાં અને પર્યન્તે વલયાકાર પરિધિવાળો છે. એટલે પ્રારંભમાં ૧૫૮૧૧૩૯ ( પંદરલાખ એકાસી હજાર અને એકસો ઓગણચાલીસ ) યોજન પરિધિ આકારે લાંબો છે, અને પર્યન્તે ૪૧૧૦૯૬૧ ( એકતાલીસલાખ દશહજાર નવસો એકસઠ ) યોજન પરિધિ આકારે લાંબો છે, પરન્તુ સીધીલીટીએ લાંબો નથી. તથા આ ધાતકીખંડમાં ઉત્તરદક્ષિણદિશાએ ઉત્તરદક્ષિણ લાંબા બે મોટા ઇષુકાર પર્વતો આવેલા છે કે જેને લઇને લંબાઇમાં ધાતકીખંડના બે મોટા વિભાગ પડ્યા છે, જેમાંનો એક પૂર્વદિશાતરફનો વિભાગ તે पूर्वधातकीखंड અને પશ્ચિમદિશાતરફનો વિભાગ તે पश्चिमधातकीखंड એ નામે ઓળખાય છે, તેજ વાત આ ગાથામાં કહેવાય છે.—

**जामुत्तरदीहेणं, दससयसमपिहुल पणसउच्चेणं ।**
**उसुयारागिरिजुगेणं, धायइसंडो दुहविभत्तो ॥ १ ॥ २२५ ॥**

શબ્દાર્થ:—

जाम उत्तर=દક્ષિણઉત્તર
दीहेणं=દીર્ઘ
दससय=( દસસો ) હજાર યોજન
समपिहुल=સરખો પહોળો
पणस (य) उच्चेणं=પાંચસો યોજન ઉંચો

उसुयारगिरि=ઇષુકાર પર્વત
जुगेणं=બે વડે
धायइसंडो=ધાતકીખંડ
दुह=બે વિભાગે
विभत्तो=વહેંચાયલો છે.

## સંસ્કૃત અનુવાદ.

**याम्योत्तरदीर्घेण, दशशतसमपृथुलपंचशतोच्चेन ।**
**इषुकारगिरियुगेन, धातकीखंडो द्विधा विभक्तः ॥ १ ॥ २२५ ॥**

ગાથાર્થ:—દક્ષિણઉત્તર દીર્ઘ, એકહજારયોજન સર્વત્ર સરખાપહોળા અને પાંચસો યોજન ( સર્વત્ર સરખા ) ઉંચા એવા બે ઇષુકારપર્વતાવડે આ ધાતકીખંડ બે વિભાગમાં વહેંચાયલો છે ॥ ૧ ॥ ૨૨૫ ॥

विस्तरार्थः—જંબૂદ્વીપ તે પહેલો દ્વીપ, અને જંબૂદ્વીપને વીંટાયલા લવણ સમુદ્રને વીંટાયલો આ ધાતકીખંડ નામનો બીજો દ્વીપ છે. આ દ્વીપનું ધાતકી ખંડ એવું નામ પડવાનું કારણ આ પ્રમાણે—

### ॥ " ધાતકીખંડ " એ નામનું કારણ ॥

આ દ્વીપમાં સ્થાને સ્થાને ધાતકીવૃક્ષનાં ( ધાવડીના ) ઘણાં વન છે. તથા આ દ્વીપના અધિપતિ બે દેવો જંબૂવૃક્ષ સરખા ધાતકી અને મહાધાતકી નામના બે મહાવૃક્ષો ઉપર રહે છે. તેથી જેમ જંબૂવૃક્ષનાં ઘણાં વન અને અનાદૃત દેવના નિવાસભૂત શાશ્વતજંબૂવૃક્ષ ઉપરથી પહેલા દ્વીપનું જંબૂદ્વીપ નામ પડેલું છે, તેમ અહિં પણ એ પૂર્વોક્તકારણથી ધાતકીખંડ એવું નામ થયેલું છે અથવા એ નામ ત્રણે કાળમાં એકસરખી રીતે વર્ત્તતું શાશ્વત નામ છે

### ॥ પૂર્વ ધાતકીખંડ અને પશ્ચિમ ધાતકીખંડ ॥ इषुकारपर्वत ॥

આ દ્વીપમાં ઉત્તરદિશાએ ઇષુકાર નામનો એક મોટો પર્વત છે, તે ઉત્તરદક્ષિણ દીર્ઘ છે, ૧૦૦૦ યોજન પ્રારંભથી પર્યન્તસુધી એક સરખો પહોળો છે, અને તેવીજ રીતે પ્રારંભથી પર્યંતસુધી ૫૦૦ યોજન એક સરખો ઉંચો છે, વળી એવોજ બીજો इषुकारपर्वत દક્ષિણદિશામાં પણ આવેલો છે. એમાં ઉત્તરદિશાનો ઇષુકારપર્વત લવણસમુદ્રની જગતીના અપરાજીતદ્વારથી પ્રારંભીને ધાતકીખંડની જગતીના અપરાજીતદ્વારસુધી પહોંચેલો છે, અથવા લવણસમુદ્રના ઉત્તરપર્યન્તથી કાળોદધિસમુદ્રના ઉત્તરપ્રારંભસુધી લાંબો છે, એટલે એ પર્વતનો એક છેડો લવણસમુદ્રને મળ્યો છે, અને બીજો છેડો કાળોદધિસમુદ્રને મળ્યો છે, તેવી રીતે બીજા દક્ષિણઇષુકારનો એકછેડો લવણસમુદ્રના વિજયંતદ્વારે આવેલો છે, અને બીજે છેડો ધાતકીખંડના વિજયંતદ્વારે પહોંચ્યો છે. જેથી [ ધાતકીખંડ ૪૦૦૦૦૦ યોજન પહોળો હોવાથી ] એ બે પર્વતો પણ ૪૦૦૦૦૦ ( ચાર લાખ ) યોજન લાંબા છે. અને એ પ્રમાણે એ બે પર્વતો

દ્વીપની વચ્ચે ઉત્તરદક્ષિણમાં આવવાથી ધાતકીખંડના पूर्वधातकीखंड અને पश्चिमधातकीखंड એવા બે મોટા વિભાગ થયેલા છે. તથા इषु એટલે બાણના कार= આકારસરખા દીર્ઘ હોવાથી इषुकार એવું નામ છે, એ દરેક ઇષુકારઉપર ચાર ચાર કૂટ-શિખર છે, તેમાંનું પહેલું સિદ્ધાયતનકૂટ કાલોદધિસમુદ્રપાસે છે, ત્યારબાદ બીજું ત્રીજું ચોથું કૂટ લવણસમુદ્રતરફ છે. ॥ ૧ ॥ ૨૨૫ ॥

## ॥ ધાતકીખંડમાં ૧૨ વર્ષધરપર્વત, ૧૪ મહાક્ષેત્ર ॥

अवतरण:--પૂર્વે કહેલા પૂર્વધાતકીખંડમાં અને પશ્ચિમધાતકીખંડમાં દરેકમાં ૬-૬ વર્ષધરપર્વત અને ૭-૭ મહાક્ષેત્ર છે, અને તે ચક્રના ( પૈડાના ) આરા તથા આંતરા સરખા છે જેથી પર્વતો સરખી પહોળાઇવાળા અને ક્ષેત્રો વિષમ પહોળાઇવાળાં છે તે આ ગાથામાં કહેવાય છે—

**खंडदुगे छ छ गिरिणो, सग सग वासा य अर विवररूवा ।**
**धुरि अंति समा गिरिणो, वासा पुण पिहुलपिहुलयरा ॥ २ ॥ २२६ ॥**

### શબ્દાર્થ:—

खंडदुगे-બન્ને વિભાગમાં
छ छ गिरिणो-છ છ વર્ષધર પર્વતો
सग सग वासा-સાત સાત ક્ષેત્ર
अर-ચક્રના આરા સરખા
विवररूवा-તથા આંતરા સરખા

धुरि अंति-પ્રારંભમાં અને અન્તે
समा गिरिणो--પર્વતોસરખા પહોળા
वासापुण-અને ક્ષેત્રો
पिहुलपिहुलयरा-અધિક અધિક પહોળાં છે.

### સંસ્કૃત અનુવાદ

**खंडद्विके षट् षट् गिरयः सप्त सप्त वर्षाणि चारकविवररूपाणि ।**
**धुर्यन्ते समा गिरयो, वर्षाणि पुनः पृथुलपृथुलतराणि ॥ २ ॥ २२६ ॥**

गाथार्थ:—બન્ને ખંડમાં-વિભાગમાં ૬-૬ વર્ષધરપર્વતો ચક્રના આરા સરખા છે, અને ક્ષેત્રો ચક્રના વિવર ( આરાના આંતરા ) સરખા છે, તેથી પર્વતો પ્રારંભમાં અને અન્તે સરખા પહોળા છે, અને ક્ષેત્રો અધિક અધિક પહોળાઇ-વાળાં છે ॥ ૨ ॥ ૨૨૬ ॥

विस्तरार्थ:—પૂર્વે કહ્યાપ્રમાણે ધાતકીખંડના જે બે મોટાવિભાગ થયેલા છે તેમાં પહેલાવિભાગમાં એટલે પૂર્વધાતકીખંડમાં અને બીજાવિભાગમાં એટલે

પશ્ચિમધાતકીખંડમાં જંબૂદ્વીપની પેઠે ૬–૬ વર્ષધરપર્વતો અને ૭–૭ મહા-ક્ષેત્રો આવેલાં છે, જેથી જંબૂદ્વીપમાં ૬ વર્ષધર છે, ત્યારે અહિં ૧૨ વર્ષધર છે, અને જંબૂદ્વીપમાં ૭ મહાક્ષેત્ર છે ત્યારે અહિં ૧૪ મહાક્ષેત્ર છે, એ તફાવત છે.

## ॥ વર્ષધરો આરાસરખા અને ક્ષેત્રો વિવરસરખાં ॥

ધાતકીખંડ તે એક મહાન્ ચક્ર ( રથના પૈંડા ) સરખો છે, જેમાં જંબૂદ્વીપસહિત લવણસમુદ્ર તે ચક્રની નાભિ છે, અને કાલોદધિસમુદ્ર તે ચક્રનો પ્રધિ ( લોખંડની વાટ સરખો ) છે. એવા પ્રકારના એ ધાતકીદ્વીપ રૂપી મહાચક્રમાં ૧૨ વર્ષધર અને ૨ ઇષુકાર મળી ૧૪ પર્વતો આરા સરખા છે, અને એ ચૌદ આરાના ૧૪ આંતરામાં ૧૪ મહાક્ષેત્ર રહ્યાં છે, માટે ક્ષેત્રો આરાના વિવરસરખાં ( આંતરાસરખાં ) છે. એ પ્રમાણે ૧૪ પર્વતો આરા સરખા હોવાથી પ્રારંભમાં એટલે લવણસમુદ્રપાસે જેટલા પહોળા છે, તેટલા જ પહોળા પર્યન્તે એટલે કાલોદધિસમુદ્રપાસે પણ છે, અર્થાત્ એ ચૌદે પર્વતોનો એક છેડો લવણસમુદ્રને અડેલો છે, અને બીજો છેડો કાલોદધિસમુ-દ્રને અડેલો છે, જેથી ચૌદે પર્વતો ૪૦૦૦૦૦ ( ચાર લાખ ) યોજન લાંબા છે. એ પર્વતો પ્રારંભે અને પર્યન્તે કેટલા પહોળા છે ? તે આગળ ૧૦મી ગાથામાં 'खित्तंकगुण धुवंके' એ ગાથાના વિસ્તરાર્થમાં ( પૃ૦ ૩૭૫–૩૭૬ થી ) કહેવાશે.

તથા ચૌદ આંતરામાં રહેલાં ૧૪ મહાક્ષેત્ર તે પણ ધાતકીખંડની પહોળાઇ પ્રમાણે વર્ષધરપર્વતો જેટલાં જ ૪ લાખ યોજન લાંબાં છે, અને પહોળાઇમાં બહુ વિષમતા છે, કારણ કે લવણસમુદ્રપાસે ક્ષેત્રોની પહોળાઇ અલ્પ છે, ત્યાર-બાદ ચક્રના વિવરપ્રમાણે વધતી વધતી કાળોદધિસમુદ્રપાસે ક્ષેત્રોની પહોળાઇ ઘણીજ વધી ગઇ છે, જેથી આગળ ૧૦–૧૧–૧૨ મી ગાથામાં કહેવાશે તેવી ગણિતરીતિપ્રમાણે પ્રારંભની મધ્યની અને પર્યન્તની એમ ત્રણ પહોળાઇ જૂદી જૂદી દરેક ક્ષેત્રની કહેવાશે. ॥ ૨ ॥ ૨૨૬ ॥

अवतरण:—હવે આ ધાતકીખંડમાં જંબૂદ્વીપના પદાર્થસરખા કયા કયા પદાર્થ છે તે કહેવાય છે—

**दहकुंडुंडुत्तममेरुमुस्सयं वित्थरं वियड्डाणं ।**
**वट्टगिरीणं च सुमेरुवज्जमिह जाण पुव्वसमं ॥३॥२२७॥**

## ॥ चक्राकार धातकी खंडना १४ पर्वत १४ आरा सरखा अने १४ क्षेत्र १४ आंतरा सरखांनो देखाव ॥

[ गा० २२६, पृ० ३५८ ]

## ॥ चक्राकार धातकी खंडना १४ पर्वत १४ आरा सरखा अने १४ क्षेत्र १४ आंतरा सरखांनो देखाव ॥

[ गा० २२६, पृ० ३५८ ]

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| दह (उंडुत्तं)-દ્રહોની ઉંડાઇ | वट्टविरीणं-વૃત્તગિરિઓનો |
| कुंड उंडुत्तं-કુંડોની ઉંડાઇ | सुमेरुवज्जं-મેરૂપર્વત વર્જીને |
| अमेरुं-મેરૂ રહિત પર્વતોની | इह-અહિં ધાતકીખંડમાં |
| उस्सयं-ઉંચાઇ | जाण-જાણવું |
| वित्थरं वियड्ढाणं-વૈતાઢ્યોનો વિસ્તાર | पुव्वसमं-પૂર્વસમ, જંબૂદ્વીપ તુલ્ય |

### સંસ્કૃત અનુવાદ

**द्रहकुंडोंडत्वममेरुमुच्छ्रयं विस्तारं वैताढ्यानाम् ।**
**वृत्तगिरीणां च सुमेरुवर्जानामत्र जानीहि पूर्वसमम् ॥ ३ ॥ २२७ ॥**

गाथार्थ:—દ્રહોની ઉંડાઇ, કુંડોની ઉંડાઇ, મેરૂવિના શેષપર્વતોની ઉંચાઈ, વૈતાઢ્યોનો વિસ્તાર, અને મેરૂસિવાય શેષવૃત્તઆકારવાળા પર્વતોનો વિસ્તાર એ સર્વ અહિં ધાતકીખંડમાં જંબૂદ્વીપના સરખું જાણવું [એ ૫ બાબત સરખી જાણવી]. ॥ ૩ ॥ ૨૨૭ ॥

विस्तरार्थ:—જંબૂદ્વીપમાં દ્રહોની અને કુંડોની જે ૧૦ યોજન ઉંડાઇ કહી છે તેટલીજ ઉંડાઈ ધાતકીખંડના દ્રહોની અને કુંડોની છે, પરન્તુ એ દ્રહોના અને કુંડોના વિસ્તારવિગેરે તો બમણા છે.

તથા મેરૂવિના શેષ કુલગિરિ ગજદન્ત વક્ષસ્કાર યમલગિરિ કંચનગિરિ અને વૈતાઢ્યવિગેરેની જે ઉંચાઇ જંબૂદ્વીપમાં કહી છે તેજ ઉંચાઇ ધાતકીખંડમાં પણ છે.

તથા દીર્ઘવૈતાઢ્યોનો વિસ્તાર જંબૂદ્વીપમાં ૫૦ યોજન કહ્યો છે, તે પ્રમાણેજ ધાતકીખંડના ૬૮ દીર્ઘવૈતાઢ્યોનો વિસ્તાર પણ ૫૦ યોજનજ છે, પરન્તુ લંબાઇ જૂદી જૂદી છે, અને ઉંચાઈ તુલ્ય છે તે वट्टगिरीणं એ પદથી કહેવાઈ છે. તથા મેરૂવિના શેષવૃત્તઆકારના પર્વતો જે વૃત્તવૈતાઢ્ય યમલગિરિ કંચનગિરિ આદિ છે તેના વિસ્તારપણ જંબૂદ્વીપમાં જે પ્રમાણે કહ્યા છે તે પ્રમાણેજ ધાતકીખંડના વૃત્તવૈતાઢ્યાદિના પણ વિસ્તાર છે.

એ પ્રમાણે એ ૫ બાબતો જંબૂદ્વીપતુલ્ય જાણવી. અને જંબૂદ્વીપથી દ્વિગુણ પ્રમાણવાળા કયા કયા પદાર્થ છે તે ૬ ઠ્ઠી ગાથામાં કહેવાશે. ॥૩॥ ૨૨૭॥

### ॥ ધાતકીખંડના ૨ મેરૂપર્વત ॥

अवतरण:—હવે જંબૂદ્વીપના મેરૂપર્વતથી ધાતકીખંડના મેરૂપર્વતમાં જે જે બાબતનો તફાવત છે તે આ ગાથામાં કહેવાય છે—

**मेरुदुगंपि तहच्चिय, णवरं सोमणसहिट्ठुवरि देसे ।**
**सग अडसहसऊणु–त्ति सहसपणसीइ उच्चत्ते ॥४॥२२८॥**

### શબ્દાર્થઃ—

मेरुदुगं पि–બે મેરૂપર્વત પણ
तहच्चिय–નિશ્ચય તેવાજ છે
णवरं–પરન્તુ વિશેષ એ છે કે
सोमणस–સોમનસવનથી
हिट्ठुउवरि देसे–હેઠે અને ઉપરના ભાગમાં
सग [ सहस ]–સાતહજાર યોજન
अडसहस–અને આઠહજાર યોજન
ऊणु–ઊણુ, ન્યૂન
त्ति–[ સમાપ્તિસૂચક ] ઇતિ.
सहसपणसीइ–પંચાશીહજાર યોજન
उच्चत्ते–ઉંચાઇમાં

### સંસ્કૃત અનુવાદ.

**मेरुद्विकमपि तथैव, नवरं सौमनसाधस्तादुपरि देशे ।**
**सप्ताष्टसहस्रोनमिति सहस्राणि पंचाशीत्युच्चत्वे ॥ ४ ॥ २२८ ॥**

ગાથાર્થઃ—ધાતકીખંડના બે મેરૂપર્વત પણ જંબૂદ્વીપના મેરૂ જેવાજ છે, પરન્તુ વિશેષ એ છે કે– સૌમનસવનની નીચેનો ભાગ સાત હજાર યોજન ઓછો છે, અને ઉપરનો ભાગ આઠ હજાર યોજન ઓછો છે, અને બન્ને મેરૂની ઉંચાઇ ૮૫૦૦૦ [ પંચાસી હજાર ] યોજન છે ॥ ૪ ॥ ૨૨૮ ॥

વિસ્તરાર્થઃ—જંબૂદ્વીપમાં એક જ મેરૂ પર્વત છે ત્યારે આ ધાતકીખંડમાં ૨ મેરૂપર્વત છે, કારણકે ૧ મેરૂ પૂર્વધાતકીખંડના અતિમધ્યભાગમાં છે, અને ૧ મેરૂ પશ્ચિમધાતકીખંડના અતિમધ્યભાગે છે જેથી ક્ષેત્ર પર્વતો નદીઓ વિગેરેની જેટલી વ્યવસ્થા સંપૂર્ણ જંબૂદ્વીપમાં છે, તેટલી સર્વવ્યવસ્થા કેવળ એક પૂર્વધાતકીખંડમાં છે. અને તેવી જ સર્વવ્યવસ્થા પશ્ચિમધાતકીખંડમાં છે. જેથી આ દ્વીપમાં બે મેરૂપર્વત હોય તે પણ વાસ્તવિક છે.

તથા જંબૂદ્વીપના મેરૂથી આ બે મેરૂમાં જે તફાવત છે તે આ પ્રમાણે— જંબૂદ્વીપના મેરૂપર્વતમાં તેની સમભૂતલ પૃથ્વીથી [ નીચેની ભૂમિથી ] સૌમનસવન ૬૩૦૦૦ યોજન અને ભૂમિ અંદરના મૂળમાંથી ૬૪૦૦૦ યોજન ઉંચું છે, ત્યારે આ ધાતકીમેરૂનું સૌમનસવન તેથી ૭૦૦૦ યોજન ન્યૂન એટલે મૂળથી ૫૭૦૦૦ યોજન અને સમભૂમિથી ૫૬૦૦૦ યોજન ઉંચું છે. તથા જંબૂદ્વીપના

મેરૂના સૌમનસવનથી ઉપરનું પંડકવન અથવા મેરૂનું શિખરતલ ૩૬૦૦૦ યોજન ઉંચું છે, ત્યારે આ ધાતકીમેરૂના સૌમનસવનથી પંડકવન આઠહજાર ન્યૂન એટલે ૨૮૦૦૦ યોજન ઉપર છે.

એ પ્રમાણે નીચે ૭૦૦૦ અને ઉપર ૮૦૦૦ મળી ૧૫૦૦૦ યોજન ત્રૂટવાનું કારણકે આગળની જ 'सहसपणसीइ उच्चत्ते'=એ પદમાં ધાતકીના મેરૂ ૮૫૦૦૦ યો૦ ઉંચા કહ્યા છે, જેથી જંબૂદ્વીપના લાખ યોજન ઉંચા મેરૂથી આ મેરૂ ૧૫૦૦૦ યોજન નીચા છે; માટે એ ૧૫૦૦૦ યોજન તૂટ્યા છે. વળી અહિં ઉંચાઇ ન્યૂન હોવાના કારણથી જંબૂદ્વીપના મેરૂવત્ એક યોજને ૧/૧૧ ભાગની હાનિ વૃદ્ધિ નહિં થાય, પરન્તુ આગળની ગાથાના વિસ્તરાર્થમાં દર્શાવ્યા પ્રમાણે ૧/૧૦ ભાગની હાનિ વૃદ્ધિ થાય છે. શેષ ચારે વન વિગેરેનું સ્વરૂપ જંબૂદ્વીપવત્ જાણવું, અને વિસ્તારનો તફાવત આગળ કહેવાય છે. ॥ ૪ ॥ ૨૨૮ ॥

अवतरण:—પૂર્વગાથામાં કહેલા એ મેરૂપર્વતનો મૂળઆદિ પાંચ સ્થાને વિસ્તાર કેટલો છે ? તે આ ગાથામાં કહેવાય છે—

**तह पणणवई चउणउअ अद्धचउणऊ अ अट्ठतीसा य ।**
**दस य सया य कमेणं, पणठाणपिहुत्ति हिट्ठाओ ॥५॥२२९॥**

**શબ્દાર્થ:—**

पणणवई [ सया ]-પંચાણુંસો યોજન
चउणउअ-ચોરાણુંસો યોજન
अद्धचउणऊ-[ અર્ધચોરાણુ ], સાઢીત્રાણુંસો યોજન
अट्ठतीसा-આડત્રીસસો યોજન
दस य सया-દસ સો યોજન
कमेणं-અનુક્રમે
पणठाण-પાંચ સ્થાનની
पिहुत्ति-પહોળાઇ
हिट्ठाओ- હેઠેથી પ્રારંભીને

**સંસ્કૃત અનુવાદ.**

**तथा पंचनवतिश्चतुर्नवतिरर्धचतुर्नवतिश्चाष्टत्रिंशच्च ।**
**दश च शतानि च क्रमेण पंचस्थानपृथुत्त्वमधस्तात् ॥ ५ ॥ २२९ ॥**

गाथार्थ:—તથા મેરૂપર્વતની નીચેથી પ્રારંભીને પાંચસ્થાનોમાં અનુક્રમે ૯૫૦૦–૯૪૦૦–૯૩૫૦–૩૮૦૦–અને ૧૦૦૦ યોજનનો વિસ્તાર છે [ અહિં सया એ પદ पणनवइ આદિ પાંચે અંક સાથે જોડવું ]. ॥ ૫ ॥ ૨૨૯ ॥

विस्तरार्थः—અહિં પાંચસ્થાન તે મેરૂપર્વતનું મૂળ, સમભૂમિ, નંદનવન, સૌમનસવન અને સર્વથી ઉપરનું પંડકવન અથવા શિખરતલ એ ઉપરાઉપરી પાંચ સ્થાનોની ક્રમશઃ પહોળાઇ અનુક્રમે ૯૫૦૦ યોજનાદિ કહી તે આ પ્રમાણે—

| | | | |
|---|---|---|---|
| ૧ મેરૂના મૂળનો વિસ્તાર | ૯૫૦૦ | ૪ સૌમનસ સ્થાને | ૩૮૦૦ |
| ૨ સમભૂમિસ્થાને | ૯૪૦૦ | ૫ પંડકવને ( શિખરતલે ) | ૧૦૦૦ |
| ૩ નંદનવને | ૯૩૫૦ | | |

" બે વિસ્તારનો વિશ્લેષકરી ઉંચાઇવડે ભાગતાં જે આવે તેટલી હાનિ ઉપર ચઢતાં હોય અને નીચે ઉતરતાં તેટલી વૃદ્ધિ હોય " એ ગણિતરીતિપ્રમાણે મૂળના અને શિખરતલના નિયતવિસ્તારથી વચ્ચેના ત્રણ સ્થાનનો અથવા પાંચે સ્થાનનો વિસ્તાર પ્રાપ્ત થાય તે આ પ્રમાણે--

૯૫૦૦ મૂળવિસ્તારમાંથી
−૧૦૦૦ શિખરવિસ્તાર બાદ જતાં
૮૫૦૦ ને ૮૫૦૦૦ની ઉંચાઇએ ભાગી શકાય નહિં માટે દશીયા અંશ કરવાને
×૧૦ દશવડે ગુણતાં
૮૫૦૦૦ દશીયા ભાગ આવ્યા તેને ૮૫૦૦૦ વડે ભાગતાં

૮૫૦૦૦)૮૫૦૦૦(૧ દશીયો ભાગ આવ્યો; જેથી સ્પષ્ટ થયું કે આ બે મેરૂમાં દરેક
૮૫૦૦૦ યોજનાદિકે એકેક દશીયો ભાગ એટલે $\frac{૧}{૧૦}$ યોજનાદિ ઘટે
૦૦૦૦૦ અને વધે. તે ઉપરથી સમભૂમિસ્થાનનો વિસ્તાર આ પ્રમાણે—

મૂળભાગથી ૧૦૦૦ યોજનઉપર જમીનની અંદર ચઢીએ ત્યારે સમભૂમિ ભાગ આવે છે, એટલે મેરૂપર્વત ભૂમિમાં ૧૦૦૦ યોજન ઉંડો છે, અને દરેક યોજન $\frac{૧}{૧૦}$ યોજન ઘટે છે તો $\frac{૧૦૦૦}{૧}\times\frac{૧}{૧૦}$=૧૦૦ યોજન ઘટતાં ૯૫૦૦ માંથી ૧૦૦ બાદ કરતાં ૯૪૦૦ આવ્યા, જેથી સ્પષ્ટ થયું કે સમભૂમિસ્થાને મેરૂનો વિસ્તાર ૯૪૦૦ યોજન છે. ॥ इति समभूमिमेरुविस्तारः

હવે સમભૂમિથી ઉપર ૫૦૦ યોજન ચઢતાં નંદનવન આવે છે માટે પાંચસોને દશે ભાગતાં અથવા $\frac{૧}{૧૦}$ વડે ગુણતાં ૫૦ યોજન આવ્યા, તેને સમભૂમિવિસ્તાર ૯૪૦૦ માંથી બાદ કરતાં [ ૯૪૦૦−૫૦= ] ૯૩૫૦ યોજન જેટલો મેરૂનો બાહ્ય વિસ્તાર નંદનવનને સ્થાને છે. इति नंदनवने मेरुबाह्यविस्तारः ॥

( અભ્યન્તર વિસ્તાર નંદનવનના બે બાજુના ૫૦૦−૫૦૦ યોજન બાદ કરતાં ૮૨૫૦ યોજન આવે એપણ અહિં[૧]તફાવત ૩૫ જ છે. )

૧ અભ્યન્તરમેરૂનો વિસ્તાર જંબૂદ્વીપથી અહિં તફાવત ૩૫ છે, છતાં ગ્રંથમાં દર્શાવ્યો નથી તે ઉપલક્ષણથી જાણવો.

[ ગા૦ ૨૨૧, પૃ૦ ૩૬૨ ]

## ॥ धातकीखंडना मेरुपर्वतनुं प्रमाण ॥

ધાતકી ખંડના ૨ મેરૂ અને અર્ધપુષ્કરના ૨ મેરૂ એ ૪ મેરૂ તુલ્ય પ્રમાણ અને તુલ્ય સ્વરૂપવાળા છે.

ત્યારબાદ સમભૂમિથી ૫૬૦૦૦ ( મૂળથી ૫૭૦૦૦ ) યોજન એટલે નંદન-વનથી ૫૫૫૦૦ ( પંચાવનહજાર પાંચસો ) યોજન ઉપર ચઢતાં સૌમનસવન આવે છે માટે ૫૬૦૦૦ ને ૧૦ વડે ભાગતાં ૫૬૦૦ યોજન આવ્યા તેને સમ-ભૂમિવિસ્તારના ૯૪૦૦ માંથી બાદ કરતાં ૩૮૦૦ યોજન આવ્યા. જેથી સૌમનસવનમાં મેરૂનો બાહ્યવિસ્તાર ૩૮૦૦ યોજન છે. इति सौमनसवने मेरुबाह्यविस्तार: ॥

[ અભ્યન્તર વિસ્તાર નંદનવત્ ૧૦૦૦ બાદ કરતાં ૨૮૦૦ યોજન છે ].

ત્યારબાદ સૌમનસવનથી ૨૮૦૦૦ યોજન ઉપર જતાં અથવા સમભૂમિથી ૮૪૦૦૦ યોજન ઉપર જતાં મેરૂપર્વતનું શિખરતલ અથવા પંડકવન આવે તેથી ૮૪૦૦૦ ને ૧૦ વડે ભાગતાં ૮૪૦૦ આવે, તેને સમભૂમિના ૯૪૦૦ માંથી બાદ કરતાં ૧૦૦૦ યોજન શિખરવિસ્તાર આવે. [ અહિં અભ્યન્તરવિસ્તારનો અભાવ છે, કારણ કે મેરૂપર્વત સમાપ્ત થયો, અને ચૂલિકાવિસ્તાર તો જંબૂદ્વીપતુલ્ય ૧૨ યોજન હોવાથી પંડકવન પણ જંબૂદ્વીપવત્ ૪૯૪ યોજન ચક્રવાલવિસ્તાર-વાળું છે. ॥ इति शिखरविस्तार: ॥

એ પ્રમાણે ઉપર ચઢતાં જેમ નીચેના વિસ્તારમાંથી ઘટતો જાય છે, તેમ ઉપરથી નીચે ઉતરતાં ઉપરના વિસ્તારથી મેરૂપર્વત ૧/૧૦ યોજન વધતો જાય છે, અને તે વૃદ્ધિને અનુસારે પણ નીચેના ચાર સ્થાનના વિસ્તાર પ્રાપ્ત થાય છે તે એક જ ઉદાહરણથી આ પ્રમાણે—

શિખરથી ૮૪૦૦૦ યોજન નીચે ઉતરતાં ભૂમિ આવે છે, માટે ૮૪૦૦૦ ને ૧૦ વડે ભાગતાં ૮૪૦૦ યોજન આવ્યા તેને શિખરના ૧૦૦૦ યોજનમાં વધા-રતાં [ ૧૦૦૦+૮૪૦૦= ] ૯૪૦૦ યોજન આવ્યા, જેથી સ્પષ્ટ થયું કે भूमिस्थाने मेरु ९४०० योजनविस्तारवाળો છે. એ રીતે જ મૂળ ૧૦૦૦ યોજન ઉંડું હોવાથી [ ૧૦૦૦÷૧૦=૧૦૦+૯૪૦૦= ] ૯૫૦૦ યોજન વિસ્તાર મૂળમાં છે. હવે અહિં કેટલાંક સ્થાનનો જંબૂદ્વીપની અપેક્ષાએ સ્પષ્ટ તફાવત આ પ્રમાણે—

| | | જંબૂદ્વીપમાં | ધાતકીખંડમાં |
|---|---|---|---|
| ૧ | મેરૂનો મૂળ વિસ્તાર | ૧૦૦૯૦ ૧૦/૧૧ યો૦ | ૯૫૦૦ યો૦ |
| ૨ | „ સમભૂમિ વિસ્તાર | ૧૦૦૦૦ યો૦ | ૯૪૦૦ યો૦ |
| ૩ | „ નંદનવને બાહ્ય વિ૦ | ૯૯૫૪ ૬/૧૧ યો૦ | ૯૩૫૦ યો૦ |
| | „ „ અભ્ય૦ વિ૦ | ૮૯૫૪ ૬/૧૧ યો૦ | ૮૩૫૦ યો૦ |
| ૪ | „ સૌમનસે બાહ્ય વિ૦ | ૪૨૭૨ ૮/૧૧ યો૦ | ૩૮૦૦ યો૦ |
| | „ „ અભ્ય૦ વિ૦ | ૩૨૭૨ ૮/૧૧ યો૦ | ૨૮૦૦ યો૦ |
| | „ શિખરં વિસ્તાર | ૧૦૦૦ યો૦ | ૧૦૦૦ યો૦ |

| | | | | |
|---|---|---|---|---|
| મૂળથી સમભૂમિ | ૧૦૦૦ | યો૦ ઉંચે | ૧૦૦૦ | યો૦ ઉંચે |
| સમભૂથી નંદનવન | ૫૦૦ | યો૦ ઉંચે | ૫૦૦ | યો૦ ઉંચે |
| નંદનથી સૌમનસ | ૬૨૫૦૦ | યો૦ ઉંચે | ૫૫૫૦૦ | યો૦ ઉંચે |
| સૌમ૦થી પંડકશિખર) | ૩૬૦૦૦ | યો૦ ઉંચે | ૨૮૦૦૦ | યો૦ ઉંચે |
| *ભદ્રશાલ | — | | — | |

એ રીતે મેરૂપર્વતના સંબંધમાં જે સમાનતા અને વિષમતા જંબૂદ્વીપની અપેક્ષાએ છે તે અહિં દર્શાવી. બીજી સમાનતાઓઆદિ સ્વતઃ જાણવી. ॥૫॥ ૨૨૯॥

अवतरण:—હવે જંબૂદ્વીપના પદાર્થોથી બમણાપ્રમાણવાળા કયા કયા પદાર્થો ધાતકીખંડમાં છે તે આ ગાથામાં દર્શાવાય છે—

**णइकुंडदीववणमुह—दहदीहरसेलकमलवित्थारं ।**
**णइउंडत्तं च तहा, दहदीहत्तं च इह दुगुणं ॥ ६ ॥२३०॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| णइकुंडदीव—નદી કુંડ અને દ્વીપ | णइउंडत्तं—નદીઓની ઊંડાઈ |
| वणमुह—વનમુખ | तहा—તથા |
| दह—દ્રહો | दहदीहत्तं—દ્રહોની લંબાઈ |
| दीहरसेल—દીર્ઘ પર્વતો | इह—આ ધાતકીખંડમાં |
| कमलवित्थारं—કમળનો વિસ્તાર | दुगुणं—દ્વિગુણ, બમણું |

### સંસ્કૃત અનુવાદ.

**नदीकुंडद्वीपवनमुख—द्रहदीर्घशैलकमलविस्तारः ।**
**नद्युंडत्वं च तथा द्रहदीर्घत्वं चात्र द्विगुणम् ॥ ६ ॥**

गाथार्थ:—[ वित्थारं એ પદ દરેક સાથે જોડવાથી ] નદીઓના વિસ્તાર, કુંડના વિસ્તાર, દ્વીપોના વિસ્તાર, વનમુખના વિસ્તાર, દ્રહોના વિસ્તાર, દીર્ઘપર્વતોના વિસ્તાર અને કમળોના વિસ્તાર, તથા નદીઓની ઊંડાઇ, અને દ્રહોની લંબાઇ તે અહિં ધાતકીખંડમાં એ સર્વ જંબૂદ્વીપથી બમણું બમણું જાણવું ॥ ૬ ॥ ૨૩૦ ॥

विस्तरार्थ:—જંબૂદ્વીપની ગંગા સિંધુ આદિ જે ૯૦ મોટી નદીઓ છે, તેમાં વિસ્તારઆદિકની અપેક્ષાએ ૬૮-૧૬-૪-૨ એ ચાર વિભાગ પડે છે, ત્યાં ચોત્રીસ વિજયની ( સમાન વિસ્તારાદિવાળી ) બે બે નદી ગણવાથી ૬૮, હિમવંત

*ભદ્રશાલવનની લંબાઇ પહોળાઇ સંબંધિ તફાવત આગળ ૭ મી ગાથામાં જૂદો કહેવાશે.

હૈરણ્યવંતની ૪ અને ૧૨ અન્તર્નદી મહાવિદેહની ગણવાથી ૧૬, હરિવર્ષ રમ્યકની ૪, અને મહાવિદેહની સીતા સીતોદા એ ૨, એ રીતે ૯૦ નદીઓ જંબૂદ્વીપમાં છે, તેવીજ ૯૦ નદીઓ પૂર્વ ધાતકીખંડમાં બમણા વિસ્તારવાળી અને પશ્ચિમ ધાતકીખંડમાં પણ એવીજ ૯૦ નદીઓ જંબૂદ્વીપથી બમણા વિસ્તારવાળી છે, તથા અહિં નદીઓનો વિસ્તાર કહેવા માત્રથી પણ ઉપલક્ષણથી નદીઓને અનુસરતો નદીઓની જિવ્હિકાનો વિસ્તાર, જીવ્હિકાની જાડાઇ, જીવ્હિકાની લંબાઇ, એ પણ દ્વિગુણ દ્વિગુણ જ જાણવું, તેમજ મધ્યગિરિથી અન્તર પણ દ્વિગુણ દ્વિગુણ જાણવું. જેથી ૧૩૬–૩૨–૮–૪ એ ચાર સંખ્યાવાળી નદીઓમાં અનુક્રમે મૂળ વિસ્તાર ૧૨ાા–૨૫–૫૦–૧૦ યોજન, અન્ત્યવિસ્તાર અનુક્રમે ૧૨૫–૨૫૦–૫૦૦–૧૦૦૦ યોજન, જીવ્હિકા વિસ્તાર ૧૨ાા–૨૫–૫૦–૧૦૦ યોજન, જીવ્હિકાની જાડાઇ ૧–૨–૪–૮ ગાઉ, જીવ્હિકાની લંબાઇ ૧–૨–૪–૮ યોજન, તથા મધ્યગિરિ અન્તર ૦ાા–૧–૨–૪ યોજન, એ પ્રમાણે દ્વિગુણ દ્વિગુણવિસ્તારાદિ જાણવા. ॥ इति १८० नदीविस्तारद्विगुणत्वम् ॥

તથા ગાથામાં કુંડમાત્રકહેવાથી પણ કુંડનો વિસ્તાર અને કુંડના દ્વારનો વિસ્તાર પણ દ્વિગુણ જાણવો, તથા કુંડ તો નદીઓના જ છે માટે નદીઓની સંખ્યાપ્રમાણે કુંડના પણ ૧૬૮–૩૨–૮ અને ૪ એ ચાર સંખ્યાવિભાગમાં અનુક્રમે કુંડવિસ્તાર ૧૨૦–૨૪૦–૪૮૦–૯૬૦ યોજન છે, અને કુંડવેદિકાના ત્રણ દ્વારનો વિસ્તાર ૧૨ાા–૨૫–૫૦–૧૦૦ યોજન છે. ॥ इति १८० कुंडविस्तारद्विगुणत्वम् ॥

તથા દ્વીપ તે કુંડની અંદરના છે માટે તેના પણ કુંડવત્ ૧૬૮–૩૨–૮–૪ એ ચાર સંખ્યાવિભાગમાં અનુક્રમે ૧૬–૩૨–૬૪–૧૨૮ યોજન વિસ્તાર છે. ॥ इति १८० द्वीपविस्तारद्विगुणत्वम ॥

તથા જંબૂદ્વીપમાં મહાવિદેહની પૂર્વદિશામાં જગતીપાસેનાં ૨ મહાવન અને તેવીજ રીતે પશ્ચિમદિશાનાં ૨ મહાવન મળી ૪ વનખંડ છે, અને ધાતકીખંડમાં તેવા ૮ વનખંડ છે, તેનો વિસ્તાર દ્વિગુણ છે, એટલે જંબૂવનમુખનો ૨૯૨૨ યોજન વિસ્તાર નદીની પાસે છે, અને જઘન્યથી ૧ કળા વિસ્તાર નિષધ નીલવંત પાસે છે, ત્યારે અહિં ધાતકીખંડના ૮ વનમુખનો દરેકનો ૫૮૪૪ યોજન વિસ્તાર ઉત્કૃષ્ટથી છે અને જઘન્યવિસ્તાર ૨ કળા છે, પરન્તુ અહિં ૪ વનમુખનો વિસ્તાર જંબૂદ્વીપવનમુખથી વિપરીત રીતે છે, કારણ કે ઉત્કૃષ્ટવિસ્તાર નિષધનીલવંતપાસે અને જઘન્યવિસ્તાર સીતાસીતોદા નદીપાસે છે, એ વિપરીતતાનું કારણ કે ધાતકીખંડનો પ્રથમ પરિધિ લવણસમુદ્રને વીંટાઇને વક્રતાવાળો છે માટે લવણસમુદ્રપાસેના ૪ વનમુખનો વિસ્તાર વિપરીત થયો છે, અને કાલોદધિપાસેના ( ૨–૨ ) વનમુખનો ૪ વિસ્તાર જંબૂદ્વીપવત્ છે, પરન્તુ

વિપરીત નથી, કારણ કે ધાતકીખંડનો અન્ત્ય પરિધિ ધાતકીખંડને જ વીંટાઇને વક્રતાવાળો છે. એ પ્રમાણે ખંડના પરિધિવક્રતાના ભેદને અંગે એ તફાવત છે ॥ इति ८ वनमुखविस्तारद्विगुणत्वं, ४ वनमुखानां विपर्ययत्वं च ॥

તથા જંબૂદ્વીપનાં ૧૬ દ્રહોથી ધાતકીખંડના ૩૨ દ્રહોનો વિસ્તાર બમણો છે તથા લંબાઇ પણ બમણી છે જેથી ૨ પદ્મદ્રહ ૨ પુંડરીક દ્રહ અને ૨૦ કુરૂદ્રહ એ ૨૪ દ્રહો ૧૦૦૦ યોજન પહોળા અને ૨૦૦૦ યોજન લાંબા છે, તથા ૨ મહાપદ્મ અને ૨ મહાપુંડરીક એ ૪ દ્રહ ૨૦૦૦ યોજન વિસ્તૃત અને ૪૦૦૦ યોજન દીર્ઘ છે, તથા ૨ તિગિંછી અને ૨ કેસરી એ ૪ દ્રહ ૪૦૦૦ યોજન વિસ્તૃત અને ૮૦૦૦ યોજન દીર્ઘ છે. ॥ इति ३२ द्रहविस्तार दैर्घ्यद्विगुणत्वम् ॥ દીર્ઘતા જો કે આ ગાથામાં જ આગળના પદમાં કહેવાની છે, તો પણ પ્રસંગત: અહિં જ કહી.

તથા દીર્ઘશૈલ-લાંબાપર્વતો જે ૧૨ વર્ષધર ૩૨ વક્ષસ્કાર ૬૮ વૈતાઢ્ય ૮ ગજદંતગિરિ એ સર્વેનો વિસ્તાર જંબૂદ્વીપવર્ષધરાદિથી બમણો બમણો છે, અને લંબાઇ તો ક્ષેત્રને અનુસારે જૂદી જૂદી છે તે યથાસંભવ તે તે ક્ષેત્રને અનુસારે વિચારવી, જેમાં ૬ વર્ષધર અને ૨ ભરતૈરાવતવૈતાઢ્યની લંબાઇ તો ૪ લાખ યોજન છે, અને શેષગિરિઓની ક્ષેત્રાનુસારે ૯ મી ગાથાના વિસ્તરાર્થ પ્રમાણે જાણવી. ॥ इति दीर्घगिरिविस्तारद्विगुणत्वम ॥

તથા કમળોનો વિસ્તાર દ્વિગુણ છે, જેથી પદ્મસરોવરઆદિ ૩૨ દ્રહોનાં દરેકમાં મુખ્યકમળ અને ૬-૬ વલયનાં કમળોનો જૂદો જૂદો દ્વિગુણવિસ્તાર સ્વત: જાણવો.

જેમાં પદ્મદ્રહ આદિ ૨૪ દ્રહનાં મુખ્યકમળ ૨ યોજન વિસ્તૃત, મધ્ય ૪ દ્રહવર્તી મુખ્યકમળોનો ૪ યોજન વિસ્તાર અને અભ્યન્તરવર્તી ૪ દ્રહના મુખ્ય કમળોનો ૮ યોજન વિસ્તાર છે, કમળોની ઉંચાઇ વિગેરે જૂદી કહી નથી, પરન્તુ વિસ્તારથી અર્ધબાહલ્ય હોય એ નિયમ પ્રમાણે ઉંચાઇ પણ ૧-૨-૪ યોજન અનુક્રમે સંભવે છે. ॥ इति ३२ कमलविस्तारोच्चत्वयोर्द्विगुणत्वम ॥ વલયોમાં ક્રમશ: અર્ધાર્ધ ઉંચાઇ વિસ્તાર જાણવા. ॥ इति वलयवर्तिकमलमानम ॥

તથા ઉપર કહેલા વિભાગપ્રમાણે ૧૩૬-૩૨-૮-૪ નદીઓની ઉંડાઇ અનુક્રમે મૂળ સ્થાને ૦I-૦II-૧-૨ યોજન અને પર્યન્તે ૨II-૫-૧૦-૨૦ યોજન છે. ॥ इति १८० नदीनामुद्वेधे द्विगुणत्वम् ॥

તથા ઉપર કહેલા દ્રહોના વિસ્તાર પ્રસંગે જ ૨૪-૪-૪ દ્રહોમાં ક્રમશ: ૨૦૦૦-૪૦૦૦-૮૦૦૦ યોજન દીર્ઘતા-લંબાઇ કહેવાઇ ગઇ છે. ॥ इति ३२ द्रहाणां दीर्घत्वे द्वैगुण्यम् ॥

એ પ્રમાણે જે જે બાબતની દ્વિગુણતા ગાથામાં દર્શાવી તે મુખ્ય દ્વિગુણતાઓ છે, જેથી બીજી પણ અનેક દ્વિગુણતાઓ છે તે યથાસંભવ સ્વયં વિચારવી. ॥૬॥૨૩૦॥

## ॥ धातकाखंडना १२ वर्षधर पर्वतोनुं कोष्टक ॥

| ૧૨ વર્ષધર પર્વત | પહોળાઈ | લંબાઈ | ઉંચાઈ | ઊંડાઈ | ઉપરના દ્રહની લંબાઈ | ઉપરના દ્રહની પહોળાઈ | દ્રહના મુખ્ય કમળની પહોળાઈ | દ્રહના મુખ્ય કમળની ઉંચાઈ | કર્ણિકા વિસ્તાર | કર્ણિકા ઉંચાઈ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ લઘુહિમવંત | યો. ક. ૨૧૦૫-૫ | ૪૦૦૦૦૦ | ૧૦૦ | ૨૫ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૨ યો૦ | ૧ | ૧ | ૦॥ |
| ૨ શિખરી | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૧ | ૧ | ૦॥ |
| ૨ મહાહિમવંત | ૮૪૨૧-૧ | ,, | ૨૦૦ | ૫૦ | ૪૦૦૦ | ૨૦૦૦ | ૪ યો૦ | ૨ | ૨ | ૧ |
| ૨ રૂક્મિપર્વત | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૨ | ૨ | ૧ |
| ૨ નિષધ | ૨૩૬૮૪-૪ | ,, | ૪૦૦ | ૧૦૦ | ૮૦૦૦ | ૮૦૦૦ | ૮ યો૦ | ૪ | ૪ | ૨ |
| ૨ નીલવંત | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ૪ | ૪ | ૨ |
| ૨ ઈષુકાર | ૧૦૦૦ | ,, | ૫૦૦ | ૧૨૫ | — | — | — | — | — | — |

## ॥ धातकीखंडनी नदीओमां द्विगुणतानो संग्रह ॥

| નદીઓ | જીહ્વિકાનો વિસ્તાર | જીહ્વિકા જાડાઈ | જીહ્વિકા લંબાઈ | નદીનો મૂળ વિસ્તાર | નદીની મૂળમાં ઊંડાઈ | ક્ષેત્રના મધ્યગિરિથી કેટલે દૂર | અન્ત્ય વિસ્તાર | અન્ત્ય ઊંડાઈ | નિર્ગમ કુંડનો વિસ્તાર | કુંડમાં દ્વીપ વિસ્તાર | કુંડનો દ્વાર વિસ્તાર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નદીઓ ૧૩૬ (મહાવિ૦ ૧૨૮, ભરતૈર૦ ૮) | યોજન ૧૨॥ | યો૦ ૦। | યો૦ ૧ | યો૦ ૧૨॥ | યો૦ ૦। | યો૦ ૦॥ | યો૦ ૧૨૫ | યો૦ ૨॥ | યો૦ ૧૨૦ | યો૦ ૧૬ | યો૦ ૧૨॥ |
| ૩૨ (૨૪ અન્તરનદી, ૮ હિમવંત હિરણ્ય૦ ની) | ૨૫ | ૦॥ | ૨ | ૨૫ | ૦॥ | ૧ | ૨૫૦ | ૫ | ૨૪૦ | ૩૨ | ૨૫ |
| ૮ (હરિ૦ રમ્યક- માંની) | ૫૦ | ૧ | ૪ | ૫૦ | ૧ | ૨ | ૫૦૦ | ૧૦ | ૪૮૦ | ૬૪ | ૫૦ |
| ૪ (સીતા-સીતોદા) | ૧૦૦ | ૨ | ૮ | ૧૦૦ | ૨ | ૪ | ૧૦૦૦ | ૨૦ | ૯૬૦ | ૧૨૮ | ૧૦૦ |

अवतरण:—હવે આ ગાથામાં ભદ્રશાલવનની લંબાઈ પહોળાઈ દર્શાવાય છે.

## इगलक्खु सत्तसहसा, अडसय गुणसीइ भद्दसालवणं ।
## पुव्वावरदीहं तं, जामुत्तर अट्ठसीभइअं ॥ ७ ॥ २३१॥

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| इगलक्खु—એક લાખ | पुव्वावर—પૂર્વે અને પશ્ચિમે |
| सत्तसहसा—સાત હજાર | दीहं—દીર્ઘ, લાંબુ |
| अडसय—આઠસો | तं—તે ભદ્રશાલવન અથવા તે લંબાઈ(ને) |
| गुणसीइ—ઓગણાસી | जाम उत्तर—દક્ષિણમાં અને ઉત્તરમાં પહોળું |
| भद्दसालवणं—ભદ્રશાલવન | अट्ठसीभइअं—અઠ્ઠયાસીમા ભાગ જેટલું |

### સંસ્કૃત અનુવાદ.

**एकलक्षः सप्तसहस्राण्यष्टशतान्येकोनाशीतिर्भद्रशालवनम् ।**
**पूर्वापरदीर्घं तं यामोत्तरमष्टाशीतिभक्तम् ॥ ७ ॥ २३१ ॥**

गाथार्थ:—ભદ્રશાલવન એક લાખ સાત હજાર આઠસો ઓગણાસી યોજન પૂર્વદિશામાં અને પશ્ચિમદિશામાં દીર્ઘ-લાંબુ છે, અને તેજ લંબાઈના અઠ્ઠયાસીમા ભાગ જેટલું દક્ષિણદિશામાં અને ઉત્તરદિશામાં પહોળું છે. ॥ ૭ ॥ ૨૩૧ ॥

विस्तरार्थ:—ધાતકીખંડ ૪ લાખ યોજન પહોળો છે તેમાં પૂર્વે કહ્યા પ્રમાણે જંબૂ૦ થી બમણા બે બાજુના બે વનમુખે ૧૧૬૮૮ યોજન રોકયા છે, તથા બમણા વિસ્તારવાળા આઠ વક્ષસ્કારપર્વતોએ ૮૦૦૦ યોજન રોકયા છે, તથા બમણા વિસ્તારવાળી ૬ અન્તરનદીઓએ ૧૫૦૦ યોજન રોકયા છે, અને આગળ કહેવામાં આવશે તે ગણિતરીતિપ્રમાણે ૧૬ વિજયોએ ૧૫૩૬૫૪ યોજન રોકયા છે, તેનો સર્વનો સરવાળો કરી ધાતકીખંડની ૪ લાખ પહોળાઈમાંની બાદ કરીએ, અને જે રકમ રહે તેમાંથી મેરૂની ૯૪૦૦ યોજન પહોળાઈ બાદ કરવી, ત્યારબાદ પૂર્વપશ્ચિમ રૂપ બે દિશાએ ભાગતાં ગાથામાં કહ્યા પ્રમાણે ૧૦૭૮૭૯ યોજન પૂર્વમાં દીર્ઘ અને ૧૦૭૮૭૯ યોજન પશ્ચિમમાં દીર્ઘ ભદ્રશાલવન હોય છે.

```
 ૧૧૬૮૮        ૪૦૦૦૦૦
  ૮૦૦૦        -૧૭૪૮૪૨
  ૧૫૦૦         ૨૨૫૧૫૮
૧૫૩૬૫૪         -૯૪૦૦
૧૭૪૮૪૨      ૨)૨૧૫૭૫૮
              ૧૦૭૮૭૯ યોજન
```

તથા પહોળાઇ ૮૮ મા ભાગે હોવાથી ૮૮ વડે ભાગાકાર કરવો તે આ પ્રમાણે—

```
૮૮)૧૦૭૮૭૯(૧૨૨૫
   ૮૮
   ૧૯૮      + ૧
   ૧૭૬    ૧૨૨૬ યો૦
    ૨૨૭
    ૧૭૬
    ૦૫૧૯
     ૪૪૦
     ૦૦૭૯=૧ લગભગ.
```

અહિં ભાગાકારમાં ૧૨૨૫ યોજન આવે છે, પરન્તુ વધેલા ૭૯ શેષ તે ૮૮ થી ૯ ન્યૂન હોવાથી સંપૂર્ણ ૧ યોજન નથી પરન્તુ $\frac{9}{88}$ એટલે અઠ્ઠાસીયા ૯ અંશ ન્યૂન છે, તો પણ વ્યવહારથી અલ્પ ન્યૂનતા ન ગણતાં ૭૯ શેષનો એક સંપૂર્ણ યોજન ગણીને ૧૨૨૫ માં ઉમેરતાં ૧૨૨૬ યોજન જેટલી પહોળાઈ ઉત્તરદિશામાં અને તેટલી જ દક્ષિણદિશામાં પણ ગણવી.

અહિં તફાવત એ કે જંબૂદ્વીપના મેરૂના ભદ્રશાલવનની પૂર્વ અને પશ્ચિમ લંબાઇ ૨૨૦૦૦ ( બાવીસ હજાર ) યોજન છે, અને ઉત્તરદક્ષિણમાં ૮૮ મા ભાગની પહોળાઈ ૨૫૦ ( અઢીસો ) યોજન છે, ત્યારે ધાતકીખંડના મેરૂના ભદ્રશાલવનની લંબાઈ પહોળાઈ ઉપર કહેવા પ્રમાણે છે. ॥ इति भद्रशालवन स्यायामपृथुत्वे ॥ ७ ॥ २३१ ॥

## ॥ ધાતકીખંડના ૮ ગજદંતગિરિની વિષમતા ॥

अवतरण:—હવે આ ગાથામાં ધાતકીખંડના ૮ ગજદંતગિરિની જૂદી જૂદી ૪–૪ ની લંબાઇ કહેવાય છે, [ અને એથી થતું કુરૂક્ષેત્રનું ધનુ:પૃષ્ઠ પણ અર્થમાં કહેવાશે ]—

**बहि गयदंता दीहा, पणलक्खूणसयरिसहस दुगुणट्ठा ।**
**इयरे तिलक्खछप्पन्न—सहस्स सयदुण्णि सगवीसा ॥८॥२३२॥**

### શબ્દાર્થ:—

बहि—મેરૂની બહારના
गयदंता—ગજદંત પર્વતો
दीहा—દીર્ઘ
पण लक्ख—પાંચ લાખ
ऊणसयरिसहस—એગુણોત્તર હજાર
दुग ऊण(स)ट्ठा—બસો ઓગણસાઠ
इयरे—બીજા, મેરૂથી અભ્યન્તરના
तिलक्खछप्पण्णसहस्स—ત્રણલાખ છપ્પનહજાર
सय दुण्णि—બસો
सगवीसा—સત્તાવીસ

## ॥ पश्चिम धातकी महाविदेह तथा तेमां गजदंत विपर्यय अने वनमुख विपर्यय ॥२ ॥

[ गा० २३२, पृ० ३७१ ]

પૂર્વધાતકીના તથા પશ્ચિમધાતકીના ગજદંત અને
વનમુખોનો પરસ્પર સ્વવિપર્યય એ ચિત્રથી તપાસો.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર.

## સંસ્કૃત અનુવાદ.

**बहिर्गजदन्ता दीर्घाः पंच लक्षाण्येकोनसप्ततिसहस्राणि द्वेशते एकोनषष्ट्यधिके ।
इतरे त्रीणि लक्षाणि षट्पंचाशत्सहस्राणि द्वे शते सप्तविंशत्यधिके ॥ २३२ ॥**

गाथार्थः—મેરૂથી બહારના ચાર ગજદંતગિરિ પાંચ લાખ ઓગણોસ્તેરહજાર બસો સાઠ યોજન ( ૫૬૯૨૬૦ યો૦ ) દીર્ઘ છે, અને મેરૂથી અભ્યન્તરના ચાર ગજદંતગિરિઓ ત્રણ લાખ છપ્પન હજાર બસો સત્તાવીસ ( ૩૫૬૨૨૭ ) યોજન દીર્ઘ છે ॥ ૮ ॥ ૨૩૨ ॥

विस्तरार्थः—અહિં મેરૂપર્વતથી બહારના ગજદંતગિરિ તે પૂર્વધાતકીખંડના મેરૂપર્વતથી પૂર્વતરફના જે પહેલી અને સોળમી વિજયપાસે રહ્યા છે તે સોમનસ અને માલ્યવંત એ બે, તથા પશ્ચિમધાતકીખંડના મેરૂની પશ્ચિમના જે ત્યાંની મહાવિદેહની ૧૭ મી અને ૩૨ મી વિજય પાસે રહેલા વિદ્યુત્પ્રભ અને ગંધમાદન એ બે મળી ચાર ગજદંતગિરિ બહારના એટલે કાળોદધિ–સમુદ્રતરફના છે, તે ચારેની લંબાઇ ૫૬૯૨૬૦ યોજન છે, અને પૂર્વધાતકીમેરૂથી પશ્ચિમના વિદ્યુત્પ્રભ અને ગંધમાદન તથા પશ્ચિમધાતકીમેરૂથી પૂર્વના સોમનસ અને માલ્યવંત એ જંબૂદ્વીપસન્મુખના ૪ ગજદંતગિરિની લંબાઇ ૩૫૬૨૨૭ યોજન છે. એ રીતે પૂર્વધાતકીમાં જે બે ગજદંત ઘણા દીર્ઘ છે તેજ બે ગજદંત પશ્ચિમધાતકીમાં ન્હાના–ટુંકા છે, અને પૂર્વધાતકીના જે બે ગજદંત ન્હાના છે, તેજ બે ગજદંત પશ્ચિમધાતકીમાં ઘણા મોટા છે. ॥ इति गजदंतगिरिदीर्घत्वम ॥

એ પ્રમાણે ચાર ચાર ગજદંતોમાં પરસ્પર લંબાઇનો વિપર્યાસ હોવાનું કારણ એ છે કે કાળોદધિસમુદ્રતરફનો ધાતકીખંડનો ગજદંતસ્થાને રહેલો પરિધિ ઘણો મોટો હોવાથી મહાવિદેહનો વિસ્તાર ઘણો છે, અને ત્યાં રહેલા એ ચાર પર્વતોએ પોતાની વક્રલંબાઇથી દરેકે દેશોન અર્ધવિસ્તાર જેટલું ક્ષેત્ર રોકયું છે, માટે અધિક દીર્ઘ છે, અને લવણસમુદ્રતરફનો ગજદંતને સ્થાને રહેલો ધાતકીખંડનો પરિધિ ન્હાનો હોવાથી તેવા સ્થાને રહેલા તે ચાર ગજદંતો અલ્પ લંબાઇવાળા છે. ॥ इति ४–४ गजदंतगिरिणां दीर्घत्वे विपर्यासहेतुः ॥

આ ગજદન્તગિરિઓની લંબાઇની ઉત્પત્તિ ગ્રંથોમાં અંકગણિતપૂર્વક દેખાતી નથી, માટે અહિં વિસ્તરાર્થમાં પણ તે અંકગણિત દર્શાવ્યું[1] નથી.

---

[1] વિચારતાં સમજાય છે કે એ ગજદંતગિરિઓની બે વિષમ લંબાઇ અંકગણિતથી શોધી કાઢવી તે વિશેષ વિકટ છે, જો કે એ શોધવાની રીતિ તો હોયજ પરન્તુ એ વિકટ રીતિ આવા અર્થમાં ઉપયોગી નથી.

તથા અર્ધવર્તુલાકારે ભેગા થયેલા ( પર્યન્ત ભાગપરસ્પર સ્પર્શેલા નથી તોપણ દૂરથી ભેગા જેવા દેખાતા હોવાથી ) એ ગજદંતગિરિઓની લંબાઈનો સર્વાળો જે ૯૨૫૪૮૬ યોજન થાય છે તેજ કુરૂક્ષેત્રનું ધનુ:પૃષ્ઠ છે, એટલે અર્ધ-લંબવર્તુલાકાર કુરૂક્ષેત્રનો એ અર્ધ અભ્યન્તરપરિધિ છે. બાહ્યપરિધિની વિવક્ષા ધનુ:પૃષ્ઠ કહેવાના પ્રસંગમાં હોઇ શકે નહિં માટે ધનુ:પૃષ્ઠમાં સર્વત્ર અભ્યન્તરપરિધિજ ગણવા.

તથા એ ગજદંતગિરિઓની પહોળાઇ તો ૬ ઠ્ઠી ગાથામાં કહ્યાપ્રમાણે જંબૂગજદંતથી દ્વિગુણ હોવાથી વર્ષધરપર્વત પાસે ૧૦૦૦ યોજન પહોળા અને પર્યન્તે ખડ્ગની ધારાસરખા પાતળા છે, તેમજ ઉંચાઇમાં પણ પ્રારંભે ૪૦૦ યોજન અને પર્યન્તે ૫૦૦ યોજન હોવાથી અશ્વસ્કંધના (ઘોડાની ડોક સરખા) આકારવાળા છે. ॥ ૮ ॥ ૨૩૨ ॥

अवतरण:—વક્ષસ્કારપર્વત વિગેરેની લંબાઇ કેટલી ? તે આ ગાથામાં કહેવાય છે—

**खित्ताणुमाणओ सेससेल–णइ–विजय–वणमुहायामो ।**
**चउलक्खदीहवासा, वासविजयवित्थरो उ इमो ॥ ९ ॥ २३३ ॥**

શબ્દાર્થ:—

खित्त अणुमाणओ–ક્ષેત્રને અનુસારે
सेस–કહેલા પર્વતોથી બાકી રહેલા
सेल णइ विजय–પર્વત, તથા નદી, વિજયો
वणमुह–વનમુખની
आयाम–લંબાઇ
चउलक्खदीह–ચારલાખ યોજન દીર્ઘ
वासा–ક્ષેત્રો છે
वास विजय–ક્ષેત્રોનો અને વિજયોનો
वित्थरो उ–વળી વિસ્તાર તે
इमो–આ પ્રમાણે

## સંસ્કૃત અનુવાદ.

**क्षेत्रानुमानतः शेषशैल–नदी–विजय–वनमुखायामः ।**
**चतुर्लक्षदीर्घाणि वर्षाणि, वर्षविजयविस्तरस्त्वयम् ॥ ९ ॥ २३३ ॥**

गाथार्थ:—શેષ વક્ષસ્કારપર્વતો નદીઓ વિજયો અને વનમુખોની લંબાઇ ક્ષેત્રના અનુસારે જાણવી, તથા સાતક્ષેત્રોની લંબાઇ ૪ લાખ યોજન છે અને ક્ષેત્રો તથા વિજયોનો વિસ્તાર આ પ્રમાણે [ આગળની ગાથામાં કહેવાશે તે પ્રમાણે ] જાણવો. ॥ ૯ ॥ ૨૩૩ ॥

विस्तरार्थः—ગાથામાં કહેલો सेस શબ્દ सेल શબ્દની સાથે સંબંધવાળો છે, પરન્તુ णइ આદિ શબ્દની સાથે નહિ, તેથી પૂર્વે બીજી ગાથામાં ૧૨ વર્ષધરોની લંબાઇ અર્થાપત્તિથી કહી છે, ૮ ગજદંતની લંબાઇ આઠમી ગાથામાં કહેવાઇ, ૨ ભરતૈરાવતવૈતાઢ્યની લંબાઇ બીજી ગાથામાં અર્થાપત્તિથી જાણવી, અને ૩૨ વિજયવૈતાઢ્યોની લંબાઇ તેરમી ગાથામાં વિજયોની પહોળાઈ જેટલી અર્થાપત્તિથી જાણવી, જેથી એ સિવાયના શેષ ૩૨ વક્ષસ્કારપર્વતોજ રહ્યા તે ૩૨ વક્ષસ્કારોની, णइ શબ્દથી ૨૪ અન્તર્નદીઓની તથા ૬૪ વિજયોની અને ૮ વનમુખોની લંબાઇ ક્ષેત્રના અનુસારે એટલે મહાવિદેહક્ષેત્રની પહોળાઇને અનુસારે જૂદી જૂદી જાણવી, પરન્તુ અમુક યોજન કહી શકાય નહિ, કારણ કે મહાવિદેહનો વિસ્તાર પ્રારંભથી પર્યન્તસુધી અધિક અધિક વધતો હોવાથી અનિયત છે, જેથી જે સ્થાને જે વક્ષસ્કાર અથવા અન્તર્નદી અથવા વિજય છે તે સ્થાને મહાવિદેહનો જેટલો વિસ્તાર હોય તેમાંથી ૧૦૦૦ યોજન સીતા અથવા સીતોદાનદીનો વિસ્તાર બાદ કરીને જે અંક આવે તેનું અર્ધ કરીએ તેટલી લંબાઇ તે સ્થાને રહેલા વક્ષસ્કાર વિગેરેની હોય, અને એ પ્રમાણે પૂર્વધાતકીના મહાવિદેહમાં વક્ષસ્કારની લંબાઈ જૂદી જૂદી આઠ પ્રકારની આવે, બાર અન્તર્નદીઓની લંબાઇ છ પ્રકારની જૂદી જૂદી આવે અને વિજયોની જૂદી જૂદી સોળ પ્રકારની લંબાઇ આવે, એ રીતે ભિન્ન ભિન્ન[1] લંબાઇઓ હોવાથી ગ્રંથકર્ત્તાએ કોઇ અંક ન કહેતાં "खित्ताणुमाणओ=ક્ષેત્રને અનુસારે" એટલુંજ કહ્યું છે તે યથાર્થ છે. મહાવિદેહના ત્રણ પ્રકારના વિસ્તાર આગળ ૧૧–૧૨ મી ગાથાના વિસ્તરાર્થ પ્રસંગે ૪૨૩૩૩૪–૮૦૫૧૯૪–૧૧૮૭૦૫૪ લગભગ છે તે કહેવાશે. તથા વક્ષસ્કારાદિવત્ ૪ વનમુખની લંબાઇ પણ બે પ્રકારની આવે. વળી એજ પદ્ધતિએ પશ્ચિમધાતકીખંડના મહાવિદેહમાં પણ પૂર્વધાતકીવત્ વક્ષસ્કારાદિની અનિયતલંબાઈઓ આઠ પ્રકારે ઇત્યાદિ તુલ્ય લંબાઇઓ જાણવી. ॥ इति महाविदेहे वक्षस्कारादीनां दीर्घत्वम् ॥

તથા ધાતકીખંડના ૭–૭ મહાક્ષેત્રોની લંબાઇ ધાતકીખંડની પહોળાઇમાં સંપૂર્ણ આવવાથી ૪૦૦૦૦૦ ( ચારલાખ ) યોજન છે. અને એ ૧૪ મહાક્ષેત્રોનો તેમજ ૩૨–૩૨ વિજયોનો વિસ્તાર તો હવેની ૧૦ મી ગાથામાં કહેલી રીતિ પ્રમાણે ક્ષેત્રાંક અને ધ્રુવાંકના ગુણાકારથી પ્રાપ્ત થાય છે, અને તે અંકગણિત પૂર્વક ૧૧–૧૨ મી ગાથાના વિસ્તરાર્થમાં કહેવાશે. તોપણ અહિં સ્થાન ખાલી

૧ જો એ વક્ષસ્કારાદિકની લંબાઇ નિયત અંકથી જાણવીજ હોય તો તે વક્ષસ્કારાદિની પહોળાઇના મધ્યભાગ સુધીના ( જંબૂદ્વીપ સહિત સ્હામી બાજુ સુધીના ) વ્યાસની પરિધિ ગણીને ૯મી ગાથા પ્રમાણે ગણિત કરી ૧૦૦૦ બાદ કરી તેનું અર્ધ કરવું, જેથી કેવળ મધ્યભાગની પણ નિર્ણીત લંબાઇ પ્રાપ્ત થશે.

ન રહેવાના કારણથી કહેવાય છે કે—

| | | |
|---|---|---|
| ભરત-ઐરવતનો વિસ્તાર— | ૬૬૧૪ $\frac{૧૨૯}{૨૧૨}$ | યોજન |
| હિમવંત-હિરણ્યવંત ,, — | ૨૬૪૫૮ $\frac{૯૨}{૨૧૨}$ | યોજન |
| હરિવર્ષ-રમ્યક ,, — | ૧૦૫૮૩૩ $\frac{૧૫૬}{૨૧૨}$ | યો૦ |
| મહાવિદેહ ,, — | ૪૨૩૩૩૪ $\frac{૨૦૦}{૨૧૨}$ | યો૦ |

આ પ્રારંભનો જ એટલે લવણસમુદ્રપાસેનો વિસ્તાર છે, જેથી શેષ મધ્યમવિસ્તાર અને અન્ત્ય વિસ્તાર આગળ કહેવાશે. ॥૯॥ ૨૩૩ ॥

એક વિજય વિસ્તાર ૯૬૦૩ $\frac{૬}{૧૬}$ યો૦ (પ્રત્યેક વિજયનો)

अवतरण:—ધાતકીખંડમાં ભરતઐરવતઆદિ મહાક્ષેત્રનો વિસ્તાર જાણવા માટે પૂર્વગાથામાં જે સૂચના કરી હતી તે સૂચના પ્રમાણે હવે આ ગાથામાં દરેક મહાક્ષેત્રનાં ક્ષેત્રાંક અને ધ્રુવાંકઉપરથી ક્ષેત્રવિસ્તાર કેવી રીતે જાણી શકાય તે કહેવાય છે—

**खित्तंकगुणधुवंके, दोसयबारूत्तरेहि पविभत्ते ।**
**सव्वत्थ वासवासो, हवेइ इह पुण इय धुवंका ॥ १० ॥ २३४ ॥**

### શબ્દાર્થ:—

खित्तंक—ક્ષેત્રાંકવડે
गुण—ગુણેલા
धुवंके—ધ્રુવાંકને
दोसयबारउतरेहि—બસોઅધિકબારવડે
पविभत्ते—ભાગ્યે છતે
सव्वत्थ—સર્વત્ર, સર્વસ્થાને
वासवासो—ક્ષેત્રોનો વ્યાસ આવે
इहपुण—વળી અહિં
इय धुवंका—ધ્રુવાંક આ પ્રમાણે

### સંસ્કૃત અનુવાદ.

**क्षेत्रांकगुणध्रुवांके द्विशतैर्द्वादशोत्तरैः प्रविभक्ते ।**
**सर्वत्र वर्षव्यासो भवत्यत्र पुनरमी ध्रुवांकाः ॥ १० ॥ २३४ ॥**

गाथार्थ.—ક્ષેત્રાંકવડે ગુણેલા ધ્રુવાંકને બસોબારવડે ભાગતાં સર્વસ્થાને ( પ્રારંભે-મધ્યે-અને પર્યન્તે ) ક્ષેત્રોના વિસ્તાર પ્રાપ્ત થાય, અને તેમાં ધ્રુવાંક તે આ પ્રમાણે ( આગળની ગાથામાં કહેવાશે તે પ્રમાણે— ) ॥ ૧૦ ॥ ૨૩૪ ॥

विस्तरार्थ:—અહિં ક્ષેત્રસંબંધિવિસ્તાર જાણવા માટે જંબૂદ્વીપના વર્ણન પ્રસંગે ૨૯મી ગાથામાં જે ૧-૪-૧૬ અને ૬૪ એ ચાર અંક દર્શાવ્યા છે તે ક્ષેત્રાંક કહેવાય, અને હવે ૧૧-૧૨ મી ગાથામાં જે ત્રણ પરિધિઓના અંક દર્શા-

વાશે તે ध्रुवांक કહેવાય એમાં જે ક્ષેત્રનો જે સ્થાને વિસ્તાર જાણવો હોય તે સ્થાનના પરિધિસાથે ગુણીને ૨૧૨ વડે ભાગતાં જે જવાબ આવે તે તે ક્ષેત્રના તે સ્થાનનો વિસ્તાર આવ્યો જાણવો. અહિં ૨૧૨ વડે ભાગવાનું કારણકે સમસ્ત ધાતકીખંડનો પરિધિ ક્ષેત્રાંક અને ગિરિઅંક વડે [ ૪+૧૬+૬૪+૧૨૮=૨૧૨ ક્ષેત્રાંક તથા ૮+૩૨+૬૪+૧૨૮=૧૬૮ ગિરિઅંક=૩૮૦ ખંડરૂપ અંકવડે ] સંપૂર્ણ વહેંચાયલો છે.

## ક્ષેત્રાંકની ઉત્પત્તિ ( ૨૧૨ ની )

ભરત ઐરવત ૧-૧ ખંડપ્રમાણનો છે માટે બે ભરત બે ઐરવતના જ ખંડ એજ ૪ ક્ષેત્રાંક, તથા હિમ૦ હિરણ્ય૦ ક્ષેત્ર ચાર ચાર ખંડપ્રમાણનું છે, માટે બે હિમ૦ બે હિરણ્ય૦ના મલીને ૧૬ ખંડ એજ ૧૬ ક્ષેત્રાંક, તથા હરિવર્ષ રમ્યક્ ૧૬-૧૬ ખંડપ્રમાણનું હોવાથી બે હરિ૦ બે રમ્ય૦ ના મળીને ૬૪ ખંડ એજ ૬૪ ક્ષેત્રાંક અને મહાવિદેહ ૬૪ ખંડપ્રમાણનું છે, માટે બે મહાવિ૦ના ૧૨૮ ખંડ તે ૧૨૮ ક્ષેત્રાંક ગણતાં,—

| | |
|---|---|
| ભ૦ ઐ૦ ૪ | અહિં સમજવાનું એ છે કે વર્ષધર પર્વતોથી રોકાયલું |
| હિ૦ હિ૦ ૧૬ | જે શુદ્ધ ક્ષેત્ર રહ્યું તેટલા ક્ષેત્રમાં આ ૨૧૨ ખંડ જેટલા |
| હ૦ ૨૦ ૬૪ | વિસ્તારવાળાં ૧૪ ક્ષેત્રો સમાયલાં છે, માટે અહિં ક્ષેત્રાંક |
| મહા૦ ૧૨૮ | સર્વમળીને ૨૧૨ ગણાય છે. ॥ इति क्षेत्रांक उत्पत्तिः ॥ |
| ૨૧૨ | |

તથા અહિં ગિરિઅંકની ઉત્પત્તિનું પ્રયોજન નથી તોપણ દર્શાવાય છે કે— લઘુહિમવંતગિરિ ૨ ખંડનો છે, અને શિખરી પર્વત પણ ૨ ખંડનો છે, અને તેવા બે લ૦ હિમ૦ અને બે શિખરી હોવાથી એ ચાર પર્વતના ૮ ખંડ એજ ૮ ગિરિઅંક છે, તથા આઠ આઠ ખંડવાળા બે મહાહિમ૦ અને બે રૂકિમગિરિ હોવાથી એ ચાર પર્વતોના મળીને ૩૨ ખંડ એજ ૩૨ ગિરિઅંક, તથા બત્રીસ ખંડવાળા બે નિષધ અને બે નીલવંતપર્વત એ ચારેના મળી ૧૨૮ ખંડ તે ૧૨૮ ગિરિઅંક ગણાય. એ પ્રમાણે [ ૮+૩૨+૧૨૮= ] ૧૬૮ गिरिअंक કહેવાય. ॥ इति गिरिअंक उत्पत्तिः ॥

એ પ્રમાણે ૨૧૨ ક્ષેત્રખંડ અને ૧૬૮ ગિરિખંડ મળીને ૩૮૦ ખંડવડે ધાતકીખંડ વહેંચાયલો છે. વળી અહિં ખંડનું પ્રમાણ તે જંબૂદ્વીપમાં જે રીતે ૧૯૦ ખંડ કહ્યા હતા તે રીતેજ જાણવું, જેથી જંબૂદ્વીપ ૧૯૦ ખંડ પ્રમાણનો છે, ત્યારે ધાતકીખંડ તેથી દ્વિગુણ ખંડવાળો એટલે ૩૮૦ ખંડવાળો છે, એ રીતે ધાતકીખંડની દ્વિગુણતા ખંડસંખ્યાવડે પણ યથાર્થ છે.

વળી આગળ પુષ્કરાર્ધદ્વીપ જે ધાતકીખંડને અનુસરતો છે તે પણ આ રીતે જ ૩૮૦ ખંડનો જાણવો, પરન્તુ ક્ષેત્રાંક અને ગિરિઅંક [ ૨૧૨ તથા ૧૬૮ એ ] તુલ્ય હોવા છતાં વિસ્તારના યોજન અંક જૂદા જૂદા છે, તે પુષ્કરાર્ધ-દ્વીપના વર્ણનપ્રસંગેજ કહેવામાં આવશે. ॥ ૧૦ ॥ ૨૩૪ ॥

## ક્ષેત્રોના વિસ્તારાદિ જાણવા માટે ધ્રુવાંક.

अवतरण:—પૂર્વ ગાથામાં કરેલી સૂચના પ્રમાણે આ ગાથામાં ધ્રુવાંક દર્શાવાય છે, [ અને વિસ્તરાર્થમાં ૧૦ મી ગાથામાં કહેલી ગણિતરીતિ પ્રમાણે ક્ષેત્રોના વિસ્તાર પણ અંકગણિત સહિત દર્શાવાય છે ] તથા વનમુખાદિ ૫ પદાર્થોના વિષ્કંભ જાણવાની રીતિ પણ દર્શાવાય છે—

**धुरि चउदसलक्खदुसहस–दो सगणउआ धुवं तहा मज्झे ।**
**दुसयअडुत्तरसतसट्ठिसहस छव्वीस लक्खा य ॥ ११ ॥ २३५ ॥**
**गुणवीससयं बत्तीससहस गुणयाललक्ख धुवमन्ते ।**
**णइगिरिवणमाणविसुद्धखित्तसोलंस पिहु विजया ॥ १२ ॥ २३६ ॥**

### શબ્દાર્થ:—

धुरि–પ્રારંભમાં
चउदसलक्खा–ચૌદલાખ
दुसहस–બે હજાર
दोसगणउआ–બસોસત્તાણું
धुवं–ધ્રુવાંક

मज्झे–મધ્યભાગમાં
दुसयअडउत्तर–બસોઅધિકઆઠ
सतसट्ठिसहस–સડસઠહજાર
छव्वीसलक्खा–છવીસલાખ

---

गुणवीस सयं–એકસો ઓગણીસ
बत्तीससहस–બત્રીસહજાર
गुणयाललक्ख–ઓગણચાલીસ લાખ
धुवंअंते–પર્યન્તે ધ્રુવાંક

णइगिरिवणमाण–નદીગિરિવનના પ્રમાણથી
विसुद्ध–બાદકરેલું
खित्तसोलंस–ક્ષેત્રના સોળમાભાગ જેટલી
पिहु विजया–વિજયો પહોળી છે

### સંસ્કૃત અનુવાદ.

**धुरि चतुर्दशलक्षद्विसहस्रद्विशतसप्तनवतिध्रुवांकस्तथा मध्ये ।**
**अष्टोत्तरद्विशताधिकसप्तषष्टिसहस्राणि षड्विंशतिर्लक्षाणि च ॥११॥२३५॥**

**एकोनविंशत्यधिकशतं द्वात्रिंशच्छहस्राधिकैकोनचत्वारिंशल्लक्षाणि ध्रुवांकोऽन्त्ये।**
**नदीगिरिवनमानविशुद्धक्षेत्रषोडशांशपृथुविजयाः ॥ १२ ॥ २३६ ॥**

ગાથાર્થઃ—પ્રારંભનો ધ્રુવાંક ચૌદલાખ બે હજાર બસો સત્તાણુ [ ૧૪૦૨૨૯૭ ] તથા મધ્યનો ધ્રુવાંક છવીસલાખ સડસઠ હજાર બસો આઠ ( ૨૬૬૭૨૦૮ ), તથા અન્ત્ય ધ્રુવાંક ઓગણચાલીસ લાખ બત્રીસહજાર એકસો ઓગણીસ ( ૩૯૩૨૧૧૯ ) છે. તથા અન્તર્નદીઓ વક્ષસ્કારપર્વતો વનમુખ મેરૂવન એ સર્વનો વિસ્તાર ક્ષેત્રમાંથી બાદ કરતાં ( ૪ લાખમાંથી બાદ કરતાં ) બાકી રહે તેને સોળવડે ભાગતાં વિજયની પહોળાઇ આવે. ॥ ૧૧–૧૨ ॥ ૨૩૫–૨૩૬ ॥

વિસ્તરાર્થઃ—અહિં જે અંક ગુણાકાર વિગેરેમાં વારંવાર ઉપયોગી થતો હોય તે ધ્રુવ=નિશ્ચિત અંક હોવાથી ધ્રુવાંક કહેવાય છે, એ પ્રમાણે અહિં ભરતાદિ સાત મહાક્ષેત્રોના મુખવિસ્તાર ( લવણસમુદ્રપાસેનો પહેલો વિસ્તાર ) જાણવાને ગાથામાં કહેલો પહેલો ૧૪૦૨૨૯૭ અંક જ વારંવાર ગુણાકારમાં લેવા પડે છે માટે મુખવિસ્તાર જાણવામાટે એ ધ્રુવાંક છે. તેવી રીતે સાત મહાક્ષેત્રના મધ્યવિસ્તાર જાણવામાટે મધ્યઅંક ૨૬૬૭૨૦૮ વારંવાર ઉપયોગી હોવાથી એ મધ્યધ્રુવાંક છે, તેમજ સાતેના પર્યન્તવિસ્તાર જાણવામાં ૩૯૩૨૧૧૯ એ અંક વારંવાર ( સાતવાર ) ઉપયોગી હોવાથી એ પણ અન્તિમ ધ્રુવાંક કહેવાય છે.

## ॥ ૭ મહાક્ષેત્રના મુખવિસ્તાર ॥

હવે પૂર્વગાથામાં ( ૧૦ મી ગાથામાં ) કહેલી ગણિતરીતિ પ્રમાણે—

| | |
|---|---|
| ૧ ભરત એરવતના ક્ષેત્રાંક, તેની સાથે | |
| × ૧૪૦૨૨૯૭ મુખ ધ્રુવાંકને ગુણતાં | ૨૧૨ ) ૧૪૦૨૨૯૭ ( ૬૬૧૪ |
| = ૧૪૦૨૨૯૭ યોજન આવ્યા તેને | ૧૨૭૨ |
| ૨૧૨ વડે ભાગતાં | ૧૩૦૨ |
| | ૧૨૭૨ |
| = ૬૬૧૪ $\frac{129}{212}$ યોજન મુખવિસ્તાર | ૦૩૦૯ |
| ભ૦ એર૦ નો | ૨૧૨ |
| | ૦૯૭૭ |
| | ૮૪૮ |
| | ૧૨૯ શેષ |

૪ હિમ૦ હિરણ્ય૦નાં ક્ષેત્રાંક સાથે
× ૧૪૦૨૨૯૭ મુખધ્રુવાંકને ગુણતાં
૫૬૦૯૧૮૮ યોજન આવ્યા, તેને
૨૧૨ વડે ભાગતાં
= ૨૬૪૫૮ $\frac{૯૨}{૨૧૨}$ યોજન મુખવિસ્તાર આવ્યો.
હિમ૦ હિરણ્ય૦નો

૨૧૨ ) ૫૬૦૯૧૮૮ ( ૨૬૪૫૮
૪૨૪
૧૩૬૯
૧૨૭૨
૦૯૭૧
૮૪૮
૧૨૩૮
૧૦૬૦
૧૭૮૮
૧૬૯૬
૦૦૯૨ શેષ.

---

૧૬ હરિ૦ રમ્યક ક્ષેત્રાંક સાથે
×૧૪૦૨૨૯૭ મુખધ્રુવાંકને ગુણતાં
૨૨૪૩૬૭૫૨ યો૦ આવ્યા તેને ૨૧૨
વડે ભાગતાં
= ૧૦૫૮૩૩ $\frac{૧૫૬}{૨૧૨}$ યોજન મુખવિસ્તાર.
હરિ૦ રમ્યકનો.

૨૧૨)૨૨૪૩૬૭૫૨(૧૦૫૮૩૩
૨૧૨૦
૧૨૩૬
૧૦૬૦
૧૭૬૭
૧૬૯૬
૦૭૧૫
૬૩૬
૦૭૯૨
૬૩૬
૧૫૬ શેષ

---

૬૪ મહાવિદેહના ક્ષેત્રાંક સાથે
×૧૪૦૨૨૯૭ મુખધ્રુવાંકને ગુણતાં
૮૯૭૪૭૦૦૮ યો૦ આવ્યા તેને ૨૧૨
વડે ભાગતાં
= ૪૨૩૩૩૪ $\frac{૨૦૦}{૨૧૨}$ યોજન મુખવિસ્તાર.
મહાવિદેહનો.

૨૧૨)૮૯૭૪૭૦૦૮(૪૨૩૩૩૪
૮૪૮
૪૯૪
૪૨૪
૭૦૭
૬૩૬
૦૭૧૦
૬૩૬
૦૭૪૦
૬૩૬
૧૦૪૮
૮૪૮
૨૦૦

---

૧ ભરત ઐર૦ના ક્ષેત્રાંક સાથે
×૨૬૬૭૨૦૮ ગિરિવર્જીત મધ્યપરિધિને
[મધ્યધ્રુવાંકને] ગુણતાં
૨૬૬૭૨૦૮ યોજન આવ્યા તેને ૨૧૨
વડે ભાગતાં
=૧૨૫૮૧ ૩૬/૨૧૨ યોજન, મધ્ય વિસ્તાર મ૰
ઐર૰નો છે.

```
૨૧૨)૨૬૬૭૨૦૮(૧૨૫૮૧
    ૨૧૨
    ૫૪૭
    ૪૨૪
    ૧૨૩૨
    ૧૦૬૦
    ૧૭૨૦
    ૧૬૯૬
    ૦૨૪૮
     ૨૧૨
      ૩૬
```

---

૪ હિમ૰ હિર૰ ના ક્ષેત્રાંકવડે
×૨૬૬૭૨૦૮ મધ્યધ્રુવાંકને ગુણતાં
૧૦૬૬૮૮૩૨ યો૰ આવ્યા તેને ૨૧૨
વડે ભાગતાં
=૫૦૩૨૪ ૪૪/૨૧૨ યો૰ મધ્યવિસ્તાર હિમ૰
હિર૰ નો.

```
૨૧૨)૧૦૬૬૮૮૩૨(૫૦૩૨૪
    ૧૦૬૦
    ૦૬૮૮
     ૬૩૬
     ૫૨૩
     ૪૨૪
      ૯૯૨
      ૮૪૮
       ૪૪
```

---

૧૬ હરિ૰ રમ્યકના ક્ષેત્રાંકવડે
×૨૬૬૭૨૦૮ મધ્યધ્રુવાંકને ગુણતાં
૪૨૬૭૫૩૨૮ યોજન આવ્યા તેને ૨૧૨
વડે ભાગતાં
=૨૦૧૨૯૮ ૧૫૨/૨૧૨ યો૰ મધ્યવિસ્તાર હરિ૰
રમ્યકનો.

```
૨૧૨)૪૨૬૭૫૩૨૮(૨૦૧૨૯૮
    ૪૨૪
     ૨૭૫
     ૨૧૨
      ૬૩૩
      ૪૨૪
     ૨૦૯૨
     ૧૯૦૮
      ૧૮૪૮
      ૧૬૯૬
       ૧૫૨
```

---

૬૪ મહાવિ૦ના ક્ષેત્રાંકવડે
×૨૬૬૭૨૦૮ મધ્યધ્રુવાંકને ગુણતાં
૧૭૦૭૦૧૩૧૨ યો૦ આવ્યા તેને ૨૧૨ વડે ભાગતાં
=૮૦૫૧૯૪ $\frac{૧૮૪}{૨૧૨}$ યો૦ મધ્યવિસ્તાર મહાવિ૦નો.

```
૨૧૨)૧૭૦૭૦૧૩૧૨(૮૦૫૧૯૪
    ૧૬૯૬
     ૧૧૦૧
     ૧૦૬૦
       ૪૧૩
       ૨૧૨
       ૨૦૧૧
       ૧૯૦૮
        ૧૦૩૨
         ૮૪૮
         ૧૮૪
```

---

૧ બા૦ ઐ૦ ના ક્ષેત્રાંકવડે
×૩૯૩૨૧૧૯ બાહ્યધ્રુવાંકને ગુણતાં
૩૯૩૨૧૧૯ યો૦ આવ્યા તેને ૨૧૨ વડે ભાગતાં
=૧૮૫૪૭ $\frac{૧૫૫}{૨૧૨}$ યો૦ બાહ્ય ( અન્ત્ય ) વિસ્તાર બા૦ ઐ૦ નો.

```
૨૧૨)૩૯૩૨૧૧૯(૧૮૫૪૭
    ૨૧૨
    ૧૮૧૨
    ૧૬૯૬
     ૧૧૬૧
     ૧૦૬૦
      ૧૦૧૧
       ૮૪૮
      ૧૬૩૯
      ૧૪૮૪
       ૧૫૫
```

---

૪ હિમ૦ હિર૦ ક્ષેત્રાંકને
× ૩૯૩૨૧૧૯ બાહ્યધ્રુવાંકે ગુણતાં
૧૫૭૨૮૪૭૬ યો૦ આવ્યા તેને ૨૧૨ વડે ભાગતાં
૭૪૧૯૦ $\frac{૧૯૬}{૨૧૨}$ યો૦ બાહ્યવિસ્તાર હિમ૦ હિર૦ નો.

```
૨૧૨ ) ૧૫૭૨૮૪૭૬ (૭૪૧૯૦
      ૧૪૮૪
        ૮૮૮
        ૮૪૮
         ૪૦૪
         ૨૧૨
         ૧૯૨૭
         ૧૯૦૮
          ૧૯૬
```

---

૧૬ હરિ૦ રમ્યકના ક્ષેત્રાંકને
× ૩૯૩૨૧૧૯ બાહ્યધ્રુવાંકે ગુણતાં
૬૨૯૧૩૯૦૪ યો૦ આવ્યા તેને
૨૧૨ વડે ભાગતાં
૨૯૬૭૬૩ $\frac{૧૪૮}{૨૧૨}$ યો૦ બાહ્યવિસ્તાર
હરિ૦ રમ્યકનો.

```
૨૧૨ ) ૬૨૯૧૩૯૦૪ ( ૨૯૬૭૬૩
      ૪૨૪
      ૨૦૫૧
      ૧૯૦૮
       ૧૪૩૩
       ૧૨૭૨
        ૧૬૧૯
        ૧૪૮૪
         ૧૩૫૦
         ૧૨૭૨
           ૭૮૪
           ૬૩૬
           ૧૪૮
```

---

૬૪ મહાવિ૦ ક્ષેત્રાંકને
× ૩૯૩૨૧૧૯ બાહ્યધ્રુવાંકે ગુણતાં
૨૫૧૬૫૫૬૧૬ યો૦ આવ્યા તેને
૨૧૨ વડે ભાગતાં
૧૧૮૭૦૫૪ $\frac{૧૬૮}{૨૧૨}$ યો૦ બાહ્યવિસ્તાર
મહાવિદેહનો.

```
૨૧૨ ) ૨૫૧૬૫૫૬૧૬ ( ૧૧૮૭૦૫૪
      ૨૧૨
       ૩૯૬
       ૨૧૨
       ૧૮૪૫
       ૧૬૯૬
        ૧૪૯૫
        ૧૪૮૪
          ૧૧૬૧
          ૧૦૬૦
           ૧૦૧૬
             ૮૪૮
             ૧૬૮
```

એ પ્રમાણે સાતે મહાક્ષેત્રના આદિ મધ્ય અને અન્ત્યવિસ્તાર જાણવા.

પ્રશ્નઃ—ઉપરના દરેક ગુણાકારમાં ત્રણ ધ્રુવાંક દર્શાવ્યા, તે ધ્રુવાંકની ઉત્પત્તિ કેવી રીતે ?

ઉત્તરઃ—ધાતકીખંડના આદિ મધ્ય અને અન્ત્ય એ ત્રણે પરિધિઓમાંથી પર્વતોનું ક્ષેત્ર બાદ કરવાથી શેષ રહેલી પરિધિ જેટલી જગ્યામાં સાત મહાક્ષેત્રો પોતપોતાના અંકપ્રમાણે વિસ્તારવાળાં આવેલાં છે, માટે પર્વતોનું ક્ષેત્ર બાદ કરતાં બાકી રહેલું ક્ષેત્ર તેજ અહિં ધ્રુવાંક ગણાય છે તે આ પ્રમાણે—

## ॥ આદિ મધ્ય અન્ત્ય ધ્રુવાંકની ઉત્પત્તિ ॥

ધાતકીખંડના ત્રણ પરિધિ છે, તેમાં લવણસમુદ્રપાસેનો એટલે લવણસમુદ્રનો અન્ત્યપરિધિ તેજ ધાતકીખંડનો અભ્યન્તરપરિધિ ૧૫૮૧૧૩૯ યોજન છે, મધ્યપરિધિ ૨૮૪૬૦૫૦ યોજન છે અને અન્ત્યપરિધિ ૪૧૧૦૯૬૧ યોજન છે. અહિં અન્ત્યપરિધિ અને અભ્યન્તર (આદિ) પરિધિના સર્વાળાને અર્ધ કરવાથી મધ્યમપરિધિ પ્રાપ્ત થાય છે, તે આ પ્રમાણે—

૧૫૮૧૧૩૯ આદિપરિધિમાં
+ ૪૧૧૦૯૬૧ અન્ત્યપરિધિ ઉમેરતાં
૫૬૯૨૧૦૦ નું અર્ધ કરવાને ૨ વડે ભાગતાં

૨ ) ૫૬૯૨૧૦૦
૨૮૪૬૦૫૦ મધ્યપરિધિ

હવે એ ત્રણે પરિધિઓરૂપ ધાતકીખંડ ૧૨ વર્ષધરપર્વત ૨ ઇષુકાર પર્વત અને ૧૪ મહાક્ષેત્રોથી પૂરાયલો છે, તેમાં પણ ૧૪ પર્વતો સર્વત્ર સમવિસ્તારવાળા છે, જેથી એ પર્વતોના વિસ્તારને બાદ કરીએ તો ૧૪ મહાક્ષેત્રોએ રોકેલું ક્ષેત્ર પ્રાપ્ત થાય, માટે તે ૧૪ પર્વતોનો વિસ્તાર સર્વમળીને ૧૭૮૭૪૨ છે તે આ પ્રમાણે—

યો. ક.
૨૧૦૫—૫ લઘુહિમવંતપર્વત
૨૧૦૫—૫ શિખરીપર્વત
૮૪૨૧—૧ મહાહિમવંતપર્વત
૮૪૨૧—૧ રૂક્મિપર્વત
૩૩૬૮૪—૪ નિષધપર્વત
૩૩૬૮૪—૪ નીલવંતપર્વત
૮૮૪૨૦-૨૦
+ ૧૦ $\frac{1}{19}$
૮૮૪૨૧—૧ પૂર્વધાતકીના કુલગિરિઓનો વિષ્કંભ

૮૮૪૨૧—૧ પૂર્વ ધા૦ કુલગિરિવિ૦
૮૮૪૨૧—૧ પશ્ચિમ ધા૦ ,,
૧૭૬૮૪૨—૨
+ ૨૦૦૦ ઇષુકાર વિષ્કંભ
૧૭૮૮૪૨—૨ અહિં ૨ કળાને અલ્પ ગણી વર્જવાથી ધાતકીખંડનું ગિરિક્ષેત્ર ૧૭૮૮૪૨ યોજન સંપૂર્ણ ગણવું.

એ પ્રમાણે ગિરિક્ષેત્રને ત્રણે પરિધિમાંથી બાદ કરવાથી ધ્રુવાંક આવે તે આ પ્રમાણે—

| | |
|---|---|
| ૧૫૮૧૧૩૯ પ્રથમ પરિધિમાંથી | ૨૮૪૬૦૫૦ મધ્ય પરિધિમાંથી |
| ૧૭૮૮૪૨ ગિરિક્ષેત્ર બાદ કરતાં | ૧૭૮૮૪૨ ગિરિક્ષેત્ર બાદ કરતાં |
| ૧૪૦૨૨૯૭ પહેલો ધ્રુવાંક | ૨૬૬૭૨૦૮ મધ્ય ધ્રુવાંક |
| ૪૧૧૦૯૬૧ અન્ત્ય પરિધિમાંથી | અહિં ધ્રુવાંક તે મહાક્ષેત્રો માટે શેષ |
| ૧૭૮૮૪૨ બાદ જતાં | રહેલી જગ્યા સૂચવે છે. |
| ૩૯૩૨૧૧૧ અન્ત્ય ધ્રુવાંક | |

## ॥ ૩ પરિધિઓ માટે ૩ પ્રકારના વ્યાસ ॥

પરિધિની ઉત્પત્તિ પૂર્વે જંબૂદ્વીપના પ્રકરણમાં ૧૮૮ મી ગાથાના પૂર્વાર્ધમાં દર્શાવી છે તે પ્રમાણે વ્યાસના વર્ગને દશગુણો કરી વર્ગમૂળ કાઢતાં પરિધિ આવે છે, માટે પરિધિઓ વ્યાસઉપરથી જ પ્રાપ્ત થાય છે, જેથી અહિં પહેલો વ્યાસ લવણસમુદ્રના ચાર લાખ અને જંબૂદ્વીપના એક લાખ સહિત ૫૦૦૦૦૦ ( પાંચ લાખ ) યોજન ગણવો. તથા ધાતકીખંડના મધ્યભાગ સુધીના બે બાજુના બે બે લાખ અધિક ગણતાં ૯૦૦૦૦૦ ( નવલાખ ) યોજનનો બીજો વ્યાસ ગણવો, અને ધાતકીના પર્યન્તભાગસુધીના બે બાજૂના ચાર ચાર લાખ ગણી આઠ લાખ અધિક ગણવાથી ( ૫૦૦૦૦૦+૮૦૦૦૦૦= ) ૧૩૦૦૦૦૦ ( તેર લાખ ) યોજનનો અન્ત્ય વ્યાસ ( ત્રીજો વ્યાસ ) ગણવો, અને તે ઉપરથી પરિધિ કાઢવા, અને તે આ ચાલુ અર્થમાં જ ત્રણે પરિધિ કહેવાઇ ગયા છે.

## ॥ મહાવિદેહની લંબાઈ ઉપરથી વિજયો વિગેરેની પહોળાઈ ॥

હવે જંબૂદ્વીપમાં ૧ લાખ યોજન જેટલી મહાવિદેહની મધ્ય લંબાઇ ઉપરથી જેમ વનમુખ તથા વિજયો વિગેરેના વિસ્તાર જાણવાનો ઉપાય ૧૬૫ –૧૬૬ મી ગાથામાં અને વિસ્તરાર્થમાં દર્શાવ્યો હતો તે પ્રમાણે અહિં પણ વિજયો વિગેરેના વિસ્તાર દર્શાવાય છે—

મેરૂ પર્વત નીચે ભદ્રશાલવન ૨૨૫૧૫૮ યોજન દીર્ઘ છે. ( મેરૂ સહિત ).
સોલ વિજયોનો સર્વવિસ્તાર ૧૫૩૬૫૪ યોજન છે.

| | | |
|---|---|---|
| આઠ વક્ષસ્કારનો | ,, | ૮૦૦૦ યોજન છે. |
| ૬ અન્તર્નદીઓનો | ,, | ૧૫૦૦ યોજન. |
| બે વનમુખનો | ,, | ૧૧૬૮૮ યોજન. |

૪૦૦૦૦૦ યો૦ મહાવિ૦ ની લંબાઇ.

એ પાંચ પદાર્થોમાંથી જે પદાર્થનો વિસ્તાર જાણવો હોય તે પદાર્થથી ભિન્ન ચાર પદાર્થોના વિષ્કંભનો સર્વાળો કરી ચાર લાખમાંથી બાદ કરી તે પદાર્થની સંખ્યાએ ભાગતાં પ્રત્યેકનો વિસ્તાર આવી રહે તે અંકગણિતપૂર્વક આ પ્રમાણે—

ધારો કે પ્રત્યેક વિજયનો વિસ્તાર જાણવો છે, તો શેષ ચાર પદાર્થોનો વિસ્તાર [ ૨૨૫૧૫૮+૮૦૦૦+૧૫૦૦+૧૧૬૮૮= ] ૨૪૬૩૪૬ છે તેને ૪૦૦૦૦૦ માંથી બાદ કરતાં ૧૫૩૬૫૪ યોજન આવ્યા તેને સમશ્રેણિએ રહેલી ૧૬ વિજયવડે ભાગતાં દરેક વિજયનો વિસ્તાર ૯૬૦૩ ૬/૧૬ યોજન પ્રાપ્ત થયો. એ રીતે દરેક અન્તર્નદી ૨૫૦ યોજન પહોળી છે. દરેક વક્ષસ્કાર ૧૦૦૦ યોજન પહોળો છે, અને દરેક વનમુખ ૫૮૪૪ યોજન પહોળું છે. ॥ ૧૧-૧૨ ॥ ૨૩૫-૨૩૬ ॥

## ॥ धातकीखंडना १४ महाक्षेत्रोनो यंत्र ॥

| | ક્ષેત્રાંક | આદિવિસ્તાર યોજન | મધ્યવિસ્તાર યોજન | અન્ત્યવિસ્તાર યોજન | લંબાઈ |
|---|---|---|---|---|---|
| ૨ ભરત | ૧ | ૬૬૧૪ ૧૨૯/૨૧૨ | ૧૨૫૮૧ ૩૬/૨૧૨ | ૧૮૫૪૭ ૧૫૫/૨૧૨ | ૪૦૦૦૦૦ |
| ૨ ઐરવત | ૧ | ” | ” | ” | ” |
| ૨ હિમવંત | ૪ | ૨૬૪૫૮ ૯૨/૨૧૨ | ૫૦૩૨૪ ૧૪૪/૨૧૨ | ૭૪૧૯૦ ૧૯૬/૨૧૨ | ૪૦૦૦૦૦ |
| ૨ હિરણ્યવંત | ૪ | ” | ” | ” | ” |
| ૨ હરિવર્ષ | ૧૬ | ૧૦૫૮૩૩ ૧૫૬/૨૧૨ | ૨૦૧૨૯૮ ૧૫૨/૨૧૨ | ૨૯૬૭૬૩ ૧૪૮/૨૧૨ | ૪૦૦૦૦૦ |
| ૨ રમ્યક | ૧૬ | ” | ” | ” | ” |
| ૨ મહાવિદેહ | ૬૪ | ૪૨૩૩૩૪ ૨૦૦/૨૧૨ | ૮૦૫૧૯૪ ૧૮૪/૨૧૨ | ૧૧૮૭૦૫૪ ૧૬૮/૨૧૨ | ૪૦૦૦૦૦ |

## ॥ धातकीखंडमां विजयादिकनो विष्कंभ जाणवानुं करणयंत्र ॥

| વિષ્કંભ પદાર્થ ( ઈષ્ટ પદાર્થ ) | ઈષ્ટ પદાર્થ સિવાય શેષ પદાર્થોના વિષ્કંભ યોજન | એકત્ર કરવાથી | ૪ લાખમાંથી બાદ કરતાં | પદાર્થ સંખ્યા (ભાજક) | ભાગવાથી આવેલ ઈષ્ટ પદાર્થનો વિષ્કંભ (એકનો) |
|---|---|---|---|---|---|
| મેરૂસહિતભદ્ર૦ વન | ૧૫૩૬૫૪-૮૦૦૦-૧૫૦૦-૧૧૬૮૮ | ૧૭૪૮૪૨ | ૨૨૫૧૫૮ | ૧ | ૨૨૫૧૫૮ |
| વિજયોનો | ૨૨૫૧૫૮-૮૦૦૦-૧૫૦૦-૧૧૬૮૮ | ૨૪૬૩૪૬ | ૧૫૩૬૫૪ | ૧૬ | ૯૬૦૩ ૬/૧૬ |
| વક્ષસ્કારોનો | ૨૨૫૧૫૮-૧૫૩૬૫૪-૧૫૦૦-૧૧૬૮૮ | ૩૯૨૦૦૦ | ૮૦૦૦ | ૮ | ૧૦૦૦ |
| અન્તર નદીઓનો | ૨૨૫૧૫૮-૧૫૩૬૫૪-૮૦૦૦-૧૧૬૮૮ | ૩૯૮૫૦૦ | ૧૫૦૦ | ૬ | ૨૫૦ |
| બે વનમુખોનો | ૨૨૫૧૫૮-૧૫૩૬૫૪-૮૦૦૦-૧૫૦૦ | ૩૮૮૩૧૨ | ૧૧૬૮૮ | ૨ | ૫૮૪૪ |
| | | | ૪૦૦૦૦૦ ધાતકી વિષ્કંભ પૂર્ણ. | | |

अवतरण:—હવે પૂર્વગાથાઓમાં કહેલી રીતિપ્રમાણે વિજયોનો જે વિસ્તાર પ્રાપ્ત થાય છે તે સ્પષ્ટરીતે આ ગાથામાં દર્શાવીને નદી આદિ પાંચે પદાર્થોને એકત્ર કરતાં ધાતકીખંડની પહોળાઈ સંપૂર્ણ થાય તે પણ દર્શાવાય છે—

**णवसहसा छसय तिउत्तरा य छच्चेव सोल भाया य ।**
**विजयपिहुत्तं णइगिरि–वणविजयसमासि चउलक्खा ॥१३॥२३७॥**

## શબ્દાર્થ:—

णवसहसा–નવ હજાર
छसय तिउत्तरा–છસો ત્રણ અધિક
छच्चेव–છ જ,
सोल भाया य–વળી સોલીયા ભાગ
विजयपिहुत्तं–વિજયની પહોળાઇ
णइगिरि–નદી ગિરિ
वण–વનમુખ અને મેરૂવન
विजयसमासि–વિજયને એકત્ર કરતાં
चउलक्खा–ચાર લાખ યોજન થાય.

## સંસ્કૃત અનુવાદ.

**नवसहस्राणि षट्शतानि त्र्युत्तराणि च षट् चैव षोडशभागाश्च ।**
**विजयपृथुत्वं नदीगिरिवनविजयसमासे चतुर्लक्षाणि ॥ १३ ॥ २३७ ॥**

गाथार्थ:—દરેક વિજયની પહોળાઇ નવહજાર છસો ત્રણ યોજન ઉપરાન્ત સોલીયા છ ભાગ ( ૯૬૦૩$\frac{૬}{૧૬}$ યો૦ ) છે. તથા અન્તર્નદીઓ વક્ષસ્કારપર્વતો વનમુખ મેરૂવન અને વિજયો એ સર્વનો વિષ્કંભ એકત્ર કરવાથી ધાતકીખંડનો ૪ લાખ યોજન જેટલો વિસ્તાર સંપૂર્ણ થાય છે ॥ ૧૩ ॥ ૨૩૭ ॥

विस्तरार्थ:—પૂર્વગાથાના વિસ્તરાર્થને પર્યન્તે દરેક વિજયનો વિસ્તાર કાઢવાની રીતિ દર્શાવી છે તે પ્રમાણે વિજયવિસ્તાર ૯૬૦૩$\frac{૬}{૧૬}$ યોજન છે, અને લંબાઇ તો મહાવિદેહનો અનિયત વિસ્તાર હોવાથી અનિયત એટલે લવણ-સમુદ્રતરફની વિજયો ટુંકી છે અને તદનંતર બે બે વિજયોની જોડે અધિક અધિક દીર્ઘ થતાં યાવત્ કાળોદધિસમુદ્રપાસેની બે વિજયો ઘણી જ દીર્ઘ છે. એ ભાવાર્થ પ્રથમ કહેવાઇ ગયો છે.

તથા અન્તર્નદી આદિનાં વિસ્તારો એકત્ર કરવાથી ધાતકીખંડની ૪ લાખયોજન પહોળાઇ પૂર્ણ થાય છે તે પણ પૂર્વાનન્તર ગાથાર્થ પ્રસંગે દર્શાવ્યું છે. ॥૧૩॥ ૨૩૭॥

अवतरण:—હવે આ ગાથામાં વિજયોમાંની નગરીઓ તથા કુરૂક્ષેત્રોમાં બે બે મહાવૃક્ષો છે તે કહેવાય છે—

**पुव्वं व पुरी अ तरु परमुत्तरकुरूसु धाइ महधाई ।**
**रुक्खा ते सुदंसण–पिअदंसणनामया देवा ॥१४॥ २३८ ॥**

શબ્દાર્થ:—

પુવ્વંવ–પૂર્વની પેઠે
પુરી–નગરીઓ
તરુ–મહાવૃક્ષો
પરં–પરન્તુ
ઉત્તરકુરૂસુ–ઉત્તરકુરૂક્ષેત્રમાં
ધાઇ મહધાઈ–ધાતકી મહાધાતકી નામના
રુક્ખા–વૃક્ષો
તેસુ–તે વૃક્ષો ઉપર
સુદંસણ–સુદર્શન નામે
પિઅદંસણ–પ્રિયદર્શન
નામયા–નામના
દેવા–દેવો

સંસ્કૃત અનુવાદ.

**पूर्ववत्पुर्यश्च तरवः परमुत्तरकुरुषु धातकी महाधातकी ।**
**वृक्षौ तयोः सुदर्शनप्रियदर्शननामानौ देवौ ॥ १४ ॥ २३८ ॥**

गाथार्थ:—અહિં ૩૨ વિજયની ૩૨ નગરીઓનાં નામ તથા મહાવૃક્ષોનાં નામ પણ જંબૂદ્વીપમાં કહ્યા પ્રમાણે જાણવાં, પરન્તુ તફાવત એ છે કે–પૂર્વધાતકીના ઉત્તરકુરૂક્ષેત્રમાં धातकीवृक्ष નામનું વૃક્ષ છે, અને પશ્ચિમધાતકીના ઉત્તરકુરૂમાં महाधातकीवृक्ष નામનું વૃક્ષ છે, અને એ બે વૃક્ષો ઉપર એટલે ધાતકીવૃક્ષઉપર સુદર્શન નામે દેવનું ભવનાદિ છે, અને મહાધાતકીવૃક્ષઉપર પ્રિયદર્શન નામે દેવનું ભવનાદિ છે. ॥ ૧૪ ॥ ૨૩૮ ॥

विस्तरार्थ:—ગાથાર્થવત્ સુગમ છે, પરન્તુ વિશેષ એ કે–અહિં વિજયનગરીઓના નામની તથા માપની તુલ્યતા હોય પરન્તુ નદીથી અને વૈતાઢ્યથી દૂર કહી છે તે તુલ્યતા ન લેવી. તથા બે ઉત્તરકુરૂમાં ધાતકી મહાધાતકીવૃક્ષ એ બે જૂદા નામવાળાં છે, અને બે દેવકુરૂમાં બન્ને વૃક્ષ शाल्मलि ( અથવા કૂટ શાલ્મલિ ) એ એક જ નામવાળાં છે, અને તે બન્ને ઉપર સુવર્ણકુમારનિકાયના વેણુદેવ નામના જ બે દેવો છે, શેષ વન–કૂટ આદિ યથાસંભવ સર્વસ્વરૂપ જંબૂવૃક્ષને અનુસારે વિચારવું ॥ ૧૪ ॥ ૨૩૮ ॥

अवतरण:—૧૧–૧૨ મી ગાથામાં જે ત્રણ ધ્રુવાંક કહ્યા છે, તે ધ્રુવાંક ઉપરથીજ ધાતકીખંડના આદિ મધ્ય અને અન્ત્ય એ ત્રણ પરિધિ કેવી રીતે પ્રાપ્ત થાય તે આ ગાથામાં દર્શાવાય છે, અને તે સાથે આ ધાતકીખંડનું પ્રકરણ પણ સમાપ્ત થાય છે.

**धुवरासीसु अ मिलिआ, एगो लक्खो य अडसयरिसहसा ।**
**अट्ठसया बायाला, परिहितिगं धायईसंडे ॥ १५ ॥ २३९ ॥**

## શબ્દાર્થ:—

ધુવરાસીસુ–ધ્રુવરાશિઓમાં
મિલિઆ–મેળવતાં, મળ્યા છતા
एगो लक्खो–એક લાખ
अडसयरिसहस्सा–અઠ્યોત્તર હજાર
अट्ठसया बायाला–આઠસો બેંતાલીસ
परिहितिगं–ત્રણ પરિધિ
धायईसंडे–ધાતકીખંડમાં (ના) થાય.

## સંસ્કૃત અનુવાદ.

**ध्रुवराशिषु च मिलितानि एकं लक्षं चाष्टसप्ततिसहस्राणि ।**
**अष्टशतानि द्विचत्वारिंशदधिकानि परिधित्रिकं धातकीखंडे ॥१५॥२३९॥**

गाथार्थः—ધ્રુવરાશિઓમાં એક લાખ અઠ્યોત્તરહજાર આઠસો બેંતાલીસ ઉમેરતાં ધાતકીખંડના ત્રણે પરિધિ આવે ॥ ૧૫ ॥ ૨૩૯ ॥

विस्तरार्थः—ધ્રુવાંકોની ઉત્પત્તિના પ્રસંગમાંજ ધાતકીખંડના ત્રણ પરિધિ ૧૧-૧૨ મી ગાથાના વિસ્તરાર્થમાં કહેવાઇ ગયા છે, માટે અહિં પુનઃ કહેવાશે નહિં; તો પણ સ્થાનશૂન્ય ન રહેવાના કારણથી અહિં યંત્રમાત્ર દર્શાવાય છે.

## ॥ धातकीखंडना ध्रुवांक उपरथी ३ परिधिनी प्राप्ति ॥

| ધાતકીખંડના | ધ્રુવરાશિમાં | ક્ષેપ્યાંક ઉમેરતાં | પરિધિ |
|---|---|---|---|
| આદિ | ૧૪૦૨૨૯૭ | ૧૭૮૮૪૨ | ૧૫૮૧૧૩૯ ( આદિ પરિધિ ) |
| મધ્ય | ૨૬૬૭૨૦૮ | ૧૭૮૮૪૨ | ૨૮૪૬૦૫૦ ( મધ્ય પરિધિ ) |
| અન્ત્ય | ૩૯૩૨૧૧૯ | ૧૭૮૮૪૨ | ૪૧૧૦૯૬૧ ( અન્ત્ય પરિધિ ) |

પૂર્વે વિસ્તરાર્થમાં પરિધિ ઉપરથી ધ્રુવાંકની ઉત્પત્તિ દર્શાવી છે, અને અહિં ધ્રુવાંકથી પરિધિની ઉત્પત્તિ દર્શાવી, પરન્તુ સ્વરૂપતુલ્ય છે. તથા ૧૭૮૮૪૨ તે પર્વત-નિરુદ્ધ ક્ષેત્ર જાણવું, અને તે સવિસ્તર પૂર્વે દર્શાવ્યું છે. એ પ્રમાણે આ ધાતકી ખંડના પ્રકરણનો વિસ્તરાર્થ સમાપ્ત થયો. વળી આ પ્રકરણમાં જંબૂદ્વીપની અપેક્ષાએ જે જે તફાવતો દર્શાવ્યા છે તે તેટલાજ છે, એમ નહિં પરન્તુ તેને અનુસરતા બીજા પણ નાના નાના તફાવતો અનેક હોય તે સર્વ કહેવા જતાં વર્ણન ઘણું વધી જાય માટે શેષ નહિં કહેલા નાના તફાવતો વિગેરે જે કંઇ વિચારવા યોગ્ય હોય તે સર્વ યથાસંભવ પોતાની મેળે વિચારવું ॥ ૧૫ ॥ ૨૩૯ ॥

## ॥ इति तृतीयो धातकीखंडाधिकारः ॥

# ॥ अथ चतुर्थः-कालोदसमुद्राधिकारः ॥

अवतरण:—પૂર્વગાથાઓમાં ત્રીજા અધિકાર તરીકે ધાતકીખંડનું વર્ણન સંક્ષેપમાં કહ્યા બાદ હવે તે ધાતકીખંડની આજુબાજુ વલયાકારે વીટાયલા કાલોદસમુદ્ર નામના બીજા સમુદ્રનું સ્વરૂપ અહિં ચોથા અધિકારમાં કહેવાય છે—

**कालोओ सव्वत्थवि, सहसुंडो वेलविरहिओ तत्थ ।**
**सुत्थिअसमकालमहाकालसुरा पुव्वपच्छिमओ ॥ १ ॥ २४० ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| कालोओ-કાલોદ સમુદ્ર | सुत्थिअ सम-સુસ્થિત દેવ સરખા |
| सव्वत्थ वि-સર્વસ્થાને પણ | काल महाकाल-કાલ અને મહાકાલ નામના |
| सहस उंडो-હજારયોજન ઊંડો | सुरा-બે દેવ |
| वेलविरहिओ-વેલ રહિત | पुव्व पच्छिमओ-પૂર્વ પશ્ચિમમાં છે. |
| तत्थ-તે સમુદ્રમાં ( ના ) | |

**સંસ્કૃત અનુવાદ.**

**कालोदः सर्वत्रापि सहस्रोंडो वेलविरहितस्तत्र ।**
**सुस्थितसमकालमहाकालसुरौ पूर्वपश्चिमयोः ॥ १ ॥ २४० ॥**

गाथार्थ:--કાલોદધિસમુદ્ર સર્વસ્થાને ૧૦૦૦ યોજન ઊંડો છે, વેલ ( શિખાદિ ) રહિત છે, તથા પૂર્વદિશામાં સુસ્થિતદેવ સરખો કાલ નામનો દેવ રહે છે, અને પશ્ચિમ દિશામાં મહાકાલ નામનો દેવ રહે છે. ॥ ૧ ॥ ૨૪૦ ॥

विस्तरार्थ:—આ સમુદ્રનું પાણી કાળા વર્ણનું હોવાથી અથવા કાલ અને મહાકાલ નામના બે દેવ અધિપતિ હોવાથી અથવા ત્રણે કાળમાં શાશ્વત નામ હોવાથી આ સમુદ્રનું કાલોદધિ અથવા કાલસમુદ્ર એવું નામ છે. વળી ધાતકીખંડના છેલ્લા કિનારાથી પ્રારંભીને સ્હામે પુષ્કરદ્વીપના કિનારા સુધી સર્વસ્થાને ૧૦૦૦ ( હજાર ) યોજન ઊંડો છે, જેથી કહેવાનું તાત્પર્ય એ છે કે લવણસમુદ્રવત્ આ સમુદ્રમાં ગોતીર્થ નથી ( સમુદ્રની ભૂમિ અનુક્રમે નીચી થઇને અમુકસ્થાને ૧૦૦૦ યોજન ઊંડાઇ છે તેમ નથી. ) વળી वेलविरहिओ-વેલ રહિત છે એમ કહેવાથી આ સમુદ્ર શિખા રહિત છે, જળવૃદ્ધિ જે ૭૦૦ યોજન લવણસમુદ્રમાં કહી હતી તેવી જળવૃદ્ધિ રહિત છે, તેમજ પાતાલકળશો પણ

નથી, અને તેના અભાવે સમુદ્રની ભરતી ઓટ પણ નથી, તથા લવણસમુદ્રની શિખા અને વેલના અભાવે વેલંધર અનુવેલંધર દેવો પણ નથી તેમજ તેના નિવાસપર્વતો પણ નથી તથા લવણસમુદ્રમાં જેમ સમુદ્રના વાયરાઓથી મોટાં મોટાં મોજાં ઉછળે છે તેવાં ઉછળતાં પાણી નથી, પરન્તુ સ્થિર પાણી છે. તથા ઉત્તમ મેઘથી વર્ષેલા વર્ષાદ જેવું સામાન્ય જળ સરખું અતિ સ્વાદિષ્ટ પાણી છે.

તથા सुत्थिअ લવણસમુદ્રના અધિપતિ સુસ્થિતદેવ सम-સરખા બે દેવો કાલ અને મહાકાલ નામના આ સમુદ્રના અધિપતિ છે. ત્યાં પૂર્વતરફના અર્ધા કાલોદસમુદ્રનો અધિપતિ कालदेव નામનો દેવ છે. અને પશ્ચિમદિશાતરફના અર્ધા કાલોદસમુદ્રનો અધિપતિ महाकाल નામનો દેવ છે, એ પ્રમાણે કાલોદ સમુદ્રમાં પણ પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ એ બે વિભાગ છે.

प्रश्नः—અહિં સમુદ્રમાં બે વિભાગ શાથી ? જેમ લવણસમુદ્રમાં બે વિભાગ અધિપતિદેવને અંગે છે નહિં, અને એકજ દેવ આખા સમુદ્રનો અધિપતિ છે તેમ આ સમુદ્રનો અધિપતિ પણ એકજ દેવ હોય તો શું હરકત ?

उत्तरः—કાલોદસમુદ્રમાં બે વિભાગ હોવા જેવું કંઇ અવશ્ય કારણ દેખાતું નથી, અને ધાતકીખંડથી પ્રારંભીને સ્વયંભૂરમણસમુદ્રસુધીના સર્વે દ્વીપો અને સમુદ્રોમાં બે બે અધિપતિ દેવો છે, તથા પુષ્કરદ્વીપ પછીના દ્વીપોમાં વર્ષધરો તથા ક્ષેત્રો ન હોવા છતાં પણ બે બે દેવ અધિપતિ છે, તેથી ક્ષેત્રાદિ વિશિષ્ટભેદને લીધેજ બે દેવ હોય એવો હેતુ નથી, પરન્તુ ક્ષેત્રાદિ વિભાગો હોય કે ન હોય તો પણ ધાતકીખંડથી પ્રારંભીને સર્વદ્વીપ સમુદ્રોના જગત્સ્વભાવેજ બે બે અધિપતિદેવ છે એમ માનવામાં વિરોધ નથી,

તથા કાલોદસમુદ્રના એ બે અધિપતિ દેવો એક પલ્યોપમના આયુષ્યવાળા વિજયદેવ સરખા મહર્દ્ધિક છે, તેઓની રાજધાની અસંખ્યદ્વીપસમુદ્ર વીત્યાબાદ બીજા કાલોદસમુદ્રમાં વિજયરાજધાની સરખી પોતપોતાની દિશામાં છે. વળી એ બે દેવોના બે દ્વીપ સુસ્થિતના ગૌતમદ્વીપ સરખા ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળા અને ધાતકીખંડની જગતીથી ૧૨૦૦૦ યોજન દૂર છે, તે ઉપર એ દેવોનાં ભવન છે. વળી આ બે દ્વીપો સમુદ્રભૂમિથી ૧૦૦૦ યોજન ઉંચા જળમાં ડૂબેલા છે અને સર્વદિશાએ જળથી બે ગાઉ ઉંચા દેખાય છે, કારણ કે અહિં જળ સર્વત્ર સપાટ પ્રદેશવાળું હોવાથી વૃદ્ધિના અભાવે અમુક દિશાએ જળથી અધિક ઉંચાઇ તથા બીજી દિશાએ ન્યૂન ઉંચાઇ એમ છે જ નહિં, એવા આ બે દ્વીપોનાં નામ તથા સ્વરૂપ દેખાતું નથી પરન્તુ સંભવિત રીતે ક્ષેત્રસમાસ લઘુવૃત્તિના આધારે લખ્યું છે તેનો પાઠ આ પ્રમાણે—

**तत्र कालोदे सुस्थितलवणाधिपतिसमौ कालमहाकालाख्यौ सुरौ पूर्वापरदिशौ गौतमद्वीपसदृक्षद्वीपयोरधिवसतः** [ =ત્યાં કાલોદસમુદ્રમાં લવણસમુદ્રના અધિ-

## ॥ कालोदधि समुद्रमां ५४ चंद्रद्वीप ५४ सूर्यद्वीप २ अधिपतिद्वीप ॥

[ गा० २४१, पृ० ३९१ ]

ચિત્રમાં કાલોદધિસમુદ્રનું જળ શ્યામ હોવાથી શ્યામ વર્ણનું દર્શાવ્યું છે. સર્વે દ્વીપો જગતીથી ૧૨૦૦૦ યોજન દૂર અને ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળા છે.

પતિ સુસ્થિતદેવ સરખા કાલ અને મહાકાલ નામના બે દેવ પૂર્વદિશામાં અને પશ્ચિમદિશામાં ગૌતમદ્વીપ સરખા બે *દ્વીપ ઉપર વસે છે. ] ॥ ૧ ॥ ૨૪૦ ॥

अवतरण:—લવણસમુદ્રમાં જેમ ચંદ્રસૂર્યના દ્વીપ કહ્યા છે, તેમ આ કાલોદસમુદ્રમાં પણ ચંદ્રસૂર્યના દ્વીપ છે તે આ ગાથામાં દર્શાવાય છે, અને તે સાથે કાલોદસમુદ્રનો આ ચોથો અધિકાર પણ સમાપ્ત થશે.

**लवणम्मिव जहसंभव ससिरविदीवा इहंपि नायव्वा ।**
**णवरं समंतओ ते, कोसदुगुच्चा जलस्सुवरिं ॥ २ ॥ २४१ ॥**

**શબ્દાર્થ:—**

लवणंमिव—લવણસમુદ્રમાં છે તેમ
जहसंभव—યથા સંભવ
ससिरविदीवा—ચન્દ્રસૂર્યના દ્વીપ
इहंपि—અહિં ( કાલોદસમુદ્રમાં ) પણ
नायव्वा—જાણવા
णवरं—પરન્તુ વિશેષ એ કે—
समंतओ—સર્વબાજુથી
ते—તે દ્વીપો
कोसदुगउच्च—બે ગાઉ ઉંચા
जलस्सउवरिं—જળની ઉપર

**સંસ્કૃત અનુવાદ.**

**लवणे इव यथासंभवं शशिरविद्वीपा अत्रापि ज्ञातव्याः ।**
**नवरं समन्तात्ते क्रोशद्विकोच्चा जलस्योपरि ॥ २ ॥ २४१ ॥**

गाथार्थ:—જેમ લવણસમુદ્રમાં છે તેમ યથાસંભવ આ સમુદ્રમાં પણ ચંદ્ર સૂર્યના દ્વીપ જાણવા, પરન્તુ તે સર્વે દ્વીપો જળથી ઉપર સર્વબાજુએ બે ગાઉ ઉંચા દેખાતા જાણવા. ॥ ૨ ॥ ૨૪૧ ॥

विस्तरार्थ—લવણસમુદ્રમાં જે રીતે દ્વીપથી ૧૨૦૦૦ યોજન દૂર ૧૨૦૦૦ યોજન વિસ્તારવાળા પૂર્વપશ્ચિમમાં ચંદ્રસૂર્યના દ્વીપ કહ્યા છે તે રીતે અહિં કાલોદ સમુદ્રમાં પણ ચંદ્રસૂર્યના દ્વીપ છે તે આ પ્રમાણે—ધાતકીખંડની પૂર્વદિશામાં ધાતકીખંડની જગતીથી કાલોદસમુદ્રમાં ૧૨૦૦૦ યોજન દૂર જઇએ ત્યાં ધાત-

* શ્રી જીવાભિગમજીમાં તથા ક્ષેત્રલોકપ્રકાશ અને બૃહત્ક્ષેત્રસમાસમાં પણ એ બે અધિપતિદેવના દ્વીપની વાતજ કરી નથી, માટે સુસ્થિતની સમાનતા કહેવા માત્રથી જ એ દ્વીપ ઉપલક્ષણથી જાણવા યોગ્ય ગણી વિવક્ષા કરી નથી અથવા તો બીજું કંઇ કારણ હશે ? તે શ્રી બહુશ્રુતગમ્ય. એમ છતાં પણ ઉપરના વિસ્તરાર્થમાં બે દ્વીપ સ્પષ્ટ કહ્યા તે કેવળ લઘુક્ષેત્રસમાસની વૃત્તિના એ દર્શાવેલા પાઠ ઉપરથીજ, તથા આ ક્ષેત્રસમાસનો બાળાવબોધ શ્રીઉદયસાગરજી વિરચિત છે અને હાલ એજ ભણવા ભણાવવાના ઉપયોગમાં આવે છે તે બાલાવબોધમાં પણ "તેને રહેવા યોગ્ય પૂર્વ અને પશ્ચિમદિશાને વિષે ગૌતમદ્વીપ સરખા બે દ્વીપ છે" એમ લખેલું છે. તથા "અઢીદ્વીપના નકશાનું વર્ણન" એ નામનો બાળાવબોધ ગ્રંથ પૂર્વાચાર્યરચિત છે તેમાં પણ બે દ્વીપ કહ્યા છે.

કીખંડના ૧૨ ચંદ્રના ૧૨ *દ્વીપ છે, તથા પશ્ચિમદિશામાં ધાતકીખંડની જગતીથી સમુદ્રમાં ૧૨૦૦૦ યોજન દૂર જઇએ ત્યાં ધાતકીખંડના ૧૨ સૂર્યના ૧૨ *સૂર્યદ્વીપ છે.

તથા કાલોદસમુદ્રની જગતીથી એટલે પૂર્વદિશામાં પુષ્કરદ્વીપના અભ્યન્તર કિનારાથી ૧૨૦૦૦ યોજન દૂર કાલોદસમુદ્રમાં આવીએ ત્યાં ( પૂર્વદિશામાં ) કાલોદસમુદ્રના ૪૨ ચંદ્રના ૪૨ ચંદ્રદ્વીપ છે, અને કાલોદની પશ્ચિમદિશાએ પુષ્કરદ્વીપના અભ્યન્તરકિનારાથી કાલોદસમુદ્રમાં ૧૨૦૦૦ યોજન દૂર ( પૂર્વતરફ ) ખસતા આવીએ ત્યાં કાલોદસમુદ્રના ૪૨ સૂર્યના ૪૨ સૂર્યદ્વીપ છે.

એ પ્રમાણે કાલોદધિસમુદ્રમાં ( ૧૨+૧૨+૪૨+૪૨+૨= ) ૧૧૦ દ્વીપ છે, તેમાં અધિપતિદેવોના બે દ્વીપ ઉપર બે ભવન છે, અને શેષ ૧૦૮ દ્વીપ ઉપર ૧૦૮ પ્રાસાદ છે, ઇત્યાદિ સ્વરૂપ લવણસમુદ્રવત્ જાણવું. તથા આ ૧૧૦ દ્વીપના અધિપતિદેવોમાં ધાતકીખંડના ૨૪ ચંદ્રસૂર્યની ૨૪ રાજધાનીઓ અસંખ્યદ્વીપસમુદ્ર વ્યતીત થયા બાદ બીજા ધાતકીખંડમાં છે, અને કાળોદધિના ૮૪ ચંદ્રસૂર્યની ૮૪ રાજધાનીઓ તથા કાલ-મહાકાલની રાજધાની પણ એટલે જ દૂર બીજા કાલોદધિસમુદ્રમાં છે, અને તે સર્વરાજધાનીઓ પોતપોતાની અહિંની દિશિને અનુસારે તે તે દિશામાં વિજયરાજધાની સરખી છે.

એ પ્રમાણે હવેથી આવતા દરેક દ્વીપસમુદ્રના ચંદ્રસૂર્યના દ્વીપોમાં એ જ વ્યવસ્થા છે કે-સમુદ્રના ચંદ્રસૂર્યદ્વીપો તેજ સમુદ્રમાં પર્યન્તે અને દ્વીપના ( પશ્ચાત્દ્વીપના ) ચંદ્રસૂર્યદ્વીપો અગ્રવર્તીસમુદ્રમાં પ્રારંભે-પહેલા હોય.

તથા એ ૧૧૦ દ્વીપો જળથી બે ગાઉ ઉંચા દૃષ્ટિગોચર થાય છે અને ૧૦૦૦ યોજન ઊંડા છે, જેથી ૧૦૦૦।। યોજન ઉંચા છે તથા કાલોદધિસમુદ્રનું જળ લવણસમુદ્રવત્ ભૂમિના ઉતારવાળું તથા જળના ચઢાવવાળું નથી તેથી દરેક દ્વીપ સર્વબાજુથી બે બે ગાઉ ઉંચો દેખાય છે. ।। ૨ ।। ૨૪૧ ।।

## इति चतुर्थः कालोदधिसमुद्राधिकारः

* અહિં શંકા થાય કે-ધાતકીખંડના ૧૨ ચંદ્ર ૧૨ સૂર્ય સર્વમળીને છે, તેમાં ૬ ચંદ્રના અને ૬ સૂર્યના ૬-૬ દ્વીપ તો લવણસમુદ્રમાં કહ્યા છે તો આ કાલોદસમુદ્રમાં ધાતકીના શેષ ૬ ચંદ્ર ૬ સૂર્યના ૬-૬ દ્વીપ હોવા જોઇએ તેને બદલે ૧૨ ચંદ્રદ્વીપ ૧૨ સૂર્યદ્વીપ કેવી રીતે? **ઉત્તરઃ**—શ્રી જીવાભિગમજીમાં લવણસમુદ્રના અધિકારમાં ધાતકીખંડના ચંદ્રસૂર્યનાદ્વીપ લવણસમુદ્રમાં કહ્યા નથી, પરન્તુ કાલોદસમુદ્રમાં કહ્યા છે, પરન્તુ પ્રકરણોમાં લવણસમુદ્રને વિષે ધાતકીના ૬-૬ ચંદ્રસૂર્યદ્વીપ લવણસમુદ્રમાં કહ્યા છે, અને કાલોદસમુદ્રમાં ૧૨-૧૨ ચંદ્રસૂર્યના દ્વીપ કહ્યા છે, માટે શ્રી જીવાભિગમજીઆદિમાં કહ્યા નથી અને ક્ષેત્રસમાસપ્રકરણોમાં કહ્યા છે તેનું કારણ શ્રી બહુશ્રુત જાણે. વળી આગળ આગળના સર્વદ્વીપોના ચંદ્રસૂર્યના દ્વીપ પોતપોતાના નામવાળા અગ્રસમુદ્રમાંજ કહ્યા છે. તે રીતે વિચારતાં ધાતકીખંડના અર્ધા ચંદ્રસૂર્યદ્વીપો પશ્ચાત્-સમુદ્રમાં હોવા એ વિલક્ષણ છે, પરન્તુ પ્રકરણોમાં તેમજ કહેલું હોવાથી તે પણ માનવા યોગ્ય જ ગણાય. આવી બાબતમાં આપણે કંઇ પણ વિસંવાદિવિચાર ન કરી શકીએ.

अवतरणः—પૂર્વે કાલોદસમુદ્રનો ચોથો અધિકાર સમાપ્ત થયો, અને હવે અર્ધપુષ્કરદ્વીપ નામનો પાંચમો અધિકાર કહેવાય છે, ત્યાં પુષ્કરદ્વીપના મધ્ય ભાગમાં વલયાકારે માનુષોત્તરપર્વત આવેલો છે કે જેનાથી પુષ્કરદ્વીપના અભ્યન્તરપુષ્કરાર્ધ અને બાહ્યપુષ્કરાર્ધ એવા બે વિભાગ થયા છે, તે અભ્યન્તર પુષ્કરાર્ધને પર્યન્તે આવેલા માનુષોત્તરપર્વતનું સ્વરૂપ આ ગાથામાં કહેવાય છે-

**पुक्खरदलबहिजगइव्व, संठिओ माणुसुत्तरो सेलो ।**
**वेलंधरगिरिमाणो, सीहणिसाई णिसढवन्नो ॥१॥२४२॥**

**શબ્દાર્થઃ—**

पुक्खरदल–પુષ્કરદ્વીપના અર્ધભાગથી
बहि–બહાર ( બીજાઅર્ધમાં )
जगइव्व–જગતી સરખો
संठिओ–રહેલો છે
माणुसुत्तरोसेलो–માનુષોત્તર પર્વત
वेलंधरगिरि–વેલંધર પર્વતો સરખા
माणो–પ્રમાણવાળો
सीहणिसाई–સિંહનિષાદી આકાર
णिसढवण्णो–નિષધ પર્વતના વર્ણવાળો

**સંસ્કૃત અનુવાદ.**

**पुष्करदलबहिर्जगतीवत्संस्थितो मानुषोत्तरः शैलः ।**
**वेलंधरगिरिमानः सिंहनिषादी निषधवर्णः ॥१॥२४२॥**

गाथार्थः—અર્ધપુષ્કરની બહાર જગતી સરખો માનુષોત્તરપર્વત રહેલો-આવેલો છે, તે વેલંધરપર્વતસરખા પ્રમાણવાળો સિંહનિષાદી આકારવાળો અને નિષધપર્વતસરખા વર્ણવાળો છે ॥ ૧ ॥ ૨૪૨ ॥

विस्तरार्थः—કાલોદસમુદ્રની સર્વબાજુએ વીંટાયલો વલયાકાર સરખો પુષ્કરद्वीप નામનો દ્વીપ છે, તે કાલોદસમુદ્રથી બમણો હોવાથી ૧૬૦૦૦૦૦ ( સોલ

લાખ ) યોજન વિસ્તારવાળો છે, એ દ્વીપના વલયાકારમધ્યભાગમાં એટલે એ દ્વીપના આઠલાખ યોજનના બે વિભાગ થાય તેવા પહેલા વિભાગને પર્યન્તે અને બીજા વિભાગના પ્રારંભમાં માનુષોત્તર પર્વત નામનો પર્વત આવેલો છે. તે પણ દ્વીપવત્ વલયાકાર છે, જેથી એ પર્વત પુષ્કરદ્વીપના પહેલા અર્ધભાગથી બહાર ગણાય છે, કારણકે એનો વિસ્તાર બીજા અર્ધભાગમાં આવેલો છે, જેથી જંબૂદ્વીપતરફનો અથવા કાલોદસમુદ્રને સ્પર્શેલો પહેલો અભ્યન્તર પુષ્કરાર્ધ સંપૂર્ણ ૮ લાખ યોજનનો છે, અને બીજો બાહ્યપુષ્કરાર્ધ દેશોન [ માનુષોત્તરવિસ્તારના ૧૦૨૨ યોજન રહિત ] આઠલાખ યોજનનો છે. એ પ્રમાણે અભ્યન્તરપુષ્કરાર્ધને વીટાયલો એ પર્વત જાણે અભ્યન્તરપુષ્કરાર્ધદ્વીપની અથવા મનુષ્યક્ષેત્રની [1]જગતી સરખો [ કોટ સરખો ] ન હોય ! તેવો ભાસે છે, માટે ગાથામાં " जगइव्व=જગતી સરખો " કહ્યો છે.

**પુષ્કરદ્વીપમધ્યવર્તિમાનુષોત્તરપર્વત.**

**માનુષોત્તર પર્વતનું પ્રમાણ અને સિંહનિષાદી આકાર.**

એ પર્વતનું પ્રમાણ લવણસમુદ્રમાં કહેલા આઠ વેલંધરપર્વત સરખું છે, એટલે મૂળમાં ૧૦૨૨ યોજન પહોળો ત્યારબાદ એક બાજુએજ ઘટતો ઘટતો શિખરતલે ૪૨૪ યોજન પહોળો છે. અને ૧૭૨૧ યોજન ઉંચો છે. અહિં પ્રમાણની સરખામણીમાં વેલંધરપર્વત સરખો કહ્યો, પરન્તુ આકારમાં તો सीहणिसाई=સિંહનિષાદી આકારવાળો છે, એટલે સિંહ જેમ આગળના બે પગ ઉભા રાખીને અને પાછલા બે પગ વાળી કુલા તળે દાબીને સંકોચીને બેસે તે વખતે પશ્ચાત્ભાગે નીચો અને અનુક્રમે આગળ મુખસ્થાને અતિ ઉંચો દેખાય તેવા આકારનો છે, જેથી આ પર્વત બહારની બાજુમાં મૂળથીજ ઘટતા ઘટતા વિસ્તારવાળો થઇ અભ્યન્તરભાગે ઉભી ભિત્તિસરખો જ ઉંચો રહી શિખરતલે ૪૨૪ યોજન માત્ર રહ્યો. જેથી ૧૦૨૨ માંથી ૪૨૪ બાદ કરતાં ૫૯૮ યોજનનો ઘટાડો તે કેવળ બહારની બાજુમાંજ થયો, અને અભ્યન્તરબાજુમાં કંઇપણ વિસ્તાર ન ઘટવાથી ઉભી ભિંત સરખો ઉંચોજ રહ્યો.

અથવા આ પર્વતના આકારમાટે શાસ્ત્રમાં બીજું દ્રષ્ટાંત કહ્યું છે તે આ પ્રમાણે—પુષ્કરદ્વીપના અત્યંત મધ્યભાગે વલયઆકારે સર્વબાજુ ફરતો એક પર્વત એવો કલ્પીએ કે જે મૂળમાં ૨૦૪૪ યોજન વિસ્તારવાળો હોય, અને શિખરતલે ૮૪૮ યોજન વિસ્તારવાળો હોય. એવો પર્વતકલ્પીને તેના અતિમધ્યભાગથી બે વિભાગ કરી અંદરના વિભાગને ઉઠાવી લઈ ગમે તે સ્થાને રદ કરી દઈએ,

---

[1] અથવા જંબૂદ્વીપને જેમ જગતી વીંટાયલી છે, તેમ મનુષ્યક્ષેત્રને આ પર્વત વીંટાયલો છે.

## ॥ मानुषोत्तर पर्वत अने ते उपर ४ चैत्य तथा १६ देवकूट ॥

[ गा० २४२, पृ० ३९४ ]

પર્વતની ઉંચાઇ ૧૭૨૧ યોજન.
મૂળ પહોળાઇ ૧૦૨૨ યોજન.
શિખર પહોળાઇ ૪૨૪ યોજન.

આકાર સિંહનિષાદી. ( જંબૂદ્વીપ તરફ ઉભી ભીત સરખો અને બહાર ઉપરથી ગોતીર્થવત )

તેથી જે બાહ્યઅર્ધવિભાગ જેવા આકારનો બાકી રહ્યો છે તેવાજ આકારનો[1] એ માનુષોત્તરપર્વત છે.

તથા એ પર્વત નિષધપર્વતસરખો કહ્યો, તોપણ તપનીયસુવર્ણસરખા રક્તવર્ણનો નહિં, પરન્તુ [2]જાંબૂનદ સુવર્ણમય એટલે કંઇક ઓછા રક્તવર્ણનો છે. તથા मानुष એટલે મનુષ્યક્ષેત્રની उत्तर–ઉત્તરે એટલે પર્યન્તે આવેલો હોવાથી એનું मानुषोत्तरपर्वत એવું નામ છે.

તથા એ માનુષોત્તરપર્વતની ઉપર ચાર દિશામાં એકેક સિદ્ધાયતનકૂટ છે અને દરેક દિશામાં ત્રણ ત્રણ તે તે દેવનામવાળાં દેવકૂટ છે, જેથી દરેક દિશામાં ૩ દેવકૂટ અને ૧ સિદ્ધકૂટ મળી ૪–૪ કૂટ છે, તથા વિદિશામાં પણ એકેક કૂટ છે. જેથી ૧૬ દેવકૂટ અને ૪ સિદ્ધકૂટ મળી ૨૦ કૂટ છે. તથા ૪ સિદ્ધકૂટ જો કે સિદ્ધાન્તોમાં સાક્ષાત્ કહ્યાં નથી તો પણ ચારણમુનિઓના ગતિવિષયના પ્રસંગે મુનિઓને માનુષોત્તરગિરિઉપર ચૈત્યવંદન કરતા કહ્યા છે માટે તે અનુમાનથી તેમજ આ પ્રકરણમાં પણ આગળ કહેવાતી चउसुवि उसु आरेसु इक्किक्कं नरनगम्मि चत्तारि એ ગાથાને અનુસારે ચાર દિશામાં ચાર જિનભવન હોવાનું સમજાય છે. વળી દિશામાં ત્રણ ત્રણ દેવકૂટ પણ કહ્યાં અને દિશામાં એકેક જિનભવનકૂટ પણ કહ્યું છે તો એ ચાર કેવી વ્યવસ્થાએ રહ્યાં છે તે સ્પષ્ટ કહેલું નથી, માટે [3]યથાસંભવ વિચારવું. તથા એ પર્વતઉપર સુવર્ણકુમારદેવો, અંદરના ભાગમાં નીચે મનુષ્યો, અને બહારના ભાગમાં ( સામાન્યથી ) દેવો રહે છે.

## ॥ બે ઇષુકારથી પૂર્વપુષ્કરાર્ધ અને પશ્ચિમપુષ્કરાર્ધ ॥

તથા ધાતકીખંડના બે ઇષુકારની જ સમશ્રેણિમાં સીધીલીટીએ અહિં અભ્યન્તરપુષ્કરાર્ધમાં પણ બે ઇષુકારગિરિ રહ્યા છે, તે પણ સર્વાંશે ધાતકીખંડના ઇષુકારસરખા જ છે. ત્યાં એ બે ઇષુકારનો દરેકનો એક છેડો કાલોદસમુદ્રને સ્પર્શેલો છે, અને બીજો છેડો માનુષોત્તરપર્વતને સ્પર્શેલો છે જેથી કાલોદથી માનુ-

---

૧. બીજી રીતે અર્ધ યવના આકાર સરખો પણ માનુષોત્તરપર્વત કહ્યો છે.

૨. નિષધપર્વતને સર્વત્ર **निसढो तवणिज्जमओ** તથા **सव्वतवणिज्जमए** ઇત્યાદિ પાઠોથી તપનીયસુવર્ણમય કહ્યો છે, છતાં આ સ્થાને નિષધતુલ્યવર્ણ કહેવા છતાં પણ જાંબૂનદસુવર્ણતુલ્યવર્ણ સરખો કહ્યો તે વિવક્ષા ભેદ છે, કારણ કે બન્ને વિવક્ષામાં રક્તવર્ણની તુલ્યતા છે. કેવળ અધિક અલ્પતાનો જ ભેદ અવિવક્ષિત છે.

૩. ૪૨૪ યોજનમાંના મધ્યભાગે ૧૬ દેવકૂટ હોય અને બાહ્ય ભાગે ૪ સિદ્ધકૂટ હોય તો વીસે કૂટ ચાર મધ્યરૂચકકૂટના મતાન્તરીય સ્થાનવત્ વ્યવસ્થિત થઈ શકે છે.

ષોત્તર સુધી ૮૦૦૦૦૦ આઠલાખ યોજન લાંબા અને પૂર્વપશ્ચિમ ૨૦૦૦ યોજન પહોળા એ ઇષુકારપર્વતો છે, અને તેથી પૂર્વતરફનો ભાગ તે पूर्वपुष्करार्ध અને પશ્ચિમતરફનો ભાગ તે पश्चिमपुष्करार्ध કહેવાય છે. તથા એ દરેક ઈષુકાર ઉપર ચાર ચાર કૂટ છે, અને માનુષોત્તરતરફના છેલ્લા એકેક કૂટઉપર સિદ્ધાયતન (શાશ્વતચૈત્ય) છે, તથા શેષ કૂટો ઉપર દેવપ્રાસાદો છે, અને એ બન્ને પર્વતો ૫૦૦–૫૦૦ યોજન ઉંચા છે.

એ ઇષુકાર પછી અનુક્રમે જે ભરતક્ષેત્રાદિ ક્ષેત્રો છે તેનો અનુક્રમ પણ લેશમાત્ર કહેવાય છે તે આ પ્રમાણે—

## ચક્રના આરા સરખા ૧૨ વર્ષધરપર્વતો અને આંતરા સરખાં ૧૪ મહાક્ષેત્રો.

ધાતકીખંડવત્ અહિં પણ ૧૨ વર્ષધરપર્વતો પુષ્કરાર્ધરૂપી ચક્રના (પૈંડાના) આરા સરખા છે, જેથી ધાતકીખંડના વર્ષધરોથી બમણા વિસ્તારવાળા છે અને બમણી લંબાઇવાળા એટલે કાલોદથી માનુષોત્તરસુધી ૮૦૦૦૦૦ યોજન દીર્ઘ–લાંબા છે. તથા ૧૪ મહાક્ષેત્રોનો વિસ્તાર આગળ ૮ મી ગાથાના પર્યન્તે ક્ષેત્રાંક અને ધ્રુવાંકની ગણિતરીતિ પ્રમાણે વિસ્તરાર્થમાં કહેવાશે, અને લંબાઇ તો વર્ષધરવત્ કાલોદથી માનુષોત્તરસુધી ૮૦૦૦૦૦ યોજન છે, તથા આદિ મધ્ય અને અન્ત્ય સુધીમાં સર્વત્ર અધિક અધિક વિસ્તારવાળાં છે.

તથા પૂર્વ પુષ્કરાર્ધમાં દક્ષિણઇષુકારની પૂર્વદિશામાં પહેલું भरतक्षेत्र ત્યાર બાદ ઉત્તરદિશામાં लघुहिमवंतपर्वत ત્યારબાદ हिमवंतक्षेत्र, ત્યારબાદ महाहिमवंतपर्वत, ત્યારબાદ हरिवर्षक्षेत्र, ત્યારબાદ निषधपर्वत, ત્યારબાદ महाविदेहक्षेत्र, ત્યારબાદ नीलवंतपर्वत, ત્યારબાદ रम्यकक्षेत्र, ત્યારબાદ रुक्मिपर्वत, ત્યારબાદ हिरण्यवंतक्षेत्र, ત્યારબાદ शिखरीपर्वत અને ત્યારબાદ ઉત્તરમાં ऐरवतक्षेत्र, અને ત્યારબાદ ઉત્તરનો ઇષુકારપર્વત, એ પ્રમાણે પૂર્વપુષ્કરાર્ધમાં ક્ષેત્રપર્વતોનો અનુક્રમ છે, તથા પશ્ચિમપુષ્કરાર્ધમાં પણ દક્ષિણઇષુકારની પશ્ચિમે પહેલું ભરતક્ષેત્ર ત્યારબાદ પૂર્વાર્ધવત્ છેલ્લું ઐરવતક્ષેત્ર અને તેને અન્તે ઉત્તરનો ઇષુકારપર્વત છે. ॥ ૨ ॥ ૨૪૩ ॥

अवतरण:—આ ગાથામાં પુષ્કરાર્ધદ્વીપના ચાર બાહ્યગજદંતગિરિનું પ્રમાણ કહેવાય છે—

**इह बाहिरगयदंता चउरो दीहत्ति वीससयसहसा ।**
**तेआलीससहस्सा, उणवीसहिआ सया दुण्णि ॥ ३ ॥ २४४ ॥**

* अवतरण;—આ ગાથામાં પુષ્કરાર્ધદ્વીપના ક્ષેત્ર તથા પર્વતોનું સ્વરૂપ કહે છે.

**जह खित्तनगाईणं संठाणो धायए तहेव इहं ।**
**दुगुणो य भद्दसालो, मेरु खुयारा तहा चेव ॥ २ ॥ २४३ ॥**

**શબ્દાર્થ:—**

जह–જે પ્રમાણે
खित्तनगाईणं–ક્ષેત્ર તથા પર્વતોનો
संठाणो–આકાર
धायए–ધાતકીખંડને વિષે
तहेव–તે પ્રમાણે
इहं–અહિં ( પુષ્કરાર્ધક્ષેત્રમાં )
दुगुणो य–વલી દ્વિગુણ ( બમણું )
भद्दसालो–ભદ્રશાલ વન
मेरु–મેરૂપર્વત
खुयारा–ઇક્ષુકાર પર્વતો
तहा–તે પ્રમાણે
चेव–નિશ્ચયથી

**સંસ્કૃત અનુવાદ.**

**यथा क्षेत्रनगादीनां संस्थानं धातक्यां तथैवेह ।**
**द्विगुणश्च भद्रशालः, मेर्विक्षुकारास्तथा चैव ॥ २ ॥ २४३ ॥**

गाथार्थ:—ધાતકીખંડમાં જે પ્રમાણે ક્ષેત્રો તથા પર્વતોનો આકાર છે તે પ્રમાણે અહિં પુષ્કરાર્ધમાં જાણવો. પરંતુ ભદ્રશાલ વન બમણું જાણવું. તેમજ મેરૂ તથા ઇક્ષુકાર પર્વતોનું પ્રમાણ ધાતકીખંડ માફક સમજવું ॥ ૨ ॥ ૨૪૩ ॥

विस्तरार्थ:—ધાતકીખંડમાં ૧૨ વર્ષધરપર્વતોનો આકાર ચક્રના આરા સરખો અને ૧૪ મહાક્ષેત્રોનો આકાર આંતરા સરખો જે પ્રમાણે પ્રથમ કહેવાયો છે તે પ્રમાણે આ પુષ્કરાર્ધક્ષેત્રમાં પણ ૧૨ વર્ષધરપર્વતોનો આકાર ચક્રના આરા સરખો અને ૧૪ મહાક્ષેત્રોનો આકાર આંતરા સરખો જાણવો. પરંતુ ધાતકીખંડમાં જે વર્ષધર પર્વતોની તેમજ મહાક્ષેત્રોની લંબાઈ ૪૦૦૦૦૦ ( ચાર લાખ ) યોજન પ્રમાણ છે તેના કરતાં અહિં દ્વિગુણ એટલે ૮૦૦૦૦૦ ( આઠ લાખ ) યોજન પ્રમાણ જાણવી. કારણકે પુષ્કરાર્ધ તરફના કાલોદધિ સમુદ્રના કિનારાથી માનુષોત્તર પર્વત સુધીનો વિસ્તાર ૮૦૦૦૦૦ (આઠ લાખ) યોજન પ્રમાણ છે માટે. એટલે કે ક્ષેત્રો તથા વર્ષધર પર્વતોનો આકાર ધાતકી-

* ૩૯૬ મા પૃષ્ઠમાં નીચે અપાયેલ ૨૪૪ મી ગાથાનો સંબંધ ૩૯૭ માં પૃષ્ઠ સાથે જાણવો.

ખંડના વર્ષધરો તેમજ ક્ષેત્રો સરખો સમજવો પરંતુ લંબાઇ દ્વિગુણ સમજવી. અને પહોળાઈ ગ્રંથકાર પોતેજ આગળ આઠમી ગાથામાં કહેશે.

વલી ધાતકીખંડના ભદ્રશાલ વનની અપેક્ષાએ પુષ્કરાર્ધનું ભદ્રશાલ વન લંબાઇમાં તેમજ પહોળાઇમાં દ્વિગુણ સમજવું. એટલે કે ધાતકીખંડના ભદ્રશાલ વનનો મેરૂની પૂર્વપશ્ચિમ દિશામાં ૧૦૭૮૭૯ ( એક લાખ સાત હજાર આઠસેંને ઓગણ એંશી ) યોજન વિસ્તાર છે તેના કરતાં પુષ્કરાર્ધના ભદ્રશાલવનનો મેરૂની પૂર્વ-પશ્ચિમ દિશામાં વિસ્તાર તેનાથી બમણો એટલે ૨૧૫૭૫૮ ( બે લાખ પંનર હજાર સાતસેં અઠાવન ) યોજન પ્રમાણ થાય. અને ધાતકીખંડના ભદ્રશાલવન સંબંધી ઉત્તર-દક્ષિણ વિસ્તાર પ્રાપ્ત કરવા માટે પૂર્વ પશ્ચિમના વિસ્તારને જેમ અઠ્યાસીએ ભાગીએ છીએ તે પ્રમાણે પુષ્કરાર્ધના ભદ્રશાલ વન સંબંધી ઉત્તર દક્ષિણ વિસ્તાર પ્રાપ્ત કરવા માટે પૂર્વદિશાના વિસ્તારનો અઠયાસી વડે ભાગ કરતાં ૨૪૫૧ $\frac{૭૦}{૮૮}$ જેટલો ઉત્તર દક્ષિણનો વિસ્તાર પ્રાપ્ત થાય.

તથા પુષ્કરાર્ધના બે મેરૂપર્વત તેમજ ઇક્ષુકારપર્વતોનો વિસ્તાર ધાતકી-ખંડના મેરૂ તથા ઇક્ષુકારપર્વતના વિસ્તારતુલ્ય જાણવો ॥ ૨ ॥ ૨૪૩ ॥

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| इह–અહિં અર્ધપુષ્કરદ્વીપમાં | वीससयसहसा–વીસલાખ |
| बाहिरगयदंता–બાહ્યગજદંતગિરિ | तेआलीससहस्सा–તેંતાલીસહજાર |
| चउरो–ચાર | उणवीसअहिआ–ઓગણીસ અધિક |
| दीहत्ति–દીર્ઘપણે | सयादुन्नि–બસો |

### સંસ્કૃત અનુવાદ.

**इह बाह्यगजदन्ताश्चत्वारो दीर्घत्वे विंशतिशतसहस्राणि ।**
**त्रिचत्वारिंशत्सहस्राणि एकोनविंशत्यधिके द्वे शते ॥३॥ २४४॥**

गाथार्थ:—અહિં અર્ધપુષ્કરદ્વીપમાં ચાર બાહ્યગજદન્તપર્વતો ૨૦૪૩૨૧૯ (વીસલાખ તેંતાલીસહજાર બસોઓગણીસ) યોજન દીર્ઘ છે. ॥૩॥૨૪૪॥

विस्तरार्थ:—ગાથાર્થવત્ સુગમ છે. વિશેષ એજ કે બાહ્ય એટલે માનુષોત્તરપર્વતતરફના બે ગજદંત પૂર્વાર્ધના અને બે ગજદંત પશ્ચિમાર્ધના એ ચાર બાહ્યગજદંત છે, તથા આ ચારે ગજદંતની પહોળાઈ ઉંચાઇ તો ચોથી ગાથાના વિસ્તરાર્થમાં કહેવાશે તે પ્રમાણે ચાર અભ્યન્તરગજદંત સરખી જ જાણવી ॥ ૩ ॥ ૨૪૪ ॥

अवतरण:—પૂર્વગાથામાં ચાર બાહ્ય ગજદંતોનું પ્રમાણ કહીને હવે આ ગાથામાં ચાર અભ્યન્તરગજદંતગિરિનું પ્રમાણ કહેવાય છે—

**अब्भिंतरगयदंता, सोलसलक्खा य सहसछव्वीसा ।**
**सोलहिअं सयमेगं, दीहत्ते हुंति चउरोवि ॥ ४ ॥ २४५ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| अब्भिंतरगयदंता–અભ્યન્તર ગજદંતો | सयं एगं–એક સો |
| सोलसलक्खा–સોલ લાખ | दीहत्ते–દીર્ઘપણે |
| सहसछव्वीसा–છવીસ હજાર | हुंति–છે |
| सोल अहिअं–સોલ અધિક | चउरोवि–ચારે પણ |

### સંસ્કૃત અનુવાદ.

**अभ्यन्तरगजदन्ताः षोडशलक्षाणि च सहस्राणि षड्विंशतिः ।**
**षोडशाधिकं शतमेकं दीर्घत्वे भवन्ति चत्वारोऽपि ॥ ४ ॥ २४५ ॥**

गाथार्थः—અર્ધપુષ્કરદ્વીપમાં ચારે અભ્યન્તરગજદન્તપર્વતો સોળલાખ છવી-સહજાર એકસોસોલ યોજન દીર્ઘ છે. ॥ ૪ ॥ ૨૪૫ ॥

विस्तरार्थः—ગાથાર્થવત્ સુગમ છે. પરન્તુ વિશેષ એજ કે—અભ્યન્તર એટલે કાલોદધિસમુદ્રતરફના પૂર્વપુષ્કરાર્ધના બે અને પશ્ચિમપુષ્કરાર્ધના બે એ ચાર ગજદન્તગિરિ અભ્યન્તરગજદન્ત જાણવા, અને તે પૂર્વાર્ધમાં વિદ્યુત્પ્રભ તથા ગંધમાદન અને પશ્ચિમાર્ધમાં સોમનસ તથા માલ્યવંત એ ચાર અભ્યન્તરગજ-દન્તગિરિ છે, પૂર્વે કહેલા ચાર બાહ્યગજદંતથી આ ગજદંતો ન્યૂન પ્રમાણ-વાળા હોવાનું કારણ ધાતકીખંડના ગજદંતો પ્રસંગે દર્શાવ્યું છે તેજ કારણ અહિં જાણવું. અર્થાત્ આ ચાર ગજદંતોને સ્થાને મહાવિદેહનો વિસ્તાર ન્યૂન છે, અને પૂર્વે કહેલા બાહ્યગજદંતોને સ્થાને મહાવિદેહનો વિસ્તાર અધિક છે. વળી આ ચારે ગજદંતોની પહોળાઇ તો નિષધનીલવંતની પાસે ૨૦૦૦ (બેહજાર) યોજન છે, ઉંચાઇ ચારસો ( ૪૦૦ ) યોજન છે, અને ત્યારબાદ અનુક્રમે પહોળાઇમાં ઘટતા અને ઉંચાઇમાં વધતા વધતા મેરૂપર્વતની પાસે ૫૦૦ યોજન ઉંચા અને અંગુલના અસંખ્યાતમાભાગ જેટલા પાતળા છે ॥ ૪ ॥ ૨૪૫ ॥

अवतरणः—એ આઠ ગજદંતગિરિ સિવાયના શેષપર્વતો અને નદીઓ વિગેરેનું પ્રમાણ કેટલું ? ( લંબાઇ પહોળાઇ કેટલી ? ) તે આ ગાથામાં કહેવાય છે–

**सेसा पमाणओ जह, जंबूदीवाउ धाइए भणिया ।**
**दुगुणा समा य ते तह धाइअसंडाउ इह णेया ॥ ५ ॥ २४६ ॥**

સબ્દાર્થઃ—

| | |
|---|---|
| सेसा–શેષ પદાર્થો | दुगुणा–બમણા |
| पमाणओ–પ્રમાણથી | समा य–અને સરખા |
| जंबूदीवाउ–જંબૂદ્વીપથી | ते तह–તે પદાર્થો તેવી રીતે |
| धाइए–ધાતકીખંડમાં | धाइअसंडाउ–ધાતકીખંડથી |
| भणिया–કહ્યા છે | इह णेया–અહિં પુષ્કરાર્ધમાં જાણવા |

સંસ્કૃત અનુવાદ.

**शेषाः प्रमाणतो यथा जम्बूद्वीपाद्धातकीखंडे भणिताः ।**
**द्विगुणाः समाश्च ते तथा धातकीखंडादिह ज्ञेयाः ॥ ५ ॥ २४६ ॥**

गाथार्थः—શેષપદાર્થોનું પ્રમાણ જંબૂદ્વીપથી જેમ ધાતકીખંડમાં બમણું

અને સરખું કહ્યું હતું તેવી રીતે તે પદાર્થો અહિં પુષ્કરાર્ધમાં પણ ધાતકી- ખંડથી બમણા અને સરખા જાણવા. [ અર્થાત્ જંબૂદ્વીપથી ચારગુણા અને સરખા જાણવા. ] ॥ ૫ ॥ ૨૪૬ ॥

વિસ્તરાર્થ:—અહિં શેષપદાર્થો એટલે નદીઓ, નદીનાકુંડ, નદીકુંડમાંના- દ્વીપો ઇત્યાદિ, તથા વર્ષધરપર્વતો, પર્વતઉપરના દ્રહો, દ્રહમાંના કમળો, ઇત્યાદિ તથા વક્ષસ્કાર આદિ પર્વતો, ધાતકીખંડથી બમણા પ્રમાણવાળા છે અને સરખા છે, એટલે પહોળાઈ લંબાઇ બમણી હોય તો તે પદાર્થોની ઉંચાઇ આદિ સમાન હોય ઇત્યાદિ વિશેષ ધાતકીખંડના પ્રકરણમાં છઠ્ઠી ગાથામાં કહેવાઈ ગયો છે તો પણ અહિં સ્થાનશૂન્ય ન રહેવામાટે અને અધિકસ્પષ્ટતામાટે સંક્ષે- પમાં કહેવાય છે—

૧૮૦ નદી—અહિં અનુક્રમે ૧૩૬–૩૨–૮–૪ નદીઓના મૂળ વિસ્તાર ૨૫–૫૦–૧૦૦–૨૦૦ યોજન, પર્યન્ત વિસ્તાર ૨૫૦–૫૦૦–૧૦૦૦–૨૦૦૦ યોજન, કુંડવિસ્તાર ૨૪૦–૪૮૦–૯૬૦–૧૯૨૦ યોજન, દ્વીપવિસ્તાર ૩૨–૬૪–૧૨૮–૨૫૬ યોજન ઇત્યાદિ વિશેષ યંત્રને અનુસારે જાણવો. તથા વર્ષધરપર્વતો દ્રહો અને કમળો આદિનું બમણું પ્રમાણ આ પ્રમાણે—

૪ કુલગિરિ ( બે લઘુહિમવંત બે શિખરી ) ૪૨૧૦$\frac{૧}{૨}$ યોજન વિસ્તારવાળા છે, એ ઉપરનાં પદ્મઆદિ ૪ દ્રહ ૨૦૦૦ યોજન વિસ્તારવાળાં અને ૪૦૦૦ યોજન દીર્ઘ છે, એ દ્રહોમાં એકેક મુખ્યકમળોનો વિસ્તાર ૪ યોજન અને ઉંચાઈ ૨ યોજન, તથા કર્ણિકાનો વિસ્તાર ૨ યોજન અને ઉંચી ૧ યોજન છે.

બીજા ૪ કુલગિરિ ( બે મહાહિમ૦ બે રૂક્મિ ) ૧૬૮૪૨$\frac{૨}{૧૬}$ યોજન વિ- સ્તારવાળા છે, એ ઉપરનાં દ્રહો ૪૦૦૦ યોજનવિસ્તૃત અને ૮૦૦૦ યોજનદીર્ઘ છે, એમાં એકેક મુખ્યકમળ ૮ યોજનવિસ્તારવાળું અને ૪ યોજન ઉંચું છે, અને કર્ણિકા ૪ યોજન વિસ્તૃત અને ૨ યોજન ઉંચી છે.

બીજા ૪ કુલગિરિ ( બે નિષધ બે નીલવંત ) ૬૭૩૬૮[illegible] યોજન વિસ્તાર- વાળા છે, એ ઉપરનાં દ્રહો ૮૦૦૦ યોજનવિસ્તૃત અને ૧૬૦૦૦ યોજનદીર્ઘ છે, એમાંનું એકેક મુખ્યકમળ ૧૬ યોજનવિસ્તૃત અને ૮ યોજન ઉંચું છે, અને કર્ણિકા ૮ યોજન વિસ્તૃત તથા ૪ યોજન ઉંચી છે. અહિં સર્વત્ર કમળની ઉંચાઈ કહી તે પુષ્પની જાડાઈ જાણવી. ॥ ૫ ॥ ૨૪૬ ॥

## ॥ पुष्करार्धना १२ वर्षधरपर्वतो अने २ इषुकारनो यन्त्र ॥

| ૧૨ વર્ષધર ૨ ઇષુકાર | પહોળાઇ | લંબાઇ | ઉંચાઇ | ઉંડાઇ | દ્રહની | | મુખ્ય કમળનો | | કર્ણિકાનો | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | લંબાઇ | પહોળાઇ | વિસ્તાર | જાડાઇ | વિસ્તાર | જાડાઇ |
| ૨ લઘુહિમ૦ | ૪૨૧૦ $\frac{૧}{૨}$ | ૮૦૦૦૦૦ | ૧૦૦ | ૨૫ | ૪૦૦૦ | ૨૦૦૦ | ૪ | ૨ | ૨ | ૧ |
| ૨ શિખરી | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨ મહાહિમ૦ | ૧૬૮૪૨ $\frac{૨}{૧૯}$ | ,, | ૨૦૦ | ૫૦ | ૮૦૦૦ | ૪૦૦૦ | ૮ | ૪ | ૪ | ૨ |
| ૨ રૂક્મી | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨ નિષધ | ૬૭૩૬૮ $\frac{૮}{૧૯}$ | ,, | ૪૦૦ | ૧૦૦ | ૧૬૦૦૦ | ૮૦૦૦ | ૧૬ | ૮ | ૮ | ૪ |
| ૨ નીલવંત | .. | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨ ઇષુકાર | ૧૦૦૦ | ,, | ૫૦૦ | ૧૨૫ | ... | ... | ... | ... | ... | ... |

## ॥ धातकीथी पुष्करार्धनी नदीओ संबंधी द्विगुणतानो यन्त्र ॥

| ૧૮૦ નદીઓ | જિહ્વિકા વિસ્તાર | જિહ્વિકા જાડાઈ | જિહ્વિકા લંબાઈ | નદીઓનો મૂળ વિસ્તાર | મૂળ ઊંડાઈ | મધ્યગિરિ અન્તર | નદીઓનો પર્યન્ત વિસ્તાર | ૧૮૦ કુંડનો વિસ્તાર | કુંડમાં દ્વીપનો વિસ્તાર | કુંડનો દ્વાર વિસ્તાર | નદીની પર્યન્ત ઊંડાઈ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩૬ | ૨૫ | ०॥ | ૨ | ૨૫ | ०॥ | ૧ | ૨૫૦ | ૨૪૦ | ૩૨ | ૨૫ | ૫ |
| ૩૨ | ૫૦ | ૧ | ૪ | ૫૦ | ૧ | ૨ | ૫૦૦ | ૪૮૦ | ૬૪ | ૫૦ | ૧૦ |
| ૮ | ૧૦૦ | ૨ | ૮ | ૧૦૦ | ૨ | ૪ | ૧૦૦૦ | ૯૬૦ | ૧૨૮ | ૧૦૦ | ૨૦ |
| ૪ | ૨૦૦ | ૪ | ૧૬ | ૨૦૦ | ૪ | ૮ | ૨૦૦૦ | ૧૯૨૦ | ૨૫૬ | ૨૦૦ | ૪૦ |

अवतरण:—ધાતકીખંડવત્ અહિં પણ ૧૪ મહાક્ષેત્રોનો વિસ્તાર જાણવા માટે ધ્રુવાંક કહેવાય છે [ કે જેને ક્ષેત્રાંક સાથે ગુણી ૨૧૨ વડે ભાગવા માત્રથીજ વિસ્તાર પ્રાપ્ત થાય છે ].

**अडसीलक्खा चउदस—सहसा तह णवसया य इगवीसा ।**
**अब्भिंतरधुवरासी, पुव्वुत्तविहीइ गणिअव्वो ॥६॥२४७॥**
**इगकोडितेरलक्खा, सहसा चउचत्त सगसय तियाला ।**
**पुक्खरवरदीवड्ढे, धुवरासी एस मज्झंमि ॥ ७ ॥ २४८ ॥**
**एगा कोडि अडतीसलक्ख चउहत्तरी सहस्सा य ।**
**पंचसया पणसट्ठा, धुवरासी पुक्खरद्धं ते ॥ ८ ॥ २४९ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| अब्भिंतर—અભ્યન્તર | पुव्वुत्तविहीइ—પૂર્વોક્ત વિધિએ |

| | |
|---|---|
| चउचत्त–ચુમાલીસ | एस–એ ધ્રુવાંક |
| तियाला–ત્રેંતાલીસ | मज्झंमि–મધ્યભાગનો |
| चउहत्तरी–ચુમ્મોત્તર | पुक्खरद्धंते–પુષ્કરાર્ધને અન્તે |

## સંસ્કૃત અનુવાદ.

**अष्टाशीतिलक्षाणि चतुर्दशसहस्राणि तथा नवशतानि चैकविंशतिः ।**
**अभ्यन्तरध्रुवराशिः पूर्वोक्तविधिना गणितव्यः ॥ ६ ॥ २४७ ॥**
**एका कोटिस्त्रयोदशलक्षाणि सहस्राणि चतुश्चत्वारिंशत् सप्तशतानि त्रिचत्वारिंशदधिकानि । पुष्करवरद्वीपार्धे ध्रुवराशिरेषो मध्ये ॥ ७ ॥ २४८ ॥**
**एका कोटिरष्टात्रिंशल्लक्षाणि चतुःसप्ततिः सहस्राणि च ।**
**पंच शतानि पंचषष्ठ्यधिकानि, ध्रुवराशिः पुष्करार्धान्ते ॥ ८ ॥ २४९ ॥**

ગાથાર્થઃ—અઠ્યાસીલાખ ચૌદહજાર નવસો એકવીસ [ ૮૮૧૪૯૨૧ ] એ અભ્યન્તર ધ્રુવાંકને પૂર્વે કહેલી [ ધાતકીખંડમાં કહેલી ] વિધિએ ક્ષેત્રાંક સાથે ગુણવો ॥ ૬ ॥ ૨૪૭ ॥

એકક્રોડ તેરલાખ ચુમ્માલીસહજાર સાતસો ત્રેંતાલીસ [ ૧૧૩૪૪૭૪૩ ] એ ધ્રુવાંક પુષ્કરાર્ધદ્વીપના મધ્ય ભાગનો છે ॥ ૭ ॥ ૨૪૮ ॥

તથા એકક્રોડ આડત્રીસલાખ ચુમ્મોતરહજાર પાંચસો પાંસઠ [૧૩૮૭૪૫૬૫] એ ધ્રુવાંક પુષ્કરાર્ધના પર્યન્તભાગનો છે ॥ ૮ ॥ ૨૪૯ ॥

વિસ્તરાર્થઃ—ધાતકીખંડમાં દર્શાવ્યાપ્રમાણે ઉપર ગાથાર્થમાં કહેલા ત્રણ ધ્રુવાંકને ક્ષેત્રાંક સાથે ગુણતાં ક્ષેત્રવિસ્તાર આવે છે, ત્યાં ક્ષેત્રાંક પ્રમાણે—ભરત ઐરવતનો ૧, હિમ૦ હિરણ્ય૦નો ૪, હરિ૦ રમ્યકનો ૧૬, અને મહાવિ૦નો ૬૪ ક્ષેત્રાંક છે માટે.

૧ ભ. ઐ૦ ક્ષેત્રાંકને
× ૮૮૧૪૯૨૧ આદિ ધ્રુવાંકે ગુણતાં
૮૮૧૪૯૨૧ ને ૨૧૨ વડે ભાગતાં

૪૧૫૭૯ $\frac{૧૭૩}{૨૧૨}$ આદિ વિસ્તાર. ભ૦ ઐ૦ નો

```
૨૧૨ ) ૮૮૧૪૯૨૧ ( ૪૧૫૭૯
      ૮૪૮
       ૩૩૪
       ૨૧૨
       ૧૨૨૯
       ૧૦૬૦
        ૧૬૯૨
        ૧૪૮૪
         ૨૦૮૧
         ૧૯૦૮
          ૧૭૩
```

૧ ભ૦ ઐ૦ ક્ષેત્રાંકને
× ૧૧૩૪૪૭૪૩ મધ્ય ધ્રુવાંકે ગુણતાં
૧૧૩૪૪૭૪૩ ને ૨૧૨ વડે ભાગતાં
૫૩૫૧૨ $\frac{૧૯૯}{૨૧૨}$ મધ્યવિસ્તાર ભ. ઐર૦ નો.

૧ ભ૦ ઐ૦ ક્ષેત્રાંકને
× ૧૩૮૭૪૫૬૫ અન્ત્ય ધ્રુવાંકે ગુણતાં
૧૩૮૭૪૫૬૫ ને ૨૧૨ વડે ભાગતાં
૬૫૪૪૬ $\frac{૧૩}{૨૧૨}$ અન્ત્યવિસ્તાર ભ૦ ઐર૦ નો

૪ હિમ૦ હિરણ્ય૦ના ક્ષેત્રાંકને
×૮૮૧૪૯૨૧ આદિ ધ્રુવાંકે ગુણતાં
૩૫૨૫૯૬૮૪ ને ૨૧૨ વડે ભાગતાં
૧૬૬૩૧૯ $\frac{૫૬}{૨૧૨}$ મધ્યવિસ્તાર હિ૦હિ૦નો.

૪ હિ૦ હિ૦ ક્ષેત્રાંક
×૧૧૩૪૪૭૪૩ મધ્યધ્રુવાંક
૪૫૩૭૮૯૭૨÷૨૧૨
=૨૧૪૦૫૧ $\frac{૧૬૦}{૨૧૨}$–હિ૦હિ૦ મધ્યવિસ્તાર

---

૪ હિ૦ હિ૦ ક્ષેત્રાંક
×૧૩૮૭૪૫૬૫ અન્ત્ય ધ્રુવાંક
૫૫૪૯૮૨૬૦÷૨૧૨
=૨૬૧૭૮૪ $\frac{૫૨}{૨૧૨}$ હિ૦હિ૦ અન્ત્યવિસ્તાર

૧૬ હરિ૦ રમ્યક ક્ષેત્રાંકને
× ૮૮૧૪૯૨૧ આદ્દ ધ્રુવાંકે ગુણતાં
૧૪૧૦૩૮૭૩૬÷૨૧૨
=૬૬૫૨૭૭ $\frac{૧૨}{૨૧૨}$ હ૦ર૦ આદિવિસ્તાર

૧૬ હરિ૦રમ્યક ક્ષેત્રાંકને
×૧૧૩૪૪૭૪૩ મધ્યધ્રુવાંકે ગુણતાં
૧૮૧૫૧૫૮૮૮÷૨૧૨
=૮૫૬૨૦૭ $\frac{૪}{૨૧૨}$ મધ્યવિસ્તાર હરિ૦ રમ્યકનો

૧૬ હ૦ ર૦ ક્ષેત્રાંક
× ૧૩૮૭૪૫૬૭ અન્ત્યધ્રુવાંકે ગુણતાં
૨૨૧૯૯૩૦૪૦÷૨૧૨
=૧૦૪૭૧૩૬ $\frac{૨૦૮}{૨૧૨}$ અન્ત્યવિસ્તાર હ૦ર૦નો

---

૬૪ મહાવિ૦ક્ષેત્રાંક
×૮૮૧૪૯૨૧ આદિધ્રુવાંકે ગુણતાં
૫૬૪૧૫૪૯૪૪÷૨૧૨
=૨૬૬૧૧૦૮ $\frac{૪૮}{૨૧૨}$ આદિવિસ્તાર મહાવિ૦નો

૬૪ મહા૦ક્ષેત્રાંક
×૧૧૩૪૪૭૪૩ મધ્યધ્રુવાંકે ગુણતાં
૭૨૬૦૬૩૫૫૨÷૨૧૨
=૩૪૨૪૮૨૮ $\frac{૧૬}{૨૧૨}$ મધ્યવિસ્તાર મહાવિ૦નો

---

૬૪ મહા૦ક્ષેત્રાંક
×૧૩૮૭૪૫૬૭ અન્ત્યધ્રુવાંકે ગુણતાં
૮૮૭૯૭૨૧૬૦÷૨૧૨
=૪૧૮૮૫૪૭ $\frac{૧૯૬}{૨૧૨}$ અન્ત્યવિસ્તાર મહાવિ૦નો

એ પ્રમાણે ૧૪ મહાક્ષેત્રોના આદિ વિસ્તાર કાલોદસમુદ્રપાસે, મધ્યવિસ્તાર કાલોદ અને માનુષોત્તર એ બેથી ૪ લાખ યોજન દૂર મધ્યભાગે, અને પર્યન્તવિસ્તાર માનુષોત્તર પર્વતપાસે જાણવો. તેનો સંગ્રહ—

| | આદિ વિ૦ | મધ્ય વિ૦ | અન્ત્ય વિસ્તાર |
|---|---|---|---|
| २ भरत २ ऐर० | ૪૧૫૭૯$\frac{૧૭૩}{૨૧૨}$ | ૫૩૫૧૨$\frac{૧૯૯}{૨૧૨}$ | ૬૫૪૪૬$\frac{૧૩}{૨૧૨}$ |
| २ हिम० २ हिर० | ૧૬૬૩૧૯$\frac{૫૬}{૨૧૨}$ | ૨૧૪૦૫૧$\frac{૧૬૦}{૨૧૨}$ | ૨૬૧૭૮૪$\frac{૫૨}{૨૧૨}$ |
| २ हरि० २ रम्यक | ૬૬૫૨૭૭$\frac{૧૨}{૨૧૨}$ | ૮૫૬૨૦૭$\frac{૪}{૨૧૨}$ | ૧૦૪૭૧૩૬$\frac{૨૦૯}{૨૧૨}$ |
| २ महाविदेह | ૨૬૬૧૧૦૮$\frac{૪૮}{૨૧૨}$ | ૩૪૨૪૮૨૮$\frac{૧૬}{૨૧૨}$ | ૪૧૮૮૫૪૭$\frac{૧૯૬}{૨૧૨}$ |

## ॥ ક્ષેત્રાંક અને ધ્રુવાંકની ઉત્પત્તિ. ॥

અહિં ક્ષેત્રાંક ૨૧૨ની ઉત્પત્તિ તથા પ્રસંગતઃ ૧૯૮ ગિરિઅંકની ઉત્પત્તિ ધાતકીખંડના વર્ણન પ્રસંગે ૧૦મી ગાથાનાજ વિસ્તરાર્થમાં સ્પષ્ટ દર્શાવી છે ત્યાંથી જાણવી.

તથા ધ્રુવાંકની ઉત્પત્તિ આ પ્રમાણે;—૨૯ લાખ યોજનના વ્યાસ પ્રમાણે કાલોદસમુદ્રનો છેલ્લો બાહ્યપરિધિ અથવા એજ પુષ્કરદ્વીપનો આદિપરિધિ ગણિતની રીતિએ ૯૧૭૦૬૦૫ ( એકાણુલાખ સિત્તર હજાર છસો પાંચ ) યોજન છે, અને પુષ્કરાર્ધમાં ગિરિઅંક ઉપરથી ઉપજતું વર્ષધર પર્વતો વડે રોકાયલું ક્ષેત્ર ૩૫૫૬૮૪ યોજન જેટલું છે, તે આ પ્રમાણે—પાંચમી ગાથાના વિસ્તરાર્થમાં દર્શાવ્યા પ્રમાણે ૪ પર્વતો ૪૨૧૦$\frac{૧}{૨}$ યોજન વિસ્તારવાળા છે, બીજા ૪ પર્વતો ૧૬૮૪૨$\frac{૨}{૧૯}$ યો૦ વિસ્તારવાળા છે, અને ત્રીજા ચાર પર્વતો ૬૭૩૬૮$\frac{૮}{૧૯}$ યોજન વિસ્તારવાળા છે

માટે ૪૨૧૦$\frac{૧}{૨}$—×૪ =૧૬૮૪૨ યોજન [ ૨ હિ૨૦ ૨ શિખરીએ રોકયા છે ]
૧૬૮૪૨$\frac{૨}{૧૯}$×૪ =૬૭૩૬૮$\frac{૮}{૧૯}$ યો૦ [ મહાહિ૦ ૨ રૂક્મીએ રોકયા છે ]
૬૭૩૬૮$\frac{૮}{૧૯}$×૪ =૨૬૯૪૭૩$\frac{૧૫}{૧૯}$ યો૦ [ ૨ નિષધ ૨ નીલવંતે રોકયા છે. ]
૨૦૦૦ યો૦ [ ૨ ઈષુકારે રોકયા છે ]

એ પ્રમાણે પુષ્કરાર્ધમાં ૩૫૫૬૮૪$\frac{૪}{૧૯}$ યોજન જેટલું ક્ષેત્ર ૧૪ મહાપર્વતોએ રોકેલું છે તેથી ૯૧૭૦૬૦૫ માંથી
૩૫૫૬૮૪* બાદ કરતાં
૮૮૧૪૯૨૧ યોજન જેટલો પરિધિ બાકી રહે તેટલામાં ૧૪ મહાક્ષેત્રોનો આદિ વિસ્તાર સમાયલો છે ॥ इति आदिध्रुवांकोत्पत्तिः ॥

---

* અહિં $\frac{૪}{૧૯}$ યોજન એટલે ૪ કળાને અલ્પ ગણીને વર્જેલી છે.

તથા પુષ્કરાર્ધનો મધ્યપરિધિ ૩૭ લાખ યોજન વ્યાસના અનુસારે ગણિતરીતિ પ્રમાણે ૧૧૭૦૦૪૨૭ છે તેમાંથી ૩૫૫૬૮૪ ગિરિક્ષેત્ર બાદ કરતાં ૧૧૩૪૪૭૪૩ મધ્યધ્રુવાંક આવ્યો ॥ इति मध्यध्रुवांकोत्पत्तिः ॥

તથા પુષ્કરાર્ધનો પર્યન્તપરિધિ એટલે અઢીદ્વીપ રૂપ મનુષ્યક્ષેત્રનો પરિધિ ૪૫ લાખ યોજન વ્યાસને અનુસારે ગણતાં ૧૪૨૩૦૨૪૯ યોજનનો છે, તેમાંથી ૩૫૫૬૮૪ યોજન જેટલું ગિરિક્ષેત્ર બાદકરતાં ૧૩૮૭૪૫૬૫ અન્ત્યધ્રુવાંક આવે, ॥ इति अन्त्यध्रुवांकः ॥ ॥ ૬-૭-૮ ॥ ૨૪૭-૨૪૮-૨૪૯ ॥

## ॥ पुष्करार्धमां १४ महाक्षेत्रोनुं प्रमाण ॥

| ૧૪ મહાક્ષેત્ર | ક્ષેત્રાંક | આદિ વિસ્તાર | મધ્ય વિસ્તાર | અન્ત્ય વિસ્તાર | લંબાઈ |
|---|---|---|---|---|---|
| ૨ ભરત | ૧ | ૪૧૫૭૯ ૧૭૩/૨૧૨ | ૫૩૫૧૨ ૧૯૯/૨૧૨ | ૬૫૪૪૬ ૧૩/૨૧૨ | ૮০০০০০ |
| ૨ ઐરવત | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨ હિમવંત | ૪ | ૧૬૬૩૧૯ ૫૬/૨૧૨ | ૨૧૪૦૫૧ ૧૬૦/૨૧૨ | ૨૬૧૭૮૪ ૫૨/૨૧૨ | ,, |
| ૨ હિરણ્ય૦ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨ હરિવર્ષ | ૧૬ | ૬૬૫૨૭૭ ૧૨/૨૧૨ | ૮૫૬૨૦૭ ૪/૨૧૨ | ૧૦૪૭૧૩૬ ૨૦/૨૧૨ | ,, |
| ૨ રમ્યક | ,, | ,, | ,, | ,, | ,, |
| ૨ મહાવિદેહ | ૬૪ | ૨૬૬૧૧૦૮ ૪૮/૨૧૨ | ૩૪૨૪૮૨૮ ૧૬/૨૧૨ | ૪૧૮૮૫૪૭ ૧૯૬/૨૧૨ | ,, |

अवतरण:—હવે આ ગાથામાં મહાવિદેહની એકેક વિજયનો વિષ્કંભ-વિસ્તાર કેટલો ? તે કહેવાય છે—

**गुणवीससहस सगसय, चउणउअ सवाय विजयविक्खंभो ।**
**तह इह बहिवहसलिला, पविस्संति अ णरणगस्साहो ॥९॥२५०॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| गुणवीस सहस–ઓગણીસ હજાર | बहिवह–બાહેર વહેતી ( પ્રવાહવાળી ) |
| सगसय चउणउ–સાતસો ચોરાણુ | सलिला–નદીઓ |
| सवाय–સપાદ, ચોથા ભાગ સહિત | पविस्संति–પ્રવેશે છે |
| विजयविक्खंभो–વિજયનો વિષ્કંભ | णरनगस्स अहो–માનુષોત્તર પર્વતની નીચે. |

**एकोनविंशतिसहस्राणि सप्तशतानि चतुर्नवत्यधिकानि सपादः विजयविष्कंभः ।**
**तथात्र बहिर्वहसलिलाः प्रविशन्ति च नरनगस्याधः ॥ ९ ॥ २५० ॥**

### સંસ્કૃત અનુવાદ.

गाथार्थः—દરેક વિજયનો વિસ્તાર ઓગણીસ હજાર સાતસો ચોરાણુ યોજન ઉપરાન્ત પા યોજન સહિત [ એટલે ૧૯૭૯૪¼ યોજન ] છે. તથા અહિં પુષ્કરાર્ધમાં બહારભાગે [ માનુષોત્તર તરફ ] વહેતીનદીઓ માનુષોત્તરની નીચે પ્રવેશ કરે છે ॥ ૯ ॥ ૨૫૦ ॥

विस्तरार्थः—અહિં વિજયનો વિસ્તાર જાણવા માટે વિજયોના વિસ્તાર સિવાયના વનમુખ વિગેરે શેષ ચારપદાર્થોનો એકત્ર વિસ્તાર પુષ્કરાર્ધના ૮ લાખ યોજનમાંથી બાદ કરી ૧૬ વડે ભાગાકાર કરવો. ત્યાં વનમુખાદિ ચારેનો વિસ્તાર આ પ્રમાણે—

ધાતકીખંડમાં કહેલા વિસ્તારથી બમણાવિસ્તાર પ્રમાણે અહિં પુષ્કરાર્ધમાં એક વનમુખની પહોળાઇ ૧૧૬૮૮ યોજન હોવાથી મહાવિદેહના પર્યન્તે રહેલાં બે વનમુખનો એકત્ર વિસ્તાર ૨૩૩૭૬ યોજન છે, તથા છ અન્તરનદીઓમાંની દરેક ૫૦૦ યોજનના વિસ્તારવાળી હોવાથી એકત્ર વિસ્તાર ૩૦૦૦ યોજન છે, તથા દરેક વક્ષસ્કારપર્વત ૨૦૦૦ યોજન પહોળો હોવાથી આઠ વક્ષસ્કારનો વિસ્તાર ૧૬૦૦૦ યોજન છે, તથા ભદ્રશાલવનની પૂર્વલંબાઇ ૨૧૫૭૫૮ યોજન છે, તેટલીજ લંબાઈ પશ્ચિમમાં છે, અને એ બેની વચ્ચે મેરૂપર્વતની જાડાઈ ૯૪૦૦ યોજન છે, જેથી ત્રણેનો એકત્રવિસ્તાર ૪૪૦૯૧૬ યોજન છે. એ પ્રમાણે—

| | | | |
|---|---|---|---|
| ૧ વનમુખ | ૧૧૬૮૮ | × ૨ | = ૨૩૩૭૬ બે વનમુખનો વિસ્તાર |
| ૧ અન્તરનદી | ૫૦૦ | × ૬ | = ૩૦૦૦ છ અન્તરનદીનો એકત્રવિસ્તાર |
| ૧ વક્ષસ્કાર | ૨૦૦૦ | × ૮ | = ૧૬૦૦૦ આઠ વક્ષસ્કાર ,, |
| ૧ ભદ્રશાલવન ૨૧૫૭૫૮ [એક દિશિએ] | | × ૨ | = ૪૩૧૫૧૬ ભદ્રશાલની એકત્ર લંબાઈ } ૪૪૦૯૧૬ |
| ૧ મેરૂપર્વત | ૯૪૦૦ | × ૧ | = ૯૪૦૦ એક મેરૂની જાડાઈ |
| | | | ૪૮૩૨૯૨ |

૮૦૦૦૦૦ પુષ્કરાર્ધ વિસ્તારમાંથી
૪૮૩૨૯૨ વનમુખાદિનો એકત્ર વિસ્તાર
———— બાદ કરતાં
૩૧૬૭૦૮ ને ૧૬ વિજયે ભાગતતાં

=૧૯૭૯૪ $\frac{૪}{૧૬}$ યો. એક વિજયની પહોળાઇ પ્રાપ્ત થઇ.

```
૧૬)૩૧૬૭૦૮(૧૯૭૯૪
   ૧૬
   ૧૫૬
   ૧૪૪
    ૧૨૭
    ૧૧૨
     ૧૫૦
     ૧૪૪
       ૬૮
       ૬૪
        ૪ શેષ.
```

વળી એ રીતિ પ્રમાણે એ પાંચ પદાર્થોમાંના કોઈપણ પદાર્થનો વિસ્તાર જાણી શકાય છે તેના એક ઉદાહરણ તરીકે ધારો કે વક્ષસ્કાર પર્વતનો વિસ્તાર જાણવો હોય તો શેષ ચાર પદાર્થોનો એકત્ર વિસ્તાર [ મેરૂ સહિત ભદ્રશાલવનના ૪૪૦૯૧૬ + વિજયોના ૩૧૬૭૦૮ + અન્તર્નદીઓના ૩૦૦૦ + વનમુખના ૨૩૩૭૬=] ૭૮૪૦૦૦ આવ્યો તેને ૮ લાખમાંથી બાદ કરતાં ૧૬૦૦૦ રહે, તેને આઠવડે ભાગતાં દરેક વક્ષસ્કારનો વિસ્તાર ૨૦૦૦ યોજન આવ્યો. इति विजयादीनां विष्कंभकरणम् ॥

## ॥ પુષ્કરાર્ધની નદીઓ કાલોદમાં અને માનુષોત્તરમાં લય પામે છે ॥

પુષ્કરાર્ધદ્વીપમાં જે મહાનદીઓ ૨૮ છે, તેમાંની અભ્યન્તરપ્રવાહવાળી એટલે કાલોદસમુદ્રતરફ વહેનારી ૧૪ મહાનદીઓ કાલોદસમુદ્રમાં મળી સમુદ્રના જળમાં મળી જાય છે, પરન્તુ બાહ્યપ્રવાહવાળી એટલે માનુષોત્તરતરફ વહેનારી ૧૪ મહાનદીઓ માનુષોત્તરપર્વતની નીચેજ પ્રવેશી ત્યાં ને ત્યાંજ ભૂમિમાં વિલય પામે છે, પરન્તુ એ ૧૪ નો પ્રવાહ બાહ્યપુષ્કરાર્ધમાં નિકળતો નથી, માટે પર્વતની નીચેજ સર્વજળ ભૂમિમાં [૧]સમાઈ જાય છે. ॥ ૯ ॥ ૨૫૦ ॥

૧ એ મહાનદીઓનું દરરોજ વહેતું જળ ૧૦૨૨ યોજન માત્ર અલ્પ વિસ્તારવાળી પર્વત ભૂમિમાં સમાઇ જાય તે પણ જગત્સ્વભાવે ભૂમિનો અતિશોષણ સ્વભાવ જ સંભવે છે.

अवतरण:—પુષ્કરાર્ધદ્વીપમાં બે મોટા કુંડ છે તે આ ગાથામાં કહેવાય છે-

**पुक्खरदलपुव्वावर–खंडंतो सहसदुगापिहु दु कुंडा ।**
**भणिया तट्ठाणं पुण, बहुस्सुया चेव जाणंति ॥१०॥२५१॥**

**શબ્દાર્થ:—**

पुक्खरदल–પુષ્કરાર્ધના
पुव्व अवर–પૂર્વ અને પશ્ચિમ
खंड अंतो–ખંડની અંદર
सहस दुग पिहु–બે હજાર યોજન પહોળા
दु कुंडा–બે કુંડ છે
तट्ठाणं–તેનું સ્થાન
बहुस्सुया–બહુશ્રુતો
जाणंति–જાણે છે.

**સંસ્કૃત અનુવાદ.**

**पुष्करदलपूर्वापरखंडान्तः सहस्रद्विकपृथुले द्वे कुंडे ।**
**भणिते तत्स्थानं पुनर्बहुश्रुताश्चैव जानन्ति ॥ १० ॥ २५१ ॥**

गाथार्थ:—પુષ્કરાર્ધદ્વીપના પૂર્વભાગમાં અને પશ્ચિમભાગમાં બે હજાર યોજન પહોળા બે કુંડ શાસ્ત્રમાં કહ્યા છે, પરન્તુ તેનું સ્થાન તો નિશ્ચય બહુશ્રુતોજ જાણે ॥ ૧૦ ॥ ૨૫૧ ॥

विस्तरार्थ:—પૂર્વપુષ્કરાર્ધમાં કાલોદસમુદ્રથી ૩૯૯૦૦૦ યોજન જઇએ તેમજ માનુષોત્તરપર્વતથી પણ ૩૯૯૦૦૦ યોજન જતાં દ્વીપના બરાબર મધ્યભાગમાં ૨૦૦૦ યોજન લાંબો પહોળો અને ૧૦ યોજન ઉંડો તથા તળીયે અલ્પ વિસ્તારવાળો અને ઉપર ઉપર અનુક્રમે અધિક વિસ્તારવાળો એક મોટો *કુંડ છે, અને એવોજ બીજો કુંડ પશ્ચિમપુષ્કરાર્ધમાં પણ છે, જેથી ૨ મહાકુંડ પુષ્કરાર્ધમાં પણ છે, પરન્તુ એ કુંડ કયા ક્ષેત્રમાં કયે સ્થાને હશે તે નિશ્ચય આ ગ્રંથકર્તાથી થઇ શકયો નથી, કારણકે વર્તમાનસમયમાં વર્તતાં શાસ્ત્રોમાં પણ તેનું સ્થાન દર્શાવ્યું નથી, તેથી એ વાતનો નિશ્ચય " શ્રી[1]બહુશ્રુત જાણે " એમ કહ્યું છે. ॥ ૧૦ ॥ ૨૫૧ ॥

---

* કુંડની ઉંડાઇ તથા આકાર અહિં ગાથામાં કહ્યો નથી, પરન્તુ બીજા ગ્રંથોમાં કહ્યો છે.

૧ શ્રી બહુશ્રુતોએજ કરેલા વર્તમાનમાં ઉપલબ્ધ શાસ્ત્રોમાં જો સ્થાનનિશ્ચય નથી કહ્યો તો " શ્રી બહુશ્રુતો જાણે " એમ કહેવું અનુચિત કેમ નહિં? ઉત્તર:-શાસ્ત્રમાં સ્થાન ન કહેવા માત્રથી તે શાસ્ત્રકર્તાઓ સર્વે જાણતાજ નથી એમ ન માની શકાય માટે અહિં એ સ્થાનને જાણનારા એવા બહુશ્રુત ગ્રહણ કરવા.

## ॥ ५ पदार्थोना विष्कंभथी पुष्करार्धनी पूरायली पहोळाइ ८००००० ॥

( अथवा ८ लाख योजनमां पूरायला ५ पदार्थोना विष्कंभ )

| ૫ વિષ્કંભ પદાર્થ | ઇષ્ટ પદાર્થથી શેષ ૪ પદાર્થોના વિષ્કંભ | એકત્ર કરતાં | ૮ લાખમાંથી બાદ કરતાં | ઇષ્ટ ભાગવાના ભાગ કરતાં | પ્રાપ્ત થયેલો એકેકનો વિષ્કંભ |
|---|---|---|---|---|---|
| ૧ મેરૂ સહ વનનો | ૩૧૬૭૦૮–૧૬૦૦૦—૩૦૦૦—૨૩૩૭૬ | ૩૫૯૦૮૪ | ૪૪૦૯૧૬ | ૧ | ૪૪૦૯૧૬ |
| ૧૬ વિજયોનો | ૪૪૦૯૧૬–૧૬૦૦૦—૩૦૦૦—૨૩૩૭૬ | ૪૮૩૨૯૨ | ૩૧૬૭૦૮ | ૧૬ | ૧૯૭૯૪ |
| ૮ વક્ષસ્કારનો | ૪૪૦૯૧૬–૩૧૬૭૦૮–૩૦૦૦—૨૩૩૭૬ | ૭૮૪૦૦૦ | ૧૬૦૦૦ | ૮ | ૨૦૦૦ |
| ૬ અન્તરનદીઓ | ૪૪૦૯૧૬–૩૧૬૭૦૮–૧૬૦૦૦–૨૩૩૭૬ | ૭૯૭૦૦૦ | ૩૦૦૦ | ૬ | ૫૦૦ |
| ૨ વનમુખનો | ૪૪૦૯૧૬–૩૧૬૭૦૮–૧૬૦૦૦—૩૦૦૦ | ૭૭૬૬૨૪ | ૨૩૩૭૬ =૮૦૦૦૦૦ | ૨ | ૧૧૬૮૮ |

अवतरण:—પૂર્વે ધાતકીખંડમાં જેમ ચાર મહાવૃક્ષ કુરૂક્ષેત્રમાં કહ્યા છે, તેમ અહિં પુષ્કરાર્ધમાં પણ કુરૂક્ષેત્રોમાં ચાર મહાવૃક્ષો છે તે આ ગાથામાં કહેવાય છે–

**इह पउममहापउमा रुक्का उत्तरकुरूसु पुव्वं व ।**
**तेसु वि वसंति देवा, पउमो तह पुंडरीओ अ ॥११॥२५२॥**

**શબ્દાર્થ:—**

इह–અહિં પુષ્કરાર્ધમાં
पउम महापउमा–પદ્મ મહાપદ્મ
रुक्खा–વૃક્ષ
पुव्वं व–પૂર્વવત્, જંબૂવૃક્ષવત્
तेसु वि–તે વૃક્ષો ઉપર પણ
वसंति देवा–દેવો રહે છે
पउमो–પદ્મદેવ
पुंडरीओ–પુંડરીક દેવ

**સંસ્કૃત અનુવાદ.**

**अत्र पद्ममहापद्मौ वृक्षौ उत्तरकुरुषु* पूर्ववत् ।**
**तयोरपि वसन्ति देवौ पद्मस्तथा पुंडरीकश्च ॥ ११ ॥ २५२ ॥**

गाथार्थ:—અહિં પુષ્કરાર્ધમાં પણ બે ઉત્તરકુરૂક્ષેત્રમાં જંબૂવૃક્ષસરખાં પદ્મવૃક્ષ અને મહાપદ્મવૃક્ષ નામનાં બે વૃક્ષ છે, તેમાં પદ્મવૃક્ષઉપર પદ્મદેવ અને મહાપદ્મવૃક્ષઉપર મહાપદ્મદેવ રહે છે ॥ ૧૧ ॥ ૨૫૨ ॥

विस्तरार्थ:—જંબૂદ્વીપના ઉત્તરકુરૂક્ષેત્રમાં જેવું જંબૂવૃક્ષ છે, તેવાં ધાતકીખંડના બે ઉત્તરકુરૂક્ષેત્રમાં ધાતકી અને મહાધાતકી એ બે વૃક્ષ ધાતકીખંડના વર્ણનમાં કહેવાઇ ગયાં છે, અને અહિં પુષ્કરાર્ધના બે ઉત્તરકુરૂક્ષેત્રમાં એટલે પૂર્વ-પુષ્કરાર્ધના ઉત્તરકુરૂમાં पद्मवृक्ष નામનું મહાવૃક્ષ જંબૂવૃક્ષસરખું છે, અને પશ્ચિમ પુષ્કરાર્ધના ઉત્તરકુરૂમાં महापद्मवृक्ष નામનું વૃક્ષ જંબૂવૃક્ષસરખું છે, ત્યાં પદ્મવૃક્ષ ઉપર પદ્મદેવ પૂર્વપુષ્કરાર્ધનો અધિપતિ અને મહાપદ્મવૃક્ષઉપર પુંડરીક[1]દેવ પશ્ચિમપુષ્કરાર્ધનો અધિપતિ પૂર્વદિશાની શાખાઉપરના ભવનમાં રહે છે. શેષ સર્વસ્વરૂપ ધાતકીઉત્તરકુરૂના બે વૃક્ષવત્ જાણવું. તથા અહિં બે દેવકુરૂમાં તો

*અહિં બે ઉત્તરકુરૂમાટે દ્વિવચનને બદલે બહુવચન પ્રયોગ છે, તે कुरु શબ્દ નિત્ય બહુવચનાન્ત હોવાથી છે.

૧ પુષ્કરાર્ધના એ બે અધિપતિ દેવો છે, અને એ રીતે આગળ આગળના સર્વ દ્વીપ-સમુદ્રના બે બે અધિપતિ દેવો હોય છે.

એ શાલ્મલિ વૃક્ષજ પૂર્વવત્ છે, અને તે ઉપર સુપર્ણકુમારના બે ભવનપતિદેવ વેણુદેવ નામના રહે છે. એ પ્રમાણે ૪ મહાવૃક્ષ છે. ॥ ૧૧ ॥ ૨૫૨ ॥

अवतरण:—અહિં પુષ્કરાર્ધદ્વીપસુધીના ૨॥ દ્વીપમાં સર્વપર્વતોની સંખ્યા આ બે ગાથામાં કહેવાય છે—

**दो गुणहत्तरि पढमे अड लवणे बीअ दीवि तइअद्धे ।**
**पिहु पिहु पणसयचाला, इअ णरखित्ते सयलगिरिणो ॥१२॥२५३॥**
**तेरहसयसगवन्ना, ते पणमेरूहि विरहिआ सव्वे ।**
**उस्सेहपायकंदा, माणुससेलोऽवि एमेव ॥१३॥ २५४॥**

શબ્દાર્થ:—

दो गुणहत्तरि—બસો ઓગણોત્તર
पढमे—પહેલા જંબૂદ્વીપમાં
अड लवणे—લવણસમુદ્રમાં આઠ
बीअदीवि—બીજા ધાતકીદ્વીપમાં
तइअद्धे—ત્રીજા દ્વીપના અર્ધમાં
पिहु पिहु—પૃથક્ પૃથક્ (જુદા જુદા)
पणसयचाला—પાંચસોચાલીસ
इअ—એ પ્રમાણે
णरखित्ते—નરક્ષેત્રમાં
सयलगिरिणो—સર્વ પર્વતો

---

तेरहसय—તેરસો
सगवन्ना—સત્તાવન
ते—તે ( સર્વપર્વતો )
पणमेरूहिं—પાંચ મેરૂપર્વત
विरहिआ—રહિત
सव्वे—સર્વ, ૧૩૫૨ પર્વતો
उस्सेह—ઉત્સેધથી, ઉંચાઇથી
पायकंदा—ચોથાભાગ જેટલા કંદવાળા
माणुससेलो वि—માનુષોત્તરપર્વત પણ
एमेव—એવાજ પ્રકારનો છે

સંસ્કૃત અનુવાદ.

**द्वे शते एकोनसप्ततिः प्रथमे, अष्टौ लवणे द्वितीयद्वीपे तृतीयद्वीपार्धे ।**
**पृथक् पृथक् पंचशतानि चत्वारिंशदधिकानि च नरक्षेत्रे सकलगिरयः ॥१२॥**
**त्रयोदशशतानि सप्तपंचाशदधिकानि ते पंचमेरुभिर्विरहिताः सर्वे ।**
**उत्सेधपादकन्दा मानुषशैलोऽप्येवमेव ॥ १३ ॥ २५४ ॥**

गाथार्थ:—પહેલા જંબૂદ્વીપમાં ૨૬૯ પર્વતો છે, લવણસમુદ્રમાં ૮ પર્વતો છે,

બીજા ધાતકીદ્વીપમાં તથા ત્રીજા પુષ્કરદ્વીપના અર્ધભાગમાં જૂદા જૂદા ૫૪૦-૫૪૦ પર્વતો છે, એ પ્રમાણે મનુષ્યક્ષેત્રમાં સર્વપર્વતો ૧૩૫૭ તેરસોસત્તાવન છે, તેમાંથી પાંચ મેરૂપર્વત વિના સર્વે ૧૩૫૨ પર્વતો પોતાની ઉંચાઇથી ચોથા ભાગ જેટલા ભૂમિમાં દટાયલા છે, અને માનુષોત્તરપર્વત પણ એ પ્રમાણેજ ( ઉંચાઇથી ચોથા ભાગ જેટલો ભૂમિમાં ) છે૦ ॥ ૧૨-૧૩ ॥ ૨૫૩-૨૫૪ ॥

विस्तरार्थः—ગાથાર્થમાં અઢીદ્વીપરૂપ મનુષ્યક્ષેત્રના ૧૩૫૭ પર્વત કહ્યા તે આ પ્રમાણે—

जंबूद्वीपमां २६९;—૧ મેરૂ, ૬ વર્ષધર, ૪ ગજદન્ત, ૧૬ વક્ષસ્કાર, ૩૪ દીર્ઘવૈતાઢ્ય, ૪ વૃત્તવૈતાઢ્ય, ૪ યમલગિરિ, ૨૦૦ કંચનગિરિ.

लवणसमुद्रमां ८;—૪ વેલંધરગિરિ, ૪ અનુવેલંધરગિરિ.

धातकीद्वीपमां ५४०;—૨ ઇષુકાર, ૨ મેરૂ, ૧૨ વર્ષધર, ૮ ગજદન્ત, ૩૨ વક્ષસ્કાર, ૬૮ દીર્ઘવૈતાઢ્ય, ૮ વૃત્તવૈતાઢ્ય, ૮ યમલગિરિ, ૪૦૦ કંચનગિરિ.

कालोदधिसमुद्र०—આ સમુદ્રમાં એકપણ પર્વત નથી.

पुष्करार्धद्वीपमां ५४०—ધાતકીદ્વીપવત્

એ પ્રમાણે ૨૬૯+૮+૫૪૦+૫૪૦=૧૩૫૭ પર્વતો થયા. એમાંથી પાંચ મેરૂ વિના ૧૩૫૨ પર્વતો ઉંચાઇના ચોથા* ભાગે ભૂમિમાં છે, અને તે ભૂમિમાં દટાયલો પર્વતનો ભાગ कंद ( ગિરિકંદ ) કહેવાય તથા શાસ્ત્રોમાં એ પર્વતોની જે ઉંચાઇ ૧૦૦ યોજન આદિ કહી છે તે ઉંચાઇ ભૂમિથીજ ગણવી, પરન્તુ મૂળમાંથી ( કંદમાંથી ) નહિં, જેથી કંદ જૂદો ગણીને મૂળથી ૧૨૫ યોજન આદિ ઉંચાઇ ગણવી.

તથા પાંચે મેરૂ ભૂમિમાં ૧૦૦૦ યોજન ઊંડા દટાયલા છે, તે કંદ સહિતજ શાસ્ત્રોમાં મેરૂની ઉંચાઇ ગણી છે, જેમકે જંબૂદ્વીપનો મેરૂ ૧૦૦૦૦૦ યો૦ ઉંચા છે, તેમાં ૧૦૦૦ યોજન ભૂમિમાં અને ૯૯૦૦૦ યોજન ભૂમિ ઉપર છે. તથા શેષ ૪ મેરૂ ૮૫૦૦૦ યોજન ઉંચા કહ્યા છે તે ૧૦૦૦ યોજન ભૂમિમાં અને ૮૪૦૦૦ યોજન ભૂમિઉપર ઉંચા છે. એ રીતે મેરૂની ઉંચાઇ તથા ઊંડાઇ જૂદી રીતે છે.

---

* " उस्सेहपायकंदो-ઉંચાઈથી ચોથા ભાગનો કંદ " એ નિયમ ૨॥ દ્વીપના મેરૂ વિના સર્વપર્વતો માટે છે. અને જંબૂદ્વીપસંગ્રહણીમાં કહેલ समयखित्तम्मि मंदरविहूणा ઇત્યાદિ વચનથી, બહારના પર્વતો એ નિયમવાળા નથી.

તથા માનુષોત્તર પર્વત ૧૭૨૧ યોજન ઉંચો કહ્યો છે, તેનો ચોથો ભાગ ૪૩૦। ચારસો સવાત્રીસ યોજન ભૂમિમાં છે, જેથી મૂળથી ૨૧૫૧। એકવીસસો સવા-એકાવન યોજન ઉંચો છે, માટે આ પર્વત ૧૩૫૨ પર્વતસરખો જાણવો ॥ ૧૨ ૧૩ ॥ ૨૫૩-૨૫૪ ॥

अवतरण:—હવે આ ગાથામાં પુષ્કરાર્ધદ્વીપના ૩ પરિધિ કહે છે—

**धुवरासीसु तिलक्खा–पणपण्ण सहस्स छसय चुलसीआ ।**
**मिलिआ हवंति कमसो, परिहितिगं पुक्खरद्धस्स ॥१४॥२५५॥**

## શબ્દાર્થ:—

धुवरासीसु–ધ્રુવરાશીઓમાં, ધ્રુવાંકોમાં
तिलक्खा–ત્રણ લાખ
पणपण्ण सहस्स–પંચાવન હજાર
छ सय चुलसीआ–છસો ચોરાશી
मिलिआ–મેળવતાં
कमसो–અનુક્રમે
परिहितिगं–ત્રણ પરિધિ
पुक्खरद्धस्स–પુષ્કરાર્ધના

## સંસ્કૃત અનુવાદ.

**ध्रुवराशिषु त्रीणि लक्षाणि पंचपंचाशत्सहस्राणि षट् शतानि चतुरशीत्यधिकानि।**
**मिलितानि भवन्ति क्रमशः परिधित्रिकं पुष्करार्धस्य ॥ १४ ॥ ॥ २५५ ॥**

गाथार्थ:—ધ્રુવાંકોમાં ત્રણલાખ પંચાવન હજાર છસો ચોરાસી ૩૫૫૬૮૪ મેળવતાં પુષ્કરાર્ધના અનુક્રમે ત્રણ પરિધિ પ્રાપ્ત થાય છે ॥ ૧૪ ॥ ૨૫૫ ॥

विस्तरार्थ:—ધ્રુવાંક ત્રણ પ્રકારના પૂર્વે ૬-૭-૮ મી ગાથામાં કહ્યા છે, તેમાં ૩૫૫૬૮૪ ઉમેરતાં ત્રણ પરિધિ થાય તે આ પ્રમાણે—

૮૮૧૪૯૨૧ પહેલા ધ્રુવાંકમાં
\+ ૩૫૫૬૮૪ ક્ષેપ્યાંક ઉમેરતાં
૯૧૭૦૬૦૫ આદિ પરિધિ

૧૩૮૭૪૫૬૫ અન્ત્ય ધ્રુવાંકમાં
\+ ૩૫૫૬૮૪ ક્ષેપ્યાંક
૧૪૨૩૦૨૪૯ અન્ત્ય પરિધિ.

૧૧૩૪૪૭૪૩ મધ્ય ધ્રુવાંકમાં
\+ ૩૫૫૬૮૪ ક્ષેપ્યાંક
૧૧૭૦૦૪૨૭ મધ્ય પરિધિ

અહિં ક્ષેપ્યાંક ૩૫૫૬૮૪ તે બે ઇષુકાર અને ૧૨ વર્ષધરપર્વતોએ રોકેલું ક્ષેત્ર જાણવું, અને ધ્રુવાંક તે ૧૪ મહાક્ષેત્રોએ રોકેલું ક્ષેત્ર જાણવું, જેથી એ બેનો સરવાળો તેજ પુષ્કરાર્ધનો આદિ મધ્યમ અને અન્ત્ય પરિધિ

સંપૂર્ણ છે, ચાલુ પ્રકરણમાં ક્ષેપ્યાંકરૂપ ગિરિઅંક અને ધ્રુવાંકરૂપ ક્ષેત્રાંકની ઉત્પત્તિ ૬-૭-૮ મી ગાથાના વિસ્તરાર્થમાં કહેવાઇ ગઇ છે ॥ ૧૪ ॥ ૨૫૫ ॥

## ॥ ध्रुवांक उपरथी पुष्करार्धना ३ परिधि ॥

| પુષ્કરાર્ધના | ધ્રુવાંકમાં | ક્ષેપ્ય અંક | ઉમેરતાં આવેલ પરિધિ |
|---|---|---|---|
| આદિ | ૮૮૧૪૯૨૧ | ૩૫૫૬૮૪ | ૯૧૭૦૬૦૫ ( આદિ પરિધિ ) |
| મધ્ય | ૧૧૩૪૪૭૪૩ | ૩૫૫૬૮૪ | ૧૧૭૦૦૪૨૭ ( મધ્ય પરિધિ ) |
| અન્ત્ય | ૧૩૮૭૪૫૬૫ | ૩૫૫૬૮૪ | ૧૪૨૩૦૨૪૯ ( અન્ત્ય પરિધિ ) |

अवतरण:- હવે અઢીદ્વીપની બહાર કયા કયા પદાર્થ ન હોય ? તે આ ગાથામાં કહીને પુષ્કરાર્ધદ્વીપનું સ્વરૂપ સમાપ્ત કરવામાં આવે છે.

**णइदहघणथणियागणि-जिणाइ णरजम्ममरणकालाई ।**
**पणयाललक्खजोयण-णरखित्तं मुत्तु णो पु(प)रओ ॥१५॥२५६॥**

### શબ્દાર્થઃ—

णइ-નદીઓ
दह-દ્રહો
घण-મેઘ
थणिय-સ્તનિત, ગર્જના
अगणि-અગ્નિ
जिणआइ-જિનેશ્વર આદિ
णर-નર, મનુષ્યોનાં
जम्म मरण-જન્મ મરણ
कालआइ-કાળ આદિ
पणयाललक्ख-પીસ્તાલીસ લાખ
जोयण-યોજન
णरखित्तं-નરક્ષેત્ર, મનુષ્યક્ષેત્ર
मुत्तु-મૂકીને, છોડીને
णो पुरओ-આગળ નથી

### સંસ્કૃત અનુવાદ.

**नदीद्रहघनस्तनिताग्निजिनादि नरजन्ममरणकालादयः ।**
**पंचचत्वारिंशल्लक्षयोजननरक्षेत्रं मुक्त्वा न पुरतः ॥ १५ ॥ २५६ ॥**

ગાથાર્થ:—નદીઓ, દ્રહો, મેઘ, ગર્જના, અગ્નિ, જિનેશ્વર વિગેરે, મનુષ્યોનાં જન્મ મરણ અને કાળ વિગેરે એ પદાર્થો પીસ્તાલીસલાખ યોજનપ્રમાણ મનુષ્ય ક્ષેત્ર છોડીને આગળ [ બહારના દ્વીપ સમુદ્રોમાં ] નથી. ॥ ૧૫ ॥ ૨૫૬ ॥

## ॥ મનુષ્યક્ષેત્રની બહાર નહિ થનારા પદાર્થો ॥

વિસ્તરાર્થ:—અઢીદ્વીપમાં જેમ ગંગા સિંધુઆદિ મહાનદીઓ શાશ્વતી વર્તે છે, તેવી શાશ્વતી[1] નદીઓ તથા પદ્મદ્રહ આદિ શાશ્વતદ્રહો–સરોવરો તથા પુષ્કરાવર્તઆદિ [2]સ્વાભાવિકમેઘો, અને મેઘના અભાવે મેઘની સ્વાભાવિકગર્જના, વિજળીઓ, તથા [3]બાદરઅગ્નિ, તથા તીર્થંકર ચક્રવર્તી વાસુદેવ બળદેવઆદિ ઉત્તમપુરૂષો તથા કોઈપણ મનુષ્યનો [4]જન્મ અથવા મનુષ્યનું [5]મરણ, અને સમય આવલિકા મુહૂર્ત્ત દિવસ માસ અયન વર્ષ યુગ પલ્યોપમ સાગરોપમ

---

૧ અશાશ્વતી નદીઓ હોવાનો નિષેધ સંભવે નહિં. તેમજ અશાશ્વતાં સરોવર આદિ જળાશયો સર્વથા ન હોય એમ પણ નહિં, પરન્તુ શાસ્ત્રમાં જે નદી સરોવર આદિનો નિષેધ છે તે અઢીદ્વીપમાં જે વ્યવસ્થાપૂર્વક શાશ્વતનદીઓ સરોવર આદિ કહ્યાં છે તેવી [ વનવેદિકા ઇત્યાદિ ] વ્યવસ્થાપૂર્વક શાશ્વતનદીસરોવરો ન હોય. અને જો સર્વથા નદી સરોવરાદિનો અભાવ માનીએ તો દ્વીપનું સ્વરૂપજ અવ્યવહારૂ થાય છે, એટલુંજ નહિં પરન્તુ ત્યાંના નિવાસી પશુપક્ષિઓ પાણી કયાં પીએ ? તેમજ સર્વથા જળાશયોના અભાવે દ્વીન્દ્રિયાદિ વિકલેન્દ્રિયો અને સમ્મૂર્ચ્છિમપંચેન્દ્રિયોનો પણ અભાવ થાય, માટે અશાશ્વતસરોવરો પાણીનાં ઝરણો અને નાની નાની નદીઓ પણ હોય. તથા અસંખ્યાતમાદ્વીપે ઉત્તરદિશામાં અસંખ્ય યોજનનું માનસરોવર શાશ્વત છે. પરન્તુ અલ્પ હોવાથી અવિવક્ષિત છે.

૨ અહિં " સ્વાભાવિક " કહેવાનું કારણકે અઢીદ્વીપની બહાર અસુરાદિ દેવોએ વિકુર્વેલા મેઘગર્જના અને વિજળીઓ વરસાદ એ સર્વ હોઇ શકે છે.

૩ " બાદર " એ કહેવાનું કારણકે સૂક્ષ્મ અગ્નિ તો ચૌદ રાજલોકમાં સર્વત્ર વ્યાપ્ત હોવાથી અઢીદ્વીપની બહાર પણ હોય છે.

૪–૫ અઢીદ્વીપની બહાર મનુષ્યોનું જવું આવવું છે, કારણકે વિદ્યાધરો અને ચારણમુનિઓ નંદીશ્વરદ્વીપસુધી પણ જાય છે, પરન્તુ કોઈપણ મનુષ્યનું જન્મ મરણ તો સર્વથા નથીજ તે એટલે સુધી કે નંદીશ્વરદ્વીપે ગયેલા વિદ્યાધરો પોતાની સ્ત્રીઓ સાથે સંભોગ કરે પરન્તુ ત્યાં ગર્ભ તો ન જ રહે, તથા અહિંની શીઘ્ર પ્રસૂતિ થવાના અવસરવાળી ગર્ભવતી સ્ત્રીને કોઈ દેવ અપહરીને અઢીદ્વીપ બહાર મૂકે તોપણ ત્યાં તે સ્ત્રીને બાળકનો જન્મ ન જ થાય, કદાચ અવશ્ય જન્મ થવાનોજ હોય તો તે અપહરનાર દેવનું ચિત્ત પણ ફરી જાય, અથવા બીજો કોઇ દેવ પણ તે સ્ત્રીને અઢીદ્વીપની અંદર મૂકી દે. તેમજ કંઠપ્રાણ આવેલા અને અન્તર્મુ-

અવસર્પિણી ઉત્સર્પિણી આદિ [१]કાળ વિગેરે પદાર્થો અઢી દ્વીપમાંજ છે, પરન્તુ અઢી દ્વીપની બહાર નથી.

એ ઉપરાન્ત [ कालाइ પદમાં કહેલા आइ=આદિ શબ્દથી ] અઢીદ્વીપની બહાર વર્ષો ( ભરતાદિ સરખાં ક્ષેત્રો ) નથી, વર્ષધરસરખા પર્વતો નથી, ઘર નથી, ગામ નથી, નગરો નથી, ચતુર્વિધસંઘ નથી, ખાણો નથી, નિધિ નથી, ચંદ્રસૂર્યાદિજ્યોતિષીવિમાનોનાં ભ્રમણ નથી, ગ્રહણો નથી, ચંદ્રસૂર્યના પરિવેષ નથી. ઇન્દ્રધનુષ્ નથી, ગાંધર્વનગરાદિ [ આકાશી ઉત્પાતસૂચક ચિન્હો ] નથી, પરન્તુ સમુદ્રમાં દ્વીપો છે, તેમજ કોઇ કોઇ દ્વીપસમુદ્રમાં શાશ્વતપર્વતો પણ છે, પરન્તુ પર્વતો અલ્પ હોવાથી અહિં વિવક્ષા કરી નથી અને ( અઢીદ્વીપ બહાર ) દ્વીપો ઘણા હોવાથી ગાથામાં દ્વીપોનો અભાવ કહ્યો નથી. ॥

---

હૂર્તમાં મૃત્યુ પામશે જ એવા સમાપ્તથયેલ આયુષ્યવાળા મનુષ્યને પણ કોઈ દેવ અપહરીને અઢીદ્વીપ બહાર મૂકે તો પણ મૃત્યુ ન થાય, કારણકે મૃત્યુકાળ પહેલાંજ અપહરનાર દેવનું ચિત્ત ફરતાં તે દેવ અથવા બીજો કોઇ પણ દેવ તેને મનુષ્યક્ષેત્રમાંજ લાવી મૂકે.

૧ સમય આવલિ આદિ વ્યાવહારિકકાળ ચંદ્રસૂર્યના ભ્રમણથી છે, અને ત્યાં ચંદ્રસૂર્યાદિ સર્વજ્યોતિશ્ચક્ર સ્થિર છે, માટે વ્યાવહારિક કાળ નથી, પરન્તુ વર્તનાલક્ષણવાળો નિશ્ચયકાળ તો છે જ.

# अवशिष्ट प्रकीर्ण स्वरूपम्.

अवतरणः—અઢીદ્વીપરૂપ મનુષ્યક્ષેત્રનું વર્ણન સમાપ્ત થયું, અને હવે પૂર્વે કહેલા શાશ્વત ચૈત્યો ઉપરાન્ત અધિક શાશ્વત ચૈત્યો જે ઇષુકાર આદિ પર્વતો ઉપર મનુષ્યક્ષેત્રમાંજ છે, તેમજ પ્રસંગથી મનુષ્યક્ષેત્રની બહાર પણ જ્યાં જ્યાં પર્વતો ઉપર શાશ્વતચૈત્યો છે તે કહેવાના પ્રસંગમાં પ્રથમ આ ગાથામાં ઇષુકાર અને માનુષોત્તર પર્વત ઉપરનાં શાશ્વત ચૈત્ય કહેવાય છે--

**चउसु वि उसुआरेसुं, इक्किक्कं णरणगम्मि चत्तारि ।**
**कूडोवरि जिणभवणा, कुलगिरिजिणभवणपरिमाणा ॥१॥२५७॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| उसुआरेसुं—ઇષુકાર પર્વતો ઉપર | कूडोवरि—કૂટો ઉપર |
| इक्किक्कं—એકેક | परिमाणा—પ્રમાણવાળા |
| णरणगम्मि—માનુષોત્તર પર્વત ઉપર | |

**સંસ્કૃત અનુવાદ**

**चतुर्ष्वपीषुकारेषु एकैकं नरनगे चत्वारि**
**कूटोपरि जिनभवनानि, कुलगिरिजिनभवनप्रमाणानि ॥ १ ॥ २५७ ॥**

गाथार्थः—ચારે ઇષુકારપર્વતો ઉપર એકેક જિનભવન છે, માનુષોત્તરપર્વત ઉપર ચાર કૂટ ઉપર જિનભવનો છે, એ સર્વે વર્ષધરપર્વતો ઉપરના જિનભવન સરખા પ્રમાણવાળા છે [ એ ૮ જિનભવન કહ્યાં ]. ॥ ૧ ॥ ૨૫૭ ॥

विस्तरार्थः—ધાતકીખંડના બે ઇષુકાર પર્વતો કે જે ઉત્તરદક્ષિણ દીર્ઘ અને એક છેડે લવણસમુદ્રને તથા બીજે છેડે કાલોદધિસમુદ્રને સ્પર્શેલા છે, તે બે ઇષુકાર પર્વતો ઉપર ચાર ચાર કૂટ પૂર્વે કહ્યાં છે તેમાંના કાલોદસમુદ્ર પાસેના

